દાદા ભગવાન પ્રરૂપિત

સ્વરૂપજ્ઞાન સાક્ષાત્કાર પામેલા
અક્રમ માર્ગના મહાત્માઓ માટે
કેવળજ્ઞાનની શ્રેણીઓ ચઢાવતો ગ્રંથ

# આપ્તવાણી

## શ્રેણી - ૧૩

## (ઉત્તરાર્ધ)

સંપાદક : ડૉ. નીરુબેન અમીન

પ્રકાશક : **શ્રી અજિત સી. પટેલ**
**દાદા ભગવાન આરાધના ટ્રસ્ટ**
દાદા દર્શન, ૫, મમતાપાર્ક સોસાયટી,
નવગુજરાત કોલેજ પાછળ, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦



| | | | |
|---|---|---|---|
| **પ્રથમ આવૃતિ** | : | ૫,૦૦૦ | જુલાઈ, ૨૦૦૨ |
| **રીપ્રિન્ટ** | : | ૧૧,૦૦૦ | સપ્ટેમ્બર, ૨૦૦૭ થી જુલાઈ, ૨૦૧૬ |
| **નવી રીપ્રિન્ટ** | : | ૧,૦૦૦ | ફેબ્રુઆરી, ૨૦૧૭ |

**ભાવ મૂલ્ય** : **'પરમ વિનય' અને**
**'હું કંઈ જ જાણતો નથી', એ ભાવ !**

**દ્રવ્ય મૂલ્ય** : **૧૨૦ રૂપિયા**

**મુદ્રક** : અંબા ઓફસેટ
B-99, ઈલેક્ટ્રોનિક્સ GIDC,
ક-૬ રોડ, સેક્ટર-૨૫,
ગાંધીનગર-૩૮૨૦૪૪.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૩૪૧

# ત્રિમંત્ર








નમો અરિહંતાણં

નમો સિદ્ધાણં

નમો આયરિયાણં

નમો ઉવઝ્ઝાયાણં

નમો લોએ સવ્વસાહૂણં

એસો પંચ નમુક્કારો;

સવ્વ પાવપ્પણાસણો

મંગલાણં ચ સવ્વેસિં;

પઢમં હવઈ મંગલં ૧

ૐ નમો ભગવતે વાસુદેવાય ૨

ૐ નમઃ શિવાય ૩

જય સચ્ચિદાનંદ



# સમર્પણ

અહો અહો દાદા, તેરમી આપ્તવાણી !
ગજબની ફૂટી, આ તો મોક્ષ સરવાણી !

બે ઘડીમાં જ અક્રમે, (મુજ) પ્રજ્ઞા પ્રગટાણી !
'રાગ-દ્વેષ' ભગાડે, તુજ 'વીતરાગ' વાણી !

'કરે મેલું ને ચોખ્ખું, એ જ પુદ્ગલાણિ' !
'જ્ઞાન-અજ્ઞાન' તણી, ભેદરેખા તાણી !

'જ્ઞાન-દર્શન-ચારિત્ર'માં, ઠોઠને આણી !
અહીં 'જ્ઞાન-દર્શન'ની, વ્યાખ્યા સમજાણી !

અક્રમની સિદ્ધિ, તીર્થંકરોએ વખાણી !
'જ્ઞાતા-દ્રષ્ટા'માંથી 'જ્ઞાયકતા' વર્તાણી !

'એક પુદ્ગલ' જોતાં, 'વીર' દશાની લ્હાણી !
ગજબ 'નિરાલંબતા' અનુભવાણી !

'હું, બાવો, મંગળદાસ'થી 'મૂળ દૃષ્ટિ' પકડાણી !
ગજબ કરી તે તો અર્પી દાદા વાણી !

તમામ દુઃખો, તુજ પ્રેમમાં ડૂબાણી !
યુગો યુગોની તરસ, દાદે છીપાણી !

દુઃખમાં સબડતાંને, અક્રમની ઉજાણી !
તારી કરુણા, દરેક પર ઢોળાણી !

ન હાલે પરમાણુ, દશા વર્તાણી !
શું અર્પું ક્ષત્રિયને કદિ કંઈ ન લેવાણી !

આવો દાદો મળ્યો મને, આશ્ચર્ય સર્જાણી !
અનંત ભવો કપાયા, એ જ મોક્ષ કમાણી !

બ્રહ્માંડનો સ્વામી, છતાં લઘુ દશા દેખાણી !
તેથી જ તુજ છબી, સહુ હૃદે સમાણી !

નથી તને ખેવના કોઈ, તું જગત કલ્યાણી !
સમર્પું ચરણે જગે, તેરમી આપ્તવાણી !

# સંપાદકીય

આત્મા સંબંધી આત્માર્થીઓએ અનેક વાર અનેક વાતો સાંભળી હશે, વાંચી પણ હશે. પણ એની અનુભૂતિ એ એક ગુહ્યતમ વસ્તુ છે ! આત્માનુભૂતિની સાથે સાથે પૂર્ણાહુતિ પામવા માટે અનેક વસ્તુઓ જાણવાની જરૂર હોય છે, જેમ કે પ્રકૃતિનું સાયન્સ, પુદ્‌ગલને જોવા-જાણવાનું, કર્મોનું વિજ્ઞાન, પ્રજ્ઞાનું કાર્ય, રાગ-દ્વેષ, કષાયો, આત્માની નિરાલંબ દશા, કેવળ જ્ઞાનની દશા તેમજ આત્મા અને આ સ્થૂળ શરીર, સૂક્ષ્મ શરીર અને કારણ શરીરના તમામ રહસ્યોના ઉકેલ, જે મૂળ દશા સુધી પહોંચવા માઈલ સ્ટોન રૂપે કામ લાગે છે. આ જ્યાં સુધી સંપૂર્ણપણે, સર્વાંગપણે દૃષ્ટિમાં, અનુભવમાં ન આવે ત્યાં સુધી આત્મવિજ્ઞાનની પૂર્ણાહૂતિ પમાતી નથી. અને આ તમામ રહસ્યોનો ફોડ સંપૂર્ણ અનુભવી આત્મવિજ્ઞાની સિવાય કોણ પાડી શકે ?

પૂર્વેના જ્ઞાનીઓ જે કહી ગયા તે શબ્દોમાં રહ્યું, શાસ્ત્રોમાં રહ્યું અને તેમના દેશ-કાળને આધીન કહ્યું હોય, જે આજના દેશ-કાળને આધીન ઘણું ઘણું સમજવામાં ને અનુભવવામાં ફીટ થતું ના હોય. તેથી કુદરતના અદ્‌ભૂત નજરાણા સ્વરૂપે આ કાળમાં આત્મવિજ્ઞાની અક્રમજ્ઞાની પરમ પૂજ્ય દાદાશ્રીની મહીં પૂર્ણપણે પ્રગટેલા 'દાદા ભગવાન'ને સ્પર્શીને પૂર્ણ અનુભવસિદ્ધ વાણીનો લ્હાવો આપણને સહુને મળ્યો છે.

પરમ પૂજ્ય દાદાશ્રીએ ક્યારેય હાથમાં કલમ લીધી નથી. માત્ર એમના મુખારવિંદમાંથી, એમના મતે ટેપરેકર્ડમાંથી માલિકી વિનાની સ્યાદ્‌વાદ વાણી દેશના સ્વરૂપે નિમિત્ત મળતાં જ સરવા માંડતી ! એને ઓડિયો કેસેટોમાં ઉતારી, સંકલનો કરીને સુજ્ઞ સાધકોને પહોચાડવા પ્રયાસો

થયા છે. એમાંથી આપ્તવાણીઓનો અણમોલ ગ્રંથ સંગ્રહ પ્રકાશિત થયો છે. આપ્તવાણીના ૧૨ ગ્રંથો પ્રકાશિત થઈ ચૂકયા છે અને અત્રે ૧૩મો ગ્રંથ પ્રકાશિત થાય છે, જે પૂર્વાર્ધ ને ઉત્તરાર્ધમાં વિભાજિત કરાયો છે.

દાદાશ્રીની સહજપણે નિમિત્તાધીન વાણી સરવાતી. પ્રત્યક્ષમાં સહુ કોઈને યથાર્થ સમજાઈ જાય પણ પાછળથી તેને ગ્રંથમાં સંકલિત કરવી કઠિન બને છે ને તેથી પણ વિશેષ કઠિન બને છે સુજ્ઞ વાચકોને યથાર્થ સમજવાનું ! કેટલીકવાર અર્થાંતર થઈ જવાથી દિશાચૂક થઈ જવાય અગર તો દિશામૂઢ થઈ જવાય. દા.ત. શાસ્ત્રમાં વાંચ્યું, ''જા, તારી મમ્મીને બોલાવી લાવ.'' હવે અહીંયા કોણ કોની મમ્મીને માટે કહે છે તે રેફરન્સ (સંદર્ભ) વાચકે જાતે સમજવાનો છે. એમાં પોતાની પત્નીને બોલાવાનું પણ હોઈ શકે કે બીજાની પત્નીને પણ ! જો સમજ ફેર થાય તો ?!!!

આમ આત્મતત્ત્વ કે વિશ્વના સનાતન તત્ત્વો અવર્ણનીય-અવક્તવ્ય છે. જ્ઞાની પુરુષ દાદાશ્રી ઘણી ઘણી ઊંચાઈએથી નીચે ઉતરીને એને શબ્દમાં લાવીને આપણને સમજાવે છે. જે 'દૃષ્ટિ'ની વાત છે તે 'દૃષ્ટિ'થી જ પમાય, નહીં કે શબ્દથી. 'મૂળ દૃષ્ટિ' જે આત્મસન્મુખતાને પામવાની વાત છે તે શબ્દમાં શી રીતે ઉતરે ? એ તો પરમ પૂજ્ય દાદાશ્રીનું અક્રમ જ્ઞાન જે જે મહા મહા પુણ્યાત્માઓ પામ્યા, તેને પ્રજ્ઞા જાગ્રત હોવાને કારણે વાંચતા જ સમજાઈ જાય. છતાં કેટલીક ગુહ્ય વાતો સમકિતી મહાત્માઓને પણ ઉપરથી જતી રહે તેમ છે. અગર તો ક્યાંક વિરોધાભાસ ભાસે. હકીકતમાં જ્ઞાનીનો એક શબ્દ ક્યારેય વિરોધાભાસી ના હોય. તેથી તેને ઉવેખતા નહીં. તેના ઉકેલ માટે તેઓએ ઓથોરાઈઝડ પર્સન (અધિકારી) પાસેથી ફોડ મેળવી લેવા જેવો છે. અગર તો પેન્ડીંગ રાખો, જ્યારે પોતે એ શ્રેણી ચઢશે ત્યારે આપોઆપ સમજાઈ જશે !

દા. ત. રેલ્વે સ્ટેશન કે રેલ્વે પ્લેટફોર્મ બે શબ્દ જુદી જુદી જગ્યાએ વાપર્યા હોય. અજાણ્યાને ગૂંચવાડો થાય ને જાણીતો સમજી જાય કે એક જ વસ્તુ છે ! ઘણી વાર પ્લેટફોર્મની વાત દાદાશ્રી કરતાં હોય તો વર્ણન શરૂઆતનું જુદું હોય, વચ્ચેનું જુદું ને છેક છેવાડેનું જુદું હોય. તેથી ભાસિત વિરોધાભાસ ઉત્પન્ન થાય. હકીકતમાં એક જ વસ્તુનું વર્ણન છે, જુદા જુદા સ્ટેજનું !

અત્રે દાદાશ્રીની વાણી જુદા જુદા નિમિત્તાધીન, જુદા જુદા ક્ષેત્ર, કાળ ને દરેકના જુદાં જુદાં ભાવના આધીન નીકળેલી છે. તેનું સંકલન થયું છે. પ્રકૃતિની એકથી સો સુધીની વાતો નીકળી છે. પણ નિમિત્ત બદલાવાથી થોડુંક વાચકને સમજવામાં અઘરું પડે. ક્યારેક પ્રશ્નો પુનઃ પુનઃ પૂછાયા લાગે પણ પૂછનાર જુદી જુદી વ્યક્તિ છે, જ્યારે ફોડ પાડનાર એકમેવ પરમ જ્ઞાની દાદાશ્રી જ છે. અને આપ્તવાણી વાંચનાર પ્રત્યેક વખતે વાચક તો એક જ વ્યક્તિ છે, જેને સમગ્ર બોધ ગ્રહણ કરવાનો છે. અને પરમ પૂજ્ય દાદાશ્રીનો એક વ્યક્તિ જોડે વાર્તાલાપ થઈ રહ્યો હોય તેવો સૂક્ષ્મતાએ સંકલનનો પ્રયાસ થયો છે. હા, પ્રશ્નોતરી રૂપી વાણીમાં ફોડ દરેકના જુદાં જુદાં લાગે, પણ તે વધુ ને વધુ ઊંડાણના પગથિયે લઈ જનારા હોય ! જે ઊંડાણથી સ્ટડી કરનારાને સમજાશે.

આમ બધું કરવા છતાં ય મૂળ આશયે આશયનું પકડાવું એ તો દુર્લભ, દુર્લભ દુર્લભ જ લાગે !

પરમ પૂજ્ય દાદાશ્રીની વાણીની સરવાણીમાં એક જ વસ્તુ માટે જુદા જુદા શબ્દો નીકળ્યા હોય જેમ કે, પ્રકૃતિ, પુદ્ગલ, અહંકાર. વિ. વિ. તો વળી કોઈ જગ્યાએ એક જ શબ્દ જુદી જુદી વસ્તુ માટે વપરાયો હોય. દા.ત. 'હું' અહંકાર માટે વપરાયો હોય છે તો 'હું' આત્મા માટે પણ વપરાયો છે. (હું, બાવો ને મંગળદાસમાં). મહાત્માએ એને યોગ્ય સમજણે લેવું ઘટે. સિદ્ધાંતિક સમજના વિશેષ ફોડ પાડવા મેટરમાં ક્યાંક ક્યાંક કૌંસમાં જરૂરિયાત સંપાદકીય નોંધ મૂકી છે જે વાચકને સમજવા મદદરૂપ થશે.

પ્રસ્તુત ગ્રંથના પૂર્વાર્ધમાં દ્રવ્યકર્મના આઠેય પ્રકારને વિગતવાર સમજાવ્યા છે. શાસ્ત્રમાં તો અનેકગણા લંબાણથી મૂકાયું છે. જે સાધકને ગૂંચવાડામાં મૂકી દે. પરમ પૂજ્ય દાદાશ્રીએ આત્માર્થીને મોક્ષમાર્ગમાં ખપ પૂરતું જ જે આવશ્યક છે. તેટલાને વિશેષ મહત્વ આપી ખૂબ જ સરળ ભાષામાં સમજાવી ક્રિયાકારી કરી આપ્યું છે.

દાદાશ્રીએ કેટલીક જગ્યાએ આત્માને જ્ઞાતાદ્રષ્ટા કહ્યો છે. તો કેટલીક જગ્યાએ પ્રજ્ઞાને. યથાર્થતાએ તો જ્યાં સુધી કેવળજ્ઞાન નથી થયું. ત્યાં સુધી આત્માની રિપ્રેઝન્ટેટીવ તરીકે પ્રજ્ઞા જ જ્ઞાતા-દ્રષ્ટા હોય છે અને અંતે કેવળજ્ઞાન થયા પછી તો આત્મા સ્વયં આખા બ્રહ્માંડના પ્રત્યેક જ્ઞેયનો પ્રકાશક બને છે !

કેટલીક વાતો દા.ત. પ્રજ્ઞાની વાત વારેવારે આવે, ત્યારે તે પુનરુક્તિ જેવું ભાસે, પણ તેમ નથી હોતું. વધુ સૂક્ષ્મતાએ ફોડ હોય છે પ્રત્યેક વખતે. જેમ શરીર શાસ્ત્ર (એનોટોમી) છઠ્ઠા ધોરણમાં આવે, દસમામાં, બારમામાં આવે કે મેડીકલમાં પણ આવે. વિષય અને તેની બેઝીક વાત બધામાં હોય પણ સૂક્ષ્મતા દરેક જુદી જુદી હોય.

જ્યારે મૂળ સિદ્ધાંત અનુભવ ગોચર બને છે ત્યારે વાણી કે શબ્દની ભિન્નતા તેને ક્યાંય નડતી નથી. સર્કલના સેન્ટરમાં આવેલાને કોઈની સાથે કોઈ મતભેદ થતો નથી. અને એને તો બધું જ જેમ છે તેમ દેખાય છે, માટે ત્યાં જુદાઈ પડતી જ નથી.

ઘણી વાર સંપૂજ્ય દાદાશ્રીની અતિ અતિ ગહન વાતો વાંચી મહાત્મા કે મુમુક્ષુ જરા ડિપ્રેસ થઈ જાય છે કે આ તો ક્યારેય ના પમાય! પણ તેમ થવાનું નથી. દાદાશ્રી તો કાયમ કહેતા કે, હું જે પણ કંઈ કહું છું તે તમારે માત્ર સમજી લેવાનું છે, તેને વર્તનમાં લાવવા પ્રયત્નો કરવા મંડી પડવાનું નથી. એ તો પાછો નવો અહંકાર ઊભો કરવો પડશે. માત્ર વાતને જ સમજ સમજ કરો, વર્તનમાં એની મેળે આવશે. પણ જો સમજ્યા નહીં હો તો આગળ કઈ રીતે વધશો ? માત્ર સમજ સમજ કરો અને દાદા ભગવાન પાસે શક્તિઓ માંગો અને નિશ્ચય કરવાનો કે અક્રમ વિજ્ઞાન યથાર્થતાએ કરીને સંપૂર્ણ-સર્વાંગપણે સમજવું જ છે ! અને આટલી જાગૃતિ જ પૂર્ણતાને પમાડશે. હાલમાં તો પાંચ આજ્ઞા અને 'હું શુદ્ધાત્મા છું' એ અવિરત લક્ષમાં રહેવાના જ પુરુષાર્થમાં મહાત્માઓએ રહેવાનું છે.

સાધકો અનાદિકાળથી એક જ વસ્તુને લઈને મંડ્યા છે કે મારે શુદ્ધિકરણ કરવાનું છે, અશુદ્ધિ દૂર કરવાની છે. ચિત્તને શુદ્ધ કરવાનું છે ! કોણે ? મારે, મારે, મારે ! ત્યાં દાદાશ્રીની અનુભવ વાણી વહે છે, 'મેલું કરે છે તે પુદ્ગલ છે અને ચોખ્ખું કરે છે તેય પુદ્ગલ છે !' તું તો માત્ર આ બધાનો 'જોનારો' માત્ર છું ! આમ પ્રત્યેક વાત અવિરોધાભાસ સૈદ્ધાંતિક પ્રાપ્ત કરાવે છે.

મૂળ આત્મા તો કેવળજ્ઞાન સ્વરૂપ છે, હતો ને રહેશે. આ તો ફસામણ બધું સંજોગોના દબાણથી, રોંગ બિલિફથી ઊભું થયું છે. અને એક રોંગ બિલિફ ઊભી થઈ કે 'હું નીરુબેન છું.' તેમાંથી અનંત અનંત રોંગ

બિલિફો ખડી થઈ ગઈ છે ! અક્રમ વિજ્ઞાનથી દાદાશ્રી એ માત્ર બે કલાકમાં જ મૂળ રોંગ બિલિફ ઊડાડી અને 'હું શુદ્ધાત્મા છું' તેનું નિરંતરનું લક્ષ-પ્રતીતિ બેસાડી દીધી. પણ પેલી મૂળ રોંગ બિલિફમાં ખડી થયેલી અન્ય રોંગ બિલિફોને કાપતાં કાપતાં પાછાં વળતાં વળતાં મૂળ દરઅસલ કેવળજ્ઞાન સ્વરૂપ સુધી આવવાનું છે. અને અંતે 'પોતે' પોતે થઈને ઊભો રહે છે ! દાદાશ્રીની વાણી દ્વારા ઠેર ઠેર આ રોંગ બિલિફોને કાપવાની કળા છતી થાય છે. જે એક અવતારી પદ પ્રાપ્ત કરવાના દૃઢ નિશ્ચયને અતિ અતિ સરળ અને સહજ માર્ગ બનાવી દે છે.

આમ આપ્તવાણી તેરમીમાં દાદાશ્રીએ પ્રકૃતિનું સાયન્સ કહી હદ કરી નાંખી છે અને સાથે સાથે હું, બાવો ને મંગળદાસનું છેલ્લામાં છેલ્લું વિજ્ઞાન આપી તમામ ફોડ પાડી દીધો છે. જે સમજ્યે જ્ઞાનીની દશામાં અખંડપણે રહેવાય તેમ છે.

આપ્તવાણી ૧ થી ૧૪ શ્રેણીઓ પ્રકાશિત કરવાની પૂજ્ય દાદાશ્રીએ નીરુબેન અને દિપકભાઈ દેસાઈને આજ્ઞા આપી હતી. તેઓશ્રીએ કહેલું કે આપ્તવાણી ૧૪ એટલે ૧ થી ૧૪ ગુંઠાણા ચઢવાની શ્રેણીઓ બની રહેશે આત્માર્થીઓ માટે. એટલે મૂળ જ્ઞાન તો 'હું શુદ્ધાત્મા છું' અને પાંચ આજ્ઞામાં બધું જ આવી જાય છે. પણ આપ્તવાણીઓ આ મૂળ જ્ઞાનને ડિટેલમાં ફોડ પાડતી જાય છે. જેમ કે કોઈએ દિલ્હીથી પૂછ્યું, 'નીરુબેન, આપ કહાં રહેતી હો ?' તો અમે કહીએ સીમંધર સીટી, અડાલજ. પણ તેને નીરુબેન સુધી પહોંચવું હોય તો તેને ડિટેલમાં એડ્રેસ જોઈશે. અડાલજ ક્યાં આવ્યું ? સીમંધર સીટી ક્યાં આવ્યું ? અમદાવાદ-કલોલ હાઈવે પર, સરખેજથી ગાંધીનગર જતાં અડાલજ ચોકડી પાસે, બગ્ગા પેટ્રોલ પમ્પની પાછળ, ત્રિમંદિર સંકુલ. આમ વિગત અપાય તો જ તે મૂળ જગ્યાએ પહોંચે. તેવું 'આત્મા'ના મૂળ સ્વરૂપ સુધી પહોંચવા આપ્તવાણીઓ દાદાશ્રીની વાણીના મહાન શાસ્ત્રરૂપી ગ્રંથો તરીકે વિગત પૂરી પાડે છે અને મૂળ આત્મા, કેવળજ્ઞાન સ્વરૂપી આત્મા લગી પૂગાડે છે !

**- ડૉ. નીરુબેન અમીનના**
**જય સચ્ચિદાનંદ.**

# ઉપોદ્ઘાત

**- ડૉ. નીરુબેન અમીન**

## [૧] પ્રજ્ઞા

'હું શુદ્ધાત્મા છું' અને આ દેહ જુદો છે એવો ખ્યાલ ક્યા ભાગને રહે છે ? પ્રજ્ઞાને !

પ્રજ્ઞા કેવી રીતે ઉત્પન્ન થાય ? સ્વરૂપનું જ્ઞાન મળે તેની સાથે જ પ્રજ્ઞા પ્રગટે. ત્યાં સુધી અજ્ઞા જ હતી.

બે શક્તિઓ છે. એક અજ્ઞા, જે જીવમાત્રને હોય જ અને જ્ઞાન મળ્યા પછી બીજી શક્તિ આત્મામાંથી ડિરેક્ટ નીકળે છે તે પ્રજ્ઞાશક્તિ ! પ્રજ્ઞાશક્તિ આત્મામાંથી બહાર નીકળવા ના દે ને અજ્ઞાશક્તિ સંસારમાંથી બહાર નીકળવા ના દે. અજ્ઞાથી બંધ છે, પાપ-પુણ્ય છે. અજ્ઞા છે ત્યાં અહંકાર હોય જ. એટલે આ 'મેં કર્યું, મેં ભોગવ્યું' રહ્યા કરે. પ્રજ્ઞામાં જ્ઞાતા છે, ભોક્તા નથી ને કર્તા ય નથી. જગતમાં કોઈ જ કર્તા ના દેખાય એ અંતિમ જ્ઞાન.

અજ્ઞા સંસારના ડિસિઝન લે ને પ્રજ્ઞા મોક્ષના !

પ્રજ્ઞા એ જ્ઞાનથી ઊભી થનારી શક્તિ છે. અજ્ઞા અને પ્રજ્ઞા બન્ને આત્માની શક્તિ છે. વિશેષ પરિણામને લીધે અજ્ઞા ઉત્પન્ન થઈ. જ્યાં સુધી આત્મા વિશેષ પરિણામમાં સપડાયેલો છે ત્યાં સુધી અજ્ઞાશક્તિથી બહાર નીકળે નહીં ને ! જ્યારે 'પોતે' 'પોતાના' ભાનમાં આવે ત્યારે અજ્ઞા શક્તિ ખસે. પછી પ્રજ્ઞાશક્તિ પ્રગટે ને કામ કરે. પછી એ સંસારમાં ના પેસવા દે, ચેતવ્યા કરે.

જડ અને ચેતનના સંયોગથી વિશેષ જ્ઞાન ઉત્પન્ન થયું તે અજ્ઞાશક્તિ !

પ્રજ્ઞા નિર્વિકલ્પી છે, ચેતન છે. એ મૂળ ચેતન છે પણ મૂળ ચેતનમાંથી જુદી પડેલી, તે મોક્ષે લઈ જવા પૂરતી, પછી એક થઈ જાય છે પાછી !

સમ્યક્ બુદ્ધિ એ જ પ્રજ્ઞા ? ના. પ્રજ્ઞા સમ્યક્ બુદ્ધિથી ઊંચી. પ્રજ્ઞા તો પ્રતિનિધિ છે મૂળ આત્માની! એટલે મૂળ આત્મા જ કહેવાય છે.

અજ્ઞાશક્તિએ જ આ સંસારમાં ભટકાવી માર્યા છે. અજ્ઞા જોડે લશ્કર મોટું છે. ક્રોધ-માન-માયા-લોભ, અહંકાર બધું બહુ ભારે હોય. અને પ્રજ્ઞા પાસે કોઈ નથી, અહંકારે ય નથી. તેથી ત્યાં 'આપણે' પોતે હાજર રહેવું જોઈએ. 'આપણે' પ્રજ્ઞાપક્ષમાં રહ્યા તો પ્રજ્ઞા પહોંચી વળે એવી છે. મહીં સહેજ પણ ચંચળતા ઊભી થઈ કે તરત દરવાજા બંધ કરી દેવા !

અજ્ઞા હોય તે સફોકેશન કરાવે. એટલે આપણું સુખ આવરાય. ચિંતા હવે ના થાય.

અજ્ઞાન દશામાં ઈચ્છાઓ ઊભી થતી હતી, તે પૂરી કરવા અજ્ઞાશક્તિ કામ કરતી હતી. જ્ઞાન પછી નવી ઈચ્છાઓ ઊભી ના થાય એટલે પાછલાં બીજમાંથી નવા બીજ ના પડે અને છે એનો નિકાલ કરી નાખવાનો.

પ્રજ્ઞાશક્તિ વધારાય ? પ્રજ્ઞા વધારે-ઓછી ના હોય. બુદ્ધિ ઓછી-વત્તી હોય. બુદ્ધિ જેમ ઓછી તેમ પ્રજ્ઞા વધારે.

પ્રજ્ઞા એ જ મૂળ જાગૃતિ છે. ઓછી-વત્તી દેખાય છે એટલે જાગૃતિ કહીએ છીએ. પ્રજ્ઞા ફુલ તો સંપૂર્ણ જાગૃતિ.

આજ્ઞા 'તમારે' પાળવાની છે અને પળાવડાવે છે પ્રજ્ઞા. આજ્ઞા એ જ ધર્મ ને આજ્ઞા એ જ તપ. તપ છે ત્યાં સુધી પ્રજ્ઞા છે.

જ્ઞાનક્રિયા મહાત્માઓની પ્રજ્ઞા થકી હોય.

તન્મયાકાર થઈ જાય તે અજ્ઞા ને ન થવા દે તે પ્રજ્ઞા. સમજવાની ને જોવાની શક્તિ પ્રજ્ઞાની. જ્ઞાની સમજાવે ને ગ્રહણ કોણ કરે છે ? પ્રજ્ઞા.

જ્ઞાન મળ્યા પછી મહીં લાઈટ સળગે છે. તે તો નિરંતર સળગ્યા જ કરે છે પણ વચ્ચે વચ્ચે 'તમે' બીજે જાવ, તેમાં લાઈટ શું કરે ?

પ્રજ્ઞા એ જ દિવ્યચક્ષુ ? ના. દિવ્યચક્ષુ તો ખાલી સામાના શુદ્ધાત્મા

જોવાનું એક જ કામ કરે. જ્યારે પ્રજ્ઞા તો ઘણું બધું કામ કરે !

પસ્તાવો એ પ્રજ્ઞા કરાવે છે.

પ્રતિક્રમણ, એ પ્રજ્ઞા કરાવે છે.

અક્રમમાં સામાયિકમાં જોનાર કોણ ? પ્રજ્ઞા.

આપ્તવાણી વાંચીએ, ત્રિમંત્ર બોલીએ ત્યારે અક્ષરો વાંચનાર કોણ ? પ્રજ્ઞા !

વિચારો આવે એ મનમાંથી ને તેને જોયા કરે તે પ્રજ્ઞા. દાદાશ્રી કહે, 'અમારી જોડે અજ્ઞાએ (બુદ્ધિએ) પેન્શન લઈ લીધું છે ! એટલે એ ખલાસ થઈ. એટલે અબુધ થઈને બેઠાં !' બુદ્ધિ નફો-તોટો દેખાડે. સંસારમાં જ ખૂંપાવી રાખે. જ્યારે 'વ્યવસ્થિત'નું જ્ઞાન વપરાય ત્યાં બુદ્ધિ બંધ ને અબુધ દશા તરફ પ્રયાણ !

બુદ્ધિનું સાંભળવાનું નહીં. એ ટક ટક કરે તોય 'આપણે' 'આપણા'માં જ રહો ને ! બુદ્ધિને કિંમતી માની ત્યાં સુધી એ ટકી રહેશે.

બુદ્ધિથી ઊંચી પ્રજ્ઞા ને પ્રજ્ઞાથી ઊંચું વિજ્ઞાન ! આત્મવિજ્ઞાન !

અધ્યાત્મમાં બુદ્ધિની કેટલી જરૂર ? માત્ર શરૂઆતમાં અધ્યાત્મ સમજવા માટે એ કામ લાગે, પછી નહીં. દાદાશ્રી પાસે જે સમજે તે બુદ્ધિથી નહીં. એ તો દાદાશ્રીની વાણી જ એટલી પાવરફૂલ છે કે જે આત્મા પરના આવરણોને ભેદીને આત્માને ટચ કરે ! એટલે આમાં બુદ્ધિનું કામ જ નહીં સમજવામાં.

દાદાશ્રી પાસે કોણ ખેંચી લાવે છે વારે વારે ? બુદ્ધિ કે પ્રજ્ઞા ? બેમાંથી એકુય નહીં. એ તો પુણ્યૈથી અવાય છે.

જિજ્ઞાસા કોને હોય ? બુદ્ધિને કે પ્રજ્ઞાને ? બુદ્ધિને. જિજ્ઞાસુની બુદ્ધિ સમ્યક હોય, ઘડાયેલી હોય. સમ્યક બુદ્ધિ અને પ્રજ્ઞામાં શું ફેર ?

એક કલાક આત્મજ્ઞાની પાસેથી જ્ઞાનવાર્તા સાંભળે તો એની બુદ્ધિ સમ્યક્ થઈ જાય. જેટલું વધારે સાંભળે એટલી એની બુદ્ધિ વધારે સમ્યક્

થઈ જાય. પણ પ્રજ્ઞા ઉત્પન્ન ના થાય. પ્રજ્ઞા તો સ્વરૂપ જ્ઞાન મળે તો જ થાય. પ્રજ્ઞા એ આત્માનો ડાયરેક્ટ પ્રકાશ છે. સમ્યક બુદ્ધિ એ ઈનડાયરેક્ટ પ્રકાશ છે. પ્રજ્ઞા એ તો આત્માનો જ ભાગ છે.

જ્યાં સુધી પ્રજ્ઞા પ્રગટ નથી થઈ ત્યાં સુધી સમ્યક્ બુદ્ધિ ખૂબ ઉપકારી, પછી નહીં. છતાંય સમ્યક બુદ્ધિને પૌદ્ગલિક ના કહેવાય ને ચેતને ય ના કહેવાય. સમ્યક્ બુદ્ધિ અંતે તો બુદ્ધિ જ ને ! બુદ્ધિ એટલે માલિકીભાવવાળું હોય. પ્રજ્ઞાનો કોઈ માલિક જ નહીં.

સમ્યક્ બુદ્ધિ એટલે એટેકવાળી નહીં. એટેકવાળી એ વિપરીત બુદ્ધિ.

સંસારમાં સારું-ખોટું બે ભાગ હોય. જ્યારે આપણે અહીં એથી આગળ સારું-ખોટું નહીં પણ મિથ્યામાંથી સનાતન વસ્તુ તરફ લઈ જનારું હોય. એમ જુદું પાડે.

અવ્યભિચારિણી બુદ્ધિ જે અશાંતિમાં ય શાંતિ કરાવે, એ પ્રજ્ઞા પહેલાનું સ્ટેજ.

સ્થિતપ્રજ્ઞ ને પ્રજ્ઞા શું છે ? પોતાની જે સાચી ઓળખાણ છે તે સમજ છે, તેની મહીં સ્થિર થવું તે સ્થિતપ્રજ્ઞ છે ! સ્થિતપ્રજ્ઞ એ પ્રજ્ઞા પ્રગટ થવાની નજીકની દશા છે. આત્મા પ્રાપ્ત થતાં પહેલાની દશા. એટલે વ્યવહાર અહંકાર સહિત હોય. પણ બહુ સુંદર હોય વ્યવહાર ! સ્થિતપ્રજ્ઞમાં સાક્ષીભાવ હોય. પ્રજ્ઞા તો આત્મા પ્રાપ્ત થયા પછી જ પ્રગટે. અહંકાર ના હોય એમાં અને જ્ઞાતા-દ્રષ્ટાભાવ હોય. એટલે સ્થિતપ્રજ્ઞમાં બુદ્ધિ સ્થિર થઈ ગઈ છે ને પ્રજ્ઞા એ તો આત્માનો જ ભાગ છે !

સ્થિતપ્રજ્ઞ એટલે કોઈ બહુ શાસ્ત્રો વાંચે, સંતોની સેવા કરે, સંસારમાં ખૂબ માર ખાઈને અનુભવથી ઠરતો જાય, ત્યારે તેની બુદ્ધિ સ્થિર થાય, તેને સ્થિતપ્રજ્ઞ કહેવાય. પછી એ હાલે નહીં, ગમે તેવા વિપરીત સંજોગોમાં ય. સ્થિતપ્રજ્ઞ દશા એ ખૂબ જ સદ્વિવેકવાળી જાગૃતિની દશા છે.

સ્થિતપ્રજ્ઞ દશાવાળાનો વ્યવહાર ખૂબ સુંદર હોય. લોકનિંદ્ય ના હોય. પણ સ્થિતપ્રજ્ઞને મોક્ષે જવા ઘણો માર્ગ કાપવો પડે. સ્થિતપ્રજ્ઞ દશા કરતાં જનકવિદેહીની દશા ઘણી ઊંચી હતી !

'હું ચંદુભાઈ છું' એવી માન્યતા છે ત્યાં સુધી સ્થિતઅજ્ઞ દશા. અક્રમ વિજ્ઞાન મળ્યા પછી 'હું શુદ્ધાત્મા છું' ત્યારે પ્રજ્ઞા ઉત્પન્ન થાય. જે સ્થિતપ્રજ્ઞ કરતાં ઘણી ઊંચી દશા કહેવાય. આ ક્ષાયિક સમ્યક્ત્વ છે. મિથ્યાત્વ દૃષ્ટિ જ સંપૂર્ણ નષ્ટ થઈ જાય છે.

સ્થિતપ્રજ્ઞ શું ખાય? શું પીવે ? કઈ ભાષા હોય ? અરે, આત્મા ખાનારો જ ક્યાં છે ? ખાનારો જુદો જ છે ! આ ઝીણી વાત દાદાએ જ કરી છે.

મોહ નષ્ટ થાય ત્યારે સ્થિરતા પકડાય. મોહ તૂટે એ તો સ્થિતપ્રજ્ઞ દશા કરતાં ય ઊંચી દશા છે, જે અર્જુને કહ્યું, 'નષ્ટો મોહ, સ્મૃતિલબ્ધ સ્થિતોસ્મિ.'

વૈકુંઠમાં જતાં જતાં બુદ્ધિ સ્થિર થઈ જાય એ સ્થિતપ્રજ્ઞ દશા !

સ્થિતપ્રજ્ઞ દશામાં અહંકારનું અસ્તિત્વ ખરું ? અહંકારની હાજરીમાં સંસારનો સારાસાર કાઢીને બુદ્ધિ સ્થિર થઈ તે સ્થિતપ્રજ્ઞ. એ વિવેક જ ગણાય. એમાં રાગ-દ્વેષ રહિતતા ના હોય પણ દરેક પ્રશ્નોનો ઉકેલ લાવી નાખે. સ્થિતપ્રજ્ઞ થયા પછી વીતરાગ તરફનો માર્ગ મળ્યો.

સ્થિતપ્રજ્ઞ દશાવાળાને દયા હોય, કરુણા ના હોય.

સાયન્ટિસ્ટોની શોધખોળ શેનાથી થાય ? બુદ્ધિથી કે પ્રજ્ઞાથી ? બેમાંથી એકેયથી નહીં. એ દર્શનથી છે. એ કુદરતી છે પાછું. દર્શન વગર સાયન્ટિસ્ટ હોય જ નહીં. મહાન સંતોનું પણ દર્શન કહેવાય. પ્રજ્ઞા તો આત્મા પ્રાપ્ત થયા પછી જ હોય.

પ્રજ્ઞા ડિરેક્ટ અહંકારને જ ચેતવે છે.

જ્ઞાનીનું નિદિધ્યાસન કરાવડાવે છે તે પ્રજ્ઞા. નિદિધ્યાસન થવામાં કોની ડખલ છે ? ઉદયકર્મની.

શુદ્ધ ચિત્ત એ જ શુદ્ધાત્મા. જ્ઞાન મળે ત્યારે સંપૂર્ણ શુદ્ધ ચિત્ત થાય. ત્યારે પ્રજ્ઞા પ્રગટ થાય. અશુદ્ધ ચિત્ત અને મન બહુ જોર કરે ત્યારે નિશ્ચયબળ બંધ થઈ જાય.

દાદાશ્રી કહે, 'હું ક્યારેય શુદ્ધાત્માની ગુફામાંથી બહાર નીકળતો જ નથી. બહાર નીકળું તો પેસવાનું રહે ને ? અને હું બહાર નીકળું તો આ મહાત્માઓને ઘેરે કોણ જાય? દરરોજ દાદા દરેક મહાત્માઓને ઘેર જાય ! એ પ્રજ્ઞાની જબરજસ્ત શક્તિ ! દાદાને યાદ કરીએ ને પ્રત્યક્ષ હાજર થાય એ શું ? એ પ્રજ્ઞાશક્તિ પહોંચી જાય ત્યાં !

દાદાશ્રીને યાદ કરે ને દાદા હાજર થઈ જાય એ શું ? એ દાદાશ્રીની પ્રજ્ઞાનું કામ છે. સામાના ભાવ હોય તે પ્રમાણે ભેગું થાય. એમાં દાદાશ્રીને કંઈ લેવા-દેવા નહીં ને એ કંઈ એની ખબરે ય ના રાખે.

આ ફાઈલોનો નિકાલ કરાવે છે એ પ્રજ્ઞાશક્તિ અને 'વ્યવસ્થિત' શક્તિ નિકાલ કરે છે !

આજ્ઞા પાળવાનો નિશ્ચય કોણ કરે ? પ્રજ્ઞા.

જ્ઞાન મળ્યા પછી ડિસ્ચાર્જ અહંકાર છે તે પ્રજ્ઞામાં તન્મયાકાર રહેવો જોઈએ તેને બદલે એ સ્લીપ થઈ જાય.

પ્રજ્ઞામાં તન્મયાકાર રહેવું એટલે શું ? પ્રજ્ઞાને સિન્સિયર રહેવું. સિન્સિયર ક્યારે રહેવાય ? નિશ્ચય પાકો હોય ત્યારે. આપણે કિનારે પહોંચવું હોય તો જોર કિનારા તરફ જ મારવું પડે ને !

પ્રજ્ઞા કોને ચેતવે છે ? પ્રતિષ્ઠિત આત્માના અહંકારના ભાગને. અહંકાર કે જે છૂટવા ફરે છે તે.

ભૂલ થાય તેને ચેતવે પ્રજ્ઞા. પણ આવું ના થવું જોઈએ એ પ્રતિભાવ કોનો ? આમાં પ્રકાશ પ્રજ્ઞાનો અને એ પ્રકાશમાં ચિત્તવૃત્તિ શુદ્ધ થયેલી છે એ કરે.

પ્રજ્ઞામાંથી ઉત્પન્ન થયેલો આનંદ ભોગવે કોણ ? એ રિલેટિવ અહંકાર ભોગવે. રિયલ તો કાયમ આનંદમાં જ છે ને !

વેદે છે એ અહંકાર અને જાણે છે એ પ્રજ્ઞા ! વેદકમાં ભળીએ તો દુઃખ ને જ્ઞાયકમાં રહેવાય તો દુઃખ ના રહે.

જ્ઞાન મળ્યા પછી વાણીનો ઉદય થાય અને એ ઉદય જાગ્યા પછી

તમને બોલવા ના દે ત્યારે પ્રજ્ઞા પરિષહ ઉત્પન્ન થાય. અથવા સામાને સમજણ પાડો ને પેલો સમજતો ના હોય તોય તમને પ્રજ્ઞા પરિષહ ઉત્પન્ન થાય. કો'કની ભૂલ હોય અને તેને પોતાનું જ્ઞાન કહેવું હોય પણ તેને અવસર ના મળતો હોય તોય મહીં પ્રજ્ઞા પરિષહ ઉત્પન્ન થાય. ક્યારે કહું, ક્યારે કહું એ પ્રજ્ઞા પરિષહ.

સૂઝ અને પ્રજ્ઞામાં શું ફેર ? સૂઝ પ્રજ્ઞા ભણી લઈ જાય. અજ્ઞાન દશામાં સૂઝ જ કામ કરે. સૂઝ એ પ્રજ્ઞા નથી.

આ અક્રમ વિજ્ઞાન શેનાથી જોયેલું છે ? પ્રજ્ઞાથી.

અજ્ઞાન અને અજ્ઞામાં શું ફેર ? અજ્ઞાન એ એક પ્રકારનું જ્ઞાન છે. અને અજ્ઞા એ કોઈ પણ પ્રકારનું જ્ઞાન નથી. અજ્ઞા ખાલી નફો-તોટો જ જુએ દરેકમાં. અજ્ઞાન જ્ઞાન એટલે સંસારી જ્ઞાન. અજ્ઞાનને પ્રાપ્ત કરવા અજ્ઞા ઊભી થઈ અને જ્ઞાનને પ્રાપ્ત કરવા પ્રજ્ઞા ઊભી થઈ ! અજ્ઞાન એ વિશેષ જ્ઞાન છે. એ ખોટું નથી પણ એ દુઃખદાયી છે.

રિયલ-રિલેટિવને જુદું કોણ પાડે છે ? પ્રજ્ઞા. પ્રજ્ઞા એ રિલેટિવ-રિયલ છે. એનું કામ પૂરું થાય એટલે પ્રજ્ઞા મૂળ જગ્યાએ બેસી જાય છે. પછી આત્મામાં ભળી જાય છે. રિયલ હોય તો અવિનાશી કહેવાય.

ભેદજ્ઞાન અને પ્રજ્ઞામાં શું ફેર ? બેઉ લાઈટ છે. ભેદજ્ઞાન રિયલ-રિલેટિવનો ભેદ પાડી આપે જ્ઞાની પુરુષ દ્વારા. અને પ્રજ્ઞાનું લાઈટ ટેમ્પરરી પરમેનેન્ટ છે. મોક્ષે જતાં સુધી પ્રજ્ઞા લાઈટ આપે.

પ્રજ્ઞાનું જોર શેનાથી વધે ? પાંચ આજ્ઞા પાળે એટલે પ્રજ્ઞા ઊભી થાય.

'હું શુદ્ધાત્મા છું' એ બોલે છે તે ટેપરેકર્ડ પણ તેની પાછળ ભાવ પ્રજ્ઞાનો છે.

પ્રકૃતિને જાણે ને પ્રકૃતિના આધારે ચાલે એ કોણ ? અહંકાર. પોતાને જાણે ને પોતાના આધારે ચાલે એ કોણ ? પ્રજ્ઞા.

પ્રજ્ઞા અને જાગૃતિમાં શું ફેર ? પ્રજ્ઞા આત્માની પ્યૉર શક્તિ છે અને

જાગૃતિ એ પ્યૉરિટી-ઈમ્પ્યૉરિટીનું મિક્ષ્ચર છે. જાગૃતિ સો ટકા પ્યૉર થાય એટલે કેવળજ્ઞાન થાય. ત્યારે પ્રજ્ઞા પૂરી થાય.

મોક્ષ માટે કોની વધારે જરૂર ? જાગૃતિની કે પ્રજ્ઞાની ? બન્નેની. પ્રજ્ઞા મોક્ષ તરફ વાળ વાળ કરે ને જાગૃતિ એની પકડી લે !

અજ્ઞાશક્તિનું મૂળ શું ? જડ અને ચેતન બે ભેગાં થવાથી અજ્ઞાશક્તિ ઊભી થઈ ને બે છૂટા પડવાથી ખલાસ થાય છે.

દાદાશ્રીમાંય પ્રજ્ઞા હોય ? હા, હોય. એ કેવી હોય ? સામાને મોક્ષે લઈ જવા ખટપટ કોણ કરાવે છે દાદાશ્રીને ? એ પ્રજ્ઞા ? ખટપટી પ્રજ્ઞા ! પ્રજ્ઞા ના હોય તો કોઈ ખટપટ કરનારું જ ના રહ્યું ને ?

'દાદા ભગવાન'ની કૃપા ને જ્ઞાનીની કૃપામાં શું ફેર ? 'દાદા ભગવાન'ની કૃપા ઉતરે પછી જ્ઞાનીને કશી ભાંજગડ રહી જ નહીં ને ! 'દાદા ભગવાન'ની કૃપા પ્રજ્ઞા થકી ઉતરે છે.

જગત કલ્યાણનું કામ કરાવનાર પ્રજ્ઞા છે અને અહંકાર નિમિત્ત બને છે એમાં.

કેવળજ્ઞાન થતાં સુધી પ્રજ્ઞા જ જ્ઞાતા-દ્રષ્ટા હોય છે. પ્રજ્ઞા એટલે આત્માનો જ ભાગ.

ઝીણું કાંતવું હોય તો પ્રજ્ઞા જ્ઞાતા-દ્રષ્ટા કહેવાય ને જાડુ કાંતવું હોય તો આત્મા જ્ઞાતા-દ્રષ્ટા કહેવાય.

ધ્યાતા-ધ્યાન ને ધ્યેય કોણ ? જ્ઞાન મળ્યા પછી પ્રજ્ઞા ધ્યાતા થાય છે અને 'હું શુદ્ધાત્મા છું' એ ધ્યેય. ધ્યાતા-ધ્યેયની એકતા થઈ જાય એટલે ધ્યાન ઉત્પન્ન થાય.

જ્ઞાન, વિજ્ઞાન અને પ્રજ્ઞા શું છે ? જ્યાં સુધી કરવું પડે ત્યાં સુધી જ્ઞાન છે અને વિજ્ઞાન એની મેળે જ થઈ જાય ! અને પ્રજ્ઞા એ બેની વચ્ચેની સ્થિતિ છે !

જ્ઞાન શાસ્ત્રમાં હોય ને વિજ્ઞાન જ્ઞાનીના હૃદયમાં હોય ! પ્રજ્ઞા સ્વથી અભેદ છે અને બુદ્ધિથી તદ્દન ભિન્ન છે.

ચેતનારો ને ચેતવનારો એક જ ? અંતે તો એક જ છે. બે વસ્તુ છે જ નહીં. ચેતવતી વખતે ને ચેતતી વખતે એના પર્યાય બદલાય છે !

આત્મા વિભાવિક થયો છે સંજોગોના દબાણથી, તેથી જુદો પડ્યો છે. જ્યારે પૂર્ણ સ્વભાવમાં આવી જાય છે ત્યારે જુદાઈ રહેતી નથી, અભેદ થઈ જાય છે. કેવળજ્ઞાન થાય છે ત્યારે અજ્ઞા, અહંકાર ખલાસ થાય છે ને પેલી બાજુ પ્રજ્ઞા ય ખલાસ થાય છે. જેમ સંસારિક વ્યવહાર ચલાવવા આ અજ્ઞા ને અહંકાર ખડો થયો તેમ મોક્ષે તેડી જવા પ્રજ્ઞા ખડી થઈ, જ્ઞાની પાસેથી જ્ઞાન મેળવ્યા પછી ! જ્યારે સંસાર ખલાસ થાય તોય પ્રજ્ઞાનું કામ પૂરું થાય અગર તો કેવળજ્ઞાન થાય તોય પ્રજ્ઞા પૂરી થાય. એટલે અંતે તો પછી રહે છે માત્ર જ્ઞાન, કેવળજ્ઞાન એ જ કેવળ આત્મા જ !

સંપૂર્ણ અભેદતા પ્રાપ્ત થાઓ એટલે શું ? અભેદતા એટલે તન્મયાકાર. એક થઈ જઈએ આપણે. જ્ઞાન મળ્યા પછી મહાત્માઓને 'હું શુદ્ધાત્મા છું'ની ખાત્રી થઈ છે, પ્રતીતિ બેઠી છે. થોડો અનુભવ થયો છે, પણ તે રૂપ નથી થયા. હજુ ભેદ છે. સંપૂર્ણ શુદ્ધાત્મરૂપ થઈ જાય એટલે સંપૂર્ણ અભેદ થાય.

શુદ્ધાત્મા જોડે અભેદ કોણ થાય છે ? અહંકાર? ના. પ્રજ્ઞા શુદ્ધાત્મા જોડે અભેદ થાય છે. પ્રજ્ઞા આત્મામાંથી જુદી પડી છે તે એક થઈ જાય છે. વ્યવહાર પૂરો કરવા પ્રજ્ઞા જુદી પડી, તે કામ પત્યે એક થઈ જાય છે !

અત્યારે આપણું 'હું'પણું પ્રજ્ઞામાં છે. જ્ઞાન પહેલાં અહંકારમાં હતું, તે હવે ઊડી ગયું. પહેલાં આપણે અહંકારમાં વર્તતા હતા, તે હવે આત્મામાં વર્તીએ છીએ. એટલે અંતરાત્મા થયા. અંતરાત્મા એ જ પ્રજ્ઞા. અંતરાત્મ દશા છે ત્યાં સુધી સ્વ રમણતા ને બહારની ય રમણતા. અંતે કેવળ સ્વરમણતા એ જ કેવળજ્ઞાન ! એ જ પરમાત્મા !!

## [૨.૧] રાગ-દ્વેષ

સંસારનું રૂટ કૉઝ શું ? અજ્ઞાન. અજ્ઞાન જાય એટલે રાગ-દ્વેષ જાય, મળ-વિક્ષેપ જાય.

તમે શુદ્ધાત્મા છો કે ચંદુભાઈ ? જો શુદ્ધાત્મા છો તો તમને રાગ-

દ્વેષ ના હોય ! અક્રમમાં જ્ઞાન મળ્યા પછી રાગ-દ્વેષ બિલકુલ રહેતાં નથી. જે દેખાય છે તે ડિસ્ચાર્જ છે. ભરેલો માલ ગલન થાય છે. કારણ કે હવે હિંસકભાવ ના રહ્યો કે તાંતોય ના રહ્યો !

રાગ એ કૉઝિઝ છે અને અનુરાગ, આસક્તિ એ ઈફેક્ટ છે. ઈફેક્ટને નહીં પણ કૉઝિઝને બંધ કરવાના છે. જ્ઞાન મળ્યા પછી કેવું હોય ? છોકરાં પર રાગ થાય એ શું છે ? એ રહે કે ના રહે ? રહે. એ કોના જેવું છે ? જેમ આ લોહચુંબક આગળ ટાંકણીઓ હોય તો તે ટાંકણીઓમાં લોહચુંબક ફેરવે તેમ ઊંચી-નીચી થાય કે ના થાય ? શું એ ટાંકણીઓને આસક્તિ છે ? ના, એ લોહચુંબકનો ગુણ છે. તેવી રીતે આપણા શરીરમાં ય ઈલેક્ટ્રિસીટીથી ચુંબકીય ગુણ ઉત્પન્ન થાય છે. તે મળતાં પરમાણુઓને ખેંચે છે. એટલે જોવા મળશે કે ગાંડી વહુ જોડે ફાવે ને ડાહી જોડે ના ફાવે.

શુદ્ધાત્માનો સ્વભાવ રાગ-દ્વેષવાળો છે જ નહીં, વીતરાગ છે. પુદ્ગલનો સ્વભાવ રાગી-દ્વેષી છે. અને તે ય ખરેખર સાયન્ટિફિકલી તો પરમાણુઓનું આકર્ષણ-વિકર્ષણ જ છે. રાગ-દ્વેષ ક્યારે થાય ? મહીં એનો કર્તા હોય તો ! હવે કર્તા મહીં કોઈ રહ્યો જ નહીં ને ! એટલે રાગ-દ્વેષ મહાત્માને ક્યાંથી થાય ?

આકર્ષણ બંધ થાય એટલે વીતરાગતા ઉત્પન્ન થાય. દાદાને ભરેલો માલ ખરો પણ આકર્ષણ ના હોય ક્યાંય !

મહીં રાગ-દ્વેષ માટેનો અભિપ્રાય જુદો પડી ગયો, માટે તે વીતરાગ છે.

'ન્હોય મારું' કહ્યું કે છૂટા પડી જવાય. પછી રાગ-દ્વેષ ના થાય. કયું 'મારું'ને કયું નહીં 'મારું' એ જ્ઞાનથી દાદાશ્રીએ દેખાડી દીધું.

મન વિરોધ ઉઠાવે તેનો વાંધો નથી, પણ રાગ-દ્વેષ ના થવાં જોઈએ. મનના જ્ઞાતા-દ્રષ્ટા રહે તો વીતરાગ રહેવાય.

મોઢું ચિઢાય તોય રાગ-દ્વેષ થયા એવું ના કહેવાય. એ તો પુદ્ગલની ક્રિયા છે. મોઢું ચિઢાય એ પોતાને ગમતું ના હોય તો તે તેનાથી છૂટો જ છે.

હવે સારું-ખરાબ મહીં થાય તે ભરેલો માલ નીકળે છે. તેને 'જોવાનું' અને બહું ફોર્સવાળું હોય તો તેનું પ્રતિક્રમણ કરવાનું.

નિજ કષાયો જ નિજને દુઃખ આપે છે, અન્ય કોઈ નહીં.

વિષય છે ત્યાં સુધી આત્માનું સ્પષ્ટ વેદન ના હોય. એ જાય એટલે ત્યાં ભગવાનની હદ અને ભગવાનની હાજરી હોય !!!

દાદાશ્રીએ શુદ્ધાત્મા પદ આપ્યું ત્યારથી એક પરમાણુ પણ રાગ-દ્વેષનું રહ્યું નહીં. ગેરેન્ટેડ મોક્ષ મળી ગયો. માત્ર હવે આજ્ઞા પાળવાની જ રહી. પછી સંસાર આથમી જાય.

દાદાશ્રીના મહાત્માઓ લઢે-વઢે તોય વીતરાગ જ છે ! એમ દાદાશ્રી કાયમ કહેતા. કારણ 'હું' ને 'મારું' અંદરથી જેને ગયું, તેનાં રાગ-દ્વેષ મૂળથી ગયાં. હવે રહ્યું તે બધું ડ્રામાનો ખેલ !

રાગ-દ્વેષ એ વ્યતિરેક ગુણ છે. એ મૂળ આત્માનો ગુણ નથી કે જડના ય નથી. દેખાય ખરાં પણ છે નહીં. રાગ-દ્વેષ એ પુદ્ગલના ગુણ ગણાય પણ પરમાણુઓના નહીં. મૂળમાં નથી પણ વિકૃતતામાં છે. પુદ્ગલ એટલે પૂરણ-ગલન.

પુદ્ગલમાં રાગ-દ્વેષ થવા એનું નામ સંસાર ને ના થાય એનું નામ જ્ઞાન, મુક્ત !

જ્ઞાન મળ્યા પછી મૂર્છા ઉત્પન્ન ના થાય. મૂર્છા એટલે સ્ત્રીઓ સુંદર સાડી જોઈને કેવી મૂર્છિત થઈ જાય છે ! આત્મા-બાત્મા બધું ભૂલી જાય. એ પ્રાકૃતિક સ્વભાવની મૂર્છા છે. જ્ઞાન મળ્યા પછી એને ચારિત્રમોહ કહ્યો.

રાગ-દ્વેષનો અભાવ થયો એનું નામ અહિંસક ! જેટલાં રાગ-દ્વેષ એટલો રોગ !

બહુ દુઃખ આપે એ દ્વેષના રોગ. બહુ દુઃખ ના આપે, જલ્દી દવા મળી જાય એ રાગના કારણે.

ગમે તે કરો પણ રાગ-દ્વેષ ના કરો. પાછલાં હિસાબોનો નિવેડો લાવી નાખવો. પ્રતિક્રમણ કરીને છૂટી જાવ.

રાગ-દ્વેષ રહિતનું જ્ઞાન-દર્શન એ શુદ્ધ જ્ઞાન-દર્શન કહેવાય !

## [૨.૨] ગમો-અણગમો

ગમો-અણગમો (લાઈક એન્ડ ડિસ્લાઈક) હોય એ ભરેલો માલ છે. ભાંગેલો બાંકડો હોય ને સારો હોય તો લાઈકિંગ સારાની જ હોય. એનો વાંધો નથી પણ એમાં અહંકાર ભળે તો રાગ-દ્વેષ થાય !

ડિસ્ચાર્જ રાગ-દ્વેષને ય ગમો-અણગમો કહેવાય. ખોરાકમાં ય ભાવતું - ના ભાવતું હોય, એ અંદરના પરમાણુઓની ડખલ છે. મહીંથી માંગનારા પરમાણુઓ છે, તે બદલાયા કરે પાછાં. એટલે ભાવતું ના ભાવતું થઈ જાય  ને ના ભાવતું ભાવતું ય થઈ જાય.

'દાદાશ્રીને ગમો-અણગમો હોય ? હોયને, પણ તે ડ્રામેટીક હોય. ગમો-અણગમો એ સ્થૂળ શરીરનો સ્વભાવ થાય છે. શાસ્ત્રમાં રતિ-અરતિ કહ્યું એને. દાદાશ્રી પણ ગાદી પર બેસવાનું પસંદ કરે, પણ કોઈ કહે ના, નીચે બેસો. તો તેમ, પછી એમાં મહીં પરમાણુ ય હાલે નહીં.

મહાત્માને જેટલો ડિસ્ચાર્જ અહંકાર શુદ્ધ કરવાનો બાકી રહ્યો હોય, એટલામાં જ ડિસ્ચાર્જ રાગ-દ્વેષ હોય એમને.

ઉપેક્ષા અને દ્વેષમાં શું ફેર ? ઉપેક્ષા એટલે ના ગમતું હોય, છતાં દ્વેષ નહીં અને દ્વેષ એટલે ના ગમતું હોય ત્યાં દ્વેષ હોય. કુસંગ હોય તેની ઉપેક્ષા રાખીએ, દ્વેષ ના રાખીએ. અજ્ઞાનીઓ દ્વેષ રાખે. ઉપેક્ષા એટલે દ્વેષે ય નહીં ને રાગે ય નહીં.

પોતાના હિતાહિતનું સાધન જુએ એટલે ઉપેક્ષા કરે છે. ઉપેક્ષામાં અહંકાર હોય.

નિસ્પૃહી ને ઉપેક્ષામાં શું ફેર ? નિસ્પૃહી એટલે 'હમ'વાળું એટલે અહંકાર એમાં વધતો જાય અને ઉપેક્ષામાંથી વીતરાગતા જન્મે.

અભાવમાં દ્વેષ હોય. ડિસ્લાઈકમાં દ્વેષ ના હોય.

ઉપેક્ષા ને ઉદાસીનતામાં શું ફેર ?

ઉદાસીનતા ને વીતરાગતામાં થોડોક જ ડિફરન્સ છે. ઉદાસીન થવા

માટે અહંકાર જરૂર નથી. ઉપેક્ષામાં અહંકાર જોઈએ.

ઉદાસીનતા તો વૈરાગ આવ્યા પછીની ઊંચી દશા છે. વીતરાગ થતા પહેલાની દશા છે. ઉદાસીન એટલે શું ? વસ્તુ દેખે ત્યારે ગમે, દેખે નહીં ત્યાં સુધી યાદે ય ના આવે, ઉદાસીન દશા. વસ્તુ ભોગવે પણ તે આમ ગઈ પછી તેનું કશુંય નહીં. ઉદાસીનતામાં તો બધી નાશવંત ચીજો પર ભાવ તૂટી જાય. અને અવિનાશીની શોધખોળ હોય છતાં તે પ્રાપ્ત ના થાય.

રાગ-દ્વેષ પછી ઉપેક્ષા - વૈરાગ - ઉદાસીનતા - સમભાવ - વીતરાગતા. આમ સ્ટેપીંગ હોય ક્રમિકમાં. અક્રમમાં તો રાગ-દ્વેષમાંથી સીધા સમભાવમાં મૂકી દીધા. વીતરાગની એકદમ નજીક !

ભાવ, ઉદાસીનતામાં કર્મ ના બંધાય.

ઉદાસીનતા એ વીતરાગતાની જનની છે !

શુદ્ધ ચેતન તો વીતરાગભાવે જ છે પણ લોકોને ઉદાસીનભાવે છે કહીએ એટલે તરત ગેડ બેસે.

રાગ કે દ્વેષ જેમાં હોય તે તેને યાદ આવ્યા જ કરે !

સ્નેહ અને રાગમાં શું ફેર ? સ્નેહ એટલે ચીકાશ. ચોંટ્યું. રાગ વધારે વસમો. સ્નેહ તો તૂટે ય ખરો. રાગ જ્ઞાન વગર ના તૂટે.

## [૨.૩] વીતદ્વેષ

જગત દ્વેષથી દુઃખી છે, રાગથી નહીં. પહેલાં દ્વેષ છોડવાનો છે, પછી રાગ. ભગવાન પહેલાં વીતદ્વેષ થયા, પછી વીતરાગ થયા.

જગત વેરથી ખડું રહ્યું છે. વેરમાંથી રાગ ઊભો થાય. વેર એટલે મૂળ દ્વેષ. આત્મજ્ઞાન થાય એટલે વીતદ્વેષ થઈ જાય પછી વીતરાગ થાય.

સંસારમાં રાગ છે તે શેના જેવો છે ? જેલમાં રહેલો માણસ જેલને લીંપે-ગુંપે. શું જેલ પર એને રાગ છે ? ના, જરીકે ય નહીં. આ તો રાત્રે સૂવું કઈ રીતે ? એટલા માટે, ના છૂટકે.

સંસારમાં રખડાવનાર મૂળ કારણ દ્વેષ છે. ઘરમાં બધાં જોડે પ્રેમ જ

આવે, દ્વેષ આવે જ નહીં તો જાણવું કે નવું બીજ નહીં પડે.

ભગવાને ક્યાંય દ્વેષ કરવાનો કહ્યો નથી, કુસંગનો પણ નહીં. દ્વેષ જ છોડવાનો છે, રાગ નહીં. વીતદ્વેષ થાવ, વીતરાગ એની મેળે થવાશે. દ્વેષ એ કૉઝ છે ને રાગ એ પરિણામ છે. એ કેવી રીતે ? પોતાની સ્ત્રી ઉપર જો જરાય દ્વેષ ના થાય તો રાગ જ ના થાય તેની પર ! દ્વેષના રિએકશનમાં રાગ થાય છે. દ્વેષનું જ ફાઉન્ડેશન છે. દાદાનું જ્ઞાન મળ્યા પછી દ્વેષ જતો રહે છે. પછી વસ્તુઓ પર ખેંચાણ રહે પણ તે ઉપલક. પછી તો વીતરાગ થાય પણ ઘણાં કાળે !

જંગલમાં ખૂબ ભૂખ લાગે ત્યારે અકળામણ થાય. તે અકળામણમાં દ્વેષ હોય, રાગ ના હોય. સોનું-હીરા, દેખાડે તોય દ્વેષ થાય.

ખૂબ ભૂખ લાગી હોય એ માણસને રાગ થાય કે દ્વેષ થાય ? દ્વેષ. પાંચ ઈન્દ્રિયોની બિગિનિંગ દ્વેષનું કારણ છે. પછી રાગ ક્યારે થાય ? રોટલો હોય ને વેઢમી હોય, તો વેઢમીમાં પસંદગી ઉતરે એટલે એમાં રાગ થાય અને એનું ખાવાનું લઈ લે તો દ્વેષ થાય. આમ દ્વેષમાંથી રાગ ને રાગમાંથી દ્વેષ ચાલ્યા જ કરે, પણ મૂળમાં દ્વેષ છે.

અક્રમમાં વીતદ્વેષ થયો એટલે એ પહેલાં મમતા તો ગઈ જ.

ક્રોધ-માન-માયા-લોભ એ ચારેય કષાય દ્વેષ છે. કષાય એટલે વ્યવહાર આત્માને પીડા દે. સરવાળે બધાં જ દ્વેષ છે. શાસ્ત્રમાં (રાગ-દ્વેષ) બે કહ્યાં છે પણ.

અક્રમમાં તો 'સમભાવે નિકાલ' કરવાનો કહ્યો. એટલે જે આવે તેમાં રાગ-દ્વેષ નહીં પણ નિકાલ.

ભૂખ લાગે, તરસ લાગે, વિષય સંબંધી ભૂખ લાગે, દેહ સંબંધી ભૂખ લાગે, એ દ્વેષનું કારણ છે. એ ના હોય તો વીતરાગ થઈ જાય !

જેણે ગયા ભવમાં બ્રહ્મચર્યનો ભાવ કર્યો હોય, તેને આ ભવમાં તેનો ઉદય આવે. એ ઉદય આવે પછી એને વિષયની ભૂખ ના લાગે.

જ્ઞાનીએ વીતદ્વેષ બનાવ્યા હવે તેમની જોડે બેસીને વીતરાગ થવાનું !

ભૂખ લાગે, તરસ લાગે, ઊંઘ લાગે, થાક લાગે એ બધી અશાતા વેદનીય. લાગે એટલે સળગે.

દ્વેષ ફરજિયાત છે અને રાગ એ આપણી પસંદગી છે.

પોતાની સ્ત્રી કાળી હોય અને બીજી ગોરી હોય તો ગોરી ઉપર રાગ થાય જ. આમાં મૂળ દ્વેષનું કારણ છે.

દ્વેષ પહેલો હોય તો જ રાગ ઉત્પન્ન થાયને ! દ્વેષ ગયાં પછી રાગ જતાં ઘણી વાર લાગે.

'હું ચંદુલાલ છું' એ આરોપિત જગ્યાએ રાગ છે અને માટે જ સ્વરૂપમાં દ્વેષ છે.

દાદા જ્ઞાન આપે ત્યારે અનંત કાળના પાપો નષ્ટ થાય એટલે દ્વેષ ઊડી જાય. પછી રાગ ડિસ્ચાર્જ ભાવે રહે, જે ધીમે ધીમે જાય.

સામાના દ્વેષ માટે પ્રતિક્રમણ કરવાનું.

એટેક ગયો એનું નામ ધર્મ. તારા ભાવમાં એટેક નથી તો તું મહાવીર જ છે ! એમ શાસ્ત્રો કહે છે.

આ અક્રમ વિજ્ઞાન એ તો સંપૂર્ણ વિજ્ઞાન છે. આ મોટો સિદ્ધાંત કહેવાય !

## [૨.૪] પ્રશસ્ત રાગ

આત્મા સંબંધીના જે સાધનો છે તેના પર જે રાગ બેસે, તેને પ્રશસ્ત રાગ કહ્યો. આમાં મોટામાં મોટું સાધન તે જ્ઞાની પુરુષ, પછી શાસ્ત્રો. છેવટે આ ય રાગ કાઢવો પડે. પછી જ વીતરાગ થવાય. પ્રશસ્ત રાગ વીતદ્વેષ થયા પછી જ થાય.

પ્રશસ્ત રાગની અજાયબી એ છે કે રાગ પછી દ્વેષ ના હોય. આ રાગ સંસારના બધા રાગ છોડાવે ને એક જ્ઞાની પુરુષ પર બેસાડી દે. આ રાગથી બંધન ના આવે, મુક્તિ આપે.

જ્યાં સુધી આત્માનો સ્પષ્ટ અનુભવ નથી થતો ત્યાં સુધી જ્ઞાની

પુરુષ એ જ મારો આત્મા છે. એ પછી ભૂલાય જ નહીં.

પ્રશસ્ત રાગ એ પ્રત્યક્ષ મોક્ષનું કારણ છે.

કેટલાંક લોકો પ્રશસ્ત રાગને વખોડે છે. કહે છે કે એનાથી કેવળજ્ઞાન અટકે ! હવે આ કહેનારાને હજુ આત્મજ્ઞાન જ લટકેલું હોય ! ગૌતમ સ્વામીનો ભગવાન મહાવીર પરના પ્રશસ્ત રાગને ખૂબ વખોડાય છે ! અલ્યા, આવો રાગ પ્રત્યક્ષ ભગવાન પર થવો કંઈ જેવું તેવું છે ? બૈરી-છોકરાંને પૈસા સિવાય બીજા ક્યાં રાગ બેઠો છે ? ભગવાન પર પ્રશસ્ત રાગ હતો ગૌતમ સ્વામીને તેથી ભગવાન મહાવીરે જ છેવટે ખટપટ કરી તેમને કેવળજ્ઞાન પ્રગટ કરાવવા ! એટલે જ્ઞાન અટકે નહીં. થોડું મોડું થાય તેથી શું બગડી ગયું ?

જ્ઞાની પર પૌદ્‌ગલિક રાગ થાય ? થાય તોય તે ટકે નહીં. એ પ્રશસ્ત રાગમાં પરિણમે જ.

રાગ સંસારમાં રખડાવે ને પ્રશસ્ત રાગ મોક્ષે લઈ જાય.

પ્રશસ્ત રાગ અને પ્રશસ્ત મોહમાં શું ફેર ?

પ્રશસ્ત રાગ ખસી શકે જ્યારે મોહ ચીકણો હોય. એને જતાં વાર લાગે. રાગ ચોંટાડેલી વસ્તુ ને મોહ ચોંટેલી વસ્તુ.

જ્ઞાની પર ભક્તિભાવ થાય એ ચાર કષાયમાંથી લોભમાં જાય. એ ય કપટવાળો લોભ નહીં ! ખરો રાગ તો કપટ અને લોભ ભેગો થાય તે. આ પ્રશસ્ત રાગમાં લોભ એકલો જ હોય.

જગત કલ્યાણની ભાવના એ ય પ્રશસ્ત રાગ. એટલે કપટ વગરનો લોભ.

ભગવાન સીમંધરના દર્શન થતાં જ આ પ્રશસ્ત રાગ એની મેળે જ છૂટી જશે. એ પ્રશસ્ત રાગ એ છેલ્લું અવલંબન છે નિરાલંબ થતાં સુધીનું.

મહાત્મા પર રાગ બેસે તે ય પ્રશસ્ત રાગ !

દાદાશ્રી પર રાગ બેસે તે ય પ્રશસ્ત રાગ. એનાથી ખૂબ શાંતિ લાગે.

અને આસક્તિ હોય તો ત્યાં પાછળથી અશાંતિ થઈ જાય. દાદાશ્રી વઢે તોય પ્રશસ્ત રાગ જાય નહીં !

ચૂલો સળગાવ્યો, રસોઈ કરી, પછી ચૂલો પાછો હોલવવો પડે ને ? હોલવવો હતો તો સળગાવ્યો શું કરવા ? એ કરવું જ પડે, ના ચાલે. તેમ આ પ્રશસ્ત રાગ ઉત્પન્ન થાય પછી છેવટે જાય. સંસારનો રાગ કાઢવા આ જરૂરી છે.

દાદાશ્રી પાછાં મળવાના ? જેનો હિસાબ બંધાયો હોય તે છોડે ?

## [૨.૫] વીતરાગતા

વીતરાગમાં વીતરાગ રહે પણ જ્ઞાનીઓ તો રાગમાં ય વીતરાગ રહે !

સમત્વ એટલે માન આપે તેની પર રાગ નથી ને અપમાન કરે તેની પર દ્વેષ નથી.

ઉદાસીનતા એટલે અહંકાર સાથે રાગ-દ્વેષ નહીં તે.

ઈન્દ્રિયોને રાગ-દ્વેષ ના હોય. આ તો અજ્ઞાન ઊંધું દેખાડે. જ્ઞાનીને ને અજ્ઞાનીને જગત સરખું જ દેખાય. ફેર માત્ર રાગ-દ્વેષનો જ છે ! જ્ઞાન વિશાળ ને ઐશ્વર્યવાન છે, પણ પોતાની વાડને લીધે દેખાતું નથી !

મહાત્માને વીતરાગ થવાની ઉતાવળ છે ? એમ કંઈ સો ઝટ થઈ જાય ! અવળીમાંથી સવળીએ ચઢ્યું એ જ મોટું છે. મહાત્માને રાગ-દ્વેષમાં હવે રસ ના હોય.

જ્ઞાની જેવી વીતરાગતા કેવી રીતે થાય? જ્ઞાનીના ટચમાં રહેવાથી. તેમને જોઈને શીખાય. જ્ઞાનીની આંખો જુઓ. એમાં જ વીતરાગતા જોવા મળશે. વીતરાગને જોવાથી વીતરાગ થવાય. થીયરી લાખ હોય પણ પ્રેકટીકલ જુએ કે તરત જ આવડી જાય !

જગત નિર્દોષ દેખાય એ વીતરાગ થયાની નિશાની !

કોઈ અપમાન કરે, ગાળો દે ને તે અડે નહીં તો એટલા તમે વીતરાગ થયા, ભગવાન થયા. અને આખું જગત જીતી ગયા તો પૂર્ણ

ભગવાન ! પછી કોઈની જોડે ય મતભેદ ના રહે !

દેહને રમતો મૂકવો એટલે શું ? ભમરડો નાખ્યા પછી એને ફરી દોરી વીંટવાની નહીં. પછી તો કેવો ફરે છે તે જોયા જ કરવાનું !

પુદ્‌ગલને હવે જોયા કરે તો તે ચોખ્ખું થઈ જાય ને છૂટાય.

સમ્યક્ દર્શન ને આત્મસાક્ષાત્કાર એક જ વસ્તુ છે.

સમ્યક્ દર્શન વીતરાગતાની શરૂઆત છે.

પ્રતિષ્ઠિત આત્મા વીતરાગ થાય ? ના. એનામાં વીતરાગતાનો પાવર આવે પણ વીતરાગતાનો ગુણ આવે નહીં.

દાદાશ્રીની આજ્ઞામાં રહેવાનો પુરુષાર્થ જ વીતરાગ બનાવશે !

રામ, મહાવીર વીતરાગ થયા તે કોઈ ક્રિયાને આધારે નહીં પણ જ્ઞાનના આધારે થયા ! જ્ઞાન જ્ઞાની પાસેથી મળવું જોઈએ !

વીતરાગ દશામાં કઈ રીતે રહેવાય ? કોઈની જોડે ક્રોધ-માન-માયા-લોભ નહીં કરવા એ વીતરાગ. એ થયું એટલે વીતરાગતા ચૂક્યા. ફરી પાછું સાધવું. એમ કરતાં કરતાં સ્થિર થવાય. નાનું છોકરું ચાલતાં શીખે ત્યારે કેવી સ્થિતિ હોય ?

વીતરાગ થાય એટલે ભગવાન થાય. મહીં પરમાત્મા જ છે. પણ ખોખું પણ પછી ભગવાન થઈ ગયું કહેવાય !

અને તે ગમે તે થઈ શકે તેમ છે ! એ પુદ્‌ગલની છેલ્લી દશા છે !

આ જ્ઞાન થતાં જ દાદાશ્રીને જગત કલ્યાણની ભાવના જાગી ! અને 'વ્યવસ્થિતે' એમને નિમિત્ત બનાવ્યા !

વીતરાગતા ઉત્પન્ન થાય પછી કરુણા ઉત્પન્ન થાય. કરુણાવાળાને દેહનું, વાણીનું કે મનનું માલિકીપણું ના હોય. કરુણા એ આત્માનો ગુણ નથી. વીતરાગ થયાનું એ લક્ષણ છે. સહજ ક્ષમા, સહજ વિનમ્રતા, સહજ સરળતા, આ બધાં વીતરાગમાં ગુણો હોય. આ આત્માના ગુણો નથી. વીતરાગતા એ ય આત્માનો ગુણ નથી. આ તો વ્યવહારને લીધે લક્ષણ

ઊભાં થયાં છે !

દાદાશ્રી ખટપટીયા વીતરાગ. નિસ્વાર્થ ખટપટ ! રાત-દા'ડો લોકોને કેમ કરીને મોક્ષે તેડી જાઉં એની જ ખટપટ ચાલતી હોય ! તેથી તેમને ખટપટીયા વીતરાગ કહ્યા ! તીર્થંકરોમાં કિંચિત્ માત્ર ખટપટ ના હોય.

દાદાશ્રી કહે છે, 'મારે જગતની કોઈ ચીજ જોઈતી નથી. લક્ષ્મી, વિષય, માન, કિર્તી, કંઈ જ જોઈતું નથી. એક એવો ભાવ રહે કે જગતનું કલ્યાણ થવું જ જોઈએ અને તે થવાનું છે જ. આ જ અમારો ભેખ છે.'

સંપૂર્ણ વીતરાગતા એનું નામ શુદ્ધ પ્રેમ. દાદાશ્રી કહે છે, 'અમે પ્રેમ સ્વરૂપ થયા છીએ, જગતે ક્યારેય ના જોયો હોય તેવો પ્રેમ ઉત્પન્ન થયો છે. વીતરાગતામાં ચાર ડિગ્રી ખૂટી, ચૌદશ રહી એટલે પ્રેમ લોકોને દેખાય. પૂનમવાળા વીતરાગનો પૂર્ણ પ્રેમ હોય પણ તે દેખાય નહીં. પણ ખરો પ્રેમ એમનો જ કહેવાય.

દાદાશ્રી કહે છે કે અમને પૂનમ નથી થઈ પણ અંદર પોતાને માટે શક્તિ એટલી કામ કરતી હોય કે પૂનમ થયેલી હોય એવું લાગે!!!

## [૩] મેલું કરે તે ય પુદ્ગલ, ચોખ્ખું કરે તે ય 'પુદ્ગલ' !

વીતરાગ હોય ત્યાં શબ્દ-વાણી ના રહે. સંપૂર્ણ જડ ને ચેતન બે છૂટાં જ પડી ગયાં હોય !

ભૂલ કરનારું પુદ્ગલ ને ભૂલ પકડનારું ય પુદ્ગલ અને આત્મા તો તેને 'જાણનારો.' આપણે ભૂલને પકડનારા શા માટે થવાનું ? ભૂલને જાણનારા થાવ.

આપણે ફાઈલ નં. એકને કચરો દેખાડ દેખાડ કરવાનો. દેખાડનારા આપણે ને ચોખ્ખા કરનારા એ !

આમાં પ્રજ્ઞા દેખાડે અહંકારને અને એણે ચોખ્ખું કરવાનું. અહંકાર એટલે પુદ્ગલ ને આત્મા બે ભેગાં થયેલા તે છે. પુદ્ગલ કર્તાભાવથી ભેગું થયું ને આત્મા જ્ઞાતાભાવથી, પોતાનું જ્ઞાતાપણું થયું એટલે છૂટ્યો. અને પેલાનું કર્તાપણું ગયું એટલે એ છૂટ્યો.

અવળો ભાવ કરે છે તે પુદ્ગલ, સવળો ભાવ કરે છે તે ય પુદ્ગલ અને તેનો જાણનારા શુદ્ધાત્મા ! પરાક્રમ કોણ કરે છે ? તે ય પુદ્ગલ કરે છે. ગયા ભવમાં અજ્ઞાનતાથી જેને પુરુષાર્થ માનતા હતા, તે આજે પરાક્રમરૂપે આવ્યું.

અતિક્રમણે ય પુદ્ગલ કરે ને પ્રતિક્રમણે ય પુદ્ગલ કરે. એનો જ્ઞાતા-દ્રષ્ટા આત્મા છે.

મેલું કર્યું તે ય પુદ્ગલ ને ચોખ્ખું કરે તે ય પુદ્ગલ જ. અને માને છે કે 'મેં કર્યું' એ અહંકાર ! અને મેં આમાં કશું નથી કર્યું, એનું નામ શુદ્ધાત્મા.

જેટલું જ્ઞાન સાંભળ્યું, તેના પર શ્રદ્ધા બેસે પણ તેને તરત થોડું વર્તનમાં આવે ? એ નિરંતર ખ્યાલમાં ના રહે. વર્તન હોય તો નિરંતર ખ્યાલમાં રહે. ધીમે ધીમે વધે. ચોખ્ખું કરવા જાય છે ને તે રૂપ થઈ જાય છે. ઠપકા સામાયિકમાં જુદું ના રહે તો પોતે ઠપકો આપનાર થઈ જાય. એટલે ખૂબ ડિપ્રેશનમાં આવી જાય.

દર્શનમાં આવે તે જેમ જેમ અનુભવમાં આવતું જાય તેમ તેમ વર્તનમાં આવે.

પુદ્ગલ શું કહે છે ? અમે તો ચોખ્ખા જ હતા. તમે અમને મેલા કર્યાં. હવે તમે ચોખ્ખા થઈને બેસી ગયા. હવે અમારું શું ? તમે અમને મેલાં કર્યાં, હવે તમે જ અમને ચોખ્ખા કરો. આપણે ભાવ કરીને તેને બગાડ્યા.

હવે ચોખ્ખા કઈ રીતે કરવા ? ભાવ બગાડીને તેમને બગાડ્યા હવે સમભાવે નિકાલ કરીને ચોખ્ખા કરો અગર તો પ્રતિક્રમણ કરીને ધોઈ નાખો. એટલે આપણે છૂટા ને એ ય છૂટા.

આપણે આપણો જ્ઞાયક સ્વભાવ છોડવાનો નથી. વિચાર આવે તેને જોવાના. એટલે એ સ્વચ્છ થઈ ખરી પડે.

અજ્ઞાન માન્યતા શું કહે છે કે મારો આત્મા પાપી છે ! પુદ્ગલ અશુદ્ધ છે એવું ના માને.

દાદા જ્ઞાનરત્નો દરરોજ નવાં નવાં આપતાં જ જાય છે. દાદા કહે છે, 'અમારી ઈચ્છા એવી કે અમારું કંઈ પણ કર્યું, અમને કોઈએ ચા પાઈ હોય, એને લાભ થાઓ.' કરુણાની કેવી ચરમ સીમા !!!

## [૪] જ્ઞાન-અજ્ઞાન

જ્ઞાન-અજ્ઞાન વચ્ચે શું ભેદ ? અજ્ઞાન એ પણ એક પ્રકારનું જ્ઞાન છે, પ્રકાશ જ છે. પણ એ પર વસ્તુ વિનાશી વસ્તુ બતાવનારો પ્રકાશ છે. જ્યારે જ્ઞાન પોતાને તેમજ પારકાને ય પ્રકાશ કરનારી વસ્તુ છે. અજ્ઞાન, 'હું કોણ છું' એ જાણવા ના દે.

પ્રાકૃત જ્ઞાન, પૌદ્ગલિક જ્ઞાન એ અજ્ઞાન છે. છતાં એક પ્રકારનું જ્ઞાન છે પણ આત્માના જ્ઞાનની અપેક્ષાએ આને અજ્ઞાન કહ્યું છે.

સંસાર ચલાવવા બુદ્ધિની જરૂર છે, એને અજ્ઞાન કહ્યું છે.

આત્મા પોતે જ જ્ઞાન સ્વરૂપ છે. જ્ઞાન ક્યારેય અજ્ઞાન થતું નથી. આવરણ આવે છે અને તેનાથી વિશેષજ્ઞાન થાય છે. પણ તે ય જ્ઞાન જ છે.

અંધારાની ગમે તેટલી સ્લાઈસ પાડીએ તો તેમાંથી અંધારું જ નીકળે, અજવાળું કંઈ નીકળે ?

જ્ઞાન હંમેશા સુખ જ આપે, અજ્ઞાન દુઃખ આપે.

આત્માનો જ્ઞાન પ્રકાશ એવો છે કે ક્યારેય અંધારું ના થાય, એનો ક્યારેય છાંયો ના પડે.

જ્ઞાનનો સ્વભાવ સદા સહુથી નિર્લેપ જ રહે. ક્રિયામાં ય જ્ઞાન ભેગું ના થાય.

જ્ઞાન લેનાર કોણ ? જે ભૂલો પડ્યો છે તે. જે ભોગવે છે તે. પોતે પરમાત્મા જ છે પણ પાછો શું કહે, હું દુખીયો છું. ચિંતા બહુ થાય છે. મને કષાય થાય છે. આ ખાલી ભૂત પેસી ગયું છે. જેમ રાત્રે કંઈક ખખડ્યું તો વહેમ પેઠો કે ભૂત છે. આખી રાત ફફડે, સવારે ઊઠીને જોયું તો ઉંદરડો હોય ! એના જેવું થયું છે આ બધું ! સાચા ભોમિયા, જ્ઞાની મળે તો આ ભૂત કાઢે ને નિર્ભય ને વીતરાગ બનાવે !

'પોતે' પોતાના અજ્ઞાનથી બંધાય છે ને 'પોતે' પોતાના જ્ઞાનથી છૂટે છે. આત્મા તો જ્ઞાનવાળો છે જ.

જ્ઞાન મળે ત્યારે જ્ઞાની કોણ થાય છે ? હું અને મારું, જે બંધાયેલો કહે છે તે.

જ્ઞાની જ્ઞાન આપે એટલે અશુદ્ધ ચેતન એટલે કે પાવર ચેતન શુદ્ધ થાય છે. આ પાવર કોને હોય છે ? અહંકારને.

આત્મા કેવળજ્ઞાન સ્વરૂપ હોવા છતાં ક્યાં ભૂલ થઈ ? ભૂલ કરી જ નથી. આ તો વિજ્ઞાનથી અહંકાર ઊભો થયો ને વિજ્ઞાનથી એ જાય. અહંકાર ઓગાળવો કઈ રીતે ? અક્રમજ્ઞાનથી બે કલાકમાં અહીં ઓગળી જાય ! ઘણાં લોકોના ઓગળી ગયા !

અજ્ઞાનનું પ્રેરણા બળ કોણ ? સંયોગો.

જ્ઞાનનું પ્રેરણાબળ કોણ ? સંયોગો. ઑન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ.

જગત શેમાંથી ઉત્પન્ન થયું છે ? અજ્ઞાનમાંથી. એટલે વિભાવિક આત્મા પ્રતિષ્ઠિત આત્મામાંથી ઊભો થયો, તેમાં પાછો લય પામે ને તેમાંથી પાછો ઉત્પન્ન થાય. એમ ચાલ્યા જ કરે..... આમાં મૂળ આત્માને કંઈ લેવા દેવા નથી. આત્માની માત્ર વિભાવિક દૃષ્ટિ ઉત્પન્ન થઈ છે. એટલે બિલિફ બદલાયેલી છે. જ્ઞાન કે ચારિત્ર કશું બદલાયું નથી. 'હું પણું' બદલાયું છે તે મૂળ જગ્યાએ બેસી જાય છે એટલે પૂરું.

જ્ઞાન કે અજ્ઞાનનું આદિ શું ? વિજ્ઞાન.

બ્રહ્માંડમાં છ સનાતન વસ્તુઓ છે. એ ભેગાં થવાથી વ્યતિરેક ગુણો ઉત્પન્ન થયા. ક્રોધ-માન-માયા-લોભ એ વ્યતિરેક ગુણો કહેવાય. ક્રોધ અને માનથી 'હું' ને માયા ને લોભથી 'મારું' થયું. હવે આત્મા ને પુદ્ગલ તત્ત્વો છૂટા પડવાથી બધું ઊડી જાય છે.

દાદાશ્રી જ્ઞાન આપે તે કોને ? આત્માને કે અજ્ઞાનીને ? અજ્ઞાનીને. આત્માને જુદો જુએ ખરાં.

જ્ઞાન સહજ હોય, વિચારેલું ના હોય. વિચારેલું અજ્ઞાન કહેવાય. જ્ઞાનને જાણે તો અજ્ઞાનને જાણે. ઘઉંને જાણે તો કાંકરાને જાણે.

એટલે અજ્ઞાનને જાણવું પણ જરૂરી છે. બંધનને સંપૂર્ણ સમજે તો જ મુક્તિની આરાધના થાય. એટલે એકુંયમાં ભલીવાર જીવને આવ્યો નથી.

જગતમાં લાવનારું કારણ અજ્ઞાન ને જગતથી છોડાવનારું કારણ જ્ઞાન ! 'હું કોણ છું'નું જ્ઞાન થયું કે છૂટ્યો !

માયા વસ્તુ સ્વરૂપે નથી. માયા એટલે સ્વસ્વરૂપની અજ્ઞાનતા, સેલ્ફ ઈગ્નોરન્સ. સ્વરૂપનું અજ્ઞાન ગયું, 'હું કોણ છું' જાણ્યું એટલે માયા ગઈ !

આ બધાનું રૂટ કોઝ અજ્ઞાનતા છે. માયા દર્શનીય નથી, ભાસ્યમાન છે.

અજ્ઞાન શું છે ને ક્યાંથી આવે છે ? જન્મ્યા ત્યારે 'ચંદુભાઈ' નામ ઓળખવા માટે આપ્યું પણ 'આપણે' માની લીધું કે 'હું જ ચંદુભાઈ છું.' એ રોંગ બિલિફ એ જ અજ્ઞાન. પછી રોંગ બિલિફની પરંપરાઓ શરૂ થઈ ગઈ ! રોંગ બિલિફ એટલે મિથ્યાત્વ ને રાઈટ બિલિફ એટલે સમ્યક્ત્વ.

જ્ઞાન કીધેલું ના ચાલે. જાણેલું-અનુભવેલું હોય તે જ સાચું જ્ઞાન કહેવાય, અને તે જ મોક્ષે લઈ જાય, બીજું નહીં.

'હું ચંદુલાલ, મને ના ઓળખ્યો ?' એ અજ્ઞાનને આધાર આપ્યો. એનાથી ખડું છે જગત. જ્ઞાન મળ્યા પછી 'હું' 'હું'માં બેસી ગયું. એટલે અજ્ઞાન થયું નિરાધાર.

ભ્રાંતિ અને અજ્ઞાનમાં શું ફેર ? અજ્ઞાનમાંથી જન્મ પામે તે ભ્રાંતિ. અજ્ઞાનમાંથી ઘણું થાય, તેમાં એક ફણગો ભ્રાંતિનો પણ ફૂટે.

અક્રમ જ્ઞાન મળ્યું હોય, તેને ભ્રાંતિ ના હોય. કોઈ સારો શેઠ હોય પણ જો આટલી બ્રાંડી પીધી તો? ભ્રાંતિ ઊભી થાય ને ? એટલે જ્ઞાન થયું એટલે અમુક ભાગ અજ્ઞાનનો ઓછો થયો. 'હું શુદ્ધાત્મા જ છું' એ પ્રતીતિ બેઠી. સમ્યક્દર્શન થયું. હવે સમ્યક્જ્ઞાન થવા માંડ્યું.

માનેલું જ્ઞાન ને જાણેલા જ્ઞાનમાં શું ફેર ? જાણેલું જ્ઞાન એટલે

અનુભવેલું. સાકર મોંમાં મૂકી એટલે જાણેલું ને સાકર ગળી છે, ગળી છે એમ સાંભળ્યું ને માન્યું, તે ના ચાલે.

સમજણ આવીને જતી ય રહે પણ જ્ઞાન ના જાય.

મૂળમાં અજ્ઞાન ને પછી મોહ. આત્મજ્ઞાન થાય પછી મોહના અંશો ઓછા થાય. આત્મજ્ઞાનના કંઈ અંશો હોતા નથી.

જ્ઞાનનો અંત ખરો, પણ અજ્ઞાનનો નથી.

અહંકાર કોને આવ્યો ? અજ્ઞાનને.

આખા જગતના તમામ સબજેક્ટસ્ જાણે તોય એ બુદ્ધિ કહેવાય અને 'હું કોણ છું' એટલું જ જાણે એ જ્ઞાન કહેવાય.

ક્રિયાવાળું જ્ઞાન એ બધું અજ્ઞાન કહેવાય અને ક્રિયા ય અજ્ઞાન કહેવાય. અહંકાર હોય તો જ ક્રિયા થાય, નહીં તો થાય નહીં. અને ચેતન જ્ઞાન સ્વયં ક્રિયાકારી હોય.

દાદાશ્રીને ૧૯૫૮માં સૂરત સ્ટેશને જ્ઞાન થયું તે પહેલાં સ્થિતિ કેવી હતી ? અહંકારી. બંધન દશા જોયેલી ને પછી મુક્ત દશા અનુભવી !

જ્ઞાન કઈ રીતે થયું ? સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ.

જ્ઞાન સમયેની સ્થિતિ કેવી ? મહીં આવરણ ખસે ને સૂઝ પડે ત્યારે ગૂંચામણમાંથી બહાર નીકળતાં કેવું ફીલ થાય તેવું અજ્ઞાન આવરણ તૂટતાં જ 'જગત શું છે ? કોણ ચલાવે છે ? કેવી રીતે ચાલે છે ? હું કોણ છું ? આ કોણ છે ?' એ બધું જ્ઞાન ખુલ્લું થઈ ગયું !

આત્મા સ્વાધીન કે પરાધીન ? અજ્ઞાનના આધારે પરાધીન ને જ્ઞાનના આધારે સ્વાધીન છે. સ્વપુરુષાર્થ સ્વતંત્ર છે ને ભ્રાંતિનો પુરુષાર્થ સંજોગોને આધીન છે !

અજ્ઞાન દશામાં ખરો પુરુષાર્થ હોય જ નહીં. એ તો પુણ્યના બળે ચાલે.

સિનેમામાં જવું હોય તો જલ્દી જવાય ને સત્સંગમાં નહીં, તો તેનું

શું કારણ ? સિનેમામાં મન સહકાર આપે. એટલે એ અધોગતિમાં જાય. ધ્યેય પૂર્વક જવામાં મહેનત. સ્લીપ તો સહેજે થવાય.

સત્સંગમાં સંજોગોને આધીન ના અવાયું તો સંજોગ કોને આધીન ? કર્મને આધીન. કર્મ કોને આધીન ? એનું સ્વરૂપ સમજાવતા દાદાશ્રી એક અદ્ભૂત ફોડ આપે છે, કે ખરેખર આપણે શું છીએ ? જેટલું આપણું જ્ઞાન કે જેટલું આપણું અજ્ઞાન એ જ આપણે. અને તે પ્રમાણે સંજોગો બાઝે અને તે પ્રમાણે કર્મ થાય. ઊંચા માણસને ઊંચી જાતનું જ્ઞાન હોવાને કારણે ઊંચી જાતના કર્મ બાંધે, હલકા માણસને નીચી જાતનું હોવાથી નીચી જાતના કર્મ બાંધે. એટલે અહંકાર કે નામ એ પોતે નથી પણ 'આ પોતે' છે. 'આ પોતે' એટલે શું ? જ્ઞાન ને અજ્ઞાન તે જ એ પોતે, એ જ એનું ઉપાદાન ! પણ આ ઝીણું ના સમજાય એટલે અહીં એના પ્રતિનિધિ એવા અહંકારનો સ્વીકાર કરીએ છીએ. આ બહુ ઊંડી વાત છે.

ઉપાદાન એ જ અહંકાર. એ 'પોતે' જ. પણ આમ ખરેખર અહંકાર જુદો પડે છે. પણ આ જ્ઞાન-અજ્ઞાનના આધારે જ 'એ' કરે છે. જ્યાં જ્ઞાન અને અજ્ઞાન બેઉ ભેગું હોય ત્યાં અહંકાર હોય જ.

જ્ઞાન મળ્યા પછીનો પુરુષ ભાગ એ કયો ? જ્ઞાન એ જ પરમાત્મા, જ્ઞાન એ જ પુરુષ. જ્ઞાન-અજ્ઞાન ભેગું એ પ્રકૃતિ.

જ્ઞાન એટલે પ્રકાશ, સમજ નહીં. જ્ઞાનનો પ્રકાશ ધરીએ તો જ સામાને સમજમાં આવે. જ્ઞાન કોઈ દેખાડે પછી જ આપણી સમજણમાં એ આવે અને પછી વર્તનમાં આવે. સમજણમાં ના હોય તો જ્ઞાન પ્રકાશ ગમે તેટલો ધરીએ તોય વર્તનમાં ના આવે. એટલે સમજણ ને જ્ઞાન બે જુદી વસ્તુ છે.

જ્ઞાન પરિણામ સૂર્યના કિરણ જેવું. જ્ઞેયને જ્ઞાન જ્ઞેયાકાર દેખાડે.

મન એ અજ્ઞાન પરિણામની ગાંઠ છે. જ્ઞાનની ગાંઠો પડે ? ના, કદિય નહીં. જ્ઞાનની મહીં પુદ્ગલ ભળે તો જ ગાંઠ પડે. એટલે અજ્ઞાન પરિણામ પુદ્ગલ સાથે હોય જ.

અજ્ઞાનમાં સ્પંદન હોય, જ્ઞાનમાં નહીં.

જ્ઞાનપ્રાપ્તિનું સાધન શું ? પ્રત્યક્ષ જ્ઞાની એ જ એકમેવ સાધન છે. અને જે જે સ્વયંબુદ્ધ થયેલા, તેમને ય આગલા અવતારમાં સદ્ગુરુ મળેલા.

દાદાશ્રીના જ્ઞાન ને તીર્થંકરોના જ્ઞાનમાં ફેર ? ના, પ્રકાશ એક જ પ્રકારનો હોય. એમાં ફેર ના હોય. હા, દેશ-કાળને આધીન ભાષાફેર હોય.

શુદ્ધ જ્ઞાન એ જ પરમાત્મા. શુભ જ્ઞાન એ શુભ આત્મા, અશુભ જ્ઞાન એ અશુભ આત્મા.

આદિવાસી આફ્રિકનો જાનવરોને કાપી નાખે મઝા માટે, ખાવા માટે નહીં. એ અશુદ્ધ જ્ઞાન. બીજા ફોરેનરો બકરાં કાપે પણ તેને ખાય. એ અશુભ જ્ઞાન કહેવાય. કારણ કે હેતુ ખાવાનો છે માટે અશુદ્ધ ના કહેવાય. એથી આગળ શુભ જ્ઞાન ને શુભ સમજણ આવે. કોઈને મારશો નહીં. કોઈને દુઃખ દેશો નહીં. કોઈ મને દુઃખ દે તો પણ હું તેમને દુઃખ નહીં દઉં. આપણા બધાં ધર્મો શુભાશુભમાં છે. જ્ઞાન અને સમજણ શુભાશુભની છે. શુભ જ્ઞાન ને શુભ સમજણ એ સુપર હ્યુમન બનાવે. દેવલોકમાં જાય અહીંથી. અને શુદ્ધ જ્ઞાનવાળો કેવો હોય? કોઈ ગજવું કાપતું હોય તોય તે એને દોષિત ના દેખાય. જગત નિર્દોષ દેખાય, એ વીતરાગ જ કહેવાય, એ જ પરમાત્મા.

રિલેટિવ જ્ઞાન અને રિયલ જ્ઞાન બેઉ સરખાં ચાલે, પેરેલલ ચાલે. ૯૯.૯૯ સુધી બેઉ સરખા ચાલે ત્યાં સુધી રિલેટીવ ફોટારૂપે છે, રિયલ એક્ઝેક્ટ રૂપે છે. એ છેલ્લા જ્ઞાનનો ફોટો ના પડે. પણ રિલેટિવ જ્ઞાન છે માટે તે ક્રિયાકારી ના હોય ને રિયલ જ્ઞાન સ્વયં ક્રિયાકારી હોય !

આત્મા તો પૂર્ણ જ્ઞાની જ છે, હવે પુદ્ગલનું જ્ઞાન છેવટે પૂર્ણ થશે ત્યારે મોક્ષે જશે. પુદ્ગલને ય ભગવાન બનાવવાનું છે. જ્ઞાનીની પાસે બેસી બેસીને, તેમને જોઈ જોઈને ભગવાનરૂપ થવાય.

જ્ઞાનના બે પ્રકાર. એક 'અજ્ઞાન જ્ઞાન'. જે 'જ્ઞાન' અજ્ઞાન સ્વરૂપે છે, તે એ જીવંત નથી. કાર્યકારી ના હોય. એ જ્ઞાન જેટલું જાણીએ એટલું આપણે જાતે કરવું પડે. જ્યારે ચેતન જ્ઞાન સ્વયં ક્રિયાકારી હોય. દા.ત. ચોરી ના કરો એવું કોઈ સંતે કહ્યું, પણ તે માટે ખૂબ સ્ટ્રગલ કરવી પડે, બંધ કરવી પડે તોય બીજી બાજુ ચોરી ચાલુ જ હોય અને જ્ઞાનની સમજણ

તો સ્વયં બંધ કરાવે છે. વિજ્ઞાન મહીં ચેતવ ચેતવ કરે. બંધાવા જ ના દે.

પુસ્તકનું જ્ઞાન એ સ્થૂળજ્ઞાન કહેવાય. એ મજબૂત કરી લે તોય આગળ જ્ઞાન માટે અધિકારી થયો.

આત્મજ્ઞાન થતાં સુધીનું જ્ઞાન કહેવાય અને આગળ એને વિજ્ઞાન કહેવાય. વિજ્ઞાન એ એબ્સૉલ્યૂટ કહેવાય. એટલે જ્ઞાનમાં કરવું પડે ને વિજ્ઞાન સ્વયં ક્રિયાકારી હોય ! ભગવાન વિજ્ઞાન સ્વરૂપ છે. જ્યાં સુધી જ્ઞાન વિજ્ઞાન ના થાય ત્યાં સુધી ખરો આત્મા કહેવાય જ નહીં. જ્ઞાન એ જ આત્મા છે, પણ ક્યું જ્ઞાન ? વિજ્ઞાન જ્ઞાન !

જે ફળ આપે તે વિજ્ઞાન, નહીં તો શુષ્કજ્ઞાન.

ભેદજ્ઞાન એ જ સર્વસ્વ જ્ઞાન છે અને એ જ કેવળ જ્ઞાનનું દ્વાર છે. આ કાળના પ્રભાવને લઈને દાદાશ્રી પૂર્ણ જ્ઞાની હતા છતાં નિરંતર કેવળજ્ઞાન સ્વરૂપમાં રહી નહતા શકતા !

છતાં પોતે કદિ ડગે નહીં, થાકે નહીં, હારે નહીં એવા આ વીતરાગ છે ! કેવાં ગજબના વીતરાગ !!!

અજ્ઞાન પેસવા જ ના દે એનું નામ જ્ઞાન ! અજ્ઞાન ઊભું થવાનું થાય એ પહેલાં જ જ્ઞાન હાજર થઈ જાય એ જ ખરું જ્ઞાન. એ જ પ્રજ્ઞા.

જ્ઞાન મળ્યું એટલે રૂટ કોઝ ગયું. હવે બીજું ડાળા પાંદડા રહ્યા તે ખરી પડશે.

માન ઊભુ થાય ત્યારે ફાઈલ નંબર વનને કહેવું કે બહુ રોફ મારો છો ? મઝા છે તમને ? આમ વાતો કરવાની, અગર તો એને જુદું 'જોવાનું'.

અજ્ઞાનથી પરિગ્રહ ઊભાં થાય, પરિગ્રહથી ગૂંચ પડે ને જ્ઞાનથી ગૂંચ ઉકલે. એટલે પરિગ્રહ છૂટતા જાય.

દાદાશ્રી કહે છે કે અમને ફૂલહાર ચઢાવે ને મોઢું હસે તેને ય જુદું અમે 'જોઈએ'. લાગણીઓ અજ્ઞાની જેવી જ થાય પણ તેને ય જુદું અમે જોઈએ.

આ લાગણીઓ પૂર્વના જ્ઞાનની અસર, તેને આજનું જ્ઞાન જુએ !

'હું શુદ્ધાત્મા છું'ની પ્રતીતિ બેઠી ત્યારથી જ ક્રોધ-માન-માયા-લોભ નષ્ટ થયાં. ઉદયનું જ્ઞાન અને આજનું જ્ઞાન બે એક થઈ જાય ત્યારે ક્રોધ-માન-માયા-લોભ કહેવાય. અને બેઉ જુદા હોય તો ના કહેવાય. ક્રોધ બહાર થતો હોય પણ અંદર એમ થતું હોય કે આ ખોટું છે, આમ ના થવું જોઈએ એટલે આજનો અભિપ્રાય જુદો પડ્યો. એટલે હિંસકભાવ ના રહે પછી. એટલે એને ક્રોધ ના કહેવાય.

જ્યારથી આત્માની પ્રતીતિ બેસે ત્યારથી પ્રજ્ઞા શરૂ થઈ જાય.

મહાત્માઓને જે જ્ઞાન મળ્યું તે હવે આવતા ભવનું પરાક્રમ બનશે ! દાદાશ્રીનું જે પરાક્રમ છે તે ગતજ્ઞાન પરાક્રમ છે. પરાક્રમ ક્યારે કહેવાય કે વાણી પાતાળમાંથી નીકળે ત્યારે ! એ બોલે તેનાં જ શાસ્ત્રો રચાય !

## [૫.૧] જ્ઞાન-દર્શન

''સમ્યક્ દર્શન, જ્ઞાન, ચારિત્ર્યાણિ મોક્ષમાર્ગ.'' રત્નત્રયથી મોક્ષ.

પરમાર્થ જ્ઞાન એટલે આત્માનું જ્ઞાન. એ જ્ઞાન એને શ્રુતજ્ઞાનથી, વાંચવાથી કે સાંભળવાથી થયું હોય. પણ એ પ્રાપ્ત થયા પછી એને આત્માની પ્રતીતિ બેસે, દર્શનમાં આવે આત્મા. પછી ચારિત્રમાં આવે ને મોક્ષ થાય.

સમ્યક્ દર્શન એટલે ભ્રાંતિક દર્શનનો અભાવ ! દૃષ્ટિ ફરે તો દર્શન. નહીં તો વિનાશી ચીજોમાંથી શ્રદ્ધા ઊઠી અને સનાતન વસ્તુ પર અતૂટ શ્રદ્ધા બેસે, એનું નામ સમ્યક્ દર્શન. દર્શન અને જ્ઞાન થાય પછી ચારિત્રમાં આવે. રાગ-દ્વેષ રહિતનું ચારિત્ર, એનું નામ સમ્યક્ ચારિત્ર.

અજ્ઞાન ને અદર્શનનું ફળ શું ? કષાય. અને જ્ઞાન અને દર્શનનું ફળ શું ? નિરંતર 'સમાધિ'.

સમ્યક્ દર્શન થાય એને સમકિતી કહેવાય. એમાં એની દૃષ્ટિ ફરી છે. સમ્યક્ દર્શન થયું પણ સમ્યક્ જ્ઞાન નથી થયું. સમકિત થયા પછી જે અનુભવ થાય એ બધું જ્ઞાનમાં જાય. પછી ચારિત્રમાં આવે.

શ્રદ્ધા એ આત્માનો ગુણ છે ? ના. શ્રદ્ધા એ મન, બુદ્ધિનો ગુણ છે. આત્માનો ગુણ તો દર્શન છે. શ્રદ્ધા અશ્રદ્ધા થઈ જાય, જ્યારે આત્માનું દર્શન ક્યારેય ફરે નહીં.

પ્રતીતિ એટલે દર્શન અને લક્ષ એ જાગૃતિમાં જાય અને જે પ્રતીતિ થઈ તે અનુભવમાં આવવું તે જ્ઞાન કહેવાય. આત્માનાં અનુભવ અને જ્ઞાનમાં શું ફેર ? અનુભવ અંશે અંશે વધે ને જ્ઞાન સર્વાંશ હોય.

દાદાશ્રી જ્ઞાન આપે ત્યારે દર્શન સંપૂર્ણ થાય છે પણ જ્ઞાન અંશે અંશે થાય. 'જ્ઞાન' આપે ત્યારે જાગૃતિ ઉત્પન્ન થાય. અને એ જાગૃતિના આધારે બધા અનુભવો થાય. એટલે શરૂઆતમાં દર્શનાત્મા થાય પછી જ્ઞાનાત્મા થાય. જ્ઞાનવાળાને પોતાના બહુ દોષ દેખાવા માંડે ને તેનાથી મુક્ત થાય.

દર્શન કોનું કહેવાય ? બુદ્ધિનું કે પ્રજ્ઞાનું ? દર્શન તો પ્રજ્ઞાને ય દેખાડનારી વસ્તુ છે. દર્શન એટલે પ્રતીતિ કે આપણે આત્મા જ છીએ.

પ્રતીતિ કોને બેસે છે ? અહંકારને !

પ્રતીતિ પ્રજ્ઞા કરાવે છે ? ના. એ દાદાશ્રી જે આત્માનું જ્ઞાન આપે છે તે અને દાદા ભગવાનની કૃપા કરાવે છે. જ્ઞાન મળતાં જ ભગવાનની કૃપાથી  જ્ઞાન ફીટ થઈ જાય છે. રોંગ બિલિફ ઊડે છે ને રાઈટ બિલિફ બેસે છે.

રાઈટ બિલિફ, રાઈટ જ્ઞાન ને રાઈટ ચારિત્ર એ ત્રણેવ સત્‌માં સમાય.

દર્શનનો અર્થ શું કે 'હું ભગવાન છું' એવી શ્રદ્ધા બેઠી. પણ નિશ્ચયથી ભગવાન છું, વ્યવહારથી તો વકીલ છું કે ડૉક્ટર છું.

ખુદને જાણે એ ખુદા. પણ એ શ્રદ્ધામાં થયો છે, જ્ઞાનમાં નથી. ખુદા તો દાદા છે !!!

અક્રમમાં જ્ઞાનવિધિમાં પહેલાં અનંત કાળના પાપો ભસ્મીભૂત થાય છે, પછી આત્માની પ્રતીતિ બેસે છે. પછી આત્માનો થોડો થોડો અનુભવ થાય છે તેની શરૂઆત થઈ જાય છે.

અક્રમમાં દર્શન, જ્ઞાન અને ચારિત્ર છે. દર્શન પૂરું જ મળે છે, પછી અનુભવ થતાં થતાં જ્ઞાનમાં આવે એટલે પછી ચારિત્રમાં આવે.

દાદાશ્રી સંક્ષિપ્તમાં જ્ઞાન, દર્શન, ચારિત્રનું સમજાવતાં કહે છે કે 'હું શુદ્ધાત્મા છું' ને 'ચંદુ' એ ફાઈલ છે, એવી પ્રતીતિ બેસી ગઈ એને સમ્યક્ દર્શન કહ્યું. પછી ફાઈલમાં શું શું છે ને આ બીજામાં શું શું છે એ બધું જ જાણે એ જ્ઞાન અને જ્ઞાતા-દ્રષ્ટા રહેવું એ ચારિત્ર.

મહાત્માઓને દર્શન તો પૂરેપૂરું છે. આખી દૃષ્ટિ જ બદલાઈ ગઈ છે. હવે આત્મસન્મુખના અનુભવ થવાં જોઈએ.

મહાત્માને અનુભવ શેના આધારે થાય છે ? ખીસું કપાય ત્યારે કાપનાર નિર્દોષ છે, બન્યું એ બધું વ્યવસ્થિત છે. એ અનુભવ વગર ના રહી શકે. પહેલાં અનુભવ થયો હોય તો બીજી વાર જ્ઞાન હાજર રહે. નહીં તો બહુ ભોગવટો આવે. જેટલા પ્રમાણમાં અનુભવ થયો તેટલા પ્રમાણમાં ચારિત્ર ચાલુ થઈ જાય.

અક્રમમાં દર્શન-જ્ઞાન-ચારિત્ર ને ક્રમિકમાં જ્ઞાન-દર્શન-જ્ઞાન-ચારિત્ર હોય.

પહેલું જ્ઞાન ક્રમિકનું થાય તે શબ્દ જ્ઞાન, શાસ્ત્ર જ્ઞાનથી કે સાંભળવાથી થાય. શબ્દજ્ઞાનથી ધીમે ધીમે આત્માની શ્રદ્ધા બેસે ક્રમિકમાં દર્શન થતાં બહુ વાર લાગે. દર્શન થયા પછી નિશ્ચયથી જ્ઞાન પ્રાપ્ત થાય. પછી નિશ્ચય ચારિત્રમાં આવે. આમ ક્રમિકની રીત છે, જ્ઞાન બે વાર આવે. પહેલું વ્યવહારનું પછી નિશ્ચયનું. એટલે ક્રમિકમાં રિલેટિવમાંથી રિયલમાં જાય ને અક્રમમાં સીધું જ રિયલ મળે છે, જ્ઞાનવિધિથી !

જ્યાં કંઈ કરવું પડે તે બધું રિલેટિવ ત્યાગ, તપ, જપ, ધ્યાન બધું. રિલેટિવ પછી એમાંથી ઠેઠ છેલ્લે રિયલમાં અવાય.

અક્રમમાં જ્ઞાન જ સ્વયં ક્રિયાકારી હોય છે. એટલે અક્રમમાં કંઈ કરવું પડતું નથી. માત્ર જ્ઞાનને જ સમજવાનું.

ગુહ્ય, ગુહ્યતર ને ગુહ્યતમ જ્ઞાન શું છે ? આત્માની સો ટકા પ્રતીતિ બેસાડે એ ગુહ્યજ્ઞાન. એ દર્શનરૂપે છે. ગુહ્યતર જ્ઞાન એ અનુભવ રૂપે છે,

દર્શન થયું તેનો અનુભવ થાય તે અને ગુહ્યતમ જ્ઞાન એટલે સંપૂર્ણ ચારિત્રમાં આવે તે. એટલે નિરંતર સ્વમાં જ રહે, પરમાં પ્રવેશે જ નહીં. અક્રમમાં ગુહ્યજ્ઞાન મળે છે. જે સ્વયં ક્રિયાકારી છે. ગુહ્ય જ્ઞાન મળે તે દિવસથી જ પ્રજ્ઞા પ્રગટે ને મહીં રાત દહાડો ચેતવ ચેતવ કરે !

અક્રમ વિજ્ઞાન એ અજાયબ વિજ્ઞાન છે ! એની ગહેરાઈ પામવી મહાત્માઓને ખૂબ કઠિન છે. આ તો દાદાશ્રી જેમ જેમ ફોડ પાડતા જાય છે તેમ તેમ મહાત્માઓને ટેલી થાય છે કે આ તો અમને અનુભવમાં આવે છે, આ તો વર્તે છે, તેમ તેમ તેની કિંમત સમજાય છે. બાકી બાલમંદિરના માનવોને દાદાશ્રી બે જ કલાકમાં ધાડ કરીને જ્ઞાનમંદિરમાં બેસાડી દે છે. તેનો તો આટલો રોફ પડે છે મહાત્માઓનો, અધ્યાત્મમાં !!!

## [૫.૨] ચારિત્ર

ચારિત્ર બે પ્રકારનાં. એક વ્યવહાર ચારિત્ર ને બીજું નિશ્ચય ચારિત્ર. વ્યવહાર ચારિત્ર એટલે બહાર દેખાય એવું જે પાળે તે. તીર્થંકરોની આજ્ઞામાં રહી વ્યવહાર ચોખ્ખો ને ઊંચો કરી નાખ્યો હોય. તીર્થંકરોની આજ્ઞામાં સંપૂર્ણ રહેવું તે વ્યવહાર ચારિત્ર, એમાં આત્માનું જ્ઞાન ના હોય. અને નિશ્ચય ચારિત્ર એ આત્માનું ચારિત્ર, એ જ્ઞાન થયાં પછી થાય. નિશ્ચય ચારિત્ર એટલે જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદી, બસ ! કષાયરહિત વ્યવહાર. નિશ્ચય ચારિત્રમાં કોઈ મહેનત ના હોય. વ્યવહાર ચારિત્રમાં ખૂબ મહેનત કરવી પડે. લાખ જ્ઞાનીઓનો એક જ અવાજ હોય ને ત્રણ અજ્ઞાનીઓના સો મતભેદો હોય.

નિશ્ચય ચારિત્રમાં આવ્યો તે તો થઈ ગયો ભગવાન !

સમ્યક્ ચારિત્રમાં કષાય રહિત વ્યવહાર થાય અને દરઅસલ ચારિત્રમાં જ્ઞાતા-દ્રષ્ટા, પરમાનંદી હોય.

વ્યવહાર ચારિત્ર પાંચેય વિષયોમાં વૃત્તિ ના હોય, બ્રહ્મચર્ય હોય. આ ત્યાગીઓમાં મળે. બીજું વ્યવહારમાં પ્રમાણિકતા, નૈતિકતા, ન્યાયી વલણ હોય. પરણેલો હોય તો એક પત્નીવ્રત જ હોય અને આગળ ઉપર તો વિષય બંધ જ હોય. લક્ષ્મીનો ય વ્યવહાર ના રહે. પાંચ મહાવ્રત એ વ્યવહાર ચારિત્રમાં લાવે.

દાદાશ્રીનો લક્ષ્મી વિષયનો વ્યવહાર સો ટકા શુદ્ધ. પૈસા સામું ક્યારેય ન જુએ, બીજા જ સંભાળે. ખાતાં-પીતાં, ઉઠતાં-બેસતાં, જ્ઞાતા-દ્રષ્ટા રહે એ છેલ્લામાં છેલ્લું ચારિત્ર. અને એ પમાડે નિર્વાણ પદને !

હજી એક વાક્યમાં દાદાશ્રી ચારિત્રની વ્યાખ્યા આપે છે કે હોમ ડિપાર્ટમેન્ટમાં રહે એ ચારિત્ર. ફોરેનમાં આવે જ નહીં એ ખરું ચારિત્ર.

ક્રમિકમાં વ્યવહાર ચારિત્ર હોય તો જ નિશ્ચય ચારિત્ર પ્રાપ્ત થાય. અક્રમ વિજ્ઞાનમાં આવું કંઈ જ જોઈએ નહીં.

કોઈને ધોલ મારી એ મિથ્યા ચારિત્ર કહેવાય. મારવાની શ્રદ્ધા એ મિથ્યા દર્શન અને મારવાનો ભાવ થયો એ મિથ્યા જ્ઞાન. મિથ્યા જ્ઞાન મિથ્યા દર્શનમાં હું ચંદુભાઈ, આનો સસરો, આનો બાપ એ નિશ્ચયથી વર્તે એટલે મિથ્યા ચારિત્રમાં આવે.

પહેલું સમ્યક્ દર્શન થાય એટલે આગળ એની મેળે સમ્યક્ જ્ઞાન ને સમ્યક્ ચારિત્રમાં આવે. એટલે કિંમત જ સમ્યક્ દર્શનની છે !

જ્ઞાન મળ્યાં પછી જ રિયલ ચારિત્રનાં અંશો મહાત્માઓ ભાળે છે. બાકી વ્યવહાર ચારિત્ર જ બધે હોય. આ નિશ્ચય ચારિત્ર તો જગત જાણતું જ નથી કે શું હોય ?

નિશ્ચયનું જ્ઞાન-દર્શન ને ચારિત્ર એ રૂપી નથી, અરૂપી છે. લોકો રૂપી ચારિત્ર ખોળે છે. બોલો ક્યાંથી એનો મેળ ખાય ? લોક તો કપડાં બદલે તેને ચારિત્ર કહે અને 'ચારિત્ર વિના મોક્ષ નથી' કહે. પણ ક્યું ચારિત્ર ? વીતરાગોનું કે લોકોએ માનેલું ?

સમ્યક્ દર્શનથી ચારિત્રમાં ન અવાય, જ્ઞાનથી અવાય. દર્શનથી જ્ઞાનમાં અવાય અને તેનાથી પછી ચારિત્રમાં આવે.

કષાય ના થાય તે ચારિત્ર ઊંચું ,પણ ખરું ચારિત્ર તો જ્ઞાતા-દ્રષ્ટા રહે તે. પછી બુદ્ધિ ઈમોશનલ ના કરે. જ્યાં બુદ્ધિ ઊભી થાય ત્યાં ઈમોશનલપણું આવે જ.

મહાત્માઓ અને અજ્ઞાનીમાં પ્રતિક્રિયામાં ફેર શું ? આખોય ફેર.

અજ્ઞાની ભગવાન જેવી વાત કરે પણ તેના આર્તધ્યાન-રૌદ્રધ્યાન નિરંતર ચાલુ જ હોય ! અને મહાત્માઓને આર્તધ્યાન રૌદ્રધ્યાન બંધ જ હોય. એને સંસારમાં રહીને મોક્ષ કહ્યો.

જ્ઞાન અને અજ્ઞાન ભેગું ના થવા દે, એનું નામ ચારિત્ર. અને ભેગું ના થવામાં જે કષ્ટ પડે તે વખતે જે તપ કરવું પડે, તે મોક્ષનું તપ કહેવાય.

પુદ્ગલનાં દરેક પરિણામને, હર્ષ કે શોકનાં, પરપરિણામ જાણ્યું, તેનું નામ સમ્યક્ ચારિત્ર કહેવાય.

દર્શનશુદ્ધિ એટલે દર્શન મોહ ખલાસ થાય. દર્શનમોહ ગયા પછી બાહ્ય સંયોગોમાં તન્મયાકાર થાય તે ચારિત્રમોહ અને એ ચારિત્ર મોહનીયને જે જ્ઞાન 'જુએ' એ સમ્યક્ ચારિત્ર.

અક્રમમાં દાદાશ્રીએ મહાત્માઓને સમ્યક્દર્શનમાં જ નહીં પણ સમ્યક્ ચારિત્રમાં મૂકી દીધા છે ! એ સિવાય મિથ્યાત્વ મોહનીય હોય.

પરમાર્થ સમકિત એટલે શું ? 'હું શુદ્ધાત્મા છું' એ નિરંતર લક્ષમાં રહે તે. એ ચારિત્રની ભૂમિકામાં આવ્યું કહેવાય. ચારિત્ર મોહનીય જેમ ઘટતું જાય તેમ શુદ્ધ ચારિત્ર વધતું જાય. ચારિત્ર મોહનીય હોય ત્યાં સુધી કેવળચારિત્ર પ્રગટે નહીં.

સંયમ અને ચારિત્રમાં શું ફેર ? સંયમ પરિણામ એ જ ચારિત્ર છે. એ ક્ષયોપશમમાં છે, ક્ષાયિક નથી. સંયમ પરિણામ બંધ થઈ જાય એ ક્ષાયક ચારિત્ર !

સરાગ ચારિત્ર બહું ઊંચી વસ્તુ. એ જ્ઞાનીઓને હોય. સંપૂર્ણ જ્ઞાની થાય ત્યારે વીતરાગ ચારિત્ર. કિંચિત્માત્ર રાગ-દ્વેષ નહીં એમાં. સો ટકા વીતરાગતા હોય.

આત્માનું જ્ઞાન-દર્શન-ચારિત્ર એમ જુદાં જુદાં વિભાગો નથી હોતા. પણ આ તો ત્યાં સુધી પહોંચતા રસ્તે ચઢતો ચઢતો આવે તેમાં પહેલું દર્શન પછી જ્ઞાન ને પછી ચારિત્ર. પણ છે મૂળ એકનું એક જ. પોતે જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદ એનું ચારિત્ર એ પરિણામ છે.

મોક્ષે જતાં બે પ્રકારનાં જ્ઞાન-દર્શન-ચારિત્ર ને તપ. એક વ્યવહારમાં બીજું નિશ્ચયમાં. વ્યવહાર જ્ઞાન, વ્યવહાર દર્શન, વ્યવહાર ચારિત્ર ને વ્યવહાર તપ એ બધું બાહ્ય છે. અશુભ છોડી શુભમાં આવે, તે શુભ ચારિત્ર. પછી શુદ્ધ ચારિત્ર થાય. શુભ ચારિત્રમાં માન-અપમાન હોય નહીં. કીર્તિની વાસના ના હોય. ઉઘાડા કષાય ના હોય. એમાં આત્માની ઓળખાણ ના હોય ને એની ઓળખાણ થાય એટલે સમ્યક્ ચારિત્ર જે મોક્ષનું છે.

દેહાધ્યાસ જાય ત્યારે સમ્યક્ ચારિત્ર ઉત્પન્ન થાય, નહીં તો લૌકિક ચારિત્ર કહેવાય.

મહાત્માઓના ચારિત્રનું લક્ષણ શું ? આત્મદૃષ્ટિથી જોવું જાણવું તે ચારિત્ર. એમાં મન, બુદ્ધિથી જોવાનું ના હોય.

પોતાના મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકારને જોયા કરે એ ચારિત્ર. જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદમાં રહેવું એ આત્માનું ચારિત્ર.

ચારિત્ર વર્તે છે તેનાં લક્ષણ શું ? વીતરાગતા. પોતે જાણપણામાં રહે તો સમ્યક્ ચારિત્ર છે.

પોતે જ્ઞાતા-દ્રષ્ટા રહ્યો છતાંય જ્ઞેયમાં જ્ઞેયાકાર થઈ ગયો. તે વખતે જ્ઞાન છે, પણ ચારિત્ર નથી. એટલે આખું ફર્યું નથી.

ચારિત્ર બળવાન થયાની પરીક્ષા શું ? કોઈની જોડે અથડામણમાં ના આવે, મનથી પણ નહીં. એડજસ્ટ એવરીવ્હેર. મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર, કોઈથી ના અથડાય. ડખો ના થાય. મોઢું ના ચઢે. કોઈને દુઃખ ના થાય. અથડાયા પછી પ્રતિક્રમણ કરી નાખે તો તે ચારિત્ર કહેવાય ? ના. તે ચારિત્રમાં જવાની નિશાની.

શીલવાન તો પૂર્ણ ચારિત્રનો હોય.

ગમ્મે તેવા સંજોગોમાં ય જોવા જાણવાનું જ રહે અંદરથી, ત્યારે એ નિશ્ચયની હદમાં આવ્યો. મામાની છોકરીને ઊઠાવી જાય તો નાટક બધું જ કરે બચાવવાનું, પણ અંદરથી નિર્લેપ જ હોય.

દાદાશ્રી કહે છે કે અમારું ચારિત્ર બહુ ઊંચું હોય. સમ્યક્ ચારિત્રમાં

જ્ઞાન-અજ્ઞાન ભેગું ના થવાનો પુરુષાર્થ હોય અને કેવળચારિત્ર તો કેવળજ્ઞાન પછી જ હોય. સહજ હોય, કેવળજ્ઞાનીને કેવળ ચારિત્ર વર્તે.

દાદાનું ચારિત્ર સફળ ચારિત્ર હોય. આત્મજ્ઞાનીનું ચારિત્ર જોવા મળે તોય ઘણું છે. જોવાથી જ તે રૂપ થઈ જવાય. છતાં દાદાશ્રી કહે છે કે અમારું ચારિત્ર એ ગયા અવતારનું પરિણામ છે, આ પૂર્ણ નથી.

ભગવાન મહાવીરે કહેલું જ્ઞાન-દર્શન ને ચારિત્ર એ ઈન્દ્રિય પ્રત્યક્ષ નથી.

આજે સો ઉપર હોય અસ્તિત્વ પણ દેખીતું ચારિત્ર અઠ્ઠાણું ઉપર હોય. અસ્તિત્વ આ ભવનું છે ને દેખીતું ચારિત્ર પરભવનું છે.

પ્રાપ્તિનો માર્ગ એક જ હોય. વિચારશ્રેણી જુદી જુદી હોય. અને તે દરેકની પ્રકૃતિની ભિન્નતાને કારણે, બાકી પ્રકાશમાં ફેર ન હોય. ક્રમિકમાં જ્ઞાન, દર્શન ને ચારિત્ર હોય. અક્રમમાં દર્શન, જ્ઞાન ને ચારિત્ર હોય. કેવળજ્ઞાન પ્રકાશ તો બધામાં સરખો જ હોય. અક્રમની રીત મહા પુણ્યશાળીઓને પ્રાપ્ત થાય. આ રીત એકદમ સહેલી ને સરળ છે !

શુકલધ્યાન ઉત્પન્ન થાય એટલે યથાખ્યાત ચારિત્ર ઉત્પન્ન થાય. શુક્લધ્યાન એટલે કેવળ પોતાનાં આત્મસ્વરૂપનું જ ધ્યાન.

યથાખ્યાત ચારિત્ર પૂરું થાય પછી કેવળજ્ઞાન ઉત્પન્ન થાય. 'આત્મા શું છે' એનું આખું લક્ષ બેસી જાય તે યથાખ્યાત ચારિત્ર. એટલે જેમ છે તેમ ચારિત્ર. સમ્યક્ ચારિત્ર કરતાં એ ઊંચું અને વીતરાગ ચારિત્ર કરતાં જરાક જ ઊણું.

સમ્યક્ ચારિત્ર એટલે પડે ને ઊભો થાય, પડે ને ઊભો થાય તે અને પડતો જ બંધ થઈ જાય તે યથાખ્યાત ચારિત્ર.

કેવળ ચારિત્ર કોઈ જોઈ ના શકે. સમ્યક્ ચારિત્ર જોઈ શકાય. એ ઈન્દ્રિયગમ્ય નથી, જ્ઞાનગમ્ય છે !

આમ દાદાશ્રી મોક્ષના ચારિત્રનો યથાર્થ ફોડ પાડે છે. કપડાં બદલવા એને ચારિત્ર નથી કહ્યું, મોક્ષનું ચારિત્ર સ્થૂળ નથી, સૂક્ષ્મ છે !

પહેલું સમ્યક્ ચારિત્ર પછી યથાખ્યાત ચારિત્ર ને છેવળ કેવળ ચારિત્ર, જે કેવળ જ્ઞાન સાથે હોય અને તે પછી તો થોડાક જ કાળમાં મોક્ષે જાય !

## [૬] નિરાલંબ

ભયંકર દુઃખો ભોગવે છે લોક પણ શેના આધારે જીવે છે ? આ બીજા બધાંથી તો હું મોટો છું ને ? એના આધારે કોઈ અહંકારના આધારે, તો કોઈ રૂપના આધારે, તો કોઈ સગાં-વ્હાલાના આધારે, કોઈ વિષયના આધારે જીવે છે ! દેહ ખોરાકથી જીવે પણ આ મન આવાં અવલંબનોથી જીવે. આ બધાં ટેમ્પરરી આલંબનો છે. સનાતનનું આલંબન હોય એ જ ખરું. નિરાલંબ. એક જ્ઞાની નિરાલંબ હોય. એમને કોઈ જાતનું આલંબન ના હોય, મનનો આધાર, પૈસાનો આધાર એ બધા આલંબન ના હોય. મનનો આધાર, પૈસાનો આધાર એ બધા નાશવંત આધાર.

ફોરેનર્સને આધારની બહુ પડેલી નહીં. ડાયવોર્સ થાય તો બીજી, આપણે ત્યાં તો નિરાધાર થઈ જાય !

મહાત્માઓને શુદ્ધાત્માનો આધાર મળ્યો, એટલે મોક્ષના વીઝા મળી ગયા ! આજ્ઞામાં રહે તો સીધો પહોંચે.

આ પરદેશમાં કેટલા બધા રોજ હુલ્લડો ! એના કરતાં નિજ ઘેર હેંડ ! પાર વગરની ત્યાં છે જાહોજલાલી ! નિરાલંબ દશા !

એ અદ્ભૂત દર્શન શું છે ? જે ગુપ્ત સ્વરૂપ છે. આવી અદ્ભૂતતા દુનિયામાં અન્ય ક્યાંય ના મળે ! શાસ્ત્રોએ એને લાખો વાર અદ્ભૂત કહ્યું !!!

શરૂમાં શબ્દસ્વરૂપ પ્રાપ્ત થાય અને છેલ્લી વાત નિરાલંબ ! આત્મા એકલો જ જગતમાં નિરાલંબ છે. એને કોઈ આધારની જરૂર નથી, સ્વતંત્ર.

શાસ્ત્રો ય અવલંબન રૂપ છે. એને અધવચ્ચે ના છોડાય. પણ મંઝિલ આવે ત્યારે રોડને છોડવો પડે કે નહીં કે ઘેર રોડને લઈને જવાય ? પગથિયા લઈને મેડે ચઢાય ? ગમે એટલી સીડી વહાલી હોય પણ મેડે પહોંચ્યા પછી એને છોડવી જ પડે ને ?

યોગી ય આલંબનવાળા હોય. આત્મયોગી નિરાલંબી હોય. આત્મયોગીને તો ભગવાનના આલંબનની ય જરૂર નહીં. કારણ કે એ પોતે જ ભગવાન થઈ ગયો ! કૃષ્ણ ભગવાન આત્મયોગેશ્વર કહેવાય. યોગીઓને મન-વચન-કાયાનો યોગ હોય. એનાથી થોડીક શાંતિ થાય.

દાદાશ્રી કહે છે કે અમને સંપૂર્ણ આત્માનો અનુભવ થયો છે. અમે નિરાલંબ આત્મા જોયો છે. અને બધામાં એવો જ નિરાલંબ આત્મા અમને દેખાય છે !

જગતના લોકો આલંબન વગર જીવી શકે જ નહીં. અને વારે વારે અવલંબન બદલ્યા જ કરે.

'સત' એ નિરાલંબ વસ્તુ છે, ત્યાં આગળ 'અવલંબન' લઈને ખોળવા જાય તો શી રીતે મેળ પડે ? એ તો નિરાલંબ એવા જ્ઞાનીનું અવલંબન લે તો જ કામ થાય. આ આલંબન એકલું જ એવું છે કે જે નિરાલંબ બનાવે !

દાદાશ્રી નિજ દશાનું વર્ણન કરતાં કહે છે કે, 'હું સમાધિની બહાર નીકળતો જ નથી. 'એ. એમ. પટેલ' તે હું ન્હોય, એના મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર તે ન્હોય. શુદ્ધાત્મા છે તે હું ન્હોય. 'શુદ્ધાત્મા' શબ્દ સ્વરૂપે હું નથી, હું તો દરઅસલ સ્વરૂપે છું. નિરાલંબ સ્વરૂપે છું.'

દાદાશ્રી કહે છે કે છતાં મારે ચાર ડિગ્રી ખૂટી પૂર્ણ દશા માટે. કેમ ? મારી એક ઈચ્છા રહી ગઈ. હું જે સુખ પામ્યો તે બધા પામો.

નિરાલંબની વાત શબ્દોથી સમજાવાય નહીં. જ્ઞાની પાસે ઘણા વર્ષો પડી રહે ત્યારે કંઈક ગેડમાં બેસે.

આત્મસન્મુખ થયો નથી ત્યાં સુધી સુખ-દુઃખ છે, અવલંબન છે, પરવશતા છે. આત્મા સિવાયના તમામ અવલંબનો છૂટે ત્યારે દા'ડો વળે !

મહાત્માઓને જે શુદ્ધાત્મા પદ પ્રાપ્ત થયું છે એ શબ્દાવલંબન છે, આજ્ઞામાં જેમ જેમ રહેશે તેમ તેમ અવલંબન ધીમે ધીમે જશે ને નિરાલંબ થવાશે. હા, મોક્ષનો સિક્કો સો ટકા વાગી ગયો !

દાદાનું જ્ઞાન મળ્યા પછી નિરંતર સહજપણે શુદ્ધાત્માનું લક્ષ રહે, સંસારમાં કષાય ના થાય, ચિંતા ટેન્શન ના થાય તોય એ મૂળ આત્મા નથી. શુદ્ધાત્મા જે મહાત્માઓને પ્રાપ્ત થયો છે તે મોક્ષના પહેલા દરવાજામાં પેઠા. મોક્ષનો સિક્કો વાગ્યો, પણ મૂળ આત્મા ઘણો દૂર છે. હા, એકદમ શોર્ટકટમાં મહાત્માઓ આવી ગયા. હવે માત્ર પાંચ આજ્ઞાઓ પાળી અનુભવ કરી લેવાનો છે. હવે માત્ર જ્ઞાનીની પાછળ પડી રહેવાનું છે. અનુભવ કરતાં કરતાં શબ્દ ઊડી જશે ને અનુભવનો ભાગ રહેશે. અનુભવ ભેગો થતો થતો મૂળ જગ્યાએ આવે તેમ તેમ તે પોતાનું આખું રૂપ થઈ જાય ! પછી અનુભવ અને અનુભવી બે એક થઈ જાય !

જ્યાં સુધી પાછલું દેવું છે ત્યાં સુધી નિરાલંબ આનંદના અનુભવમાં ના રહેવા દે. હા, દેહાધ્યાસ ગયો એટલે આત્માનુભવ તો થયો જ.

જ્યાં સુધી બીજાની અપેક્ષા છે, ત્યાં સુધી પરાલંબી છે. સંસાર છે, વિષય છે તે મૂળ સ્વાદ ના આવવા દે. એક વખતનો વિષય ત્રણ દહાડા સુધી ભ્રાંતિમાં નાખી દે એટલે સાચા સુખને એ ભૂલાવામાં નાખે !

આત્માનો ખોરાક શું ? નિરંતર જ્ઞાતા-દ્રષ્ટા. એનું ફળ શું ? પરમાનંદ.

મનુષ્યને ઠેઠ સુધી આધાર જોઈએ. કોઈ ના હોય તો પૈસાનો ય આધાર જોઈએ. દાદાશ્રી એક ભાગ્યશાળીને સમજાવે છે કે અમારી જેમ બાહ્ય આધારોથી છૂટી જાવ. બધું પૈસા, ઘરબાર આપી દો, પછી નિરાલંબ થશો અમારી જેમ. જ્યાં સુધી 'બેઠક'ની જગ્યા રાખી હોય ત્યાં સુધી 'હું' 'આત્મા' ને 'બેઠક' એમ ત્રણ રહે. 'હું' સમર્પણ થઈ ગયું એટલે 'હું' ને 'આત્મા' એક જ, 'બેઠક'નો આધાર જગતમાં એકલા જ્ઞાનીને જ ના હોય. તેથી તે નિરાલંબ કહેવાય. હું જ આત્મા ને આત્મા તે જ હું. પછી બીજું કશું જ રહ્યું નહીં, બેઠક ખસેડી લીધી એટલે ! બેઠક હોય ત્યાં સુધી 'હું' ને 'આત્મા' એક ના થાય. બેઠકનો ગુરખો રાખવો પડે. પછી છેવટે એ દગો જ નીકળે. બેઠકમાં એક જ્ઞાની જ રાખવાનાં.

આંખે દેખાય એ દાદા જુદા, એ 'એ. એમ. પટેલ', મહીં મૂળ દાદા ભગવાન અને વચ્ચેનો ભાગ તે સૂક્ષ્મ દાદા. જેનું આપણે નિદિધ્યાસન

કરીએ છીએ તે. સ્થૂળ દાદા ના હોય તો તેનો વાંધો આવશે. પણ સૂક્ષ્મ દાદા નિદિધ્યાસન રૂપે કાયમ રહે, એનો વાંધો જ ના આવે. સ્થૂળ ટકે કે ના ટકે. સૂક્ષ્મ દાદા, નિદિધ્યાસનવાળા હજારો વર્ષ સુધી ચાલશે. પછી વાણીનું નિદિધ્યાસન હોય અને છેવટે ત્રીજું ભગવાનનું એ નિરાલંબ સ્થિતિ. એનું બીજી કોઈ રીતે ચિંતવન ના થાય. મૂળ સ્વરૂપ દેખાય, મૂળ સ્વરૂપની તાદશ્યતા જેને કેવળજ્ઞાન કહ્યું તે દેખાયા કરે.

સૂક્ષ્મ દાદાનું નિદિધ્યાસન નિરાલંબ તરફ લઈ જાય. દૈહિક નિદિધ્યાસન, વાણીનું નિદિધ્યાસન, બધાં ભેગા થઈને નિરાલંબ થવા માટે મદદ કરે.

મૂળ સ્વરૂપ દાદા ભગવાન છે, તેનો અનુભવ કરવાવાળા જુદા રહ્યા ને ? મૂળ સ્વરૂપને જોનારા જુદા રહ્યા ને અત્યારે ? આ અત્યારે શુદ્ધાત્મા સ્વરૂપને જોનારી પ્રજ્ઞા. કેવળજ્ઞાન સમજમાં હોય ત્યાં સુધી પ્રજ્ઞા બહાર હોય અને કેવળજ્ઞાન જ્ઞાનમાં હોય ત્યારે પ્રજ્ઞા ફીટ થઈ જાય. પછી જોનારો જુદો ના રહ્યો. નિરાલંબ દશા થઈ !

દાદાને ભગવાન વશ થયા હોય એટલે કે નિરાલંબ આત્મસ્વરૂપ ભગવાન વશ થયા હોય.

મહાત્માઓને અભ્યુદય ને આનુષંગિક બેઉ ફળ મળે. અભ્યુદય એટલે સંસારની જબરજસ્ત અભિવૃદ્ધિ અને આનુષંગિક એટલે મોક્ષફળ સાથે હોય.

વાતને જ સમજવાની છે. કઈ વાત ? એક વિનાશી વસ્તુ અને વિનાશીના સગાં વહાલા બધાં વિનાશી ને બીજું નિરાલંબ છે તે 'હું' એને કોઈ દુઃખ પડે નહીં.

નિરાલંબની સ્થિતિ પ્રાપ્ત કરવાની ઉતાવળ હોય તો બધામાં 'હું' 'હું' જોતાં જોતાં ચાલવું. 'હું હી', 'હું હી' મોઢામાં, મનમાં ને ચિત્તમાં રાખવું.

આપણે આપણી જાતને તપાસીએ કે આપણે ક્યાં ક્યાં, કેવા કેવા અવલંબિત છીએ ? ત્યાથી ઠેઠ આત્માની નિરાલંબ દશા સુધી જવાનું છે.

ગમે તેવી મુશ્કેલીઓ આવે તેમાં, 'દાદા દાદા' કરે કે દાદાનું નિદિધ્યાસન તોય બેડો પાર થાય.

શુદ્ધાત્મા શબ્દનો આધાર અધવચ્ચે ના છોડાય ? એ ક્યારે છૂટશે ? બધી ફાઈલો પૂરી થશે ત્યારે.

આપણે જેવા મહાવીર ભગવાન શુદ્ધાત્મા હતા, તેવાં શુદ્ધાત્મા છીએ.

દાદાશ્રી કહે છે કે નિરાલંબ તો અમે એકલા જ હોઈએ. ચૌદમું ગુંઠાણું એટલે શું ? દેહ સાથે નિરપેક્ષ. ત્યાં સુધી સાપેક્ષનો આધાર છે. એટલે કે ગાડી પ્લેટફોર્મ પર ઊભી રહી ગઈ, બિસ્તરા બહાર નંખાયા ને પોતે ગાડીમાં છે. બિસ્તરા રહી જાય તોય વાંધો નહીં.

શુદ્ધાત્માનું અવલંબન કોને ? પ્રજ્ઞાને !

નિરાલંબ થવું એ જ કેવળજ્ઞાન થતું જવું. નિરાલંબ તે નિરાવરણ બેઉ સાથે થતું જાય. એક-બે ભવમાં નિરાલંબ થાય.

દાદાશ્રીને કોનું આલંબન ? લોકોનું. કેમ ? બધાંને મોક્ષ પમાડવો છે તેટલા પૂરતું. બાકી પોતે હવે નથી રહ્યા માલિક દેહના, મનના કે વાણીના.

કેવળ જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદ એ જ પરમજ્યોતિ. સ્વભાવમાં નિરાલંબ દશા છે. વિશેષભાવમાં અવલંબન છે બધાં. તે અવલંબનવાળો (દાદાનો બાવો) જો રોફ મારતો હોય તો દાદાશ્રી કહે અમે તરત જ એના અવલંબનમાંથી છૂટીને નિરાલંબ થઈ જઈએ. અને એને કહી દઈએ કે 'બસ, બહુ થઈ ગયું, આઈ ડોન્ટ વોન્ટ' એમ કરીને એનો ટેકો પાછો ખેંચી લે !

દાદાશ્રી કહે છે કે મારા કેટલાંય અવતારોના ફળરૂપે આ નિરાલંબ દશા પ્રાપ્ત થઈ છે ! પોતે નિશ્ચય કરીને આની પાછળ પડે તો થઈ શકે એમ છે. પહેલાં સ્થૂળમાં પછી સૂક્ષ્મ, સૂક્ષ્મતર ને સૂક્ષ્મતમમાં નિરાલંબ થવાય.

નિરાલંબ દશા પ્રાપ્ત કરવા કેવું હોય કે માથે આવી પડેલું ખાય, આવી પડેલાં કપડાં પહેરે, બધું આવી પડેલું વાપરે તો કામ થાય. સત્સંગમાં જવા જે સાધન મળે તે ઠીક ને ના મળે તો ચાલતાય જાય !

દાદાશ્રી કહે છે, અમને તો આ સત્સંગ ય બોજાવાળો લાગે છે. પણ તમારા માટે એ હજુ કામનો છે પણ ધ્યેય એવો રાખવો જોઈએ કે અંતે બીજા સત્સંગની જરૂર ના રહે. પોતે પોતાના જ સત્સંગમાં રહેવું.

અવલંબનને દેશી ભાષામાં ઓળંબો કહેવાય. આધારમાં લોડ પડે, અવલંબનમાં ના પડે. દિવાલ કરતાં પહેલાં ઓળંબો મૂકવો પડે તો જ એ સીધી થાય ને ? અવલંબનથી રેગ્યુલર થાય બધું. એવી રીતે આ શુદ્ધાત્માના ઓળંબાથી આત્મા એક્યુરેટ રહી શકે. પૂર્ણ દશા થાય પછી 'શુદ્ધાત્મા'ના ઓળંબાની જરૂર રહેતી નથી, નિરાલંબદશા ને !

જ્યારે આધાર ખસેડી લઈએ તો તે નિરાધાર તરત થઈ જાય. નિરાલંબ થતાં વાર લાગે. 'મેં કર્યું' એ ભાવથી આધાર મળે છે ને 'વ્યવસ્થિતે' કર્યું, મેં નહીં.' તો આધાર ગયો ને થયો નિરાધાર. આત્મામાં કોઈ આધાર-આધારી સંબંધ નથી.

કર્તાભાવથી કર્મને આધાર મળે. તેનાથી પ્રકૃતિ થાય ને એક-એક આધાર પકડાતાં સંસાર ખડો થઈ જાય ! જ્ઞાનીની આજ્ઞામાં રહે તો અકર્મ દશામાં આવે.

ભેદજ્ઞાનના અવલંબને શુદ્ધાત્મા પદ મળે. ભેદજ્ઞાન જ્ઞાનીના અવલંબને મળે. નિરાલંબ પદ જ્ઞાનીની આજ્ઞામાં રહેતાં મળે.

અહીં સ્વરૂપનો આધાર છે. તેથી આ બધાંમાં ક્યાંય લોડ ના હોય. ને બીજો અહંકારનો આધાર છે, જે સામાન્ય લોકોને છે.

સંસાર અજ્ઞાનના આધારે છે. અજ્ઞાન એ જ માયા, સ્વરૂપની અજ્ઞાનતા. અજ્ઞાનને મળે છે પાછો અહમ્‌નો ટેકો ! એ ટેકો જાય તો છૂટાય.

રિલેટિવ માત્ર આધાર-આધારી સંબંધવાળું છે. દેહ પિત્ત, વાયુ, કફ, શરીરના અંગો-ઉપાંગો આધાર-આધારીવાળા છે.

નિરાલંબની વાટે કઈ રીતે જવાય ? આલંબન ઓછાં કરતાં કરતાં જવાનું. આલંબનની જરૂર કેમ લાગી ? ભક્તિ જ અવલંબનની કરી તેથી. પુદ્ગલની જ ભક્તિ કરી. હૂંફને લીધે પૌદ્ગલિક ઈચ્છાઓ થઈ અને ઈચ્છા પૂરી થાય એટલે હૂંફ જાય. આમાંથી છૂટાય કેવી રીતે ? લીધેલાં અવલંબનો કડવાં ઝેર જેવાં લાગે ત્યારે. જ્ઞાન જાગૃતિ હોય તો અવલંબન ના હોય. પણ એટલી જાગૃતિ લાવે ક્યાંથી ? અવલંબનનું કારણ ઈચ્છા ! મીઠું લાગે ત્યાં સુધી અવલંબન છૂટે જ નહીં. જ્ઞાનીને ય બધાં સંયોગો ભેગાં થાય, પણ તેમને તેની જરૂર જ ના હોય. તેનો નિકાલ કરી નાખે.

કડવા-મીઠાં સંયોગોથી ખસે શી રીતે ? એના જ્ઞાતા-દ્રષ્ટા રહે તો.

દાદાશ્રી સિવાય કોઈ મહાત્મા નિરાલંબ નથી થયો. માટે આજ્ઞામાં રહી આગળ વધવું.

જીવમાત્ર હૂંફ ખોળે એ જ અવલંબન. હૂંફ વગર ગભરામણ થાય એને. એના માટે અરીસા પાસે જઈને પોતાનો ખભો પોતે જાતે થાબડીને કહીએ કે 'અમે છીએ ને ! શું કામ ડરો છો !' એટલું કરવાથી કોઈની જરૂર નહીં પડે.

હૂંફ વસ્તુ કેવી છે ? સ્ત્રીને ધણી વગર એકલા ઊંઘ ના આવે. પછી ભલે ને, પેલો ઊંઘી ગયો હોય ! હૂંફ વગરનું જીવન, એનું નામ મોક્ષ. હૂંફથી પરવશતા હોય.

આ ધણી-બૈરી વચ્ચે કંઈ પ્રેમ હોય ? આસક્તિ ! હૂંફના આધારે. આ પ્યાલા-રકાબી જોડે સૂતાં હોય, તેથી તેને કંઈ પ્રેમ હોય ?!

જ્ઞાનીની હૂંફ રાખે તો જ નિરાલંબ થવાય.

મહાત્માઓને દાદાએ બધાથી છોડાવ્યા. હવે જે હૂંફ રહી, તે ડિસ્ચાર્જ હૂંફ છે.

જ્ઞાનીનો આધાર ક્યાં સુધી ? નિરાલંબ થતાં સુધી. જેમ છોકરાંને દરિયામાં ઊંચકવો પડે. પણ જેવા તેના પગ રેતીમાં પહોંચે કે તરત છોડી દેવાનો ! માટે ત્યાં સુધી જ્ઞાનીની પાછળ પાછળ ફર્યા કરવાનું !

મહાત્માઓને વસ્તુઓનાં અવલંબનો છૂટી જાય છે પણ વ્યક્તિઓનાં અવલંબનો રહે છે. એના માટે દાદાશ્રી સુંદર ફોડ આપે છે કે વ્યક્તિઓ સાથે ઋણાનુબંધને કારણે થોડું કોમ્પ્લેક્સ થઈ જાય છે. પણ તે ય ધીમે ધીમે એની મેળે છૂટી જશે. દાદાશ્રી પોતાનું પણ સુંદર કહે છે કે 'વ્યવહારમાં તો અમારે ય નીરુબેનના અવલંબન છે, બીજાના છે. પણ નિશ્ચય અવલંબન ઊભું થાય એટલે કે જેના આધારે મહીં અડચણ થાય ત્યારે અવલંબનથી ઉપર જઈએ. બીજા લોકો અવલંબનનું સબ્સ્ટિટ્યુટ ખોળે. જ્ઞાનીને તેવું ના હોય.

મહાત્માને તો શોર્ટકટ એક જ. બધાં અવલંબનો છોડી એક દાદાશ્રીનું અવલંબન પકડી લે એ જ મોટામાં મોટો ઉપાય. અને ખરેખર આ અવલંબન એ અવલંબન જ નથી. કારણ કે એમાં કોઈ પણ જાતનું રિએક્શન નથી.

મહાત્માને મનમાં બોજો રાખવાનો દાદાશ્રીએ ના કહ્યો છે. શેનો બોજો ? નિરાલંબ પદ નથી તેનો ! એ તો એની મેળે સામું આવશે. મોક્ષના દરવાજામાં પેઠા હવે પાછું તો જવાય એવું જ ના રહ્યું, આગળ જ વધવાનું. ત્યાં છેડે તો મોક્ષ જ છે ને !

દાદાશ્રી કહે છે કે અમે થિયરી નહીં પણ થિયરમ ઑફ એબ્સૉલ્યુટિઝમમાં છીએ. થિયરમ એટલે અનુભવમાં છીએ. એબ્સોલ્યુટ એટલે મૂળ આત્મા, નિરાલંબ આત્મા !

મહાવિદેહ ક્ષેત્રમાં કાયમ તીર્થંકર હોય જ છે ! બોલો, બ્રહ્માંડ તો કાયમ પવિત્ર જ છે ને ! આપણે ત્યાં પહોંચી દાદાશ્રીના અક્રમ જ્ઞાનના વિઝા બતાવ્યા કે મોક્ષમાં એન્ટ્રી !

દાદાશ્રી કહે છે કે મેં તમને બધું જ આપી દીધું છે, મારા જેટલું જ. પણ તમારી ફાઈલો તમને નડે છે.

એબ્સોલ્યુટ સ્થિતિ એટલે શું ? પરસમય બંધ થઈ ગયો. સમય એટલે કાળનું નાનામાં નાનું યુનિટ !

કોઈ વસ્તુ ટચ થાય નહીં એવો આપણો આત્મા છે, એટલે કે

'આપણે' જ એવા છીએ ! ફાંસીય ના અડે. ચોગરદમ બોંબ ફૂટે તે ય ના અડે.

ગજસુકુમારને માથે સગડી તપાવી તોય વેદના ના અડી ને કેવળજ્ઞાન થઈ ગયું !

ભગવાને ગજસુકુમારને સમજાવેલું કે ''મોટો ઉપસર્ગ આવી પડે ત્યારે 'શુદ્ધાત્મા, શુદ્ધાત્મા' ના કરશો. શુદ્ધાત્મા તો સ્થૂળ સ્વરૂપ છે, શબ્દ સ્વરૂપ છે ત્યારે સૂક્ષ્મમાં જતા રહેજો. કેવળજ્ઞાન સ્વરૂપમાં !'' એ કેવું સ્વરૂપ ? કેવળજ્ઞાન એ આકાશ જેવું સૂક્ષ્મ છે, બાકી અગ્નિ સ્થૂળ છે. સ્થૂળ સૂક્ષ્મને બાળે ?

'કેવળજ્ઞાન સ્વરૂપ કેવું દેખાય? આખા દેહમાં આકાશ જેટલો જ ભાગ દેખાય. બીજું કશું દેખાય નહીં. કોઈ મૂર્ત વસ્તુ જ ના હોય એમાં.' આકાશ અમૂર્ત છે, સૂક્ષ્મ છે ! આ સ્વરૂપનો અનુભવ ગજસુકુમારને રહ્યો ને મોક્ષે ગયા !

મહાત્માઓને એ દશા ક્યારે થશે ? એ થયે જ છૂટકો. તીર્થંકરના દર્શન થતાં જ થશે ! તીર્થંકરની સ્થિરતા, એમનો પ્રેમ જોતાં જ થઈ જાય !

મહાત્માઓને પુદ્‌ગલના અવલંબન હવે જોઈએ જ નહીં, એવો નિશ્ચય થઈ ગયો છે. તેથી નિરાલંબ થવા માંડે. પુદ્‌ગલનું અવલંબન લે જ નહીં એ પરમાત્મા ને પુદ્‌ગલના આધારે જીવે એ જીવાત્મા.

દાદાશ્રી કહે છે, 'જે આત્મા તીર્થંકરોએ જ્ઞાનમાં જોયો એ છેલ્લો છે ને તે અમે જોયો છે, જાણ્યો છે તે નિર્ભય ને વીતરાગ રાખે. દાદાશ્રી કહે છે પણ હું તો નાપાસ થયેલો તીર્થંકર છું, ચાર માર્કે !

જ્ઞાની બે પ્રકારના. એક શુદ્ધાત્મ સ્વરૂપના શબ્દાવલંબનવાળા ને બીજા નિરાલંબ દશાવાળા. દાદાશ્રી નિરાલંબ દશામાં હતા ! આ કાળનું અગિયારમું આશ્ચર્ય !!! દાદાશ્રીને કોઈ ઈચ્છા જ ના હોય, તેથી તેમને દરેક ચીજ એની મેળે હાજર થઈ જાય ! દાદાશ્રીની હાજરી જ જગતનું કલ્યાણ કરે ! જેમ બરફની લાદીની હાજરી અંધારામાં ય આપણને ઠંડક આપે ને !

કેવળજ્ઞાન, એબ્સોલ્યુટ જ્ઞાન, નિરાલંબ દશા એવી છે કે જ્યાં રાગ-દ્વેષ નથી, અવલંબન નથી, શબ્દે ય નથી, કશું જ નથી. નર્યો આનંદનો કંદ જ છે ! ત્યાં છે કેવળજ્ઞાન જ. કોઈ અવલંબન નથી એવો ઉપયોગ !

મહાત્માઓને દાદાશ્રીએ આપ્યું છે જ્ઞાનનું અવલંબન, પાંચ આજ્ઞાનું અવલંબન, જે નિરાલંબ બનાવશે ! મૂળ આત્મા પ્રાપ્ત કરાવશે ! મૂળ આત્મા છે વિજ્ઞાન સ્વરૂપ !!!

## [૭] છેલ્લામાં છેલ્લું વિજ્ઞાન - હું, બાવો ને મંગળદાસ !

પરમ પૂજ્ય દાદાશ્રીએ છેલ્લામાં છેલ્લી આત્મવિજ્ઞાનની વાત 'હું, બાવો ને મંગળદાસ'નું રૂપક આપી ખૂબ ઊંડાણથી સમજાવ્યું છે અને તત્ત્વ સંબંધીના, કર્તા સંબંધીનાં તમામ ગૂંચવાડાઓનો એક્ઝેક્ટ ફોડ મળી જાય છે. આવાં ફોડ કોઈ શાસ્ત્રમાં કે કોઈ જ્ઞાની પાસેથી મળે તેમ નથી.

આત્મજ્ઞાન થયા પછી મહાત્માઓને ડગલે ને પગલે આ ગૂંચવાડો ઊભો થઈ જાય છે કે મારે તો સો ટકા આત્મામાં ને જ્ઞાનમાં જ રહેવું છે, અકર્તા પદમાં જ રહેવું છે. છતાં એવી ગૂલાંટ ખવાઈ જાય છે કે કંઈ સારું થાય તો, 'મેં કર્યું' ને બગડે તો 'સામાએ કર્યું' એ થઈ જાય. 'હું શુદ્ધાત્મા જ છું' એને તો આવું ના જ થાય. તો થાય છે કોને ? આ તન્મયાકાર કોણ થઈ જાય છે ? મન-વચન-કાયા તો મિકેનિકલ છે એ ય અનુભવમાં આવે છે, તો આ કોના ઈશારે ઊંધું કરે છે ? આત્મા તો આવું કરાવે જ નહીં, કંઈ જ કરાવે નહીં. આ રહસ્ય નહીં સમજાવાથી પ્રગતિ અટકે ને મહીં ભયંકર ફ્રસ્ટ્રેશન આવે. શુદ્ધાત્મા અને આ મિકેનીકલી કામ કરતાં મન-વચન-કાયાની વચ્ચે કંઈક ફોર્સ છે એ શું છે ? કઈ રીતે કામ કરે છે ? એનું સ્વરૂપ શું છે ? એ તમામ પ્રશ્નો ઊભાં થતાં. તેનો ફોડ એકઝેક્ટ બેસી જાય છે દાદાશ્રીનાં આ ગુહ્યતમ જ્ઞાનના ફોડથી 'હું બાવો ને મંગળદાસ.' હવે એ શું છે ?

આપણામાં ગામડામાં કહેવત છે 'હું બાવો ને મંગળદાસ'' એટલે કે કોઈ માણસ એકલો જ ઘણું બધું સંભાળતો હોય તેને આપણે પૂછીએ કે તમે ઘણાં બધાં કાર્યો કરો છો ! તમને કોણ કોણ મદદમાં છે ? ત્યારે એ કહે, 'ભઈ, અહીં તો કોઈ ભૂતો ભઈએ મદદમાં નથી. અહીં તો હું

જ હું, હું બાવો ને હું જ મંગળદાસ ! હું જ બધામાં એક ! આની વિશેષ સ્પષ્ટતા કરતાં દાદાશ્રી દાખલો આપે છે કે અડધી રાત્રે કોઈ બારણું ઠોકે તો આપણે પૂછીએ કે કોણ છે ? ત્યારે પેલો કહે, 'હું'. પણ અલ્યા હું કોણ? તો કહે, 'હું બાવો ! અલ્યા પણ બાવો પણ કયો બાવો ? તો પેલો કહે, 'હું, બાવો મંગળદાસ. ત્યારે જ ખ્યાલ આવે એનો. હવે આમાં છે તો એક જ વ્યક્તિ પણ ત્રણેય વખતે પોતાની ઓળખાણ જુદી જુદી આપે છે. એટલે કે બદલાયા કરે છે પોતાની ઓળખ.

હવે આમાં આત્મા ક્યાં આવે ?

હું એટલે શુદ્ધાત્મા, મૂળ પરમાત્મા, ૩૬૦ ડિગ્રીના ! બાવો એ વચ્ચેનો અંતરાત્મા ને મંગળદાસ એ ચંદુભાઈ ! જે મિકેનિકલ ભાગ છે શરીરનો તે. સ્થૂળ શરીર, ડૉક્ટરો ચીરીને જુએ તે, બધાં અવયવો માઈક્રોસ્કોપથી જુએ તે બધું જ મંગળદાસમાં જાય. શરીરમાં ફીઝીકલ ભાગ છે, જે પૂરણ-ગલન થાય છે, તે બધો મંગળદાસમાં જાય.

હવે બાવો એટલે શું ? પોતે ઘડીકમાં કહે, 'હું ચંદુભાઈ ! પછી પાછાં ઘડીકમાં કહે, હું આ બાબાનો પપ્પા, આનો ધણી, આનો સસરો, આનો બૉસ !' અલ્યા ભઈ, તમે એકલા છો ને આટલા બધા જુદાં જુદાં નામ કેમ કહો છો ? જે તે એક કહોને ? ત્યારે કહે, ના, એ બધું જ હું તો ખરો ને ? રિયલમાં ? તો તે કહે, હા, રિયલમાં ! આ બદલાય છે તે બાવો છે.

જ્યાં સુધી 'હું' નામથી ઓળખાય છે ત્યાં સુધી એ મંગળદાસ. પણ ક્રિયાને આધીન તે બાવો કહેવાયો. ખરેખર મૂળ તો 'હું' જ છે. 'હું' તો કંઈ ખોટું નથી. પણ આ 'હું' અન્ય જગ્યાએ વપરાયું તે ખોટું છે. બાવો બદલાયા જ કરે વારે ઘડીએ, નામ તેનું તે જ રહે. બાવો વિશેષણવાળો છે. હું કારકુન, હું કલેક્ટર, હું કમિશનર એમ બદલાયા કરે એ બાવો. પાછલાં ડિસ્ચાર્જ ને નવાં ચાર્જ, આમ ચાર્જ ડિસ્ચાર્જ કરે તે બાવો !

દાદાશ્રી પોતાની ઓળખાણ આપતાં કહે છે કે આ શરીર એ અંબાલાલ. આમાં બાવો કોણ ? આ જે જ્ઞાની છે તે. અને હું કોણ ? આત્મા. એટલે આ જ્ઞાની બાવા જ કહેવાયને ! પાછા ત્રણેય એકનાં એક !

હું આત્મા, ડિઝાઈન એ મંગળદાસ ને કામગીરી એ બાવો ! કર્તાપણાનાં ભાવથી કામગીરી કરે તે બાવો.

સંસારની ખટપટ કરે એ બાવો, મોક્ષની ખટપટ કરે તે ય બાવો. આ બાવો જ બધાં ખેલ કરાવે છે !

બાવો જેવું ચિંતવે તેવો થઈ જાય. 'આપણે રોમાન્સ જ કરવો છે' તો બાવો તેવો થઈ જાય 'આપણે બ્રહ્મચર્ય જ પાળવું છે' તો બાવો બ્રહ્મચારી થઈ જાય ને 'આપણે મોક્ષે જ જવું છે' એવું ચિંતવે તો તેમ થાય. નક્કી કરવું જોઈએ. 'હું શુદ્ધાત્મા છું' એવું ચિંતવે તો બાવો શુદ્ધાત્મા થઈ જાય !!!

મંગળદાસ મંગળી જોડે પૈણે ને સંસાર વધે.

'હું સ્ત્રી છું' એ બાવો, 'હું પુરુષ છું' એ બાવો. ઘરડો, નાનો બધા બાવા. પતિ-પત્ની રાત્રે ઝઘડે ને મનમાં નક્કી કરે કે મૂઆને સીધો કરીને જ ઝંપીશ. તે ય બાવો ! બાવો શું શું કરે છે ?!

કષાયી તે ય બાવો ને સંયમી તે ય બાવો. વિશેષણ બદલાય તે બાવો ને નામ કાયમ રહે તે મંગળદાસ.

મન બે પ્રકારનાં. એક ભાવમન ને બીજું દ્રવ્યમન. દ્રવ્યમન એટલે વિચારો આવે છે, તેને બાવો જોઈ શકે છે. એટલે એ મન બાવાનું નહીં, પણ તે મંગળદાસનું મન અને ભાવમન કે જે સૂક્ષ્મ છે, તે બાવો જોઈ ના શકે તે બાવાનું મન. ભાવ એ બાવો છે. મનમાં વિચાર આવે છે તેમાં બાવો તન્મયાકાર થઈ જાય એટલે એ થઈ ગયો મંગળદાસ ! અને આવતો ભવ ઊભો કર્યો ને મન ચોખ્ખું ના થયું. એને જુદો રહીને જુએ તો એટલો મુક્ત થયો ! ખરી રીતે આત્મા ક્યારેય મનમાં, બુદ્ધિમાં, ચિત્તમાં કે અહંકારમાં તન્મયાકાર થતો જ નથી. તન્મયાકાર થાય છે તે બાવો !

'હું કર્તા છું' માને છે, તેનાથી ભાવમન શરૂ થાય છે. 'હું અકર્તા છું' થાય તો ભાવમન બંધ.

એટલે સ્થૂળ મન મંગળદાસમાં જાય ને સૂક્ષ્મ મન બાવામાં જાય છે.

સ્થૂળ મનને જોનારો બાવો ને બાવાને જોનારી પ્રજ્ઞાશક્તિ ! બાવો છે તે મંગળદાસ શું કરે છે તેને જાણે. વળી આ બધાને જુએ જાણે છે, તે દરઅસલમાં આત્મા જ આત્મદૃષ્ટિથી જુએ-જાણે છે.

પ્રજ્ઞા છે ત્યાં સુધી બાવો છે. પ્રજ્ઞા બાવાને ય જુએ-જાણે.

બાવો પોતાને કર્તા માનતો હતો તેથી કર્મ બંધાયા જ કરે. હવે 'હું બાવો છું' એ માન્યતા ના રહી ને 'હું શુદ્ધાત્મા છું' માને એટલે અકર્તા થયો એટલે કર્મ ના બંધાય.

તીર્થંકરે ય નામકર્મ છે, એ ચેતન નથી. આ સર્કલ (સંસારી અવસ્થાઓ)ની બહાર ઊભો છે તે ચેતન. 'સર્કલ'માં ક્યાંય મારાપણું ના થાય તો તે પ્યૉર ચેતન છે. પુદ્ગલની બધી જ અવસ્થાને દાદાશ્રીએ 'સર્કલ' કહ્યું. દાદાશ્રી કહે છે આ વાત તમને કરે છે તે બાવો, સાંભળનારો ય બાવો. આપણે સર્કલની બહાર આવ્યા છીએ એવું બાવાને જ્યારે ખબર પડે ત્યારે સમકિત થયું કહેવાય.

મૂળ જાણનાર આત્મા છે પણ બાવો રોંગ બિલિફથી માને છે કે 'હું જાણું છું.' 'હું કરું છું ને હું જાણું છું.' બેઉ મિક્ષ્ચર છે તે બાવો ને 'હું જાણું છું' 'હું કર્તા નથી' તો તે શુદ્ધાત્મા. શુદ્ધાત્મા તો બાવો ને મંગળદાસને જ નહીં પણ તેમની અંદરનાં બધાં જ ભાગને જાણે છે !

બાવો જે જુએ છે તે શુદ્ધાત્માને લીધે જ જુએ છે. પોતે સ્વયં જ્ઞાતા-દ્રષ્ટા નથી.

બાવાને ખત્મ કરવા શું કરવું ? બાવાના પક્ષમાં ના બેસીએ તો તેનો વંશ વધવાનો જ નથી. કોઈ અપમાન કરે ત્યારે પોતાનું ઉપરાણું ના લે તો બાવો ખત્મ.

મોક્ષે કોને જવું છે ? જે બંધાયો છે તેને. જેને દુઃખ થાય છે તેને. એટલે કે અહંકારને. એને જ છૂટવું છે.

જ્ઞાની પુરુષ એટલે એ. એમ. પટેલ ? એ. એમ. પટેલ તો મંગળદાસ છે. જ્ઞાની પુરુષ તો જે 'આઈ'(હું) ડેવલપ થતો થતો 'આઈ'(હું) રહિત ડેવલપ થયેલો છે તે. એ જ અહમ્ છે. ખોટો અહમ્

ઊડ્યો ને જ્ઞાની થયો. ખરેખર તો બે જ છે. એક મોક્ષ ખોળતો હતો તે (બાવો) ને બીજા ભગવાન જે મોક્ષ સ્વરૂપ જ છે !

મૂળ આત્મા તો પરમાત્મા જ છે ! પણ આ સમસરણ માર્ગમાં વ્યવહારમાં આત્મા ડેવલપ થતો થતો ઠેઠ ભગવાન મહાવીર જેવો થઈ જાય છે !!! જુઓને, આ પુદ્ગલ પણ ભગવાન થયું !

દાદાશ્રી પોતાની જાત માટે કહે છે કે અમારું પુદ્ગલ હજુ ભગવાન જેવું નથી થયું. થોડી ભૂલ રહી જાય છે. હજી બધાને મોક્ષે લઈ જવાની ખટપટો થાય. વળી કો'કને ભારે શબ્દ પણ કહી દેવાય ! ભગવાનનું તો કંઈ એવું લક્ષણ હોય ? એટલું ખરું કે, 'અમારી ભૂલો અમને તરત ખબર પડી જાય ! હા, કોઈનાં માટે એક વાળ જેટલો ય વિરોધ ના હોય.'

મંગળદાસનું ઉપરાણું પોતે લે તો સમજી જાય કે એ બાવાનો બાવો જ રહેવાનો. આપણે 'જોયા' જ કરવાનું એને.

નિજ દોષ જ્યારે પોતાને દેખાશે ત્યારથી બાવો જવાનો અને ભગવાન થવાનો !

સામા જોડે આપણી ભૂલ થઈ હોય તો તેને આપણે પાછું વાળી લેવાનું. છતાં એની મેળે સામો ગૂંચાય તેની આપણી જવાબદારી નહીં. આપણે લીધે ગૂંચાય તો આપણી જોખમદારી. જ્યાં લગી બાવો છે ત્યાં સુધી ભૂલ થવાની શક્યતા. શુદ્ધાત્મામાં રહે તો જ ભૂલો બધી દેખાય. પણ પાછા બાવા થઈ જવાય છે ને !

પોતાપણું કોણ રખાવે છે ? અજ્ઞાન. શુદ્ધાત્મા થયા તોય હજુ પક્ષ ચંદુભાઈનો રાખવો છે એ બાવો.

ચરણવિધિ કોણ બોલે છે ? જેને છૂટવું છે બંધનમાંથી તે એટલે અહંકાર. અહંકાર એ જ પ્રતિષ્ઠિત આત્મા.

એક ભાઈ દાદાશ્રીને કહે છે કે આપ એવા આશીર્વાદ આપો કે અમે (બાવો) વધુ જ્ઞાતા-દ્રષ્ટાપદમાં રહીએ. ત્યારે દાદાશ્રી એને ધોઈ નાખે છે, 'અલ્યા, એવા તે આશીર્વાદ હોતા હશે ? કે તમે એવું કંઈક કરો કે અમે ઊંઘતા હોયને તે ખોરાક મોંમાં પેસી જાય !' આવી ખોટી વાતો કરી ટાઈમ

ના બગાડો. ઝીણી વાત હોય તો કરો !

કષાય થાય છે તે બાવાને, શુદ્ધાત્માને નહીં. આપણે બાવો ચિઢાય તો તેને વઢી લેવા દેવું, પછી ધીમે રહીને કહેવું કે, 'ભઈ શા હારુ કરો છો ? આમાં શું ફાયદો ?' આમ કહેવાથી એક તો એ નરમ પડશે ને બીજું આપણે જ્ઞાનમાં રહ્યાં ને તેની શક્તિ વધે. બાવા જોડે આપણે કડક બોલીએ તો એ સામો થઈ જાય એવો છે.

મંગળદાસ એ બહારનું સ્વરૂપ, બાવો એ અંદરનું સ્વરૂપ ને હું એ શુદ્ધાત્મા ! આટલું જ જો સમજી જાય તો તમામ શાસ્ત્રોનો સાર આવી ગયો !

બાવો જ અક્ષર પુરુષોત્તમ કહેવાય. મૂળ પુરુષોત્તમ નહીં. મૂળ પુરુષોત્તમ તો પૂર્ણ સ્વરૂપમાં જ હોય !

ક્ષર એ ચંદુભાઈ અને અક્ષર એ અમુકથી અમુક સુધી બાવો ને હું એ પૂર્ણ સ્વરૂપ !

યોજના ઘડે ત્યારે બ્રહ્મમાંથી થઈ ગયો બ્રહ્મા અને એ જ્યારે અમલમાં આવે ત્યારે થઈ ગયો ભ્રમિતા ! 'હું ચંદુ, આનો ધણી.....' આવું બોલ્યા કરે એ ભ્રમિત નહીં તો બીજું શું ? એનો એ જ હું, બાવો ને મંગળદાસ !

પર્સનલ, ઈમ્પર્સનલ ને એબ્સૉલ્યૂટ એટલે શું ? મંગળદાસ પર્સનલ, બાવો ઈમ્પર્સનલ ને હું ઍબ્સૉલ્યુટ.

શુદ્ધાત્મા ને ચંદુભાઈને વચ્ચે છે ઈમ્પ્યૉર સોલ (બાવો). આ ઈમ્પ્યૉર સૉલ માત્ર બિલિફ જ છે. એ ખલાસ થાય તો ફિઝિકલ (મંગળદાસ)ની કોઈ જવાબદારી રહેતી નથી.

ચંદુભાઈ નામ છે તેને ઈમ્પ્યૉર સોલે પકડી લીધું કે 'હું જ ચંદુભાઈ છું' એ રોંગ બિલિફ બેસી ગઈ. 'હું ચંદુ છું' એ ફર્સ્ટ રોંગ બિલિફ છે. પોતે કહે છે કે હું ચંદુ છું. એ જ અહંકાર છે. જ્ઞાન મળે છે ત્યારે અહંકાર ફ્રેક્ચર થઈ જાય ને રાઈટ બિલિફ બેસી જાય કે 'હું શુદ્ધાત્મા છું.'

હવે 'તમે' શુદ્ધાત્મા ને 'તમારે' હવે (બાવાનો) મિશ્રચેતનનો નિકાલ કરવાનો અને નિશ્ચેતન ચેતન (મંગળદાસ) એની મેળે સહજ ભાવે ચાલ્યા કરે.

દાદાશ્રી કહે છે, ''અમે વ્યવહારમાં લઘુત્તમ ને નિશ્ચયમાં ગુરુત્તમ!' 'અમે અને ભગવાન એકાકાર છીએ અને જુદાંય છીએ ! કેવળજ્ઞાન થાય ત્યારે એકાકાર થઈ જાય. જ્યારે અમે દર્શન કરાવીએ, 'દાદા ભગવાનના અસીમ જય જયકાર હો' તે ઘડીએ ભગવાન તરીકે રહેવાનું. તેથી બધા ઉલ્લાસમાં આવે ને ! અને વાતો કરીએ, સત્સંગ કરીએ ત્યારે ભગવાનથી જુદાં ! અત્યારે જુદાં. જો કે આ બોલે છે તે ટેપરેકર્ડ બોલે ને. તેનો હું જ્ઞાતા-દ્રષ્ટા છું.''

પ્રશ્નકર્તા દાદાશ્રીને પૂછે કે આ 'અમે' ભગવાન જોડે એકાકાર તે ત્યારે 'અમે' એમનાથી જુદાં તો આમાં 'અમે' કોણ ? ત્યારે દાદાશ્રી કહે છે, ૩૫૬ ડિગ્રીવાળો ભાગ છે તે જ્ઞાની પુરુષ, જે અંબાલાલભઈ જ્ઞાની થયા. એના એ જ હું બાવો ને મંગળદાસ.

મઠીયું ખાય છે મંગળદાસ, સ્વાદ વેદે છે બાવો ને જાણે છે તે આત્મા. મજા કરનારો બાવો ને જાણો 'તમે' !

તમે ચંદુભાઈ સાંભળનાર, અંબાલાલ બોલનાર, જ્ઞાની ભોગવનાર અને 'અમે' જાણનાર !

ખાનારા 'તમે' નહીં, હાથ ખવડાવે. ચાવનાર દાંત, વેદનાર મહીં બાવાજી. કડવા-મીઠાના વેદનાર બાવાજી અને જાણનારો 'હું પોતે !' જ્ઞાનીએ બાવો છે ત્યાં સુધી વેદકતા. મૂળ પુરુષ કેવળજ્ઞાન સ્વરૂપ જાણનારો.

સ્થૂળ તે મંગળદાસ, પછી સૂક્ષ્મ ભાગ રહ્યો અને કારણ ભાગ રહ્યો એ બન્ને બાવાના અને હું શુદ્ધાત્મા. આટલામાં આખું અક્રમ વિજ્ઞાન આવી ગયું ! હવે બાવાનો નિકાલ કરવાનો સમભાવે.

જ્ઞાન મળ્યા પછી શુદ્ધાત્મા તરીકે જુદાં પડ્યા. હવે જેમ જેમ ગર્વરસ ચાખતા બંધ થવાય તેમ તેમ માર્કસ વધવાના. ગર્વરસ આપે તો માર્કસ ઘટે.

કારણ કે ઊલટી કરવાની ચીજ ખાઈ ગયા !

બાવાનું સ્ટેશન ઘણું લાંબું છે. પણ છે એક જ સ્ટેશન. આમ ત્રણ જ સ્ટેશન છે, હું, બાવો ને મંગળદાસ. પણ ઝાંપે અડ્યો કે થઈ ગયો 'પોતે' પૂર્ણ ભગવાન !

બહેનોમાં મોહ વધારે હોય, તે મોહ બાવાનો છે. તેને 'આપણે' જાણવાનું કે મોહ આટલો છે અને જ્ઞાનીને કહી દેવાનું.

દાદાશ્રી કહે, અમારે ય બાવો ખરોને ! ચાર ડિગ્રી ખૂટે છે ત્યાં સુધી 'હું' ચોખ્ખું થાય નહીં. એટલે 'હું ભગવાનથી જુદો છું' કહેવું પડે. 'હું ભગવાન છું' ના કહેવાય. બહેનોને બાવીપણું ના છૂટે. તેના માટે બહેનોએ બાવીપણું ના થવા દેવું. બાવીને બાવાપદમાં જ રાખવું, નહીં તો પાછું સ્ત્રીપણું આવશે. સ્ત્રી બાવો ત્યારે ખલાસ થાય.

આપણા બાવાને આપણે કહી દેવાનું કે 'જીવન એવું સુંદર કાઢો અગરબત્તી જેવું, કે જેથી પોતે બળીને બીજાંને સુખ આપે ! નહીં તો જિંદગી નકામી જ ગઈ જાણો !'

દાદાશ્રીનું આત્મજ્ઞાન મળ્યા પછી બીજું કશું જ કરવાનું બાકી રહેતું નથી. આત્મા તો શુદ્ધ જ છે. હવે બાવાજી શુદ્ધ થતાં જશે તેમ તેમ વિજ્ઞાન પ્રગટ થતું જશે ! જ્યાં સુધી 'હું શુદ્ધાત્મા, હું વિજ્ઞાન સ્વરૂપ' આ બધું બોલે છે ત્યાં સુધી 'પોતે' જ્ઞાન સ્વરૂપ કહેવાય. 'પોતે' જ્યારે પૂર્ણ વિજ્ઞાન સ્વરૂપ થાય ત્યાર પછી બોલવાનું નથી રહેતું. બાવો છે ત્યાં સુધી જ્ઞાન સ્વરૂપ ને બાવો ખત્મ થાય ત્યારે વિજ્ઞાન સ્વરૂપ.

બાવો વધતો જાય પણ 'હું' તેનું તે જ રહે છે. ૯૯ છે ત્યાં સુધી 'હું' જ્ઞાન સ્વરૂપ અને ૧૦૦ થયું કે વિજ્ઞાન સ્વરૂપ થઈ ગયું !!!

'હું' બાવા સ્વરૂપે જ્ઞાન સ્વરૂપ છું ને રિયલી 'હું' વિજ્ઞાન સ્વરૂપ છું.

જ્ઞાન મળ્યા પછી રિલેટિવ 'મંગળદાસ છું' એ છૂટ્યું. પછી બાવા સ્વરૂપ થયું. હવે જેમ જેમ ફાઈલોનો સમભાવે નિકાલ થતો જાય તેમ તેમ બાવો ઓગળતો જાય.

૩૫૬ ડિગ્રી એ બાવો. ૩૫૭°, ૩૫૮°, ૩૫૯° સુધી બાવો અને ૩૬૦° થઈ ગયો એટલે 'હું' થઈ ગયો ! 'હું' તો શુદ્ધાત્મા છે જ પણ બાવો ય શુદ્ધ 'હું' થઈ ગયો !

રિયલમાં શુદ્ધાત્મા તો બધાનો ૩૬૦ ડિગ્રીનો છે, પણ આ બાવો જુદી જુદી ડીગ્રીનો હોય છે અને અહંકાર જ બાવાને આગળ વધવા નથી દેતો. 'હું કંઈક છું' એ ભારે જોખમી બને છે આમાં. દાદાશ્રી કહે કે અમે જ્ઞાની. ભગવાન નહીં. ૩૬૦ ડિગ્રી થાય તો ભગવાન. ૩૫૯ સુધી જ્ઞાની. અત્યારે અમે ૩૫૬ ડિગ્રીએ છીએ. (દાદાશ્રીના દેહવિલય પહેલાં એકાદ અઠવાડિયા પહેલાં તેઓ બોલેલા, 'આ એ.એમ.પટેલના મીઠા મરચાંના રુચિ સ્વાદ ગયા. હવે અમારી બે ડિગ્રી આગળ વધી. ૩૫૮ ડિગ્રી થઈ !

૩૪૫ ડિગ્રીની ઉપર જાય ત્યારથી જ્ઞાનીપદ કહેવાય. ૩૪૫થી ૩૫૯ સુધી જ્ઞાની બાવામાં જ જાય !

૩૫૫ ડિગ્રીથી ૩૬૦ ડિગ્રી સુધી બધા ભગવાન જ કહેવાય ! તીર્થંકરોને અંદર-બહાર બેઉ ૩૬૦ ડિગ્રી હોય.

બાવો ૩૪૫ ડિગ્રી ઉપર જાય તોય પછી મંગળદાસમાં ફેરફાર ના દેખાય. કારણ કે પ્રકૃતિ તો સ્વાભાવિકપણે કામ કરે જ. હા, બાવામાં બહુ ફેરફાર થાય.

બાવાની પોતાની ઈફેક્ટો જ્ઞાને કરીને ભોગવાઈ જાય એટલે બાવો 'હું'માં આવતો જાય. 'હું' બાવાને રિયાલિટી સમજાવે, તેના આધારે બાવો 'હું' માં આવતો જાય. 'હું' પ્રજ્ઞા સ્વરૂપે બાવાને સમજણ પાડે છે.

બાવો ઊંચે ચઢતો જાય છે તે પ્રજ્ઞાની હાજરીને કારણે. જાગૃતિ ડાઉન જાય તો બાવો નીચે જતો જાય.

બાવાની અસર મંગળદાસ પર ના હોય ને મંગળદાસની અસર બાવા પર ના હોય. બાવાની લાખ ઈચ્છા હોય કે મંગળદાસમાં ફેરફાર થાય પણ તે ના થઈ શકે !

મંગળદાસની પ્રકૃતિ બાંધવામાં બાવો જ કારણભૂત છે. પ્રકૃતિ, પ્રકૃતિને બાંધતી નથી. બાવાએ પૂર્વે પ્રકૃતિ બાંધેલી. તેમાં થોડો ભાગ

પ્રકૃતિમાં થઈ ગયો ને બાકીનો બાવા પાસે રહી ગયો. જે ચેન્જ ના થાય તે પ્રકૃતિ ને ચેન્જેબલ તે બાવો.

બાવા પાસેનું જ્ઞાન ચેન્જેબલ ખરું ? હા, જ્ઞાન હંમેશાં ચેન્જેબલ હોય. અજ્ઞાનેય ચેન્જેબલ હોય.

મંગળદાસ જન્મ્યો ત્યારે સપોઝ(ધારો કે) ૨૦૨ ડિગ્રી સુધીનો હતો. તે તો તેનો તે જ રહે છે ઠેઠ સુધી. પણ જ્ઞાન મળ્યા પછી બાવો છૂટો પડે છે. એટલે એની ડિગ્રીઓ આજ્ઞામાં રહેવાથી, જાગૃતિમાં રહેવાથી ૨૦૨ ડિગ્રીથી આગળ વધવા માંડે છે તે ઠેઠ ૩૬૦ ડિગ્રી થઈ જાય ત્યારે બાવાનું સ્વતંત્ર અસ્તિત્વ રહેતું નથી. તે કેવળજ્ઞાન સ્વરૂપ થઈ જાય છે ! બાવાનો જન્મ જ જ્ઞાન મળ્યા પછી થાય છે ! ત્યાં સુધી 'હું' ને મંગળદાસ ને બાવો બધું એક જ હોય છે.

એટલે શ્રદ્ધામાં ૩૬૦ ડિગ્રી છે પણ વર્તનમાં ૩૦૩ ડિગ્રી છે. શ્રદ્ધામાં 'હું શુદ્ધાત્મા છું' પણ વર્તનમાં ૩૦૩ ડીગ્રીનો બાવો છે ! એટલે ૨૦૨ ડિગ્રી મંગળદાસની રિલેટિવ, ૩૬૦ ડિગ્રી શુદ્ધાત્માની, રિયલની ને ૩૦૩ ડિગ્રી બાવાની, નીયર રિયલની !

જ્ઞાન મળતાં પહેલાં આપણે બાવા તો હતા જ નહીં. હું ચંદુભાઈ, હું ડૉક્ટર, બધું એક જ માનતા હતા.

જ્ઞાન મળતાં પહેલાં બાવો હોય પણ તે ડ્રેસ વગરનો બાવો. જ્યારથી હું કર્તા છું, મારે કર્મ ભોગવવાં પડશે એવું જાણ્યું ત્યારથી જ એ બાવો થઈ ગયો. પણ તે એક્ઝેક્ટ ડ્રેસવાળો બાવો નહીં. આ દેહાધ્યાસ મને વર્તે છે એવું સમજે ત્યાંથી તો એ રોફવાળો બાવો થયો કહેવાય. ઘણો આગળ વધેલો કહેવાય. પણ તોય તે અસલ ડ્રેસવાળો તો નહીં જ. અસલ ફૂલ ડ્રેસવાળો બાવો તો આ જ્ઞાન મળ્યા પછી જ કહેવાય.

મંગળદાસને, બાવાને બધાંને જાણે તે 'હું' ! જ્ઞાની તે ય 'હું' નહીં. ૩૬૦ ડિગ્રીનો જ્ઞાની છે તેને પણ 'હું' જાણું છું.

તીર્થંકરોને ૩૬૦ ડિગ્રી ને દાદાશ્રીને ૩૫૬ ડિગ્રી છે. એમાં ફેર એટલો કે દાદાશ્રી ખટપટીયા વીતરાગ ને તીર્થંકરો પૂર્ણ વીતરાગ. દાદાશ્રીને

બધાંને મોક્ષે લઈ જવાની ખટપટ રાત દા'ડો હોય.

મંગળદાસની પ્રકૃતિ બદલાય નહીં. પ્રકૃતિની અસર બાવાને કરે, પણ એટલા જ ભાગને કરે જ્યાં અજ્ઞાન રહ્યું છે. ૩૬૦ ડિગ્રીવાળાને કંઈ જ અસર ના કરે.

બાવાનું સ્વરૂપ જ્ઞાનથી દેખાય. જેમ ડિગ્રી વધતી જાય તેમ વધારે સ્પષ્ટ સ્વરૂપ સમજાતું જાય.

બાવાનું ને મંગળદાસનું સ્વરૂપ સમજે છે તે 'હું' અને તે ય પ્રજ્ઞા સ્વરૂપે.

એક મહાત્મા દાદાશ્રીને પૂછે છે કે બાવા અને અહંકારમાં શું ફરક ? ત્યારે દાદાશ્રી કહે છે કે અહંકાર પોતે જ બાવો છે ને અહંકાર જેમ ઓછો થાય તે ય બાવો છે ને ખલાસ થાય તે ય બાવો છે.

દાદાશ્રી કહે છે કે અમારે અહંકાર ખલાસ થયેલો જ છે. 'હું' અહંકાર ખલાસ થયેલો છું, પણ બાવો હજુ અહંકારી છે. ૩૫૬ ડિગ્રીવાળા એટલે અમને ડિસ્ચાર્જ અહંકાર રહે, જેના આધારે બધી દૈહિક ક્રિયાઓ થાય.

દાદાશ્રી કહે છે, 'દાદા ભગવાન' એ ભગવાન છે અને દાદા એ ભગવાન નથી. દાદા ય બાવા છે. એટલે જ્ઞાની ય બાવા (ને) તમે ય બાવા.

દાદાશ્રી એકદમ પ્યૉર છે તેથી બધાંને નિરંતર યાદ રહે છે, નહીં તો કોઈ યાદ ના રહે.

આ ૩૬૦ ડિગ્રીનું જ્ઞાન કેમ પ્રગટ થતું નથી ? હજુ બહાર બધે કેટલા રસો પડ્યા છે ! કેટલી કેટલી જગ્યાએ હજી ગલીપચીઓ થાય છે ?!

અક્રમ જ્ઞાન દાદાશ્રી આપે છે તે ૩૬૦ ડિગ્રીનું પૂર્ણ કેવળજ્ઞાન જ આપે છે પણ પૂરેપૂરું પચતું નથી. દાદાશ્રીને જ ૩૫૬ ડિગ્રી જઈને અટક્યું. મહાત્માઓને ૨૦૦ ઉપરથી ૩૦૦ કે ૩૧૦ કે ૩૨૦ પર આવે છે !

જ્ઞાનીમાં ને ભગવાનમાં શો ફેર ? જ્ઞાની સમજી શકે, જોઈ શકે બધુંય પણ જાણી ના શકે ! દાદાશ્રી કહે છે મારું જ્ઞાન ૩૫૬ ડિગ્રી એ

અટક્યું, ૩૬૦ ડિગ્રી થયું હોત તો 'હું' ને દાદા ભગવાન એક થઈ ગયા હોત ! પણ જુદું રહ્યું ૩૫૬ ડિગ્રીને કારણે. આ કાળમાં સંપૂર્ણ પ્રગટ થાય જ નહીં !

ચૌદ લોકનો નાથ એટલે પૂર્ણ પ્રગટ થયા છે, ફૂલ સ્કેલમાં હાજર થયા છે તે ! અને એવો ચૌદ લોકનો નાથ પ્રગટ્યો છે આ એ. એમ. પટેલમાં !

એક મહાત્મા દાદાશ્રીને પૂછે છે કે આપનામાં ક્યો ભાગ જ્ઞાનીનો ? આપ તો આત્મા જ છો ને ? ત્યારે દાદાશ્રી કહે છે કે જેટલો પોતે આત્મારૂપ થયો એ જ્ઞાની. ૩૫૬ ડિગ્રીનો જ્ઞાની.

૩૫૬ ડિગ્રી અંતરાત્માની ને ૩૬૦ ડિગ્રી પરમાત્માની ! શ્રીમદ્ રાજચંદ્રે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે જ્ઞાની એ દેહધારી પરમાત્મા જ કહેવાય ! ચાર ડિગ્રી પૂરી થયે પરમાત્મા થશે. કોઈ કલેક્ટર મહિના પહેલાં થયો ને કોઈ વીસ વર્ષથી થયેલો છે. બન્નેની પોસ્ટ સરખી જ ગણાય. બન્નેવ કમિશ્નર થવાના. પણ તોય સરખું ના ગણાય. ૨૦ વર્ષવાળો કાલે કમિશ્નર થઈને ઊભો રહેશે ને મહિનાથી થયેલાને કેટલીય વાર લાગશે !

દાદાશ્રી કહે છે અમારે કંઈ ઉતાવળ નથી કેવળજ્ઞાનની ! આ કાળમાં એ પરીક્ષા લેવાતી જ નથી તો મારે તેની તૈયારી કરવાની શી જરૂર ? હું શા માટે જગત કલ્યાણમાં ન પડું ? જગત કલ્યાણ કરવાની કેવી ઉત્કૃષ્ટ ભાવના છે આમાં દાદાશ્રીની !

આવા જ્ઞાનીનો જોગ જગતમાં જડે નહીં. બધું જડે પણ આ ભેગું ના થાય. જ્યાં બ્રહ્માંડનો ભગવાન પ્રગટ થયો છે, એનો સાંધો મેળવીને કામ કાઢી લો !

હું, બાવો ને મંગળદાસ. આમ ત્રણ ભેદ દાદાશ્રીએ શા માટે પાડ્યા ? નહીં તો આ દુષમકાળના લોકો દાદા ભગવાન અને અંબાલાલ, આ બે ભેદથી પહોંચી નહીં વળે ને દરેક જગ્યાએ શંકા પડશે ને ઊલટું બગડશે ! તે વિશેષ ફોડ પાડી સંપૂર્ણ ક્લેરિટી કરી આપી છે કે જેથી લોકોને ક્યારેય ક્યાંય ગૂંચવાડો ના થાય !

દાદાશ્રીએ પ્રથમ વાર જ હું, બાવો ને મંગળદાસનું ગુહ્ય રહસ્ય ખુલ્લું કર્યું ૧૯૮૭માં અમેરિકામાં ! અને બોલેલા કે આ છેલ્લામાં છેલ્લું જ્ઞાન હું તમને આપી દઉં છું. હવે આનાથી આગળ કશું જ જાણવાનું રહેતું નથી. 'હું' બાવો ને મંગળદાસની એક્ઝેક્ટ જાગૃતિમાં રહે તો જ્ઞાનીની જેમ, અમારી જેમ રહી શકે !

કોઈ શાસ્ત્રમાં આવું અંદરનું રહસ્ય નથી ખુલ્લું થયું. દાદાશ્રી કહે છે કે આ રહસ્ય કહેવા અમે એટલા માટે રહ્યાં કે અમારી પૂર્ણાહુતિ આ કાળને લીધે ના થઈ. નહીં તો પૂર્ણ પદવાળા કંઈ પણ બોલ્યા કર્યા વગર મોક્ષે ચાલ્યા જાય ! દાદાશ્રી પોતાની આંતરિક આત્મિક દશાનું વર્ણન કરતાં કહે છે કે અમે રહીએ છીએ સંપૂર્ણ ત્રણસો સાંઠ ડિગ્રી દશામાં અને દર્શન થાય ત્રણસો છપ્પનનાં ! ને. તેથી દર્શન કરનારને ખૂબ ફાયદો થાય. આવાં દર્શન મળે ક્યાંથી ?

દસ લાખ વર્ષે પ્રગટ થયાં છે આ અક્રમ જ્ઞાની !

હું બાવો ને મંગળદાસનું વિજ્ઞાન જબરજસ્ત નીકળ્યું છે. આ છેલ્લામાં છેલ્લું વિજ્ઞાન છે. મીઠા પાણીના એક વરસાદથી આખું અનાજ ઊગી નીકળે તેના જેવું !

'હું બાવો ને મંગળદાસ'ની વાત આ પ્રથમવાર જ પ્રગટ થાય છે. દાદાશ્રીના હૃદયની વર્ષોની વ્યથા હતી કે કઈ રીતે આ ગુહ્ય જ્ઞાન બધાંને સમજાવું ?! એ મથામણ કરતાં કરતાં આ 'હું' 'બાવો' ને 'મંગળદાસ'માં રૂપક આવ્યું ને બધું ફીટ થઈ ગયું ! જગતની ય પુણ્યૈ જબરજસ્ત કે દાદાશ્રી દેહ છોડતાં પહેલાં આ ગુહ્યજ્ઞાન ખુલ્લું કરતાં ગયા ! ધન્ય છે એ મહાત્માઓને કે જેમણે પ્રત્યક્ષ આ હું બાવો ને મંગળદાસનો સત્સંગ સાંભળ્યો અને ધન્ય ધન્ય છે એ મહાત્માઓને કે જેની જાગૃતિમાં નિરંતર આ વણાઈ ગયું છે જ્ઞાન !!!

❖ ❖ ❖ ❖ ❖

# અનુક્રમણિકા

## [૧] પ્રજ્ઞા

## [૨.૧] રાગ-દ્વેષ



## [૨.૨] ગમો-અણગમો



## [૨.૩] વીતદ્વેષ

## [૨.૪] પ્રશસ્ત રાગ



## [૨.૫] વીતરાગતા



## [૩] મેલું કરે તે ય પુદ્ગલ, ચોખ્ખું કરે તે ય પુદ્ગલ !



## [૪] જ્ઞાન - અજ્ઞાન

## [૫.૧] જ્ઞાન - દર્શન



## [૫.૨] ચારિત્ર

## [૬] નિરાલંબ

## [૭] છેલ્લામાં છેલ્લું વિજ્ઞાન - 'હું, બાવો, મંગળદાસ' !



❖❖❖❖❖

# આપ્તવાણી
## શ્રેણી-૧૩ (ઉત્તરાર્ધ)

## [૧]
## પ્રજ્ઞા

### પ્રજ્ઞાની પીછાણ યથાર્થ સ્વરૂપે...

**પ્રશ્નકર્તા :** જે ખ્યાલ છે કે 'મારું સ્વરૂપ આ છે અને આ બીજું છે.' એ જે સતત ખ્યાલ રહે છે એ કયા ભાગને છે ? એ કયો ભાગ છે ?

**દાદાશ્રી :** એ તો પ્રજ્ઞા દેખાડે. પ્રજ્ઞા બધું દેખાડે છે. આ બધુંય છૂટું છૂટું દેખાડે છે.

**પ્રશ્નકર્તા :** એય ખ્યાલ રહે છે કે આ બે છૂટું દેખાડે છે તે ય હું ન્હોય, હું આ છું.

**દાદાશ્રી :** એ તો બરોબર છે, પ્રજ્ઞા દેખાડે છે.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા કેવી રીતે ઉત્પન્ન થાય અને ક્યાંથી ઉત્પન્ન થઈ ?

**દાદાશ્રી :** એ તો જ્ઞાન 'અમે' આપીએ તેની સાથે જ ઉત્પન્ન થાય. જ્ઞાનથી પ્રજ્ઞા ઊભી થઈ ગઈ. પ્રજ્ઞાનું કામ ચાલુ થઈ ગયું.

બે શક્તિઓ છે અંદર. અમે જ્ઞાન આપીએ ત્યારે પ્રજ્ઞાશક્તિ ઉત્પન્ન થાય. નહીં તો અજ્ઞાશક્તિ જીવમાત્રને હોય જ. એટલે 'હું' અને 'મૂર્તિ' બે ભેગા થાય, એનું નામ અજ્ઞાશક્તિ. સંસાર ઊભો કરનારી અજ્ઞાશક્તિ. તે સંસારની બહાર નીકળવા ના દે. પ્રજ્ઞાશક્તિ સંસારમાં એને રહેવા ના

દે. મારી-ઠોકીને, ઢસેડીને આમ બાંધીને મોક્ષે લઈ જાય. એટલે આ શક્તિ જે ઉત્પન્ન થઈ છે, તે કામ કર્યા કરે છે. તેને 'આપણે' ડખો નહિ કરવો વચ્ચે. એની મેળે કામ થઈ જ રહ્યું છે, સહજ રીતે કામ થઈ રહ્યું છે.

જ્ઞાની પુરુષ ઈગોઈઝમ કાઢે ત્યાર પછી પ્રજ્ઞા ઉત્પન્ન થાય. ઈગોઈઝમ ને મમતા, એ અજ્ઞાશક્તિની સારવારમાં છે. પ્રજ્ઞા ઉત્પન્ન થાય એટલે અજ્ઞા નામની શક્તિ એનું બધું લઈને વાળી-ઝુડીને ચાલવા માંડે ! જેમ કોંગ્રેસ ગવર્નમેન્ટ આવી, પેલાં અંગ્રેજો જતાં રહ્યાં ને બધાં.

ભગવાને શું કહ્યું કે બંધ શેનાથી છે ? ત્યારે કહે, અજ્ઞાથી બંધ છે. અજ્ઞાથી આ સંસારબંધ થઈ રહ્યો છે. અજ્ઞાથી પાપ-પુણ્ય રચાય છે. અજ્ઞા અને એનો સામો પ્રતિપક્ષી શબ્દ મુક્તિ, પ્રજ્ઞાથી થાય. તે પ્રજ્ઞા નિરંતર 'તમને' ચેતવે. એ પહેલાં નહોતી. પહેલા અજ્ઞા હતી. અજ્ઞા પોતે છે તે ઊંધું વીંટાળ વીંટાળ વીંટાળ કરે. તે અજ્ઞાથી આ સંસાર ઊભો થયો, પ્રજ્ઞાથી સંસાર નાશ થાય. અજ્ઞાથી અહંકાર હોય. પ્રજ્ઞા નિર્અહંકાર થયા પછીથી ઉત્પન્ન થાય. 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષ બેઠું પછી પ્રજ્ઞાશક્તિ ઉત્પન્ન થાય.

હવે અજ્ઞામાં શું હોય કે 'આ મેં કર્યું, મેં દુઃખ ભોગવ્યું, પેલાએ કર્યું, પેલાએ ગાળ ભાંડી મને.' પ્રજ્ઞા શું કહે છે કે 'હું કર્તા નહીં, હું ભોક્તા નહીં, હું જ્ઞાતા.' સામાએ મને ગાળ ભાંડી એ નિમિત્ત છે બિચારો, એ સામો પણ કર્તા નથી. એ છેલ્લામાં છેલ્લું જ્ઞાન. સામો કર્તા નથી દેખાતો અને પોતે કર્તા નથી એ ભાન રહ્યું, એ છેલ્લામાં છેલ્લું મોક્ષનું સાધન આટલું.

**પ્રશ્નકર્તા :** રાગ-દ્વેષને રાગ-દ્વેષ જાણવા એ પ્રજ્ઞાનો ઉપયોગ થયો કહેવાય ? પ્રજ્ઞા તે વખતે ઉપયોગમાં હોય છે ?

**દાદાશ્રી :** પ્રજ્ઞાનું તો બેઝમેન્ટ જુદું છે. એ તો અજ્ઞાની ય સમજે કે આ રાગ-દ્વેષ કરે છે. રાગ-દ્વેષ ગયા છે એ પ્રજ્ઞા જાણે. એ અજ્ઞાનીને સમજાય નહીં. બાકી નાનું છોકરું ય રાગ-દ્વેષને સમજે ને ! આપણે મોઢું ચઢાવીએને તો છોકરું જતું રહે, પાછું ના આવે.

અજ્ઞા જાય એટલે પ્રજ્ઞા ઊભી થાય. જગતના જીવમાત્રને મિથ્યાત્વ

છે ત્યાં સુધી અજ્ઞા અને મિથ્યાત્વ ખસે એટલે પ્રજ્ઞા ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** એ સંસારમાં રહીને પ્રજ્ઞા ન પ્રગટે, અજ્ઞા જ રહે ?

**દાદાશ્રી :** ના, આપણને પ્રજ્ઞા ઊભી થઈ. હવે તમે સંસારમાં છો તોય પ્રજ્ઞા ઊભી થયેલી છે ને ! એટલે હવે સંસારમાં જ્યાં આગળ તમારું બંધન હોય ત્યાં તમને છોડાવી દેવડાવે હંમેશા ચેતવીને. આપણને કંઈ જાગૃતિ ના હોય તો અંદરથી ચેતવણી મળે, એ પ્રજ્ઞાશક્તિનું કામ અને સંસારમાં ધંધો કરતાં હોય ત્યારે અજ્ઞાશક્તિ કહે, આમ કરો તો પૈણાય, મળી જાય એવું છે. એ અજ્ઞાશક્તિ ચેતવે પણ એ તો સંસારમાં ભટકવાનું. અને મોક્ષ માટે પ્રજ્ઞા ચેતવે.

**પ્રશ્નકર્તા :** બધા ડિસીઝન બુદ્ધિ લે છેને ?

**દાદાશ્રી :** હા, ડિસીઝન બુદ્ધિ લે છે પણ બે પ્રકારના ડિસીઝન. મોક્ષે જતાં લેવાના ડિસીઝન પ્રજ્ઞા લે છે અને સંસારી ડિસીઝન અજ્ઞા લે છે. અજ્ઞા એટલે બુદ્ધિ. અજ્ઞા-પ્રજ્ઞાના ડિસીઝન છે બધા.

## અજ્ઞાનું પ્રાગટ્ય ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાન અને પ્રજ્ઞામાં ફરક શું છે ?

**દાદાશ્રી :** પ્રજ્ઞા તે જ્ઞાનથી ઉત્પન્ન થનારી એક શક્તિ છે.

પ્રજ્ઞા એ આત્માની જ ડાયરેક્ટ શક્તિ છે, ડાયરેક્ટ લાઈટ છે અને અજ્ઞા એ ઈનડાયરેક્ટ લાઈટ છે. અજ્ઞા એ ટોપ ઉપરની બુદ્ધિ કહેવાય અગર તો નાનામાં નાની બુદ્ધિથી માંડીને પણ અજ્ઞા બધી આખી. છતાંય એ આત્માની શક્તિ છે પાછી. અજ્ઞાશક્તિ આત્માની શક્તિ છે અને પ્રજ્ઞા એ ય આત્માની શક્તિ છે.

**પ્રશ્નકર્તા :** એ શક્તિ આત્માની કેવી રીતે ગણાય ?

**દાદાશ્રી :** વિશેષ પરિણામને લીધે અજ્ઞાશક્તિ ઉત્પન્ન થઈ.

**પ્રશ્નકર્તા :** દાદા, એવું નથી કે શક્તિ એક જ છે. જો બહાર ગઈ

તો અજ્ઞામાં પરિણામે છે અને પોતામાં સમાય તો...

**દાદાશ્રી :** ના, એવું નહીં. એ અજ્ઞાશક્તિ જુદી છે. પણ એ બેઉ આત્માની શક્તિઓ છે. જ્યારે પુદ્‌ગલમાં કોઈ આવી તેવી શક્તિ જ નથી ને !

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એ કે બધી જે કંઈ શક્તિઓ છે, એ બધી આત્માની જ શક્તિઓ છે ?

**દાદાશ્રી :** આત્માની જ શક્તિઓ છે, પણ જ્યાં સુધી આત્મા છે તે વિશેષ પરિણામમાં સપડાયેલો છે ત્યાં સુધી અજ્ઞાશક્તિની બહાર નીકળે નહીંને ! જ્યારે અજ્ઞાશક્તિમાંથી બહાર નીકળે, પોતે પોતાના ભાનમાં આવે ત્યારે અજ્ઞાશક્તિ ખસે. ત્યારે નિજ પરિણામ ઉત્પન્ન થાય. ત્યાર પછી પ્રજ્ઞાશક્તિ કામ કરે. પછી સંસારમાં જવા ના દે.

એટલે બેઉ શક્તિઓ આત્માની જ છે. બાકી કોઈ બહારની, બીજા કોઈની શક્તિ જ નથી આમાં. એ પ્રજ્ઞાશક્તિ અને અજ્ઞાશક્તિ બેઉ માનેલી વસ્તુ છે, બિલિફ છે.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાશક્તિની શરૂઆત શાથી થઈ, તે પાછળ શો હેતુ હતો ?

**દાદાશ્રી :** મૂળ આત્મા અને એને આ જડનો સંયોગ બાઝયો, ચેતનની જોડે જડનો સંયોગ બાઝયો, એ સંયોગથી વિશેષ જ્ઞાન ઉત્પન્ન થયું. એ અજ્ઞાશક્તિ થઈ.

**પ્રશ્નકર્તા :** અજ્ઞા અને પ્રજ્ઞા એ બેમાંથી ચાલે કોનું ?

**દાદાશ્રી :** આ તો બેઉનું ચાલે છે. સૌ સૌના ક્ષેત્રમાં, પોતપોતાના ક્ષેત્રમાં બન્નેયનું ચાલે છે.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા અને પ્રતિષ્ઠિત આત્મામાં ફરક ખરો ?

**દાદાશ્રી :** બહુ ફેર, પ્રતિષ્ઠિત આત્મા તો આપણે આ 'ચંદુભાઈ' છે

તે અને પ્રજ્ઞા તો આત્માનો એક વિભાગ છે.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞાનું ઉદ્‌ભવસ્થાન કયું ?

**દાદાશ્રી :** એનું સ્થાન ના હોય એનો તો કાળ હોય. એ પેલું મિથ્યાત્વ જે કાળે ફ્રેક્ચર થઈ જાયને, એટલે પ્રજ્ઞા હાજર થઈ જાય. બુદ્ધિ પર ઘા પડ્યો એટલે હાજર થઈ જાય.

**પ્રશ્નકર્તા :** ઘણી વખત વાતચીતમાં આપણે વાપરીએ છીએને કે પ્રજ્ઞા એ આત્માનો ભાગ છે.

**દાદાશ્રી :** હા, તે છે જ ને !

**પ્રશ્નકર્તા :** આત્માનો ભાગ છે ?

**દાદાશ્રી :** આત્માનો ભાગ, એનો અર્થ એવો નહીં કરવાનો. તમે તમારી ભાષામાં લઈ જાવ છો બધી વાતો.

એ એનો સ્વભાવ છે કે અમુક કાળ ઉત્પન્ન થયો કે પ્રજ્ઞા પોતે ઉત્પન્ન થઈ જાય અને પછી બધું મોક્ષે પહોંચાડી ને પછી લય થઈ જાય. આ અજ્ઞા ય ઉત્પન્ન થઈ ગયેલી છે અને લય થઈ જાય. પ્રજ્ઞા ઉત્પન્ન થાય, ત્યારે અજ્ઞા લય થઈ જાય. જેમ આ અંધારું પછી દિવસ (અજવાળું) હોય.

## પ્રજ્ઞા, જડ કે ચેતન ?

**પ્રશ્નકર્તા :** તો પ્રજ્ઞામાં થોડો-ઘણો વિકલ્પનો ભાગ ખરો ?

**દાદાશ્રી :** વિકલ્પ લાગે-વળગે નહીં ત્યાં આગળ. વિકલ્પ બધો અજ્ઞા. આમાં વિકલ્પ-બિકલ્પ કશો હોય નહીં, નિર્વિકલ્પી છે એ. ચેતન છે, જડ નથી.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા પણ પાવર ચેતન જ ને ?

**દાદાશ્રી :** ના, એ પાવર ચેતન નથી, એ મૂળ ચેતન. પણ મૂળ

ચેતનમાંથી જુદી પડેલી, તે આ કાર્ય કરવા પૂરતી જ. પછી એક થઈ જશે પાછી.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા એ પુદ્ગલ નથી, એ આત્મા ને પુદ્ગલ વચ્ચેનો ભાગ છે ?

**દાદાશ્રી :** નહીં, આત્મા ને પુદ્ગલ વચ્ચેનો ભાગ નથી. એ આત્માનો એક ભાગ જુદો પડી જાય છે, અમે જ્ઞાન આપીએ છીએ તે દહાડે. તે ઠેઠ મોક્ષે લઈ જતાં સુધી આત્મા કંઈ કરે નહીં આમાં. એટલે આત્માનો ભાગ જુદો રહીને કામ કર્યા કરે. જ્યારે આત્માનો અધિકાર જ બધો પ્રજ્ઞાના હાથમાં છે, કુલમુખત્યાર પત્ર જેવું !

**પ્રશ્નકર્તા :** એટલે પછી ભગવાન શું કરે ? એ તો જ્ઞાતા-દ્રષ્ટા છે. કશામાં હાથ ઘાલતા જ નથી, વીતરાગ છે.

**દાદાશ્રી :** હાથ ઘાલવાનું રહે જ નહીં ને ? પ્રજ્ઞા તો ભગવાનની રિપ્રેઝેન્ટેટિવ જેવી છે.

## નથી એ સમ્યક્ બુદ્ધિ !

**પ્રશ્નકર્તા :** દાદા, સમ્યક્ બુદ્ધિ એ જ પ્રજ્ઞા ?

**દાદાશ્રી :** ના, પ્રજ્ઞા એથી ઊંચો ભાગ છે. પ્રજ્ઞા તો પ્રતિનિધિ છે આત્માની. અત્યારે આત્મા સંસારમાંથી તમને મોક્ષે લઈ જવા માટે કશું કામ જાતે કરતો નથી. એનો ભાગ આ પ્રજ્ઞા છે, એ પ્રજ્ઞા જ તમને નિરંતર મોક્ષે લઈ જવા માટે ચેતવ ચેતવ કર્યા કરે.

એ પ્રજ્ઞા છે અને તે જ મૂળ આત્મા છે, પણ અત્યારે પ્રજ્ઞા ગણાય. મૂળ આત્માની આવી કોઈ ક્રિયા હોય નહીં, જે મોક્ષે લઈ જાય.

પ્રજ્ઞા એનું કામ પૂરું થઈ ગયું ત્યારે એ આત્મામાં પાછી હતી એવી ને એવી સ્થિર થઈ જાય. હવે દરેક જીવમાં પ્રજ્ઞા હોઈ શકે નહીં. એ તો જ્ઞાની પુરુષ જ્યારે પોતાનું સ્વરૂપ જાગૃત કરી આપે ત્યારે પ્રજ્ઞા ઉત્પન્ન

થાય. આ જીવમાત્રને પ્રજ્ઞા ના હોય તો અજ્ઞા તો હોય જ.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા અજ્ઞાને પેસવા ના દે એ જ એનું કામને ?

**દાદાશ્રી :** અજ્ઞાને પેસવા દેવાની તો વાત જ નહીં. અજ્ઞાને તો ત્યાં પેસવા જ ના દે, પણ જોડે જોડે મોક્ષે લઈ જવાનું કામ એનું. અજ્ઞાન ઊભું થાય તો દબાવીને, એને સમજણ પાડીને મોક્ષ ભણી લઈ જાય. અને અજ્ઞાનું કામ શું કે થોડું ઘણું લાઈટ ઊભું થયું હોય તો એને અંધારું કરે, ત્યાં 'એને' સંસારમાં લઈ જાય.

એટલે આપણે અજ્ઞાશક્તિના પાસામાં ના રહેવું. અજ્ઞાશક્તિએ તો આ સંસારમાં ભટકાવી માર્યા છે. અજ્ઞાશક્તિ એની પાસે ક્રોધ-માન-માયા-લોભ, બધાં હથિયાર હોય. અહંકાર બહુ ભારે હોય. તે આખું લશ્કર છે ભારે. અને પ્રજ્ઞાશક્તિમાં અહંકાર નથી. તેથી 'આપણે' પોતે હાજર રહેવું જોઈએ. આપણે આ પક્ષમાં રહ્યા, તો પ્રજ્ઞાશક્તિ હારે એવી નથી. એનું કામ કર્યા જ કરે. ઉપશમ ભાવ છે આખો. એટલે મહીં ચંચળ ઊભું થયું કે તરત બંધ કરી દેવાં, દરવાજા. બાકી પોતે જાણી જોઈને છે તે ઊંધું કરે કે મારે રાગ-દ્વેષ કરવા છે હવે, ત્યારે પેલી પ્રજ્ઞા ખસી જાય.

ફક્ત પ્રજ્ઞાશક્તિને વાંધો ન આવે એટલા માટે જ્ઞાની પુરુષનું સેવન કરવાથી એ શક્તિ મજબૂત થયા કરે. આ શક્તિને કોઈ હરકત ના આવવી જોઈએ. હજુ એકદમ આવેલી હોય અને કોઈ હરકત આવે તો ઊડી જાય.

## જ્ઞાન પછી અજ્ઞાશક્તિની સ્થિતિ !

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાન પછી અજ્ઞા અને પ્રજ્ઞા બંને સાથે રહે, તે અજ્ઞા હોય ત્યારે પ્રજ્ઞા ન હોય અને પ્રજ્ઞા હોય ત્યારે અજ્ઞા ના હોય ?

**દાદાશ્રી :** ના, બે સાથે રહે છે. એમાં ગૂંચવણી ચાલ્યા કરે. આપણને આ જ્ઞાન આપ્યું છે તોય દેહમાં સાથે રહે છે બંને. એટલે એ અજ્ઞા થોડુંક સફોકેશન કરાવડાવે, ગુંગળામણ કરાવડાવે. ધીમે ધીમે હવે એ અજ્ઞાશક્તિ

નાશ થવાની, પેલી પ્રજ્ઞા વધવાની.

**પ્રશ્નકર્તા :** ગૂંચવણ થાય એટલે એમ લાગે કે અજ્ઞાશક્તિ જવાની છે.

**દાદાશ્રી :** ગુંચવાય તે ઘડીએ અજ્ઞાશક્તિ. પછી એનું કશું ચાલતું નથી એટલે ગૂંચવાય અને પછી ખલાસ થઈ જાય. એ અજ્ઞાશક્તિ જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી રહ્યા કરવાની. અને જેટલી અજ્ઞાશક્તિ ઓછી થઈ એટલી પ્રજ્ઞાશક્તિ મુક્ત થઈ. સફોકેશન ગુંગળામણ કરાવે બધું. આપણું કશું લઈ ના જાય, પણ ગુંગળામણ કરાવે એટલે સુખ આવતું હોય તે ના આવવા દે. આત્માની જોડે બેઠાં છીએ, તો સુખ આવવું જોઈએ, વેદન થવું જોઈએ, પણ ના થવા દે. એને ગુંગળાવા દે. ચિંતા ના કરાવડાવે, એ ગુંગળાવે ખાલી.

પહેલા આપણી સંસારની બધી ઈચ્છાઓ ઊભી થઈ, એ ઈચ્છાઓ પૂરી કરવા માટે અજ્ઞાશક્તિ કામ કરી રહી છે. પણ હવે અજ્ઞાશક્તિનું જોર એકદમ વધવાનું નહીં. એમાંથી બીજી ઈચ્છાઓ ઊભી થાય એવું નથી. એટલે બીજમાંથી બીજ પડે એવું નહીં. જે છે એના એ અને જોડે જોડે આપણને પ્રજ્ઞા શક્તિ કહે છે, મારે નિકાલ જ કરી નાખવો છે આ બધો. હવે પેન્ડિંગ નથી રાખવું, બા. નિકાલ એટલે પતાવટ કરવી, જેને કહેવાયને !

## પંચાજ્ઞા પાળનાર કોણ ?

મારી અજ્ઞાશક્તિ ખલાસ થઈ ગયેલી, બુદ્ધિ અમારામાં ખલાસ થઈ ગયેલી હોય, બુદ્ધિ અમારામાં હોય નહીં. એ સાયન્ટિસ્ટો ય ના માને કે અમારામાં બુદ્ધિ ખલાસ છે. કોઈ માને જ નહીંને કે બુદ્ધિ કેમ કરીને ખલાસ થઈ જાય ?

**પ્રશ્નકર્તા :** અજ્ઞા કોઈને વધારે-ઓછી હોય ?

**દાદાશ્રી :** અજ્ઞા તો ઓછી-વધતી હોય બધી. આ જ્ઞાન મળ્યા પછી પ્રજ્ઞા તો તરત જ કામ કરે. પછી 'એનો' કઈ બાજુમાં પુરુષાર્થ છે, પુરુષાર્થ

એટલે પાંચ આજ્ઞા પાળવી. પુરુષ થયા પછી પુરુષાર્થ ના કરે તો એમની પોતાની જ ભૂલ છેને ! જ્ઞાન મળ્યા પછી પુરુષ થયો કહેવાય. અને પુરુષ થયા પછી એ આજ્ઞા પાળે એટલે પુરુષોત્તમ થયા કરે. પુરુષોત્તમ થાય એ પરમાત્મા છે. રસ્તો જ પદ્ધતસરનો હાઈવે છેને !

**પ્રશ્નકર્તા :** આજ્ઞા કોણ પાળે છે, એ પ્રતિષ્ઠિત આત્મા પાળે છેને?

**દાદાશ્રી :** પ્રતિષ્ઠિત આત્માને આજ્ઞા પાળવાનો સવાલ જ ક્યાં છે આમાં? આ તો તમને જે આજ્ઞા પાળવાની છે, તે તમારો જે પ્રજ્ઞા સ્વભાવ છે, તે તમને બધું કરાવડાવે છે. આત્માની પ્રજ્ઞા નામની શક્તિ છે, એટલે બીજું કયાં રહ્યું તે ? વચ્ચે કોઈની ડખલ જ નથી ને ! એ આજ્ઞા પાળવાની. અજ્ઞાશક્તિ ન્હોતી કરવા દેતી, તે પ્રજ્ઞાશક્તિ કરવા દે. એ આજ્ઞા પાળી એટલે તમારે છે તે પ્રતીતિમાં છે 'હું શુદ્ધાત્મા છું' એવું અને લક્ષમાં છે પણ અનુભવમાં થોડું છે. તે રૂપ થયા નથી હજુ. એ થવા માટે પાંચ આજ્ઞા પાળે ત્યારે તે રૂપ થાય. એટલે બીજું કશું કરવાનું બાકી ના રહ્યું.

એટલે આજ્ઞા એ ધર્મ અને આજ્ઞા એ જ તપ. જ્યાં સુધી તપ છે, ત્યાં સુધી પ્રજ્ઞા છે. ત્યાં સુધી મૂળ સ્વરૂપ નથી. એ આત્મામાં તપ નામનો ગુણ છે નહીં, એ પ્રજ્ઞા તપ કરાવે છે.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન લીધા પછી મહાત્માઓને પોતે શરીરથી જુદા છે એવું જે રહ્યા કરે છે, લક્ષ બેસી ગયું છે શુદ્ધાત્માનું અને પછી જોવાની બધી ક્રિયા ચાલ્યા કરે છે, તે બધી પ્રજ્ઞાથી થાય છે ને ?

**દાદાશ્રી :** બધું પ્રજ્ઞાશક્તિનું જ કામ.

**પ્રશ્નકર્તા :** તો એનો અર્થ જ્ઞાનક્રિયાથી જોવાનું, એ તો બહુ દૂર રહ્યું?

**દાદાશ્રી :** એ જ, પ્રજ્ઞાશક્તિની જ જ્ઞાનક્રિયા અત્યારે. પેલી દરઅસલ જ્ઞાનક્રિયા તો, આ બધી ફાઈલોનો નિકાલ થઈ જાય ત્યારે એ જ્ઞાનક્રિયા થશે.

**પ્રશ્નકર્તા :** આપ્તવાણીમાં વાંચ્યું કે અશુદ્ધ છે, અશુભ છે, શુભ છે,

એ ક્રિયાઓ જે જાણે છે તે બુદ્ધિ ક્રિયા છે અને ફક્ત જે શુદ્ધને જ જાણે છે તે જ્ઞાનક્રિયા છે. તેથી મને એમ થયું કે આપણી પ્રજ્ઞા બધું જુએ છે.

**દાદાશ્રી :** હા, પ્રજ્ઞાથી. એ પ્રજ્ઞા છે તે અમુક હદ સુધી, આ જ્યાં સુધી ફાઈલોનો નિકાલ કરે ત્યાં સુધી હોય પ્રજ્ઞા. ફાઈલ પૂરી થઈ ગઈ પછી આત્મા પોતે જ જાણે.

**પ્રશ્નકર્તા :** એટલે મોક્ષના દરવાજા સુધી મદદ કરવા માટે આ પ્રજ્ઞા છે ?

**દાદાશ્રી :** દરવાજા સુધી નહીં, મોક્ષમાં ઠેઠ સુધી બેસાડી દે. હા, પૂર્ણાહુતિ કરી આપનાર એ પ્રજ્ઞા.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞાશક્તિ મોક્ષે જાય પછી એ પાછી આવે ?

**દાદાશ્રી :** ના, એ શક્તિ મોક્ષમાં પહોંચાડતા સુધી જ રહે છે. (એટલે કેવળજ્ઞાન થતાં સુધી સમજવું)

## જુદું જ રાખે તે પ્રજ્ઞા !

**પ્રશ્નકર્તા :** આપણે એકાકાર ન થઈએ, એનું ધ્યાન તો પ્રજ્ઞા રાખે ને ?

**દાદાશ્રી :** હા, પ્રજ્ઞા જુદું ને જુદું રાખે, એકાકાર ન થવાય એનું જ્ઞાન જ તમને આપેલું છે. પ્રજ્ઞા તમને ચેતવે. ભૂલ થાય છે તે ઘડીએ તમને ચેતવે, બસ.

**પ્રશ્નકર્તા :** ચેતવાનું છે એ કેવી રીતે કહે છે ?

**દાદાશ્રી :** જાગૃત રહેવાનું. એકાકાર ના થઈ જાય 'પેલા' જોડે.

**પ્રશ્નકર્તા :** હા, વિશેષભાવ જોડે એકાકાર ન થાય. એ તો આત્માની ક્રિયા ન થઈ ગઈ, દાદા ?

**દાદાશ્રી :** આત્માની ક્રિયા ગણાતી જ નથી કશામાં.

**પ્રશ્નકર્તા :** ચેતવાની ક્રિયા ખરી કે નહીં આત્માની ?

**દાદાશ્રી :** ચેતવાની એ તો સ્વભાવિક ક્રિયા છે.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞાની નહીં ? આત્માની કે પ્રજ્ઞાની ?

**દાદાશ્રી :** એ તો પ્રજ્ઞાની. એકનું એક જ ને બધું. આમાં બીજું કશું છે નહીં વસ્તુસ્થિતિમાં. એ ચેતવાનું આપણે નથી કહેતાં ? ઉપયોગ રાખો. ઉપયોગ એ ચેતવાનું.

**પ્રશ્નકર્તા :** આ જે તન્મયાકાર થઈ જાય એ ?

**દાદાશ્રી :** હા, એ જ અજ્ઞાશક્તિ અને તન્મયાકાર ના થવા દે એ પ્રજ્ઞાશક્તિ.

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા થયા પછી આપણા હાથમાં માત્ર જોવાનું જ છે ને ?

**દાદાશ્રી :** એ સમજવાની-જોવાની બધી શક્તિ પ્રજ્ઞાની છે. શુદ્ધાત્માની જે શક્તિ ઉત્પન્ન થાય છે એ પ્રજ્ઞાશક્તિ અને અહંકારની શક્તિ છે એ અજ્ઞાશક્તિ છે. એ બુદ્ધિ તરીકે હોય છે. જ્યાં ને ત્યાં નફો ને ખોટ બે દેખાડે. બસમાં બેઠો ત્યાંય નફો-ખોટ દેખાડે. જમવા ગયો હોય ત્યાંય નફો-ખોટ દેખાડે.

**પ્રશ્નકર્તા :** સમજ પાડો છો એ પહોંચે છે કોને ? દેહને કે આત્માને?

**દાદાશ્રી :** આત્માને જ ને ! એ પણ કયો આત્મા ? જે શુદ્ધાત્મા છે તે નહીં, પ્રજ્ઞા નામની શક્તિ છે, તેની જોડે સત્સંગ ચાલ્યા કરે. દેહનેય નહીં, દેહ ને આત્મા બેની વચ્ચેની શક્તિ છે, તેને પહોંચે છે. પ્રજ્ઞાશક્તિ જ સમજે છે આ. અહીં સમજાવે, તેને કેચ અપ-ગ્રહણ કરે છે એ પ્રજ્ઞાશક્તિ છે.

## મહીં ચેતવે એ જ આત્માનુભવ !

આખો દહાડો ચેતવે છે તે જ પ્રજ્ઞા છે. છૂટું ને છૂટું કર્યા કરે. આટલો

બધો અનુભવ, આખો દિવસનો અનુભવ આપણને જુદા ને જુદા રાખે છે, નહીં ?!

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** ભેગા થવા ના દે.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા જ્યારથી શરૂ થઈ, ત્યારથી આત્માના અનુભવની શરૂઆત થઈ ને ?

**દાદાશ્રી :** આત્માનો અનુભવ થઈ જ જાય. તો જ એ ચેતવે, નહીં તો 'હું આત્મા છું' એ લક્ષમાં જ ના રહે. આ તો નિરંતર લક્ષમાં રહે અને જાગૃતિ ય નિરંતર રહે છે. એ લાઈટ સળગ્યા જ કરે, પણ તમે બીજી જગ્યાએ જાવ તેમાં એ શું કરે ?! અને આજ્ઞા પાળે એટલે નિરંતર લાઈટ જ હોય. આવું વિજ્ઞાન પૂરેપૂરું સમજી લે તો કામનું ! મહીં અંદર ચેતવે છે તમને ? કંઈક આઘાપાછા ફર્યા કે ચેતવે.

**પ્રશ્નકર્તા :** હા, તરત જ ચેતવે છે અંદર. એ અમારો અનુભવ છે !

**દાદાશ્રી :** હવે જે ચેતવે છે એ તમને લાગે છે ને કે તમારું કોઈ કર્તવ્ય નથી છતાંય એવું ચાલ્યા કરે છે ! હરેક ભૂલ થાય તો ચેતવે છેને ! જ્યાં જ્યાં દોષ થાય ત્યાં ચેતવે છેને ! એ શું છે ? પ્રજ્ઞા. દોષ થાય કે તરત ચેતવે આમ. એટલે આ વિજ્ઞાન છે એ ચેતન વિજ્ઞાન છે. અને શાસ્ત્રજ્ઞાન હોય ત્યાં કરવું પડે આપણે. શાસ્ત્રમાં લખેલી વસ્તુ આપણે કરવી પડે અને આમાં તમારે કરવું ના પડે. એની મેળે થાય છેને !

**પ્રશ્નકર્તા :** આ પ્રજ્ઞા ચેતવ ચેતવ હવે કર્યા કરે છે, એ તો અનુભવ થાય છે જ, પણ એની સાથે આપણો પોતાનો પુરુષાર્થ જોઈએને ?

**દાદાશ્રી :** શું પુરુષાર્થ ?

**પ્રશ્નકર્તા :** આ પ્રજ્ઞાની મદદથી ખબર પડે કે આ ખોટું થઈ ગયું છે, તો પછી ત્યાં આગળ પ્રતિક્રમણ કરી અને એ ચોખ્ખું કરી નાખવું જોઈએને ?

**દાદાશ્રી :** એ તો પ્રતિક્રમણનો પુરુષાર્થ હોય જ. પ્રતિક્રમણ થાય છે જ. જેને અતિક્રમણ થાય છે એને પ્રતિક્રમણનો પુરુષાર્થ થયા જ કરે છે. પુરુષ પુરુષાર્થ ધર્મ બજાવ્યા જ કરે છે.

એ પ્રતિક્રમણ બધું થઈ જ જાય. સહજ સ્વભાવે થયા કરે અને ના થતું હોય તો એણે કરવું જોઈએ. એમાં કરવાનું કશુંય નહીં, ભાવ જ કરવાનો. અજાગૃતિ હોય, તેનું હવે જાગૃત રહેવાનું.

## પ્રજ્ઞાથી ઊંધું ચલાવે કોણ ?

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા ચેતવે છતાં એ પ્રમાણે ના થાય, તો એ ઊંધું કોણ કરાવે છે ?

**દાદાશ્રી :** એ પ્રમાણે ના થાય તે આપણે જ એવાં અંતરાય પાડેલાં. તે આપણે ઈચ્છા હોય તોય ના થાય.

**પ્રશ્નકર્તા :** આ બધું અંતરાય પાડેલાં હોય ને, એનો ઉપાય શું ?

**દાદાશ્રી :** જે બની ગયું એ અંતરાયનું ફળ આવી ગયું. એ તો અંતરાય ભોગવ્યે જ છૂટકો અને નવા પાડવા ના જોઈએ.

## પ્રજ્ઞા અને દિવ્યચક્ષુ !

**પ્રશ્નકર્તા :** અમોને આપે બક્ષેલા દિવ્યચક્ષુથી, અમારામાં ઉદ્ભવતા ક્રોધ-માન-માયા-લોભ, અબ્રહ્મચર્યનાં પરિણામો દ્દષ્ટિગોચર થયા કરે છે, તે દિવ્યચક્ષુ તે જ પ્રજ્ઞાશક્તિ ?

**દાદાશ્રી :** પ્રજ્ઞાશક્તિથી જ આ દેખાય છે. જ્યારે દિવ્યચક્ષુ તો એક જ કામ કરે, કે બીજાનામાં શુદ્ધાત્મા જોવાનું. બાકી આ બીજું બધું ક્રોધ-માન-માયા-લોભ, અબ્રહ્મચર્યના પરિણામ બધાં મહીં દેખાય છે, એ બધું પ્રજ્ઞાશક્તિનું કામ છે. જ્યાં સુધી સંસારના પરિણામ નિકાલ કરવાના બાકી છે, ત્યાં સુધી એ પ્રજ્ઞા કામ કરે છે.

એટલે દિવ્યચક્ષુ તો એક જ કામ કરે, બસ. આ ચામડાના ચક્ષુ

રિલેટિવ દેખાડે અને દિવ્યચક્ષુ રિયલ દેખાડે. દિવ્યચક્ષુ બીજું કશું કામ જ નથી કરતાં.

## અજ્ઞાનીને કોણ ચેતવે ?

**પ્રશ્નકર્તા :** કેટલીક વાર એમ થાય, આપણે કશું ખરાબ કર્યું હોયને પછી એમ થાય કે આ ના થવું જોઈએ. એ કોને થાય છે ? અહંકારને થાય છે કે ખરેખર આત્માને થાય છે ?

**દાદાશ્રી :** એ 'ન થવું જોઈએ', તે આત્માને થતું નથી. એ મહીં આ જે પ્રજ્ઞાશક્તિ છેને, તેને થાય છે એટલે અભિપ્રાય બદલાઈ ગયો કે 'આ ન થવું જોઈએ'. આ અહંકાર કહે છે, 'થવું જોઈએ' ને આ પ્રજ્ઞા કહે છે 'ન થવું જોઈએ'. બેઉના જુદા જુદા અભિપ્રાય. આ પૂર્વમાં ચાલ્યો ને આ પશ્ચિમમાં ચાલ્યો.

**પ્રશ્નકર્તા :** હવે જેણે જ્ઞાન નથી લીધું, એને પણ એમ થાય કે, 'આ કામ ના કરવું જોઈએ મારે.' તો પછી એને પોતાને પણ પ્રામાણિકતાનું કોઈ લેવલ હોય ? પણ !

**દાદાશ્રી :** એ તો એણે જે જ્ઞાન જાણ્યું છેને, તે જ્ઞાન એને જણાવે છે, પણ એ જ્ઞાન સફળ ના હોય, ક્રિયાકારી ના હોય.

**પ્રશ્નકર્તા :** હા. એટલે મારે એ જાણવું હતું કે, એ કેવી રીતનાં ?

**દાદાશ્રી :** એ જ્ઞાન ઊગે નહીં. એ શુષ્કજ્ઞાન છે અને વિજ્ઞાન ઊગે. આ વિજ્ઞાન કહેવાય.

## પસ્તાવો કોને થાય ?

આત્મા જાણી લીધો હવે પછી શું જાણવાનું બાકી છે ? આત્મા જાણી લીધો કે આ ભાગ આત્મા ને આ ન્હોય. સમભાવે નિકાલ કરે તે ઘડીએ આ ન્હોય આત્મા.

**પ્રશ્નકર્તા :** એ સમભાવે નિકાલ આત્મા કરે છે કે ચંદુભાઈ કરે છે ?

**દાદાશ્રી :** એ પ્રજ્ઞાશક્તિ. આત્માને જાણે કશું ના કરવાનું હોય. ચંદુભાઈ છે તે ઉગ્ર થયા હોય, કડક થયા હોય તો તમને ગમે નહીં કે આવું શા માટે ?! આ આત્મા અને પેલા ચંદુભાઈ.

**પ્રશ્નકર્તા :** ગુસ્સે થયા પછી જે પસ્તાવો કરે છે તે જડનો ગુણ છે કે ચેતનનો ગુણ છે ?

**દાદાશ્રી :** એ તો જડનો ય ગુણ નથી ને ચેતનનો ય ગુણ નથી. એ તો પ્રજ્ઞાનો સ્વભાવ છે. આ જડ-ચેતનનાં ગુણો એવાં ના હોય. ગુસ્સો કરવાનો ગુણ એવો હોય નહીં.

**પ્રશ્નકર્તા :** આ પસ્તાવો થાય છે એ કોણ કરાવે છે ?

**દાદાશ્રી :** એ બધું પ્રજ્ઞા કરાવે છે.

**પ્રશ્નકર્તા :** એ પ્રતિક્રમણ કોણ કરાવે છે ?

**દાદાશ્રી :** એ બધું આ પ્રજ્ઞા કરાવે છે.

ભૂલો દેખાતી થાય તો ભગવાન થાય. ભૂલો દેખાતી શેનાથી થાય ? એ તો છે તે, આપણી પ્રજ્ઞાશક્તિથી. આત્મામાં જે પ્રજ્ઞાશક્તિ પડેલી, એનાથી બધી ભૂલો દેખાતી થાય ને એ ભૂલો દેખાડે આપણને. એટલે તરત આપણે નિવેડો લાવીએ. આપણે કહીએ કે 'ભઈ, પ્રતિક્રમણ કરો.'

ડાઘ દેખાડે પેલી પ્રજ્ઞાશક્તિ એટલે આપણે કહીએ, 'ધોઈ નાખ, આ ધોઈ નાખ. આ ડાઘ ધોઈ નાખ.' એટલે ડાઘ બધાં ધોઈ નાખે. પ્રતિક્રમણ કર્યું એટલે ચોખ્ખું.

**પ્રશ્નકર્તા :** આ જે અક્રમમાં સામાયિક કરીએ છીએ, એમાં જે પાછલા બધાં દોષો દેખાય છે, તો એ સાયાયિકમાં જોનારો કોણ છે ? આત્મા કે પ્રજ્ઞા ?

**દાદાશ્રી :** પ્રજ્ઞા. આત્માની શક્તિ. સંસારમાં આત્મા કામ કરે ત્યાં સુધી એ પ્રજ્ઞા કહેવાય. મૂળ આત્મા પોતે કરતો નથી.

**પ્રશ્નકર્તા :** આપ ઘણીવાર સામાયિકમાં બેસાડી અને ત્રિમંત્ર બોલવાનું કહો છોને, વાંચો, નમો અરિહંતાણં કરીને, તો એ વખતે એ આત્મા જ વાંચે છે ? અને આપણે આ સત્સંગનું પુસ્તક વાંચીએ, આપ્તવાણી વાંચીએ એ શુદ્ધ ચિત્ત વાંચે છે અને પેલું આત્મા વાંચે છે, એ સરખું જ છે ?

**દાદાશ્રી :** આત્મા મૂળ વાંચે છે એ જુદી જાતનું છે આ આપણે આત્માનું કહેવાનો ભાવાર્થ શું છે કે રસ્તે ચઢાવવા માટે કહીએ છીએ. ઈન્દ્રિયો નથી એવું કહેવા માંગીએ છીએ. પણ આ મૂળ આત્મા તો, પોતાની બુદ્ધિ શું કરી રહી છે, મન શું કરી રહ્યું છે, એને બધાને જાણે. તે ય ખરેખર મૂળ આત્મા નહીં, આપણી પ્રજ્ઞા. એ મૂળ આત્માની શક્તિ કહેવાય છે. એટલે બધું જાણે છે એ. એ જાણે સાચું પણ આ ખોટું ના કહેવાય. અહીં આગળ ઈન્દ્રિયો નથી. તેમ પેલો મૂળ આત્મા તો આખો ય નથી. એ તો આ રસ્તે ચઢાવવા કહીએ એટલે રિલેટિવ-રિયલ કહેવાય આને !

## વિચાર ને પ્રજ્ઞા તદ્દન નોખેનોખાં !

**પ્રશ્નકર્તા :** હવે આ વિચાર કોઈ આવે એ પ્રજ્ઞાશક્તિનો આવ્યો કે ચંદુભાઈને આવ્યો એ કેમનો ડિસ્ટિંગ્વીશ થાય ?

**દાદાશ્રી :** ના, વિચાર માત્ર પ્રજ્ઞાશક્તિનો નહીં. વિચાર એ ડિસ્ચાર્જ જવા માટે આવે બધા. વિચાર ડિસ્ચાર્જ છે. તે પ્રતિષ્ઠિત આત્માના અને તે ચંદુભાઈના. પ્રજ્ઞાશક્તિ તો જુએ કે શું વિચાર આવ્યા ! સારા આવ્યા કે ખરાબ આવ્યા, તેને જુએ. એમાં ઊંડે ઉતરે નહીં. એટલે વિચારો જ્ઞેય થઈ ગયા. એ પ્રજ્ઞાશક્તિને માટે જ્ઞેય સ્વરૂપ છે. જ્ઞેય એટલે જાણવું ને દૃશ્ય એટલે જોવું. જ્ઞેય ને દૃશ્ય છે વિચારો, હવે આપણે જ્ઞાતા ને દ્રષ્ટા.

**પ્રશ્નકર્તા :** મહીં મન પણ દેખાડે છે રડારની જેમ, આપે કહ્યું છે. તો અત્યારે એ મન બતાડે છે કે પ્રજ્ઞા દેખાડે છે એ ભેદ કેવી રીતે સમજવો ?

**દાદાશ્રી :** અત્યારની વાત જવા દોને ! આપણે જ્ઞાન આપ્યા પછી પ્રજ્ઞા જ છે. બધા વિચારોથી છૂટાં થઈને મોક્ષ તરફ લઈ જાય, એનું નામ

પ્રજ્ઞા ! અને અજ્ઞા નામની જે શક્તિ હતી પહેલાં, જે મનના થ્રુ વર્તતી હતી, બુદ્ધિના થ્રુ વર્તતી હતી, તે સંસારમાં ઊંડે લઈ જાય. એટલે અત્યારે પ્રજ્ઞા નામની શક્તિ છે તો આ બાજુ લઈ જાય. મનના જે વિચાર છે ને, એ પ્રજ્ઞાનું કામ નથી. વિચાર આવે કે ના આવે ?

**પ્રશ્નકર્તા :** આવે. એને તો જ્ઞાતા-દ્રષ્ટાભાવમાં જોયા કરીએ છીએ.

**દાદાશ્રી :** જોયા કરવાના, બસ. જે મનને જુએ, એ મનને જીત્યો અને તે જગત જીત્યો. ભગવાન મહાવીર આ રીતે જ જગત જીત્યા'તા. એટલે વિચારો તો મનનું કામ છે. એ તો આવે, તેને આપણે જોયા કરવાના. પ્રજ્ઞાના વિચાર ના હોય.

**પ્રશ્નકર્તા :** એમાં પ્રજ્ઞાની પ્રેરણા હોય ?

**દાદાશ્રી :** નહીં. મન એ તો વિચાર દેખાડે એટલે આપણે આપણી ભાષામાં સમજી જઈએ. વિચાર પ્રજ્ઞાને હોય જ નહીં. વિચાર એટલે શું ? વિચાર એટલે વિકલ્પ અને નિર્વિચાર એટલે નિર્વિકલ્પ. આ તો નિર્વિકલ્પ દશા છે. એટલે મનના વિચાર જે આવે, તેને જોવાના, બસ અને પ્રજ્ઞા એ દેખાડે.

## જોનારને થાક ક્યાંથી ?

**પ્રશ્નકર્તા :** આ મન-વચન-કાયાને જોનાર પ્રજ્ઞા છે ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** મન-વચન-કાયાને આખો દિવસ જોતાં જોતાં થાક લાગે છે તો થાકનાર કોણ છે ?

**દાદાશ્રી :** એ થાકે ય આપણા મનમાં જે ખોટી અસરો પડે છે ત્યારે એ અસર જ થાકે, બીજું કોઈ પણ થાકતું નથી. થાકે જ નહીં ને ! જોનાર થાકે નહીં. કામ કરનાર થાકે.

**પ્રશ્નકર્તા :** જોનાર તો પ્રજ્ઞા છે ને ?

**દાદાશ્રી :** પ્રજ્ઞા જ, અત્યારે તો પ્રજ્ઞા જ કામ કરે છે ને ! જ્યાં સુધી આ બધી ડખલ છે, ત્યાં સુધી પ્રજ્ઞા કામ કરવાની. પછી ડખલ ના હોય તો આત્મા.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, થાકી તો જવાય છે. ઘણીવાર એમ થાય કે આ ક્યારે બંધ થશે બધું ? તો એ થાક લાગે ત્યારે જ એવું થાય ને ? સહજ હોય તો ના થાય ને ?

**દાદાશ્રી :** એ થાક લાગે તે ય છે તે ભાસે છે એવું. થાક તો લાગે જ નહીં ને ! જોનારને કંઈ થાક ના લાગે. કામ કરનારને થાક લાગે. જોનારને તો થાક અડે જ નહીં. એ આ પહેલાનો પરિચય ખરોને થાકી જવાનો, એને એમ લાગે કે થાક લાગી ગયો.

**પ્રશ્નકર્તા :** આ મન આમ કેમ કરે છે ? વચન આમ કેમ નીકળ્યું ? એવાં થોડાક અભિપ્રાયો અંદર થતાં હશે, એટલે પણ થાક લાગતો હશે કદાચ.

**દાદાશ્રી :** અભિપ્રાય. હા, એવું બધું થતું હોય.

## છૂટું પડેલું શુદ્ધ ચિત્ત એ જ પ્રજ્ઞા !

અજ્ઞા તો મહીં રસ્તા દેખાડે નફા-ખોટ માટે. દ્વંદ્વો ઊભાં કરે.

**પ્રશ્નકર્તા :** અત્યારે આપ બોલ્યા કે દ્વંદ્વો ઊભા કરે. હવે એ જે ઊભાં કરે એવું બોલાયું એ ભાગ કયો ?

**દાદાશ્રી :** એ તો શબ્દો બોલાય.

**પ્રશ્નકર્તા :** પણ એ શબ્દ એ પેલું સ્થૂળ મન છે, એ બોલે છે ?

**દાદાશ્રી :** નહીં, બુદ્ધિથી ઊભાં થાય છે. ઊભાં થવું એટલે કંઈ આમ માણસ ઊભું થાય એવું નહીં. બુદ્ધિથી ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** હા, પણ તમે જે આ વર્ણન કર્યું તે એક્ઝેક્ટ છે ને ? ઉત્પન્ન થાય છે એવું તમને દેખાય છે ને કહો છો.

**દાદાશ્રી :** હા, પણ દેખાય ને કહે તે ય પણ બીજાને દેખાય નહીં ને ! એટલે એને માટે કહેવું પડે કે આ ઊભાં થાય છે કે આમ ઉત્પન્ન થાય છે. એ મન ન્હોય, મનનું કામ નહીં.

**પ્રશ્નકર્તા :** ત્યારે દેખાય છે એ કયો ભાગ છે ?

**દાદાશ્રી :** એ તો પ્રજ્ઞાનો ભાગ છે. એ આત્માનો મૂળ ભાગ. બધું જોઈ શકાય. તમારામાં પ્રજ્ઞા ઉત્પન્ન થયેલી. પણ હજુ નિરાલંબ જ્યાં સુધી ના થાય ત્યાં સુધી પ્રજ્ઞા ફૂલ કામ કરે નહીં. હજુ તો ગાંઠોમાં જ ફરતું હોય ને ?! આ તો ગ્રંથિઓ છેદાઈ જાય ત્યારે કામ આગળ ચાલે. મન દેખાડી શકે જ નહીં આવું તેવું.

**પ્રશ્નકર્તા :** હવે એ વર્ણન કરે છે, વર્ણનનાં થર સુધી આવે છે માટે પ્રજ્ઞા કહેવી પડી ?

**દાદાશ્રી :** હા, એ પોતે જ પ્રજ્ઞા છે અને એ આત્માનો ભાગ છે. એટલે આ ચિત્ત જે અશુદ્ધ થઈ રહ્યું'તું, જે છૂટું પડ્યું છે આત્મામાંથી, તે જ પોતે શુદ્ધ થઈને ત્યાં પ્રજ્ઞા તરીકે કામ કરે છે. તો જ જોઈને બોલાય, નહીં તો જોઈને બોલાય નહીંને ! અને જોઈને બોલે ત્યારે જોખમદારી ના હોય.

**પ્રશ્નકર્તા :** જોઈને બોલનાર છે ને, એને ઢાંકવું હોય, સંતાડવું હોય, વાંકું-ચૂંકું બોલવું હોય તોય ના બોલાય !

**દાદાશ્રી :** ના બોલાય. શી રીતે બોલાય ? જેમ છે એમ કહી દેવું પડે ! અને નહીં તોય બહાર વાંકું પડે ને ! જોઈને બોલું એ એનાથી જુદું કરવા જઉં તો પાછા બહારવાળા એ તો સમજી જાય કે જુદું આવ્યું, આ ન્હોય. ભલે બહારવાળાને બોલતાં ના આવડે, પણ સમજતાં તો આવડે કે આ જોઈને બોલ્યાં છે ને આ જોયા બહારનું વગરનું છે એવું.

## ફેર એમાં આભ-જમીનનો !

**પ્રશ્નકર્તા :** દાદા, સામાન્ય બુદ્ધિ અને પ્રજ્ઞામાં શું ફેર ?

**દાદાશ્રી :** સામાન્ય બુદ્ધિ એટલે કોમનસેન્સ. એ હંમેશા ય સંસાર ઉકેલી આપે. સંસારના બધા તાળા ઉકેલી આપે, પણ મોક્ષનું તાળું એકુંય ના ઉકેલી શકે. આત્મજ્ઞાન મળ્યા સિવાય પ્રજ્ઞા ઉત્પન્ન થાય નહીં અગર તો સમકિત થયું હોય તો પ્રજ્ઞાની શરૂઆત થાય ? તે સમકિતમાં પ્રજ્ઞાની કેવી શરૂઆત થાય, બીજના ચંદ્ર જેવી શરૂઆત થાય અને અહીં તો આખી ફૂલ પ્રજ્ઞા ઉત્પન્ન થાય છે. પછી મોક્ષમાં લઈ જવાને માટે એ પ્રજ્ઞા ચેતવે છે. વારેઘડીએ ચેતવ ચેતવ કોણ કરે છે ? એ પ્રજ્ઞા. ત્યારે આપણા આમને શું હતું ભરત રાજાને કે ચેતવનાર રાખવા પડેલા, નોકર રાખવા પડ્યા હતાં પંદર-પંદર મિનિટે બોલે કે ભરત ચેત, ચેત, ચાર વખત બોલે. જુઓ, તમારે તો કોઈ ચેતવનાર નહીં ત્યારે મહીંથી પ્રજ્ઞા ચેતવે.

આ દેહની મહીં અથડામણો કર્યા કરે. તે અજ્ઞાશકિત એ તો અમારી જોડે ક્યારનું પેન્શન લઈને બેસી ગઈ. બૂમ નહીં ને બરાડો નહીં. એ બાજુની બૂમ જ નહીંને, ખેંચ જ નહીં ને ! એ અજ્ઞાશક્તિ એ જ સંસારમાં ભટકાય ભટકાય કર્યા છે.

અમે તો અબુધ થઈને બેઠેલા. કોઈ કહેશે, 'તમારામાં બુદ્ધિ બહુ ?' મેં કહ્યું, 'ના, બા. અબુધ.' ત્યારે કહે, 'અબુધ કહો છો ?' મેં કહ્યું, 'ભઈ, હા. ખરેખર અબુધ છીએ.' બુદ્ધિ હોત તો નફો-તોટો દેખાડેને !

આપણે તો અબુધ, કશું ભાંજગડ જ નહીંને ! નફાને તોટો કહ્યોને, તોટાને નફો અમે કહ્યો. બુદ્ધિવાળાને ફેરફાર ના થાય ને અબુધને ફેરફાર ના થાય એવું વ્યવસ્થિત છે પાછું. નહીંતર તો અમે વ્યવસ્થિત ના જાણતાં હોત તો અમે ય બુદ્ધિ ના છોડત. વ્યવસ્થિત અમે જો જાણતાં ના હોત ને તો અમે ય અબુધ ના થઈ જાત. પણ અમે જાણીએ કે વ્યવસ્થિત છે, પછી શું ઉપાધિ-ભાંજગડ છે ? એટલે તમને ય કહ્યું, વ્યવસ્થિત છે. માટે બુદ્ધિ નહીં વાપરો તો અબુધ થઈ જશો તો ચાલશે. મારામાં બુદ્ધિ જતી રહી ત્યારે આ મને બધું સમજાયું'તું કે આ પોલ શું ચાલી રહી છે ?

## બુદ્ધિનું સાંભળવા સામે ચેતો !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિનો ડખો થાય, ત્યારે આપણને ખબર પડે કે આ

બુદ્ધિએ ડખો કર્યો. એ કોણ જણાવે છે ? શુદ્ધાત્મા જણાવે છે કે પ્રજ્ઞાશક્તિ જણાવે છે?

**દાદાશ્રી :** એ શુદ્ધાત્મા તો કામ જ નથી કરતો. પ્રજ્ઞાશક્તિ જ બતાવે. શુદ્ધાત્માને બદલે એની પ્રતિનિધિ તરીકે પ્રજ્ઞાશક્તિ જ કામ કરે અને એ બધું જણાવે અને એ છે તે ઉલ્ટું તમને એ બાજુ જતાં હોયને તો પાછું ખેંચીને પાછાં આમ આત્મા તરફ તેડી લાવે. બુદ્ધિને અજ્ઞા કહેવાય. તે અજ્ઞાનું શું કામ કે મોક્ષે ના જતાં રહે, તે અહીંની અહીં ખેંચ ખેંચ કરે. આ પ્રજ્ઞા ને અજ્ઞા, બેની ભાંજગડો અને અજ્ઞામાં જો આપણે ભળ્યા પછી થઈ ગયું અજ્ઞાનું કામ, પછી ખુશ થઈ જાય. એટલે પ્રજ્ઞા પછી થાકે. આ મૂળ ધણી ભળ્યો ત્યારે શું થાય તે !

**પ્રશ્નકર્તા :** દાદા, આ બુદ્ધિ ક્યાં સુધી ડખો કરશે આવી રીતે ?

**દાદાશ્રી :** જ્યાં સુધી એને કિંમતી માની છે ત્યાં સુધી. પાડોશમાં એક ગાંડો માણસ રહેતો હોય. પાંચ ગાળો ભાંડીને જતોય રહે છે રોજ, તો આપણે જ્યારે એ ભાંડવા આવતો હોય ત્યારે જાણીએ કે પેલો ગાંડો આવ્યો છે. આપણે ચા પીયા કરીએ, એ ભાંડ્યા કરે. એવી રીતે બુદ્ધિ છો ને આવે ને જાય, આપણે આપણામાં રહો. બીજું બધું છે તે ય પૂરણ-ગલન છે. તમે નહીં કહો તોય જુદું રહેશે અને તમે કહો તોય આવ્યા વગર રહેવાનું નથી.

**પ્રશ્નકર્તા :** આ બુદ્ધિ જ્યારે ડખો કરતી હોય ત્યારે એને આપણે સાંભળવી નહીં એવું આપ કહો છો ?

**દાદાશ્રી :** ના સાંભળો તો બહુ સારું. પણ સાંભળ્યા વગર રહો જ નહીંને તમે. અને તમે ના સાંભળશો કહીએ તોય તમે સાંભળ્યા વગર રહો નહીં ને ? મોક્ષે જવું હોય તો બુદ્ધિની જરૂર નથી. સંસારમાં ભટકવું હોય તો બુદ્ધિની જરૂર છે. આવું તેવું કશું વાંચેલું ના હોયને અને બ્લેન્ક પેપર હોયને, તો એને તો 'આ ચંદુભાઈ અને આ હું' બસ, થઈ ગયું સરસ. એટલે આ બધું ડિસ્ચાર્જ.

**પ્રશ્નકર્તા :** દાદા, આપણને ખબર પડે કે આ બુદ્ધિ ડખો કરે છે છતાંય આપણે બુદ્ધિનું સાંભળીએ ત્યારે શું થયું કહેવાય ?

**દાદાશ્રી :** એ તો આપણને ઈન્ટરેસ્ટ છે હજુ બુદ્ધિના સાંભળવા પર, પણ તોય છે તે પ્રજ્ઞાશક્તિ તો એને એ બાજુ જ ખેંચે.

**પ્રશ્નકર્તા :** અમને ખબર પડે છે કે આ બુદ્ધિ ડખો કરે છે, છતાંય અમે બુદ્ધિનું સાંભળ્યા કરીએ, એ આડાઈ થઈ કહેવાય ને ?

**દાદાશ્રી :** સાંભળ્યા કરીએ ને કંઈ અમલમાં ના લઈએ તો વાંધો નથી. બાકી જોયા જ કરવું જોઈએ, બુદ્ધિ શું કર્યા કરે છે તે ! આપણા સ્વભાવમાં રહ્યા કે ભાંજગડ નહીં. તમારે બુદ્ધિ વધારે છે પણ દાદાની કૃપા પ્રાપ્ત થઈ ગયેલી છે એટલે વાંધો નહીં આવે.

**પ્રશ્નકર્તા :** દાદા, મારી બુદ્ધિ બહુ ચાલે પણ પછી એને જરા શાંત પાડી દઉં છું. હવે એનું હું સાંભળતો નથી.

**દાદાશ્રી :** એ અડવા જ ના દેવું. આ અમારામાં બુદ્ધિ જતી રહે ત્યારે જ આ ભાંજગડ ગઈ ને ! સ્વતંત્ર, કશું કોઈ ડખલ જ ના કરે ને પછી !

## પ્રજ્ઞા સ્વતંત્ર છે બુદ્ધિથી !

હવે પ્રજ્ઞા એ છે તે મૂળ આત્માનો ગુણ છે અને આ બેનું (તત્ત્વોનું) સંપૂર્ણ ડિવિઝન થઈ ગયા પછી, પૂરેપૂરા ખુલ્લે ખુલ્લા થઈ ગયા, છૂટા થઈ ગયા, ત્યાર પછી એ આત્મામાં પાછી ફીટ થઈ જાય છે. ત્યાં સુધી મોક્ષમાં લઈ જવા માટે એ જુદી પડે છે, આત્મામાંથી.

**પ્રશ્નકર્તા :** ટોટલ સેપરેશન થાય એટલે પ્રજ્ઞાનો ઉદય થાય અને આ જે લૌકિક બુદ્ધિ છે એ ચાલી જાય ?

**દાદાશ્રી :** છૂટું પડી જાય પછી બુદ્ધિ ખલાસ થઈ જાય. પ્રજ્ઞાનો અનુભવ તો પહેલેથી શરૂ થઈ જ ગયો હોય, સંપૂર્ણ છૂટું ના પડી જાય તો ય. અને પ્રતીતિ બેસે એનો અર્થ જ તે, એક બાજુ પ્રજ્ઞા શરૂ થઈ ગઈ. બુદ્ધિ બુદ્ધિની જગ્યાએ રહે અને પ્રજ્ઞા પ્રગટ થાય.

## પ્રજ્ઞાની માત્ર જ્ઞાનક્રિયાઓ !

**પ્રશ્નકર્તા :** આ પછીની જે દશા આવે પ્રજ્ઞાની, એ જ્ઞાન કહેવાય ?

**દાદાશ્રી :** ના, પ્રજ્ઞા એ જ્ઞાનનું સ્વરૂપ જ છે, એનો ભાગ જ છે. પણ જ્યાં સુધી આ દેહ છે ત્યાં સુધી એ પ્રજ્ઞા ગણાય અને કાર્ય ય એ જ કરે છે બધું. અને દેહ ના હોય ત્યારે આત્મા ગણાય.

**પ્રશ્નકર્તા :** કારણ કે આત્મા કશું કરતો નથી એટલે એનાં એજન્ટ તરીકે પ્રજ્ઞા બધું કરે છે ?

**દાદાશ્રી :** હં, એ કર્તા તરીકે નહીં, જ્ઞાનક્રિયાઓ કરે છે.

## બુદ્ધિથી ઊંચી પ્રજ્ઞા, એથી ઊંચું વિજ્ઞાન !

**પ્રશ્નકર્તા :** અજ્ઞાશક્તિ એટલે બુદ્ધિ ?

**દાદાશ્રી :** હા, એ બુદ્ધિ જ. પણ બુદ્ધિ-અહંકાર બધું ભેળું થઈને પછી એ શક્તિ થાય છે. એકલી બુદ્ધિ હોય ત્યારે તો બુદ્ધિ કહીએ એને આપણે ને પ્રજ્ઞા એટલે જ્ઞાન. આત્મા બધું ભેળું થઈને પ્રજ્ઞાશક્તિ ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા એ બુદ્ધિથી પણ બહુ ઊંચી વસ્તુ છે ?

**દાદાશ્રી :** હા, એ બુદ્ધિથી ઊંચી છે પણ પ્રજ્ઞાથી વિજ્ઞાન ઘણું ઊંચું છે. પણ આ જે વિજ્ઞાન તમે માનો છોને, એ બુદ્ધિનું વિજ્ઞાન છે. એટલે અત્યારે આ ચાલુ છે, એ વિજ્ઞાનની વાત કરો છો ? એ વિજ્ઞાનનો અર્થ તમે તમારી ભાષામાં સમજ્યા છો. આ લોકભાષામાં જેને વિજ્ઞાન કહે છે, તેને તમે વિજ્ઞાન કહો છો ? એ તો ભૌતિક વિજ્ઞાન છે અને અમે અધ્યાત્મ વિજ્ઞાનની વાત કરીએ છીએ.

**પ્રશ્નકર્તા :** સામાન્ય રીતે લોકો એ વિજ્ઞાનને જ વિજ્ઞાન કહે છે.

**દાદાશ્રી :** પણ એ વિજ્ઞાનને હું વિજ્ઞાન નથી કહેતો. હું વિજ્ઞાન એને કહું છું કે જે પ્રજ્ઞાથી બહુ જ ઊંચી સ્ટેજ છે. જ્યાં બુદ્ધિની જરૂર જ નથી. બુદ્ધિ ખલાસ થવાની શરૂઆત થાય ત્યારે પ્રજ્ઞા ઊભી થાય.

## અધ્યાત્મમાં બુદ્ધિનો સહારો !

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ છે, એનો સહારો ક્યાં સુધી ? આપણને એ અધ્યાત્મમાં ક્યાં સુધી ઉપયોગી બને ?

**દાદાશ્રી :** બુદ્ધિ અધ્યાત્મમાં અમુક હદ સુધી જ લઈ જાય પણ મોક્ષ તરફ ના જવા દે.

**પ્રશ્નકર્તા :** હા, પણ અધ્યાત્મના કયા સ્ટેજ સુધી લઈ જાય ?

**દાદાશ્રી :** એ અમુક સમજવાના સ્ટેજ સુધી. સમજવાની બહાર મોક્ષ તરફ ખેંચાણ થાય એ બાજુ નહીં. આ બાજુ તરત ખેંચે, પાછી સંસાર તરફ ખેંચે. મોક્ષ તરફનું ખેંચાણ 'એને' થયું તો આ બુદ્ધિ તરત જ આ સંસાર બાજુ ખેંચે. એટલે બુદ્ધિ એ તો એક ફક્ત આપણને અધ્યાત્મ સમજવા માટે કામ લાગે.

**પ્રશ્નકર્તા :** પણ મોક્ષમાં જવા માટે કામ ન લાગે.

**દાદાશ્રી :** ચાલે જ નહીંને ! કામ જ ના લાગેને બુદ્ધિ. એ બુદ્ધિ એને ઊલટું રખડાવી મારે. ઊલટું અવળું-હવળું શીખવાડે.

**પ્રશ્નકર્તા :** કોઈ પણ માણસ દાદા પાસે આવે, એટલે દાદાનું જે જ્ઞાન છે એ એની બુદ્ધિથી જ એણે પહેલાં સમજવાનું ને ? દાદાનું 'જ્ઞાન' લીધા પછી બુદ્ધિની વાત પર બની જાય ?

**દાદાશ્રી :** પછી છે તે બુદ્ધિનું ચલણ જ બંધ થઈ જાય. પછી ચલણ છે તે પ્રજ્ઞાનું થાય. પ્રજ્ઞાનો સ્વભાવ છે કે નિરંતર મોક્ષે લઈ જવા માટે જ તમને ચેતવ ચેતવ કર્યા કરે.

અધ્યાત્મ સમજવા માટે અહીં આવે એ તો બુદ્ધિથી નથી સમજતો. મારી પાસે બુદ્ધિથી સમજી શકે જ નહીં કોઈ માણસ. કેમ કે હું જે વાણી બોલું છુંને, તે વાણી આવરણો તોડીને આત્માને ટચ થાય છે અને એને પોતાને સમજાય છે. બાકી હું જે બોલું છે એને બુદ્ધિ વિશ્લેષણ કરી શકે

જ નહીં. ઊલટી બુદ્ધિ થાકી જાય. બુદ્ધિ આપણને હેરાન કરી નાખે. એ બુદ્ધિને આમાં વાપરવી જ નહીં. એની જરૂરિયાત જ નથી રહેતી.

આ હું જે બોલું છું એ આવરણભેદી શબ્દો છે. એટલે આવરણ ભેદીને એના આત્માને પહોંચે છે અને હું શું કહું છું કે તમારો આત્મા કબુલ કરે તો જ એક્સેપ્ટ કરજો. ને તમારો આત્મા કબૂલ કરે છે. એટલે આમાં હવે બુદ્ધિ છેટી રહે છે.

**પ્રશ્નકર્તા :** તો દાદાનું જ્ઞાન લીધા પછી મહાત્માઓને દાદા પાસે વારંવાર આવવાનું મન થાય તે પ્રજ્ઞાથી કે બુદ્ધિથી ?

**દાદાશ્રી :** બુદ્ધિ ને પ્રજ્ઞાનું બેઉનું કામ નથી. પ્રજ્ઞા ને બુદ્ધિનું કામ જુદું છે. અમુક ભાગ પ્રજ્ઞાનો. બીજું આ તેડી લાવે એ બધું પુણ્યૈનું !

**પ્રશ્નકર્તા :** હા, એ બરોબર છે પણ એ પાછું પ્રજ્ઞા કામ કરતી હોય ત્યારે થાયને ?

**દાદાશ્રી :** એટલે પ્રજ્ઞા એ કામ કરતી હોય, તો બધા આવવા જોઈએ મહાત્મા ? પણ બધા આવી શકતાં નથી. કહે છે ને, મારે હમણે થોડી પુણ્યૈ કાચી પડી જાય છે. પ્રજ્ઞા જ એના માટે જવાબદાર હોય તો તો બધા ય આવવા જોઈએને ?

## સંસાર ચલાવનારી બુદ્ધિ !

**પ્રશ્નકર્તા :** સંસાર ચલાવવા પૂરતી આપણે જે કંઈ બુદ્ધિ વાપરીએ એ બધી અજ્ઞા જ કહેવાયને ?

**દાદાશ્રી :** એ બધી અજ્ઞા કહેવાય.

**પ્રશ્નકર્તા :** દાદા, આ જે અજ્ઞા અને પ્રજ્ઞાની જે ખેંચતાણ ચાલે, એમાં પ્રજ્ઞા જે પુણ્યશાળી હોય એની જ જીતી જાય ને ?

**દાદાશ્રી :** ના. એ તો હવે પ્રજ્ઞા જ જીતી જાય. કારણ કે દાદાએ આપેલું જ્ઞાન એ બુદ્ધિના પગ જ ભાંગી નાખે છે. એટલે અપંગ બનાવે

છે બુદ્ધિને. અને પેલી(પ્રજ્ઞા) તો મજબૂત વારેઘડીએ ચેતવે છે, એ વાત ચોક્કસ ને ?

અને લોકો મને પૂછે છે, 'દાદા, મને આત્માનો અનુભવ થશે ?' તો પેલું રોજ થાય છે ને પાછો બીજો કયો કરવો છે ? કહ્યું. જ્યારે ડફણું મારીએ ત્યારે થાય, નહીં ? પાછળ ડફણું મારીએ ?

**પ્રશ્નકર્તા :** અજ્ઞા પણ તૂટેલા પગે જોર બહુ કર્યે રાખે છે.

**દાદાશ્રી :** હા, એ તો અપંગનું કામ જ એવું. વધારે ઉછાળા મારે. આપણે કહેવુંને, 'હવે અપંગ થઈને, બેસ છાનીમાની. બહુ દહાડા તેં ઉપકાર કર્યા છે અમારી પર, હવે બેસ. બહુ થયું.'

**પ્રશ્નકર્તા :** દાદા, આ જે નિકાલી બાબતો, વિચારો ને બધું આવે છે, ત્યારે સફોકેશન થાય છે, ગુંગળામણ થાય છે, ત્યારે અજ્ઞા ઉછાળા મારતી હોય છે ?

**દાદાશ્રી :** અજ્ઞા ઉછાળા મારે ને !

**પ્રશ્નકર્તા :** એટલે થાય સફોકેશન ?

**દાદાશ્રી :** ના, એકલું અજ્ઞાથી થાય એવું નહીં. મહીં મન પણ એવું બધું થયેલું હોય ને, તોય ઉછાળા મારે. વધારે તો બુદ્ધિ જ ઉછાળા મરાવડાવે.

**પ્રશ્નકર્તા :** જીજ્ઞાસા એ પ્રજ્ઞાનો ભાગ કહેવાય કે બુદ્ધિનો ભાગ ?

**દાદાશ્રી :** બુદ્ધિનો. પ્રજ્ઞા તો હોય જ નહીં ને ! પ્રજ્ઞા ઊભી થાય તો જ્ઞાની થયો કહેવાય. પણ જીજ્ઞાસુની બુદ્ધિ કેવી ? ડહાપણવાળી, ઘડાયેલી બુદ્ધિ, સમ્યક્ બુદ્ધિ હોય !

## શું સમ્યક્ બુદ્ધિ અને પ્રજ્ઞા એક જ !

જેટલા કલાક એટલી બુદ્ધિ સમ્યક્ થતી જાય પણ પ્રજ્ઞા ના ઊભી થાય. પ્રજ્ઞા તો જ્ઞાન સિવાય ઊભી થાય નહીં. સ્થિતપ્રજ્ઞ જે દશા કહે, એ છે તે અમુક ટાઈમે જ્ઞાનની દશા આટલી ઊંચે જાય ત્યારે અજવાળું દેખાય

એ ક્રમિક માર્ગ. અને આ તો આપણે જ્ઞાન આપીએ કે પ્રજ્ઞા ચાલુ થઈ જાય. જોડે અહીં બેસેને મારી પાસે અહીં આવીને, જ્ઞાન ના લીધેલું હોય તોય એને સમ્યક્ બુદ્ધિ થઈ જાય.

પ્રજ્ઞા ડાયરેક્ટ પ્રકાશ છે અને સમ્યક્ બુદ્ધિ ઈનડાયરેક્ટ પ્રકાશ છે. એટલે પ્રજ્ઞા એ ડાયરેક્ટ આત્માનો જ ભાગ છે. પેલી સમ્યક્ બુદ્ધિ એવી નથી. છતાં એનો ય નિવેડો તો લાવવો જ પડશે.

**પ્રશ્નકર્તા :** પણ સમ્યક્ બુદ્ધિ ઉપકારી તો ખરી ને ?

**દાદાશ્રી :** જ્યાં સુધી સ્ટેશને પહોંચ્યા નથી ત્યાં સુધી ઉપકારી. સ્ટેશન પર ગયા પછી આગળ જવા માટે એ ઉપકારી નહીં.

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞાન લીધા પછી સમ્યક્ બુદ્ધિ રહેતી નથી ને કે રહે છે ?

**દાદાશ્રી :** જ્ઞાન લીધા પછી તો પ્રજ્ઞા ઉત્પન્ન થઈ જાય. પછી એને સમભાવે નિકાલ કરવા માટે પ્રજ્ઞા હેલ્પ કરે. એટલે સમ્યક્ બુદ્ધિ અને પ્રજ્ઞામાં બહુ ફેર ! સમ્યક્ બુદ્ધિ તો બુદ્ધિ કહેવાય અને પ્રજ્ઞા તો પરમેનન્ટ વસ્તુનો ભાગ છે, એક જાતનો.

**પ્રશ્નકર્તા :** સમ્યક્ બુદ્ધિ એ પૌદ્ગલિક કહેવાય ? એ પણ એક ભાગ તો ખરો જ ને ?

**દાદાશ્રી :** પુદ્ગલમાં ગણાય નહીં. કારણ કે પુદ્ગલનો પ્રકાશ ના હોય. આ ઓછો ઓછો પણ પ્રકાશ છે ને ! પણ નહીં ચેતનમાં, નહીં પુદ્ગલમાં.

જો કે શાસ્ત્રોએ ચેતન લખ્યું છે, પણ એમાં તો ચેતન ના હોય. જો આને ચેતન કહેશો તો પેલું ચેતન જડશે નહીં. હવે એ સાપેક્ષભાવથી લખેલું છે. લોકોને સાપેક્ષભાવ સમજાય નહીં. લોકોને એટલી સમજવાની શક્તિ ના હોય. હું સમજી જઉં કે આ સાપેક્ષભાવે લખેલું છે.

## સમ્યક્ બુદ્ધિમાં માલિકીભાવ !

**પ્રશ્નકર્તા :** સમ્યક્ બુદ્ધિ અને પ્રજ્ઞામાં મૂળ તફાવત કયો ?

**દાદાશ્રી :** પેલી બુદ્ધિ એટલે બુદ્ધિ. જ્યાં સુધી બુદ્ધિ છેને ત્યાં સુધી એનો માલિક છે. બુદ્ધિ માલિકીપણાવાળી હોય. પ્રજ્ઞાનો કોઈ માલિક નહીં. બુદ્ધિ તો વિપરીત હોય તોય છે તે માલિકીવાળી હોય. સમ્યક્ બુદ્ધિ હોય તોય માલિકીવાળી.

**પ્રશ્નકર્તા :** સમ્યક્ બુદ્ધિ હોય પણ માલિકીવાળી હોય તો નુકસાન કરે ખરી કે બધું સાચું જ બતાવે ?

**દાદાશ્રી :** ચોક્કસ, નુકસાન કરે જ ને ! એ તો ક્યારે બુદ્ધિ ફરી જાય એનું શું કહેવાય ? સમ્યક્તાને ભજે છે, તે ક્યારે વિપરીતતાને ભજે કહેવાય નહીં. અને સમ્યક્ બુદ્ધિ એટલે શું ? સંસારમાં સમ્યક્ બુદ્ધિ હોય નહીં. પુસ્તકથી સમ્યક્ બુદ્ધિ ઉત્પન્ન થાય નહીં. સમ્યક્ બુદ્ધિ જ્ઞાની પુરુષની પાસેથી જ્યારે વાત સાંભળે ત્યારે એની બુદ્ધિ સમ્યક્ થાય. હા, પછી એ બુદ્ધિ એટેકિંગ સ્વભાવની કે એવું તેવું ના કરે. એટેક ના કરે, હુમલો ના કરે, એનું નામ સમ્યક્ બુદ્ધિ. ગમે તેવાં સંજોગમાં હુમલો ના કરે, એનું નામ સમ્યક્ બુદ્ધિ અને હરેક સંજોગમાં હુમલો કરે, એનું નામ વિપરીત બુદ્ધિ.

આ જેમ હાર્ટનો એટેક આવે છે ને, એવો આ એને એટેક આવે. બુદ્ધિને એટેક ના આવે ? ચંદુભાઈ સાહેબ (ફાઈલ નં. વન) હતાં ભારે, નહીં જોયેલાં તમે ?

**પ્રશ્નકર્તા :** જોયેલાં. એટેક તો આવતાં હતાં, પણ એ એટેક દેખાતાં ન'તા. આપની પાસે આવીને જ્યારે એક્સ-રે પડ્યો ત્યારે ખબર પડી કે આ અંદરનું બધું આવું છે.

**દાદાશ્રી :** હા, બરોબર. ત્યારે જ ખબર પડેને ! જ્યાં સુધી જોયું નથી, ત્યાં સુધી આ બીજી વસ્તુને એ તો એમ જ જાણે આ જ આપણું અને આ જ માલિકી. એમાં શું ફેર છે બીજો ? વાંધો શું છે ? બધે છે, એ આપણે ત્યાં છે. એમાં પાછાં ભાગ પાડ્યા હોય કે આ ખરાબ અને આ સારું. અહીં

તો સારું-ખોટું હોય જ નહીં ને ! અહીં તો સનાતન તરફ લઈ જનારી વસ્તુઓ હોય. આ મિથ્યા છે ને, તેમાંથી સનાતન તરફ લઈ જનારી વસ્તુ હોય. વાતચીત, વ્યવહાર બધું, સનાતન તરફ લઈ જનારી વસ્તુ. એ તમે જુઓ એટલે પછી તમને એમ થાય કે આ જુદું, પેલું ન્હોય.

**પ્રશ્નકર્તા :** સમ્યક્ બુદ્ધિ ભૂલો ના કરાવે ?

**દાદાશ્રી :** એટેક ના કરાવે.

**પ્રશ્નકર્તા :** અને જાગૃતિ ભૂલો દેખાડે ?

**દાદાશ્રી :** જાગૃતિ તો બધું દેખાડે. મહીં કોઈ પણ આવ્યું-ગયું હોય, બધું દેખાડી દે. જાગૃતિ તો કેવળજ્ઞાનનો ભાગ છે. અને જ્યાં સુધી જાગૃતિ ઉત્પન્ન થઈ નથી ત્યાં સુધી જગત નિદ્રામાં છે, ઊઘાડી આંખે.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા જેવી રીતે ચેતવે છે તો સમ્યક્ બુદ્ધિ શું હેલ્પ કરે ?

**દાદાશ્રી :** એ એવું જ કામ કરે પણ એ તો પોતે જ વિનાશીને ! એટલે કંઈ મોટી ચેતવણી ના આપી શકે.

**પ્રશ્નકર્તા :** ખાલી હિતાહિતનું ભાન રાખે એટલું જ.

**દાદાશ્રી :** એ તો તેની તે જ બુદ્ધિ, આ સંસારી બુદ્ધિ હોય છેને એવી. તે પણ જ્ઞાની પુરુષની પાસે બેસી રહીએ એટલે એ બુદ્ધિ પછી એ સમ્યક્ થઈ જાય. સમ્યક્ થતી જાય બુદ્ધિ. બાકી સમ્યક્ તો જ્ઞાન એકલું જ હોય, પણ આ બુદ્ધિ સમ્યક્ થઈ જાય.

અવ્યભિચારીણી બુદ્ધિ એ તો અશાંતિમાંય શાંતિ કરાવે, પ્રજ્ઞા આવતાં પહેલાનું સ્ટેજ.

## સ્થિતપ્રજ્ઞ દશા ને પ્રગટ પ્રજ્ઞા !

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા, સ્થિતપ્રજ્ઞ, એ શબ્દોમાં સ્થિતપ્રજ્ઞ સમજાવો.

**દાદાશ્રી :** પોતાને જે સાચી રીતે ઓળખવું એ સમજ છે ને એની

મહીં સ્થિર થવું, એ સ્થિતપ્રજ્ઞ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા શબ્દથી પેલા શાસ્ત્ર તરફ દોરવાઈ જવાય છે કે આત્મા વિશે જે જ્ઞાન આપ્યું હોય તે આપણે પરિગ્રહ્યું હોય ને, તો પછી પ્રજ્ઞા ઊભી થાય. તમે અત્યારે જે વાત કરી કે પ્રજ્ઞા એ તો સ્વાભાવિક જ છે.

**દાદાશ્રી :** એ પ્રજ્ઞા સ્વાભાવિક છે ને ! આ સ્થિતપ્રજ્ઞ એ જુદી વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** 'હું ચંદુભાઈ છું' એથી તો અજ્ઞદશા થઈ. પછી તમારી પાસે આવું ને તમે અમને કહો, 'તમે શુદ્ધાત્મા છો' એથી તો સ્થિતપ્રજ્ઞ થાય.

**દાદાશ્રી :** સ્થિતપ્રજ્ઞ ય નહીં, સ્થિતપ્રજ્ઞથી ઉપરની વાત છે. સ્થિતપ્રજ્ઞ એ દશા છે. પ્રજ્ઞા આવવાની નજીકમાં આ દશા આવે છે. પ્રજ્ઞા શરૂ થવાની નજીકમાં એ દશા આવે છે. જે દશા સંસારમાં બધી સાક્ષીભાવની હોય એ.

પ્રજ્ઞા તો આત્મા પ્રાપ્ત થયા પછી ઉત્પન્ન થાય. અને સ્થિતપ્રજ્ઞ દશા એ આત્મા થતાં પહેલાં થાય, તે વ્યવહારમાં અહંકાર સહિત હોય છે. પણ વ્યવહાર બહુ સુંદર હોય.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞાને આત્મામાં સ્થિર થયેલી બુદ્ધિ એવું ક્રમિક માર્ગમાં કહે છે, તો આપણામાં એ પ્રજ્ઞા એટલે જ્ઞાતા-દ્રષ્ટાપણું ?

**દાદાશ્રી :** એ આત્મા જ છે. એ આત્માનો ભાગ જ છે અને બહાર તો પેલી સ્થિરબુદ્ધિ તો સ્થિતપ્રજ્ઞ દશા, એ પ્રજ્ઞા નહીં. એટલે જેની બુદ્ધિ સ્થિર થઈ છે એવી દશા.

સ્થિતપ્રજ્ઞ થાય ત્યારે અજ્ઞાશક્તિ છે તે કોઈ વખત ચઢી ય બેસે. સ્થિતપ્રજ્ઞની મદદથી જતી રહે ય ખરી, પણ ચઢી બેસવાનો ભય ખરો સ્થિતપ્રજ્ઞમાં. પ્રજ્ઞાશક્તિ ઉત્પન્ન થયા પછી ભય ના રહે.

**પ્રશ્નકર્તા :** એટલે સ્થિતઅજ્ઞ દશામાંથી બહાર નીકળીને આ સ્થિતપ્રજ્ઞ દશા થાય ?

**દાદાશ્રી :** ના, એ તો બુદ્ધિ સ્થિર થઈ છે. અજ્ઞા ચંચળ હોય. એટલે જેની બુદ્ધિ સ્થિર થઈ છે એવાં સ્થિતપ્રજ્ઞ. બાકી પ્રજ્ઞા તો ત્યાં આગળ હોય જ નહીં, સ્થિતપ્રજ્ઞ દશા હોય. છતાં પ્રજ્ઞા કહે ખરાં, પણ તે ક્રમિકનું. આ પ્રજ્ઞા તો પ્યૉર આત્માનો ભાગ જ જુદો પડે છે.

**પ્રશ્નકર્તા :** ટુકડાઓ ના પાડી શકાય ને આત્માનાં, પ્રતિષ્ઠિત આત્મા ને મૂળ આત્માનાં ?

**દાદાશ્રી :** એ ગૂંચાઈ જાય ઊલટો. બધું ધારણ રાખવાની શક્તિ હોય, ત્યારે એ બધું એના વિભાગથી જાણે. એટલી જાગૃતિ જોઈએને ! બધું ચોગરદમ લક્ષ રાખવું જોઈએ. અમે એનો અંશેઅંશ જાણીએ.

**પ્રશ્નકર્તા :** આ સ્થિતપ્રજ્ઞની જે વાત છે એ જરા હજી વિગતથી સમજાવો.

**દાદાશ્રી :** એ તો માણસ છે તે ખૂબ શાસ્ત્રનું અધ્યયન કરે, સંતોની સેવા કરે, તનતોડ ખૂબ ધંધા કરે ને ધંધામાં ખોટ આવે. તે બધી જાતના અનુભવો તરી તરીને જાય. પછી આગળ ફરતો ફરતો જ્યારે બુદ્ધિ સ્થિર થાય ત્યારે સ્થિતપ્રજ્ઞ કહેવાય. બુદ્ધિ એની સ્થિર થઈ જાય. આમથી પવન આવે તોય આમ હાલે નહીં, આમથી આવે તોય આમ ના હાલે. એવી સ્થિરબુદ્ધિ હોય ત્યારે સ્થિતપ્રજ્ઞ કહેવાય.

સ્થિતપ્રજ્ઞ દશા એ બહુ જ સદ્‌વિવેકવાળી જાગૃતિ દશા છે. એ અનુભવ કરતાં કરતાં ઉપર આવે. સ્થિતપ્રજ્ઞ દશા કરતાં જનકવિદેહીની દશા ઊંચી હતી.

સ્થિતપ્રજ્ઞ દશા કરતાં પ્રજ્ઞાશક્તિ બહુ ઊંચી છે. સ્થિતપ્રજ્ઞ દશામાં તો વ્યવહારનો એક્કો હોય. બીજું, લોકોનાં તરફની નિંદા જેવી વસ્તુ ના હોય, એ એની જાતને સ્થિતપ્રજ્ઞ માની શકે. પણ આ પ્રજ્ઞા એ તો મોક્ષે

જ લઈ જાય. સ્થિતપ્રજ્ઞને તો મોક્ષે જવાને માટે હજુ આગળ બધો માર્ગ જોઈશે.

## અક્રમની તો ઘણી ઊંચી દશા !

**પ્રશ્નકર્તા :** તો સ્થિતપ્રજ્ઞ એ પ્રજ્ઞા પહેલાંની સ્થિતિ છે ?

**દાદાશ્રી :** આ પ્રજ્ઞા પહેલાંની સ્થિતિ છે, પણ આ તો આ લોકોએ બહુ મોટી વસ્તુ ચઢાવી દીધી. સ્થિતપ્રજ્ઞ તો નીચેની સ્થિતિ છે. પછી પ્રજ્ઞા ઉત્પન્ન થાય છે. પહેલું સ્થિતપ્રજ્ઞ થતું થતું થતું પછી પ્રજ્ઞા થાય છે.

**પ્રશ્નકર્તા :** તો પછી મને એ સવાલ થાય છે કે પ્રજ્ઞા કેળવ્યા પછી એમાં સ્થિર થવું એટલે સ્થિતપ્રજ્ઞ, એ પછીની સ્થિતિ થાય ?

**દાદાશ્રી :** ના, એ પછીની સ્થિતિ નથી. એટલે છે પહેલાંની સ્થિતિ. આ સ્થિતપ્રજ્ઞ થઈ એટલે સ્થિર જ થઈ ગયો. આ તો સ્થિતપ્રજ્ઞ એટલે પ્રજ્ઞા થોડી થોડી, અંશે અંશે આવે અને એમાં સ્થિર થાય એ પોતે, અને આપણે અહીં જ્ઞાન આપીએ છીએ ત્યારે તો સર્વાંશે જ પ્રજ્ઞા ઉત્પન્ન થાય છે.

આ છે તે સ્થિતપ્રજ્ઞ, તે એની સામે સ્થિતઅજ્ઞ દશા છે. 'હું ચંદુભાઈ છું, આનો મામો થઉં, આનો કાકો થઉં', એ બધી સ્થિતઅજ્ઞ દશા. આ જો અજ્ઞા છૂટી ને પ્રજ્ઞા ઉત્પન્ન થઈ, પછી પ્રજ્ઞામાં દુઃખ ના હોય. કારણ કે પોતાનાં સનાતન સુખનો ભોગી થયો.

**પ્રશ્નકર્તા :** ગીતામાં સ્થિતપ્રજ્ઞની સ્થિતિ કહી છે તે આ જ ને ?

**દાદાશ્રી :** સ્થિતપ્રજ્ઞથી તો ઘણી ઊંચી આ સ્થિતિ.

**પ્રશ્નકર્તા :** એનાથી ઊંચી ?

**દાદાશ્રી :** ઘણી ઊંચી સ્થિતિ આ તો. અજાયબ સ્થિતિ આ તો ! કૃષ્ણ ભગવાનની સ્થિતિ હતી, તે સ્થિતિ છે આ. આ તો ક્ષાયિક સમકિતની સ્થિતિ છે. કૃષ્ણ ભગવાનને ક્ષાયિક સમ્યક્ત્વ હતું એટલે મિથ્યાત્વ દૃષ્ટિ જ આખી ખલાસ થઈ ગયેલી.

સમ્યક્ દ્દષ્ટિ એટલે આત્માની જ દ્દષ્ટિ બધી ઉત્પન્ન થયેલી. એટલે આ તો બહુ ઊંચું છે. જે સ્થિતપ્રજ્ઞને એ તો બહુ આનાથી ઘણી નીચી કોટી. પણ લોકોને સ્થિતપ્રજ્ઞ નહીં સમજાયેલું.

સ્થિતપ્રજ્ઞે ય નહીં થયું. કારણ કે સ્થિતપ્રજ્ઞ લોકોને શી રીતે થાય છે કે એમને એમ લાગે કે 'હું આત્મા છું', એમાં થોડી વખત સ્થિર રહેવાય અને પછી પાછું આઘુંપાછું થવાય તે સ્થિતપ્રજ્ઞ. પ્રજ્ઞામાં સ્થિર થવા જાય ને પાછો આઘોપાછો થાય. એ નિરંતર રહી શકાય જ નહીંને! આ તો સાયન્સ આખું હાથમાં આવે નહીંને ! કારણ કે ચાર વેદ ભણેને ત્યારે વેદ ઈટસેલ્ફ કહે છે ધીસ ઈઝ નોટ ધેટ. ધીસ ઈઝ નોટ ધેટ. ધીસ ઈઝ નોટ ધેટ. તો વોટ ઈઝ ધેટ ? ત્યારે કહે, 'ગો ટુ જ્ઞાની'. કારણ કે એ અવક્તવ્ય-અવર્ણનીય શબ્દોમાં શી ઉતરે ? આત્મા શબ્દમાં ઉતરે શી રીતે ? એટલે એને એ વક્તવ્ય કહ્યો, અવર્ણનીય કહ્યો.

## ન ખાનારો-પીનારો-બોલનારો આત્મા !

**પ્રશ્નકર્તા :** સ્થિતપ્રજ્ઞની કઈ ભાષા હોય ? કેવું ખાય અને શું પીવે?

**દાદાશ્રી :** આ સ્થિતપ્રજ્ઞની ઊંચી દશા છે, ઊંચી ભાષા છે, આમાં પાછું વાંકું ય બોલે છે. લ્યો ! શું ખાય છે ? એ દશાને અને આને ખાવા-પીવાને લેવા-દેવા જ શું ? કારણ કે ખાનાર તો સાવ જુદો જ છે. મુક્ત થનારથી ખાનાર તો સાવ જુદો જ છે, બંધાયેલાથી ખાનાર સાવ જુદો છે. મુક્ત થવાની ઈચ્છા ધરાવે છે, તેનાથી ય ખાનાર જુદો છે, પછી એને લેવા-દેવા શું ખાનાર જોડે ? આ ઝીણી વાત કોણ બહાર પાડે ? બહાર પાડે કોઈ? તમને કેવું લાગે છે ? જુદો છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** જુદો છે.

**દાદાશ્રી :** ખાનાર જુદો જ છે. તેથી તો અમે ભેદ પાડ્યો. ભઈ, વાંધો નહીં બા. તમે જે ખાતાં હોય તેમાં અમારે વાંધો નથી. ત્યારે કહે, લુગડાં પહેરીએ ? ફર્સ્ટ કલાસ લુગડાં પહેરજો. દેહ જ પહેરે છેને ! એરિંગ ઘાલીએ ? તો એરિંગ ઘાલજો. 'વાળી પહેરીએ ?' ત્યારે કહે, વાળી

પહેરજો. એવું અમે જુદો છે જોયાં પછી આ વાત ખુલ્લી કરીએને, નહીંતર કહીએ નહીંને ! કારણ કે મુક્ત થનારથી આ દેહ સાવ જુદો છે. ખાનાર-પીનાર, રંગ-રાગ કરનાર, ચા-પાણી પીનાર, ટેસ્ટથી પીનાર, મૂછો પર હાથ ફેરવનાર, બધાં જુદા છે. બંધાયેલાથી ય જુદા છે. બંધાયેલો તો આવું કશું કરે નહીં ને ? બંધાયેલો તો 'બંધ'ને જાણે. 'બંધ'ને જાણે ને 'બંધ'ને અનુભવે, એનું નામ બંધાયેલો. આ બધાં લોક તો બંધાયેલાં ના કહેવાય ને ? બંધાયેલા એ જાણતાં ય નથી. આપણે બંધાયેલાં છીએ એવું ભાને ય નથી.

એ સ્થિતપ્રજ્ઞ શબ્દ છે એ વ્યવહારિક શબ્દ છે.

જરાય આમ ગમે તેવી મુશ્કેલીમાં ડરે નહીં, એટલું બધું બુદ્ધિ સ્થિર થયેલી હોય. બુદ્ધિનો વિભાગ છે એ. બુદ્ધિ સ્થિતપ્રજ્ઞ સુધી પહોંચેલી અને પ્રજ્ઞા ઊભી થયેલી નથી આ. અજ્ઞ દશા બધા જીવને છે.

## નવ્વાણું સુધી સ્થિતપ્રજ્ઞ ને સો એ પ્રજ્ઞા !

જ્યારે કૃષ્ણ ભગવાનને સ્થિતપ્રજ્ઞ દશા કહી તે છે તે પ્રજ્ઞા કરતાં નીચી દશા છે.

**પ્રશ્નકર્તા :** સ્થિતપ્રજ્ઞ નીચી દશા છે ?

**દાદાશ્રી :** પ્રજ્ઞા કરતાં નીચી દશા છે. સ્થિતપ્રજ્ઞ દશા એટલે બુદ્ધિથી થતી થતી થતી જાય. એ બુદ્ધિ કઈ પાછી ? અવ્યભિચારીણી બુદ્ધિ. કૃષ્ણ ભગવાને બે પ્રકારની બુદ્ધિ કહી. વ્યભિચારીણી અને અવ્યભિચારીણી. તે અવ્યભિચારીણી બુદ્ધિ સ્થિર થતી જાય, અસ્થિર તો છે જ અત્યારે. અસ્થિર એટલે ઈમોશનલ. સ્થિર થતી જાય, દહાડે દહાડે. સ્થિર થઈ ત્યારે એનું જેમ સત્તાણું પછી અઠ્ઠાણું, નવ્વાણું સંખ્યામાં ગણાય અને સો મુખ્ય વસ્તુ કહેવાય ત્યારે પૂર્ણાહુતિ થાય. હંડ્રેડ પરસન્ટ, સેન્ટ પરસન્ટ કહેશે. આ સ્થિતપ્રજ્ઞ દશા એ બુદ્ધિની સ્થિરતાનું સેન્ટ પરસેન્ટ છે અને પ્રજ્ઞા તો ફુલ વસ્તુ જ છે, મૂળ વસ્તુ જ.

**પ્રશ્નકર્તા :** સ્થિતપ્રજ્ઞ દશા એ આત્માની અનુભવ દશા નથી એ સમજાવો.

**દાદાશ્રી :** જ્યારે પૂર્ણ દશાએ પ્રજ્ઞા થાય છે ત્યારે આત્મ અનુભવ થાય છે. સ્થિતપ્રજ્ઞ, સ્થિત જ્યારે વિશેષણ છે ત્યાં સુધી અનુભવ ના હોય, પણ વિશેષણ ઊડી જાય ને પ્રજ્ઞા રહે ત્યારે અનુભવ.

જે બુદ્ધિ સ્થિર થઈ એને સ્થિતપ્રજ્ઞ કહેવાય. એને પરિણામ ડોલે નહીં. અને વિશેષણ ઊડી જાય ત્યારે પ્રજ્ઞા કહેવાય, ત્યારે છેલ્લી દશામાં એ અનુભવ હોય નવ્વાણું થાય ત્યાં સુધી સ્થિતપ્રજ્ઞ અને સો થાય એટલે પ્રજ્ઞા.

## મોહ મિટ્યો તે સ્થિર અચળમાં !

**પ્રશ્નકર્તા :** અર્જુન કહે છે કે, નષ્ટો મોહ સ્મૃતિલબ્ધ સ્થિતોસ્મિ.

**દાદાશ્રી :** હા. એ તો સ્થિર થયો ને પણ !

**પ્રશ્નકર્તા :** હા, એટલે એ મારે જાણવું છે, કેવી રીતે ?

**દાદાશ્રી :** જેને આટલા લક્ષણ થાય કે, જેને મોહ નષ્ટ થયો, એટલે સ્થિર થવાની એની નિશાની થઈ. બીજું એની મહીં હેલ્પ થયું કે, સ્મૃતિલબ્ધા થઈ એટલે બીજી હેલ્પ થઈ. આ બધા કારણોથી એ સ્થિર થઈ રહી છે અને થોડું થોડું ય સ્થિર રહે. ત્યારથી એને સ્થિતપ્રજ્ઞ દશા કહ્યું છે. આમ સ્થિર રહી શકે તો. જો કે એ કહે છે કે, મારો મોહ તૂટી ગયો. એ તો ઊંચી દશા કહેવાય.

**પ્રશ્નકર્તા :** અહીંયા સામાન્ય રીતે ભમરડાની જેમ બધાની પરિસ્થિતિ છે, તો આ અર્જુન પણ મનુષ્ય જ હતો અને એ 'સ્થિતોસ્મિ' કહે છે. એમાં મૂક્યું છે કે, એ કૃષ્ણ ભગવાનને કહે છે, હે અચ્યુત, તમારી કૃપાથી હું સ્થિર થયો. તો મનુષ્યમાં આ વિરોધાભાસ આવે છે ?

**દાદાશ્રી :** તે ભમરડો મટી અને રિયલમાં આવ્યો, પ્રકૃતિ હોવા છતાં રિયલમાં આવ્યો. કારણ કે એની માન્યતા એ હતી કે આ હું છું, દેહાધ્યાસમાં.

એ માન્યતા આખી ય તૂટી ગયેલી. મોહ નષ્ટ થયો તેથી અને આ માન્યતા 'હું આ છું' એમાં આવી ગઈ. એ તો આ પ્રકૃતિ સચળ છે અને મૂળ આત્મા અચળ છે. એટલે સચળમાં જે માન્યતા હતી, તે ઉડી ગઈ ને અચળમાં માન્યતા ઉત્પન્ન થઈ, એટલે પછી એ સ્થિર થઈ ગયો.

## શંકા ત્યાં સુધી સ્થિતઅજ્ઞ !

આ લોકોને પોતાની ભૂલો કેટલી દેખાય ?

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા ના હોય તો દેખાય નહીં પોતાની ભૂલ !

**દાદાશ્રી :** હં. અને મહીં પાછાં આ બાજુ કેટલાંક બોલે છેય ખરાં, 'મારી સ્થિતપ્રજ્ઞ દશા હશે ?' મેં કહ્યું, 'કેમ પૂછવું પડ્યું ? તમને આમાં શંકા પડી ?' અને 'શંકા પડે તો માનજો કે તમારી સ્થિતઅજ્ઞ દશા છે.' એટલે સામેની બાજુની આ પોલ નહીંને ! નોર્થ તો ગયો. નોર્થ પોલ હાથમાં ના આવે તેથી કંઈ સાઉથ પોલ જતો રહ્યો ?

**પ્રશ્નકર્તા :** સ્થિતઅજ્ઞ એટલે સમજાવો.

**દાદાશ્રી :** અજ્ઞાનમાં જ મોજ-મજા માને છે, એમાં જ સ્થિત હોય એ. અજ્ઞાનમાં જો અસ્થિર થાય તો જાણીએ કે આગળ વધ્યો. અજ્ઞાનમાં જો અસ્થિર થાય તો શેમાં વધ્યો ? એ પ્રજ્ઞા તરફ આગળ વધ્યો કહેવાય.

## સ્થિતપ્રજ્ઞ દશાથી આગળ !

**પ્રશ્નકર્તા :** સ્થિતપ્રજ્ઞ દશાથી ઘણું ઘણું આગળ કંઈક છે, એ સમજાવો.

**દાદાશ્રી :** સ્થિતપ્રજ્ઞ દશા એ એક જાતની એક દશા એવી છે કે વૈકુંઠમાં જતાં જતાં બુદ્ધિ સ્થિર થઈ જાય છે. કૃષ્ણ ભગવાનનું જે વૈકુંઠ છે એ કૃષ્ણ ભગવાનની વાત સાંભળતાં સાંભળતાં, ગીતાનો જેમ જેમ અભ્યાસ વધતો જાય, તેમ બુદ્ધિ સ્થિર થતી જાય અને જેની બુદ્ધિ સ્થિર થઈ, તેને ભગવાને સ્થિતપ્રજ્ઞ કહ્યાં. એની આગળ તો ઘણું જાણવાનું બાકી છે. હજી તો આ એક જગ્યાએ એને વીઝા આપવાને લાયક થયો.

**પ્રશ્નકર્તા :** એટલે શુદ્ધ સમકિત અને પરમાર્થ સમકિત ?

**દાદાશ્રી :** ના. એ શુદ્ધ સમકિત નહીં. શુદ્ધ સમકિતથી નીચેનું સમકિત છે. હજુ તો કો'ક દહાડો અવળા સંયોગ મળે તો અવળું ય કરે. પણ બુદ્ધિ સ્થિર થઈ છે એટલે ડગે નહીં.

હા. એટલે સમકિત ક્યારે ? અવળું પેસે નહીં ત્યારે સમકિત. કોઈ પણ સંજોગ એને હલાવે નહીં, ત્યારે સમકિત કહેવાય. અને સ્થિતપ્રજ્ઞને સંજોગ હલાવી દે. એટલે એને ભય હોય. પણ બુદ્ધિ સ્થિર થઈ ત્યાર પછી ડહાપણ આવે. બહુ ઊંચું ડહાપણ આવે. અત્યારે બુદ્ધિ સ્થિર થયેલાં માણસો કો'ક જ હોય, બહુ જૂજ, જવલ્લે જ હોય. હિન્દુસ્તાનમાં એક-બે, બાકી તે ય નથી, બળ્યું.

**પ્રશ્નકર્તા :** સ્થિતપ્રજ્ઞવાળાની પ્રજ્ઞા બેઠી થઈ નો'તી ?

**દાદાશ્રી :** ના. આ કાળમાં સ્થિતપ્રજ્ઞ ન થાય. સત્‌યુગમાં સ્થિતપ્રજ્ઞ થાય. આ કાળમાં તો છોડી કોલેજમાં જતી હોયને ? તો સાંજે આવે નહીં તો આપણે જાણીએ કે કેમ નહીં આવી હોય, કહે, એ તો પૈણી ગઈ. બોલો, બુદ્ધિ સ્થિર શી રીતે રહે તે ? અને તે દહાડે તો પૈણી જતાં ન્હોતાં. આવું નહોતું. કોઈ મુશ્કેલી જ ના આવે. અત્યારે બુદ્ધિ સ્થિર શી રીતે રહે ? છોડી ઘડીકમાં પૈણી જાય. ઘડીકમાં વહુ ડાયવોર્સ લઈ લે. એવા જમાનામાં બુદ્ધિ માણસની સ્થિર શી રીતે રહે ? ના રહે. આ તો ધન ભાગ હોજો આ અક્રમ વિજ્ઞાનનું કે, બધાનું કલ્યાણ કરી નાખ્યું. પચાસ હજાર માણસોનું કલ્યાણ થઈ ગયું. વત્તું-ઓછું હશે પણ કલ્યાણ તો જબરજસ્ત થઈ ગયું.

## અહંકારનું સ્થાન સ્થિતપ્રજ્ઞમાં ?

**પ્રશ્નકર્તા :** સ્થિતપ્રજ્ઞ એ અહંકારનું લક્ષણ ખરું ?

**દાદાશ્રી :** અહંકાર હોય ને સ્થિતપ્રજ્ઞ થાય, બન્ને સાથે હોઈ શકે છે.

**પ્રશ્નકર્તા :** અને ન પણ હોઈ શકે ?

**દાદાશ્રી :** ના, એવું નહીં, હોય જ.

**પ્રશ્નકર્તા :** સ્થિતપ્રજ્ઞ અને વીતરાગ વચ્ચેની ડિમાર્કેશન લાઈન કહો. બન્ને વચ્ચેની લક્ષ્મણરેખા...

**દાદાશ્રી :** સ્થિતપ્રજ્ઞ એટલે, અહંકારની હાજરીમાં સંસારનો સારાસાર કાઢીને બુદ્ધિ જે સ્થિર થઈ તે સ્થિતપ્રજ્ઞ. સ્થિતપ્રજ્ઞ દશા એ વિવેકમાં જ ગણાય. એ સારાસારનો વિવેક સમજે.

**પ્રશ્નકર્તા :** અને વીતરાગતામાં, હાજરી નહીં અહંકારની ?

**દાદાશ્રી :** ના. સારાસાર કાઢ્યો માટે વીતરાગતા ભણી ચાલ્યો હવે. એણે સરવૈયું કાઢી નાખ્યું અહીં આગળ કે આમાં સુખ નથી પણ અહંકારની હાજરીમાં. હવે એને આગળ જવાનો રસ્તો મળી ગયો અહીં, શરૂઆત થઈ ગઈ.

હવે આપણે અહીં આગળ સ્થિતપ્રજ્ઞ નહીં, પ્રજ્ઞા હોય છે. એટલે સ્થિતપ્રજ્ઞ એ અહંકાર સહિત હોય, આ પ્રજ્ઞા અહંકાર રહિત હોય. એટલે સ્થિતપ્રજ્ઞ થયા પછી તો ઘણાં કાળે છે તે 'વસ્તુ'(આત્મા) પામે છે અને પ્રજ્ઞા તો થોડા અવતારમાં, એક-બે અવતારમાં મોક્ષે લઈ જાય.

## ફેર, સ્થિતપ્રજ્ઞ ને વીતરાગમાં !

**પ્રશ્નકર્તા :** તો પછી સ્થિતપ્રજ્ઞ અને વીતરાગમાં શું ફરક ?

**દાદાશ્રી :** બહુ ફેર. સ્થિતપ્રજ્ઞ એટલે શું કે પોતે પોતાની બુદ્ધિથી વિચારી વિચારીને સ્થિર થાય. અને સ્થિર થાય એટલે પોતે પોતાનાં સોલ્યુશન પોતે લાવી શકે. પણ એ સ્થિતપ્રજ્ઞ કહેવાય. સ્થિતપ્રજ્ઞ એ બુદ્ધિ સ્થિર કરેલી એટલું જ છે, બીજું કંઈ નહીં.

**પ્રશ્નકર્તા :** પણ એમાંય રાગ-દ્વેષ રહિતતા કહેલી છે વીતરાગનાં જેવી.

**દાદાશ્રી :** ના, એ રાગ-દ્વેષ રહિત દશા નથી. પણ દરેક પ્રશ્નોનું

સોલ્યુશન લાવી નાખે. એટલે કોઈની પર રાગ-દ્વેષ કરે નહીં એ. સોલ્યુશન આવે એટલે કોણ કરે ? બધું બુદ્ધિથી. અવ્યાભિચારીણી બુદ્ધિની સ્થિરતા એનું નામ સ્થિતપ્રજ્ઞ. સ્થિર બુદ્ધિ જેની થયેલી છે, લોકોની અસ્થિર બુદ્ધિ હોય. સ્થિર થયેલી બુદ્ધિ એ જ સ્થિતપ્રજ્ઞ કહેવાય. કારણ કે એ વિશેષ વધી વધીને અજ્ઞામાંથી આગળ વધતી વધતી ઠેઠ પ્રજ્ઞા સુધી પહોંચે.

એને હજુ વીતરાગતાનો સ્ટડી કરવાનો છે, વીતરાગ માર્ગનો સ્ટડી કરવાનો છે. વીતરાગ માર્ગ હાથમાં આવી ગયો અને ધીમે ધીમે વીતરાગતા વધતી જાય. એટલે સ્થિતપ્રજ્ઞના સ્ટેશને આવ્યા પછી વીતરાગતાનો ગુણ વધતા જાય.

**પ્રશ્નકર્તા :** અને સ્થિતપ્રજ્ઞને દયા સાથે સંબંધ કે કરુણા સાથે સંબંધ ?

**દાદાશ્રી :** હા, એ દયા સાથે. કરુણા ના હોય. વીતરાગ ભગવાન સિવાય કરુણા કોઈને હોય નહી. કરુણા એટલે શું ? રાગે ય નહીં અને દ્વેષે ય નહીં. ઉંદર જોડે રાગ નહીં બચાવવામાં કે બિલાડી જોડે દ્વેષ નહીં, એનું નામ કરુણા.

## આ શોધખોળો, પ્રજ્ઞાથી કે બુદ્ધિથી ?

**પ્રશ્નકર્તા :** આ સાયન્ટીસ્ટો શોધખોળને બધું કરે છે તે પ્રજ્ઞાથી કે એ શું હોય છે કે બુદ્ધિથી ?

**દાદાશ્રી :** ના, એમને દર્શન હોય છે. દર્શન વગર તો કોઈ દહાડો સાયન્ટીસ્ટ હોય જ નહીં. એ દર્શન કુદરતી છે. કુદરતે એને હેલ્પ કરી એ એનું દર્શન જ છે.

**પ્રશ્નકર્તા :** અખો ને એ બધા સંતો થઈ ગયા, તેમને પ્રજ્ઞા ખરી કે નહીં ?

**દાદાશ્રી :** નહીં, એ દર્શન કહેવાય. પ્રજ્ઞા ના કહેવાય. પ્રજ્ઞા આત્મા પ્રાપ્ત થયા પછી પ્રજ્ઞા કહેવાય. એ લૌકિકમાં પ્રજ્ઞા કહે પણ લૌકિકનું

અહીં ચાલે નહીં ને ! લૌકિકને શું કરવાનું ? લૌકિકને ત્યાં આગળ પૈસા ના આપે !

## પ્રજ્ઞા ચેતવે અહંકારને !

**પ્રશ્નકર્તા :** અમુક વિચારો આવે છે, એને આપણે કહીએ કે આ બધું ખોટું છે તારું. હવે એ કહેનાર કોણ ? તમે મળ્યા પછી, પહેલાં તો હતું જ નહીં કશું, તો એ કોણ દોરવણી આપે છે ? પ્રજ્ઞા કે બુદ્ધિ ?

**દાદાશ્રી :** પ્રજ્ઞા ચેતવે આપણને. કારણ કે મોક્ષે જવાનો હવે વિઝા મળી ગયો છે. પછી એ પ્રજ્ઞાને દબાવી દે માણસ અહંકારે કરીને, તો પાછું ગાંડું કાઢે.

**પ્રશ્નકર્તા :** આ પ્રજ્ઞા મહીં ચેતવે છે એ મન દ્વારા ચેતવે છે, બુદ્ધિ દ્વારા ચેતવે છે, ચિત્ત દ્વારા કે અહંકાર દ્વારા ચેતવે છે ?

**દાદાશ્રી :** પ્રજ્ઞા ચેતવે છે, તે અહંકારને ચેતવે છે, બીજા કોઈને નહીં.

**પ્રશ્નકર્તા :** પણ ડાયરેક્ટ ચેતવે કે ?

**દાદાશ્રી :** ડાયરેક્ટ. બીજા કોઈને અધિકાર જ નહીંને ! અહંકારનો કોઈ ઉપરી નહીં. અહંકારનો ઉપરી નહીં છતાંય એ કહેલું કરે આખો દિવસ બુદ્ધિનું.

**પ્રશ્નકર્તા :** આ પ્રજ્ઞા અહંકારને ચેતવે ત્યારે બુદ્ધિ શું કરે ? ત્યારે પછી બુદ્ધિ છેટી પડી જાય છે ?

**દાદાશ્રી :** બુદ્ધિને શી લેવા-દેવા ? બુદ્ધિ નામ જ ના દે.

**પ્રશ્નકર્તા :** કશું નહીં પછી ?

**દાદાશ્રી :** બુદ્ધિનું કાર્ય જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા હાજર થાય ત્યારે બુદ્ધિનું અસ્તિત્વ જ ના રહેને ?

**દાદાશ્રી :** એટલે બુદ્ધિ એને હેલ્પ કરે પછી, અહંકાર કહે એ પ્રમાણે.

**પ્રશ્નકર્તા :** અચ્છા એટલે પછી સવળું ય પાછું બુદ્ધિ જ કરી આપે ?

**દાદાશ્રી :** પછી બધાં ભેગા થઈને સવળું કરી નાખે. એકલી બુદ્ધિ નહીં, બધાય.

## દાદાનું નિદિધ્યાસન કરાવે પ્રજ્ઞા !

**પ્રશ્નકર્તા :** આજે સવારે સામાયિકમાં આપનું નિદિધ્યાસન બધે થઈ રહેલું એ શું છે ? એને હું શુદ્ધ ચિત્ત સમજુ છું.

**દાદાશ્રી :** ના, એ તો પ્રજ્ઞાશક્તિનું બધું કામ છે. શુદ્ધ ચિત્ત તો એ પોતે જ આત્મા છે. શુદ્ધાત્મા એ જ શુદ્ધ ચિદ્રુપ. આ તો પ્રજ્ઞા બધું કરે છે.

**પ્રશ્નકર્તા :** બધે દાદા બેઠેલા દેખાય એ શું ?

**દાદાશ્રી :** એ જ પ્રજ્ઞાને. અજ્ઞાશક્તિ છે તે બીજું દેખાડે, લક્ષ્મી દેખાડે, સ્ત્રીઓ દેખાડે એ અજ્ઞાશક્તિ. અજ્ઞાશક્તિ સ્ત્રીનું નિદિધ્યાસન કરાવડાવે અને પ્રજ્ઞાશક્તિ જ્ઞાની પુરુષનું. જ્ઞાની પુરુષ એટલે આત્માનું નિદિધ્યાસન કરાવે.

**પ્રશ્નકર્તા :** હવે જ્ઞાન લીધું છે અત્યારે એને પણ આ સ્ત્રીનું નિદિધ્યાસન ઊભું થાય તો એ અજ્ઞા ડિપાર્ટમેન્ટ છે ?

**દાદાશ્રી :** એ તો પેલો ચંદુભાઈનો ભાગ છે, એમાં આપણે શું લેવા-દેવા ?

**પ્રશ્નકર્તા :** ના, એટલે ચિત્તનું આમાં ફંકશન ક્યાં આવ્યું ?

**દાદાશ્રી :** એ તો ચંદુભાઈનો ભાગ છે, અશુદ્ધ ચિત્ત છે.

**પ્રશ્નકર્તા :** તો આ પ્રજ્ઞા જે જ્ઞાની પુરુષનું નિદિધ્યાસન કરાવે છે, એમાં ચિત્તનું ફંકશન ક્યાં આવ્યું ?

**દાદાશ્રી :** એમાં ચિત્તની જરૂર જ નહીં. પ્રજ્ઞાશક્તિ પોતે જ દેખી શકે.

**પ્રશ્નકર્તા :** આ એક્ઝેક્ટ ફોટોગ્રાફી કહીએ છીએ ?

**દાદાશ્રી :** હા, એક્ઝેક્ટ. ફોટોગ્રાફી કરતાં સારું. ફોટોગ્રાફીમાં એટલું સરસ ના આવે. સ્વપ્નાનું તો ફોટોગ્રાફી કરતાં ય સરસ આવે અને રૂબરૂ કરતાં ય છે તે સ્વપ્નમાં બહુ સરસ આવે.

**પ્રશ્નકર્તા :** ચિત્તનું કામ જ ના રહ્યું.

**દાદાશ્રી :** શુદ્ધ ચિત્ત હતું, તે આત્મામાં એક થઈ ગયું. આત્મામાં ભળી ગયું.

## શુદ્ધ ચિત્ત એ જ શુદ્ધાત્મા !

**પ્રશ્નકર્તા :** તો નિદિધ્યાસનને જોનારું કોણ ?

**દાદાશ્રી :** એ પ્રજ્ઞાશક્તિ.

**પ્રશ્નકર્તા :** એ પોતે જ જુએ ને પોતે જ ધારણ કરે ?

**દાદાશ્રી :** એ પોતે જ બધું. એની જ બધી ક્રિયાઓ. ચિત્તની જરૂર જ ના રહી ત્યાં આગળ. અશુદ્ધ ચિત્ત હોય ત્યાં સુધી છે તે સંસારનું બધું દેખાય એને. અશુદ્ધ ચિત્ત, શુદ્ધની વાત ન દેખી શકે. એટલે ચિત્ત શુદ્ધ થયું એટલે આત્મામાં એક થયું, આત્મામાં ભળી ગયું. રહ્યું કોણ ? વચ્ચે કોઈ રહ્યું નહીં. પ્રજ્ઞાશક્તિ ચાલ્યા કરે બસ. ડખલ હોય તો પાછું શુદ્ધ ચિત્તેય બગડતું જાય પાછું. અંધારું હોયને તો પાછું બગડતું જાય, તે પાછું ક્યાં રિપેર કરાવીએ ? એનાં ક્યાંય કારખાના ના હોય. અને પ્રજ્ઞાશક્તિને રિપેર કરવી નહીં પડે આપણે. જે ના હોય તેને મૂકી તો રિપેર કરાવવા જવું પડે. જે વસ્તુ નથી તેને તો બગડ્યું ત્યારે રિપેર કરાવવા જવું પડે. એટલે કોઈ ચીજની વચ્ચે જરૂર નથી કશી. બધી જ ક્રિયા પ્રજ્ઞા કરે છે.

**પ્રશ્નકર્તા :** આ શુદ્ધ ચિત્ત થાય ત્યારે પ્રજ્ઞા ઉત્પન્ન થાય છેને ?

**દાદાશ્રી :** શુદ્ધ ચિત્ત થાય ત્યારે શુદ્ધાત્મામાં ભેગું થાય. ત્યારે પછી પ્રજ્ઞા શક્તિની શરૂઆત થઈ જાય. શુદ્ધ ચિત્ત એ જ શુદ્ધ ચિદ્રુપ આત્મા.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાની પુરુષનું નિદિધ્યાસન રહે એને પ્રજ્ઞા કહી આપે. તો જેટલું નિદિધ્યાસન વધારે રહે એટલું ચિત્ત શુદ્ધ થાય એવું પણ કહો છો ને ?

**દાદાશ્રી :** ચિત્તશુદ્ધિ તો થઈ ગયેલી છે ને !

**પ્રશ્નકર્તા :** મૂળથી જ થઈ ગઈ છે સંપૂર્ણ, તો પેલું અશુદ્ધ ચિત્ત હોય એનું શું થાય ?

**દાદાશ્રી :** અશુદ્ધ ચિત્ત તો સંસારી કાર્ય બધું કરી લે. મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર, શુદ્ધ ચિત્તની મહીં ડખલ થાય છે કોઈ દહાડો ? અશુદ્ધ ચિત્ત હોય તો ડખલ થાય વચ્ચે. શુદ્ધ ચિત્ત હોય તો ડખલ થાય નહીં. જો ત્રીજું માણસ હોય તો ડખલ થાય. ડખલ હોય છે ? તમે નિદિધ્યાસન કરી આવો કોઈ દહાડો.

**પ્રશ્નકર્તા :** નિદિધ્યાસન થવામાં કોની ડખલ હોય છે ?

**દાદાશ્રી :** એ તો આ ઉદયકર્મ.

**પ્રશ્નકર્તા :** કારણ કે જો પ્રજ્ઞાનું પોતાનું સ્વતંત્ર ડિપાર્ટમેન્ટ હોય તો પ્રજ્ઞા બધા મહાત્માઓને ઉત્પન્ન થઈ છે, છતાં પેલું આપણા મહાત્માઓને જ્ઞાન પછી સરખું...

**દાદાશ્રી :** બધાને સરખું જ્ઞાન ના ઉત્પન્ન થાય. સહુ સહુના ગજા પ્રમાણે થાય. પછી એ પ્રમાણે આજ્ઞા પળાય.

**પ્રશ્નકર્તા :** એટલે ગજા પ્રમાણે કહ્યું ? એવું કેમ ?

**દાદાશ્રી :** હાસ્તોને. એનો નિશ્ચયબળને એવું બધું હોવું જોઈએને ! જુદું જુદું ના હોય દરેકનું ? દરેકનું જુદું. તારું જુદું, એનું જુદું, એ બધાનું જુદું હોય ને !

**પ્રશ્નકર્તા :** પણ શુદ્ધ ચિત્ત તો આ બધાને થઈ ગયું છે સંપૂર્ણ, એમ કહો છો ?

**દાદાશ્રી :** હા, ત્યારે જ આત્મા પ્રાપ્ત થાયને !

**પ્રશ્નકર્તા :** તો શુદ્ધ ચિત્ત સંપૂર્ણ શુદ્ધ થયું તો એટલી પ્રજ્ઞા ઉત્પન્ન થાય ?

**દાદાશ્રી :** હં. અમે જ્ઞાન આપીએ એટલે તો આત્મા શુદ્ધ થઈ ગયો એટલે પ્રજ્ઞા ઉત્પન્ન થાય જ. પછી એની શક્તિ જે આ પાંચ આજ્ઞા પાળવાની છે ને, એમાં જેટલી ભાંજગડ હોય તેટલો લોભ જાય એનો !

**પ્રશ્નકર્તા :** એટલે જેટલી આજ્ઞા પળાય એટલી એ પ્રજ્ઞાશક્તિ ખીલતી જાય ?

**દાદાશ્રી :** હા, એ નિશ્ચયબળ બધું હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ આમાં નિશ્ચયબળ કોનું ?

**દાદાશ્રી :** બધું પોતાનું જ.

**પ્રશ્નકર્તા :** નિશ્ચય પોતે જ કરે ને પછી પોતે જ બળવાન થાય, એવું ? એ ના સમજાયું.

**દાદાશ્રી :** અશુદ્ધ ચિત્ત ને મન ને એ બધું જોર કરે એટલે નિશ્ચયબળ બંધ થઈ જાય. આ પ્રમાણે જેનું ઓછું છે, તેને પેલું વધારે મજબૂત રહે. ડખો કરેને આ બધો. નહિતર આપણે ઘણું ય એકાંત કરીને ધ્યાનમાં બેઠા હોય, પણ બહાર લોકો હો હો કરે તો ? એ બધું આ બહાર હો હો હો થાયને તે જેને વધારે હો હો હો, તેનું ઠેકાણું ના પડે.

**પ્રશ્નકર્તા :** એ બહુ કરેક્ટ છે વસ્તુ. બહારનું હો હો ઓછું થાય. તો...

**દાદાશ્રી :** આ અમારે બહારની હો હો નહીં, તો છે કશું ભાંજગડ ?

અને તમને ત્રણ જણનું હો હો હોય તો ગભરામણ થઈ જાય. 'મને કરે છે' એવું મને અડે જ નહીંને ! હું એવી રીતે બેસું, બહાર બેસું નહીંને ! મને શોખ નથી એવો. તમને શોખ હોય તે બહાર બેસીને ત્રણ જણ જોડે તમે હો હો કરો. હું તો મારી રૂમમાં બેઠો બેઠો હો હો કર્યા કરું. આટલું બધું માણસ મારે ક્યારે પાર આવે !?

**પ્રશ્નકર્તા :** તમે પોતાની રૂમમાં એમ સીફતથી સરકી જાઓ છો, પેસી જાવ છો મહીં.

**દાદાશ્રી :** બેઠેલો જ હોઉં છું મહીં. બહાર નીકળતો જ નથી. તમને લાગે છે કે બહાર નીકળ્યા હશે એ જ ભૂલ છે, વખતે પડછાયો દીઠો હોય તો. ખરેખર હું નહીં હોતો.

**પ્રશ્નકર્તા :** એ વાત ખરી. અમે ખેંચીએ તોય નથી આવતા.

## દાદાની પ્રજ્ઞાની અનોખી શક્તિ !

**દાદાશ્રી :** હું બહાર નીકળું તો આ ભાઈને ઘેર જાય કોણ ? આવે છેને તમારે ત્યાં, સવારના પાંચ વાગે ! તે કાયમનુંને ! પેલા અમેરિકાવાળા ય કહે છે કે 'મારે ત્યાં આવે છે'. જાય છે તે વાત તો સાચીને !

**પ્રશ્નકર્તા :** હા, પણ એ કોણ જાય છે ?

**દાદાશ્રી :** એ હકીકત છેને પણ જાય છે એ !

**પ્રશ્નકર્તા :** લોકોને અનુભવ થાય છે. અહીંથી જાય છે કે નહીં એ ખબર નહીં, પણ એમને લાગે છે. એ શું છે ?

**દાદાશ્રી :** એ તો બધી શક્તિ છેને, પ્રજ્ઞાશક્તિની જબરજસ્ત શક્તિ !

**પ્રશ્નકર્તા :** અમે દાદાનું સ્મરણ કરીએ અને દાદા અમારે ઘેર આવીને આશીર્વાદ આપે એ શું છે ? એ ફિનોમિના શું છે ? એ કઈ પ્રક્રિયા છે ?

**દાદાશ્રી :** એ બધું પ્રજ્ઞાની પ્રક્રિયામાં જાય છે.

**પ્રશ્નકર્તા :** અમે યાદ કરીએ અને દાદા આવે, તો એમાં આપનો થોડો અંશ આવે કે સંપૂર્ણ આવે ?

**દાદાશ્રી :** એ બધું પ્રજ્ઞાનું કામ છે. જે દાદા યાદ આવે છે ને તે તો આત્માએ કરીને એક જ સ્વભાવી છે. તમારો જ આત્મા દાદા થઈને કામ કરી રહ્યો છે. એટલે એ વસ્તુ પોતાના ભાવ ઉપર આધાર રાખે છે અને તે ભાવ પાછાં પ્રજ્ઞાના હોવા જોઈએ. ત્યારે કહે છે કે અજ્ઞાની માણસોનેય એમના ગુરૂઓ દેખાય છે. ત્યારે કહે, એ ચિત્તની શુદ્ધતા છે !

**પ્રશ્નકર્તા :** એટલે 'આપના' તરફથી પ્રજ્ઞાશક્તિ કામ કરી રહી છે ? એમને જે અનુભવ થાય છે કે દાદા અહીંયા આવ્યા એ આપની પ્રજ્ઞાશક્તિનું છે કે એમની પ્રજ્ઞાશક્તિનું ?

**દાદાશ્રી :** આ પ્રજ્ઞાશક્તિ છે તેમાંથી જ. જે 'જનાર' છે એની જ પ્રજ્ઞાશક્તિ.

**પ્રશ્નકર્તા :** 'જનાર' છે એટલે ?

**દાદાશ્રી :** એમને ત્યાં 'જે' આવે છે, 'એમની' પ્રજ્ઞાશક્તિ.

**પ્રશ્નકર્તા :** એમને ત્યાં જે આવે છે, એ મૂળ એવી કલ્પના કરે છે અથવા એને એવું ભાસે છે એ એમનું પોતાનું જ થયું ને ? આપને તો કહ્યું ત્યારે ખબર પડી કે આપ ત્યાં ગયેલાં.

**દાદાશ્રી :** એ તો એના ભાવ હશે તો ભેગું થઈ જાય. એ શક્તિને વાર નથી લાગતી, સામાનો ભાવ હોય તો શક્તિ પહોંચી જાય છે, અહીંથી અમેરિકા હઉ પહોંચે.

**પ્રશ્નકર્તા :** એટલે આ જે છે આપની પ્રજ્ઞાશક્તિ એ તો વીતરાગ ભાવે છે. જે ભાવ કરે એની પાસે ખેંચાઈ જાય.

**દાદાશ્રી :** ખેંચાઈ આવે. બીજું શું ? જેનો ભાવ મજબૂત હોય, તેને ત્યાં ખેંચાઈ જાય.

**પ્રશ્નકર્તા :** આપને ખબર પડે કે ખેંચાઈ તે ?

**દાદાશ્રી :** હું શું કરવા ધ્યાન રાખ રાખ કરું ?

**પ્રશ્નકર્તા :** ના, એટલે ખબર પડી જાય, ધ્યાન ન રાખો તો ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** આમ ઝળકે નહીં આમ ? આપને જ્ઞાનમાં આમ ઝળકે નહીં એવું ?

**દાદાશ્રી :** ઝળકે પણ ધ્યાન રાખીએ તો ને ! એ બાજુ શું કરવા ધ્યાન રાખીએ ? કેટલાય જણની છે ફિલ્મો, તેમાં ક્યારે હું ધ્યાન રાખું ને ક્યારે પાર આવે ?

**પ્રશ્નકર્તા :** એવું કરવાની શી જરૂર, જોયા કરવાનું.

**દાદાશ્રી :** એમાં તો ઊલટું ઈન્ટરેસ્ટ પડી જાય. એવું છે, ટેવ પડી જાય. આપણે તે ફિલ્મ જોવાની જરૂર નથી. ફિલમ જોવાની હોય તો થિયેટરમાં ત્યાં જઈને ના જોઈએ ? ફિલ્મ છૂટી તો જાય ત્રણ કલાકમાં અને આ છૂટે નહીં આપણી પાસેથી.

## સમભાવે નિકાલમાં પ્રજ્ઞાનો રોલ !

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞાશક્તિનો એક નંબરની ફાઈલ ઉપર કંટ્રોલ ખરો કે નહીં ?

**દાદાશ્રી :** ના, નો કંટ્રોલ.

**પ્રશ્નકર્તા :** હવે હું કહું કે 'ચંદુભાઈ, તમે જરા આમાં બરાબર ધ્યાન રાખો.' હવે એ ચંદુભાઈને કોણે કહ્યું, તે વખતે વ્યવહારની ક્રિયા થાય છે તે બુદ્ધિની થાય છે કે અહંકારની થાય છે કે પ્રજ્ઞાની થાય છે ?

**દાદાશ્રી :** વ્યવહાર ક્રિયા, બુદ્ધિ અને અહંકાર બેઉની હોય.

**પ્રશ્નકર્તા :** એમાં પ્રજ્ઞા ખરી ?

**દાદાશ્રી :** પ્રજ્ઞા નહીં. પ્રજ્ઞા તો જે એમ કહે છે કે સમભાવે નિકાલ કરવો છે, એ પ્રજ્ઞા છે.

**પ્રશ્નકર્તા :** પણ તે બુદ્ધિ અને અહંકાર, એમાં જ્યારે બે ભાગ ભજવે તો તો પછી એ ક્રિયા વ્યવસ્થિતને આધીન રહીને થઈને ?

**દાદાશ્રી :** વ્યવસ્થિતને આધીન જ, કશી તમારે જોખમદારી નથી.

**પ્રશ્નકર્તા :** જ્યારે ચંદુભાઈને 'હું' કહું, ત્યારે 'હું' એટલે તો પછી પ્રજ્ઞા જ કહે ને ચંદુભાઈને ?

**દાદાશ્રી :** હા, એ પ્રજ્ઞા જ કહે. 'હું' હોય તે પ્રજ્ઞા.

**પ્રશ્નકર્તા :** પછી બાકીની ક્રિયા વ્યવસ્થિતને આધીન થાય છે ?

**દાદાશ્રી :** હા, વ્યવસ્થિતને આધીન. પણ વ્યવસ્થિતને આધીન થઈને પેલાને હાથ વાગી ગયો તો તમારે કહેવું કે 'ચંદુભાઈ, આ અતિક્રમણ કર્યું, તે પ્રતિક્રમણ કરો, બસ.' અને પેલું સેફસાઈડ રહ્યું. એને કંઈ દુઃખ થયું હોય તો વાંધો નહીં, નાનું અમથું. પણ પ્રતિક્રમણ કરી લે પછી આપણે કશું લેવા-દેવા નહીં.

**પ્રશ્નકર્તા :** ફાઈલનો નિકાલ કોણ કરે છે?

**દાદાશ્રી :** એ પ્રજ્ઞાશક્તિ. એ જ ચેતવે-બેતવે, બધું એ જ કરે. ફાઈલોનો નિકાલ-બિકાલ બધું એ જ કરે.

**પ્રશ્નકર્તા :** એટલે ચંદુભાઈની પણ ફાઈલ ખરી એટલે મને શંકા પડી એટલે મેં પૂછ્યું. નહિતર ચંદુભાઈ બધી ફાઈલોને જુએ એવું નહીં ?

**દાદાશ્રી :** એવું બને નહીંને ! ચંદુભાઈને લેવા-દેવા નહીં. ફાઈલોનો નિકાલ પેલી પ્રજ્ઞાશક્તિ કર્યા કરે અને ચેતવે હઉ. કંઈક ભૂલ થાયને તો ચેતવે. તે ચંદુભાઈ ચેતવતાં નથી. ચંદુભાઈ તો ભૂલવાળા છે. આત્મા ય ચેતવતો નથી. આત્મા એ ચેતવવાનો ધંધો કરે નહીં. એટલે આ પ્રજ્ઞાશક્તિ આ બધું કામ કરી રહી છે. એટલે ફાઈલોનો સમભાવે નિકાલ એ પ્રજ્ઞાશક્તિ કરે.

## નિશ્ચયો, અજ્ઞા-પ્રજ્ઞા તણા !

**પ્રશ્નકર્તા :** નિશ્ચય કોણ કરે ? એક નંબરની ફાઈલ નિશ્ચય કરે ?

**દાદાશ્રી :** તમારે જ કરવાનો ! તમારે પોતાને નિશ્ચય કરવાનો.

**પ્રશ્નકર્તા :** એટલે શુદ્ધાત્મા નિશ્ચય કરે ?

**દાદાશ્રી :** ના, ના, શુદ્ધાત્મા નહીં, એની પેલી પ્રજ્ઞાશક્તિ. પ્રજ્ઞાશક્તિ નિશ્ચય કરાવ્યા વગર રહે જ નહીં. આ તો જ્ઞાન મળતાંની સાથે નિશ્ચય કરી જ નાખે.

**પ્રશ્નકર્તા :** દાદા એમ કહે છે કે 'તારે આજ્ઞા પાળવાની વાત નથી આમાં. તું નિશ્ચય કર કે આજ્ઞામાં તારે રહેવું છે બસ, બીજું બધું મારા પર છોડી દે.' એમ આપ કહો છો ને ?

**દાદાશ્રી :** આજ્ઞા પાળવાની જ છે ફક્ત. આજ્ઞા પ્રમાણે થયું કે ના થયું એ આપણે જોવાનું નથી. બસ, એમાં પાળવી છે એવું નક્કી કરે, બસ.

**પ્રશ્નકર્તા :** એટલે જે નિશ્ચય કરવાની જે વાત છે, એમાં આપણે કહીએ છીએ કે તારે કરવું કંઈ નથી. પછી પાછું એમ કહીએ છે કે નિશ્ચય કર.

**દાદાશ્રી :** એ તો શબ્દો છે ને, શબ્દો એવી રીતે ખાલી. ડ્રામેટિક શબ્દો, એમાં કંઈ કર્તાભાવ ના હોય.

**પ્રશ્નકર્તા :** હા, એટલે એ તો ભાષા પૂરતી વાત થઈ. પણ આ જે નિશ્ચય જે છે, એ નિશ્ચય કોણ કરે છે ?

**દાદાશ્રી :** એ જ પોતાને થયો છે, તે આ પ્રજ્ઞાશક્તિ છે ને, એ જ નિશ્ચય કરે છે. બસ !

**પ્રશ્નકર્તા :** પણ એમાં જ્યારે જ્ઞાન નહોતું ત્યારે અહંકાર નિશ્ચય કરતો હતો, ત્યારે પ્રજ્ઞા નહોતી કરતી.

**દાદાશ્રી :** બરોબર છે. એ અહંકાર નહીં પણ અજ્ઞા કરતી હતી. હવે પ્રજ્ઞા કરે છે. અજ્ઞાનીને બધાં નિશ્ચય અજ્ઞા કરે અને આ જ્ઞાન પ્રાપ્ત થયું, એને પ્રજ્ઞા કરે. અજ્ઞા અને પ્રજ્ઞા બે શક્તિઓ છે. અજ્ઞા છે તે રોંગ બિલિફ છે અને પ્રજ્ઞા એ રાઈટ બિલિફ છે.

**પ્રશ્નકર્તા :** એ નિશ્ચય કરે છે એ કહેવું એના કરતાં નિશ્ચય રાખવો એમ કહેવું ?

**દાદાશ્રી :** કરવો કે રાખવો જે શબ્દ કરે, જેનાથી આપણું ધારેલું સિદ્ધ થાય એ કરવું. શબ્દો ગમે તે બોલોને, કરો કે રાખવો એનો કંઈ સવાલ નથી.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા નિશ્ચય કરે છે કે કરાવડાવે છે ?

**દાદાશ્રી :** એ નિશ્ચય કરે છે, કરાવડાવે, બધું એમાં એકમાં જ આવે. એટલે એ કંઈ જુદા જુદા હોતાં નથી.

**પ્રશ્નકર્તા :** તો એમે ય પણ કહેવાય ને કે નિશ્ચય કરાવે છે, નિશ્ચય રખાવે છે.

**દાદાશ્રી :** હા, કહેવાય. બધુંય ભેગું એનું એ જ છે. એને એકની એક વસ્તુ ને, આમાં ચૂંથારો કરીએ એટલે પોસ્ટમોર્ટમ થાય, અમથું બગડી જાય. આપણે જે કહેવા માંગીએ છીએ ને, એ આશય ઊડી જાય. આમાં ચૂંથારામાં નહીં પડવું. સીધી-સાદી વાત સમજી લેવી. ભઈ, આ પ્રજ્ઞા કરે છે ને આ અજ્ઞા કરે છે, બસ. એમાં પાછી બુદ્ધિ છે તે જાત જાતના વેશ દેખાડે.

## પ્રજ્ઞામાં કઈ રીતે રહેવું તન્મય ?

**પ્રશ્નકર્તા :** ભરોસાવાળી ને ભરોસા વગરની મૂડી છે એવું ધ્યાન રાખનાર કોણ ?

**દાદાશ્રી :** બધું પ્રજ્ઞાશક્તિનું જ કામ છે આ. પણ જ્યારે પ્રજ્ઞાશક્તિ એનું કામ ના લે, ત્યારે પેલો 'ડિસ્ચાર્જ' અહંકાર બધો કામ કર્યા કરે. તે

એમ કરતો હોય તેને આપણે જોવાનું, શેમાં તન્મયાકાર થયેલો એ ! આમાં પ્રજ્ઞામાં તન્મયાકાર રહેવો જોઈએ, તેને બદલે પેલામાં તન્મયાકાર, સ્લીપ થઈ જાય. એ જાગૃતિ હોય તો પ્રજ્ઞામાં રહે. પેલામાં જાય એટલે અજાગૃતિ રહે.

**પ્રશ્નકર્તા :** આપે જે જ્ઞાન આપ્યું એટલે એને જાગૃતિમાં તો રહેવું હોય છે.

**દાદાશ્રી :** ઈચ્છા તો હોય એની પણ રહે નહીં. એ ટેવ પડેલીને ! પેલી ટેવ પડેલી એટલે એ બાજુ થઈ જાય પછી. પણ જેનો સ્ટ્રોંગ ભાવ છે, એ તો ગયેલો હોય તોય પાછો બોલાવે કે એય નથી જવાનું. ખબર તો પડેને પોતાને ?

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞામાં તન્મયાકાર રહેવાનું કહ્યું તો જરા બરાબર ખુલાસો કરીને સમજાવો.

**દાદાશ્રી :** સિન્સીયર રહેવું. સિન્સીયર કોને છે ? હવે આપણે જો મોક્ષે જવું હોય તો પ્રજ્ઞાને સિન્સિયર રહો. અને જો લટાકા-પટાકા ચાખવા હોય તો આમાં જાવ થોડીવાર. અત્યારે કર્મના ઉદય લઈ જાય એ વાત જુદી છે. કર્મનો ઉદય ઢસેડી જાય તોય આપણે આ બાજુનું રાખવું. નદી આ બાજુ ખેંચે ને આપણે છે તે કિનારે જવાનું જોર રાખવું. ના રાખવું જોઈએ કે એ ખેંચે તેમ ખેંચાઈ જવું ?

**પ્રશ્નકર્તા :** એટલે એનો નિશ્ચય જો પાકો હોય તો સિન્સિયર રહે ને ?

**દાદાશ્રી :** પાકો હોય તો જ રહેવાય ને ! નહીં તો તો પછી નિશ્ચય જ નથી, તેને શું પછી ? નદી એ બાજુ ખેંચે તે બાજુ જાય, કિનારો તો ક્યાંય રહી ગયો ! અને આપણે તો કિનારા તરફ ખેંચવું જોઈએ. નદી આમ ખેંચે. આપણે બાથોડિયા આમના મારવાં જોઈએ. થોડું ઘણું જે ખસ્યું એ ખરું. ત્યારે હોરુ તો મહીં જમીનમાં આવી જાય !

એટલે આ વિજ્ઞાનથી મોક્ષમાં એને ચેતવનારી પ્રજ્ઞાશક્તિ ઉત્પન્ન થઈ જાય છે. પછી એણે પોતે પોઝીટીવ રહેવું જોઈએ. નેગેટીવસેન્સ નહીં

રાખવી જોઈએ. પોઝીટીવ એટલે આપણી ખુશી હોવી જોઈએ એમાં અને પોઝીટીવસેન્સ રાખે છે બધાં અને આ સંસારની કોઈ અડચણ ના અડવા દે પાછી. જો એ પોતે બરોબર રહે ને તો સંસારની અડચણ ના અડવા દે એવી ગોઠવણી થઈ જાય છે અંદર. કારણ કે આત્મા પ્રાપ્ત ન્હોતો થયો એટલે ભગવાન પ્રાપ્ત ન્હોતા થયા તોય ચાલતો હતો સંસાર, તો પ્રાપ્ત થયા પછી એ બગડી જાય ? ત્યારે કહે, ના બગડે.

## પ્રજ્ઞા ચેતવે કયા ભાગને ?

**પ્રશ્નકર્તા :** પછી આ પ્રજ્ઞા જે છે તે પ્રતિષ્ઠિત આત્માને ચેતવે છે ?

**દાદાશ્રી :** હા, તે પ્રતિષ્ઠિત આત્મામાં અહંકાર ભાગને ચેતવે છે. હા, એ જેને છૂટવું છે એ ભાગને. બંધાવાનો અહંકાર અને છૂટવાનો અહંકાર. તે છૂટવાના અહંકારને ચેતવે છે.

**પ્રશ્નકર્તા :** એટલે મૂળ ચંદુભાઈને જ ચેતવે છેને, એવું થયુંને ?

**દાદાશ્રી :** ના, અહંકારને. ચંદુભાઈ નામનો જે માલિક છે, અહંકાર. એ અહંકાર બે પ્રકારનાં. એક જે અહંકારે આ ઊભું કર્યું અને એ અહંકાર ગયો. જે છૂટવા પાછો ફરે છે તે અહંકાર છે.....

**પ્રશ્નકર્તા :** તેને ચેતવે છે.

**દાદાશ્રી :** હા. એટલે છૂટવા ફરે છે, તેને હેલ્પ થઈ ગઈ. બાકી છૂટવા ફરે એવો અહંકાર દરેકનામાં હોય તો ખરો જ પણ એને જ્યાં સુધી પેલી પ્રજ્ઞા ઊભી ના થાય ત્યાં સુધી કોણ કહે ? એટલે ગૂંચવાડામાં રહે.

## ભૂલની સામે પ્રતિભાવ કોનો ?

**પ્રશ્નકર્તા :** આપણે કંઈ ભૂલ કરીએ તો અંદર મહીં પ્રજ્ઞા ચેતવે. હવે ત્યાં આગળ જે ભૂલ કરીએ તેનો જે પ્રતિભાવ મહીં ઉભો થાય છે કે આવું ના થવું જોઈએ, તો એ કોણ બતાડે છે ? એ ય પ્રજ્ઞા કરે છે ? એ પ્રતિભાવ જે બતાડે છે તે અને પ્રજ્ઞા બન્ને જોડે જોડે હોય ?

**દાદાશ્રી :** પ્રકાશ પ્રજ્ઞાનો, એ પ્રકાશની અંદર ચિત્તવૃત્તિ શુદ્ધ થયેલીને તે વૃત્તિ કરે એવું. પણ પ્રકાશ પ્રજ્ઞાનો, એટલે પ્રજ્ઞા કરે છે એમ કહેવાય. બધા દોષ દેખાડે.

**પ્રશ્નકર્તા :** પણ જે ભૂલ થાય એની સામે પ્રજ્ઞાનો જે હાવભાવ કે આમ થવું ના જોઈએ એવો, એવો જે પ્રતિભાવ થાય, એ બેઉ જોડે જ હોય ?

**દાદાશ્રી :** એ પ્રતિભાવ નહીં કહેવાતો.

**પ્રશ્નકર્તા :** આવું થવું ના જોઈએ, એ પ્રતિભાવ નહીં ? આપણાથી કંઈ ખરાબ ભાવ થઈ ગયો હોય તેની સામે આ ઊભું થાય છે ને ?

**દાદાશ્રી :** એ આત્મભાવ છે કે આવું ન થવું જોઈએ. અને આ થાય છે એ દેહાધ્યાસભાવ છે. બન્નેના ભાવ જુદા ને ! પેલો સ્વભાવ ભાવ છે, આ વિભાવ ભાવ છે.

**પ્રશ્નકર્તા :** તો પ્રજ્ઞાશક્તિ એ જ વિશેષભાવ ?

**દાદાશ્રી :** ના. ક્રોધ-માન-માયા-લોભ એ વિશેષભાવ કહેવાય. હું-અહંકાર ને એ બધું વિશેષભાવ કહેવાય.

**પ્રશ્નકર્તા :** આત્મધર્મનો કંઈ પુરુષાર્થ કરે એ ક્રિયા કોની ?

**દાદાશ્રી :** તે બધી પ્રજ્ઞાશક્તિ. પ્રજ્ઞાશક્તિ ક્યાં સુધી રહે છે કે આપણે આ જ્ઞાન મળે તેથી આત્મા થયા, પણ હજુ આત્મા શ્રદ્ધામાં, પ્રતીતિમાં, દર્શનમાં છે પણ જ્ઞાનમાં નથી આવ્યો, આ ચારિત્રમાં નથી આવેલો, ત્યાં સુધી પ્રજ્ઞાશક્તિ કામ કર્યા કરે.

## પ્રજ્ઞાના પરિણામો ભોગવે કોણ ?

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞાથી કંઈ કામ થાય, પ્રજ્ઞાશક્તિ કામ કરે તો પણ એના જે પરિણામ પામે, એ પરિણામ કોણ ભોગવે છે ?

**દાદાશ્રી :** ભોગવવાનું શેનું ? પ્રજ્ઞાશક્તિની જે કરેલી વસ્તુ એમાં ભોગવવાનું હોતું નથી. આનંદ જ થાય છે અને આનંદ પોતાનો સ્વભાવ

છે, એ જેને આનંદ નહોતો તે ભોગવે છે.

**પ્રશ્નકર્તા :** એ આનંદ એ ભોગવે છે કોણ ? રિલેટિવ ભોગવે છે કે રિયલ ભોગવે છે ?

**દાદાશ્રી :** ના, ના. રિલેટિવ જ ભોગવે છે ને ! રિયલ તો આનંદમાં જ છેને ! જેને ખૂટતી જરૂર હતી તે ભોગવે છે અને તમે પોતે જ કહો ને, તમે પહેલાં આ હતા, હવે તમારો છે તે અહંકાર ભોગવી રહ્યો છે. અને તમે છે તે હવે શુદ્ધાત્મા થયા એટલે પ્રજ્ઞા સ્વરૂપમાં આવી ગયા. અહંકાર ભોગવી રહ્યો છે. એટલે એને વિષાદ જે થતો હતો, એની જે ખોટ હતી, તે આ આનંદ ભોગવવાથી નીકળી જાય બધી, પ્લસ-માઈનસ થઈ જાય.

## જુદાં બે, વેદક ને જ્ઞાયક !

**પ્રશ્નકર્તા :** વેદનીય કર્મના ઉદય વખતે વેદના વેદે છે કોણ અને તે જ વખતે વેદના થાય છે તે જાણે છે કોણ ?

**દાદાશ્રી :** વેદે છે અહંકાર ને પ્રજ્ઞા જાણે છે. પ્રજ્ઞા છે તે વેદકને પણ જાણે અને આ વેદક છે તે વેદના વેદે છે. વેદક એટલે અહંકાર કહો. અહંકારમાં બધું આવી ગયું.

અહંકાર માને છે કે આ દુઃખ મને જ પડે છે. એટલે એ વેદે છે. તેથી એ વેદક કહેવાય. અને પ્રજ્ઞાશક્તિ જાણે છે એમાં. હવે ઘણાં ખરાં આપણા મહાત્માઓને પ્રજ્ઞાશક્તિ રહી જાય છે અને વેદકભાવમાં આવી જાય છે, તે દુઃખ વધે બીજું કશું એમને નુકસાન નહીં. પોતે તન્મયાકાર થાય તો દુઃખ વધે.

હું અહીં આગળ બધાં છોકરાંઓને પ્રસાદ આપું છું. તે પ્રેમથી પ્રસાદ આપો, તેને દુઃખ લાગતું નથી અને સહેજ જ છે તે મોઢું બગાડીને આપો તો એને અસર થાય છે. એનું કારણ કે એમાં અહંકાર ભળેલો છે. પેલા પ્રેમમાં ખાનારનેય અહંકાર નથી ભળેલો અને આપનારને ય અહંકાર નથી ભળેલો. અહંકારની અસ્તિ જ નથી ત્યાં આગળ, એટલે સારું લાગે છે.

એટલે આમાં આપણે જો ભળીએ વેદકમાં, તો બહુ દુઃખ થાય એટલે જો જ્ઞાયક રહેવાય તો દુઃખ બિલકુલ ઓછું થઈ જાય. જેમ પેલું પ્રેમથી આપવાનું ને, એના જેવું થાય જાણવામાં રહે તો !

## પ્રજ્ઞા પરિષહ

**પ્રશ્નકર્તા :** જ્ઞાનનો અંશ પ્રાપ્ત થાય તો વાણીનો ઊઘાડ થાય ખરો ?

**દાદાશ્રી :** હા, થાય. વાણીનો ઉદય જાગે. અને એ ઉદય જાગ્યા પછી બોલવા ના દે ને ત્યારે પ્રજ્ઞા પરિષહ ઉત્પન્ન થાય. તે સમભાવે વેદવો પડશે. આ વાણીનો ઉદય એની મેળે જ ઉત્પન્ન થાય. એ વાણી પછી જ્ઞાનવાણી નીકળશે. એટલે સામાને સમજણ પાડશે, એવી વાણી નીકળશે. પણ તમે સમજણ પાડો એ પેલો સાંભળતો ના હોય તો તમને પ્રજ્ઞા પરિષહ ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** એવું બને ખરું કે ઈચ્છા તો થાય બોલવાની, કોઈને સમજાવવાની પણ હું વાણી દ્વારા પ્રગટ ના કરી શકું.

**દાદાશ્રી :** હા, બની શકે. વાણી દ્વારા પ્રગટ થવું એ તો બહુ મોટી વસ્તુ છે. એ તો બહુ દહાડા તમે સાંભળ સાંભળ કરશો, ત્યારે એ શ્રુતજ્ઞાન પ્રગમશે. અને પછી એ મતિજ્ઞાન રૂપે થશે. પછી વાણી રૂપે બોલાય. એટલે બહુ દહાડા સાંભળ સાંભળ કરવાનું છે. પછી મહીં એનું દહીં જામે કરે, ત્યાર પછી માખણ નીકળે, પછી એનું ઘી થાય એવું છે બધું વિગતવાર.

અને કો'કની ભૂલ હોય તે ય કહેવું હોયને, પોતાનું જ્ઞાન કહેવું હોય ને તો કહેવાનો અવસર ના મળે, તોય છે તે મહીં પરિષહ ઉત્પન્ન થાય. ક્યારે બોલું, ક્યારે કહું, ક્યારે કહું, એ પ્રજ્ઞા પરિષહ.

ભગવાને પરિષહ કહ્યા, તેમાં પ્રજ્ઞાને પણ પરિષહ કહ્યો. ક્રમિક માર્ગમાં પ્રજ્ઞા પરિષહ ઉત્પન્ન થયા પછી સમકિત થાય. ખરું સમકિત ત્યાર પછી ત્યાં થાય. આપણે અહીં આગળ જ્ઞાન મળ્યા પછી બધું આ નીકળ્યા કરે ખીચડી ચડ્યા કરે.

તમે ઉપાશ્રયમાં જઈને વાત કરો તો તમારી કોઈ સાંભળે નહીં ને ? તમે સાવ તદ્દન સાચી વાત કહેવા જાવ તો એ ના સાંભળે. એટલે તો તમને પ્રજ્ઞા પરિષહ ઉત્પન્ન થાય. મારી ખરી વાત કહું છું પણ સાંભળતા જ નથી, એવી અકળામણ થાય એને પરિષહ કહ્યો છે. એ પરિષહ સમભાવે નિકાલ કર્યા પછી પ્રજ્ઞા મજબૂત થઈ જાય.

## શ્રદ્ધા-પ્રજ્ઞાની ઝીણી સમજ !

**પ્રશ્નકર્તા :** શ્રદ્ધા, પ્રજ્ઞા, દ્રષ્ટા અને ચેતન, આ વિષે કહો કાંઈક.

**દાદાશ્રી :** દ્રષ્ટા અને ચેતન એક જ છે. શ્રદ્ધા બે પ્રકારની. સંસાર વ્યવહારમાં જે શ્રદ્ધાઓ રાખવામાં આવે છેને તે બધી મિથ્યાત્વ શ્રદ્ધા છે. અને આ બાજુ આવ્યો એ સમ્યક્ત્વ શ્રદ્ધા, જેને પ્રતીતિ કહેવામાં આવે છે. તે ચેતનનો ભાગ છે. અને પ્રજ્ઞા પણ ચેતનનો ભાગ છે પણ પ્રજ્ઞા જુદો શ્રદ્ધા, પ્રતીતિ ભાગ છે અને પછી પાછો એક થઈ જાય છે, જ્યારે આ શ્રદ્ધા, પ્રતીતિ તો કાયમ જુદાં જ રહેવાના. ગુણે કરીને જુદા અને સ્વભાવે કરી એક.

**પ્રશ્નકર્તા :** એને માટે ત્રણ અંગ્રેજી શબ્દો વાપર્યા. Faith - શ્રદ્ધા, Reason - પ્રજ્ઞા અને Conciousness એ ચેતન.

**દાદાશ્રી :** એવું છેને, અર્થ તે કોનું નામ કહેવાય કે સમતોલ હોય એનું નામ અર્થ કહેવાય. એટલે આ દસ રતલ આ બાજુ તે આ બાજુ દસ રતલ હોવા જોઈએ. જ્યારે આ બાજુ દસ રતલ છે શ્રદ્ધા, પ્રજ્ઞા અને ચેતન, તો આ બાજુ દોઢ રતલ છે ત્રણેવ.

**પ્રશ્નકર્તા :** એટલે ઈમ્બેલેન્સ(અસંતુલન) થયું.

**દાદાશ્રી :** એટલે આ સ્થૂળ છે વસ્તુ, દોઢ રતલ એટલે. પેલું યથાર્થ વસ્તુ છે. એટલે આ દોઢ રતલ ને પેલું દસ રતલ હોય.

**પ્રશ્નકર્તા :** પણ તમે શું કીધું, ચેતના જે છે એના જ બે ભાગ - શ્રદ્ધા અને પ્રજ્ઞા.

**દાદાશ્રી :** નહીં. શ્રદ્ધા તો મૂળ એનો સ્વભાવ જ છે. જ્યારે એ પ્રતીતિમાં આવે છે ત્યારે શ્રદ્ધારૂપે હોય છે અને પ્રજ્ઞા જુદી પડે છે. અને પ્રજ્ઞા પોતાનું કાર્ય કરી અને પછી એકાકાર થઈ જાય. 'અજ્ઞા'ને નાશ કરવા માટે પ્રજ્ઞા છે. અજ્ઞાને નાશ કરવાનો ગુણ પ્રજ્ઞામાં છે પણ જુદી પડીને 'અજ્ઞા'નો નાશ કરીને પછી એ તરત આત્મામાં એક થઈ જાય છે. એટલે પ્રજ્ઞા તો પોતે આત્મા જ છે પણ જુદી પડી જાય છે માટે પ્રજ્ઞા કહ્યું.

**પ્રશ્નકર્તા :** તો એમાં બેઝ થયો શ્રદ્ધા. પ્રતીતિ જે તમે કહો છો તે.

**દાદાશ્રી :** પ્રતિતી એ બેઝ, હા. એટલે આ જગતની પ્રતીતિ અવળી બેઠી કે સવળી બેઠી છે, એના ઉપરથી ચાલ્યું. અવળી બેઠેલી પ્રતીતિ આ સંસારમાં ભટક્યા જ કરે અને સવળી બેઠી એટલે મોક્ષે લઈ જાય. બેસાડનાર નિમિત્તની જરૂર છે.

## સંબંધ, સૂઝ અને પ્રજ્ઞા તણો !

**પ્રશ્નકર્તા :** તો આ કુદરતી જે સૂઝ છે, એને પ્રજ્ઞા જોડે શું સંબંધ છે ?

**દાદાશ્રી :** એ સૂઝ છે તે જ પ્રજ્ઞા ભણી લઈ જાય છે. હા, એ સૂઝ જ કામ કરે છે. આમાં કુદરતી રીતે કામ કરતું હોય તો એક સૂઝ, અજ્ઞાન દશામાં સૂઝ જ કામ કરે છે.

**પ્રશ્નકર્તા :** એ પ્રજ્ઞાનો ભાગ નહીં ?

**દાદાશ્રી :** ના, સૂઝ એ ખુલ્લા આવરણો કહેવાય છે.

**પ્રશ્નકર્તા :** પણ એ પ્રજ્ઞા તરફ લઈ જાય ?

**દાદાશ્રી :** એ બાજુ જ પરમેનન્ટ તરફ લઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** પણ પેલું ભાવ જે છે. એ ભાવ ક્યાં આવ્યું તો આમાં ?

**દાદાશ્રી :** એ ભાવ જે કરે છે ને, તે જ સૂઝ(સમજણ)માંથી પછી થાય છે. અહંકાર જુદી વસ્તુ છે. પણ જે સમજણ છે તે સમજણ વધતી

વધતી વધતી વધતી પ્રજ્ઞા સુધી જાય છે. અને પ્રજ્ઞા ઉત્પન્ન થઈ એટલે એ આત્મામાં જ ભેગી થઈ જાય. પણ સૂઝ સમજણનો ભાગ છેને, તે સમજણ પ્રમાણે જ્ઞાન પ્રમાણે ભાવ કરે છે એ.

## એ છે દર્શન, નહિ સૂઝ !

**પ્રશ્નકર્તા :** સૂઝને પ્રજ્ઞા કહેવાય ?

**દાદાશ્રી :** ના. પ્રજ્ઞા એ જ્ઞાન છે અને આ સૂઝ તો દર્શન. અને અજ્ઞા એ બુદ્ધિ કહેવાય. એટલે દેખાય અમને તો. આગળ-પાછળનું એ, પાછળ શું થઈ રહ્યું છે તે ય દેખાય. એટલે પેલો કહેશે, હું પાછળ ઊભો છું. મેં હાથ ઊંચો કર્યો કે નહીં ? તે ના દેખાય. સ્થૂળ ના દેખાય. સૂક્ષ્મ દેખાય. જે સૂક્ષ્મ વિભાગ છે ને એ બધું દેખાય. સમજને લીધે એ દેખાય. સ્થૂળ તો કેવળજ્ઞાન સંપૂર્ણ થાય ત્યારે બધું દેખાય.

મેં તો જોયું ને નળિયું-તળિયું બધું, નીચે હઉ જોયું કે આ નીચે કેવું છે ? ઉપર કેવું છે ? પરસ્પેક્ટિવ કેવું છે ? બધી બાજુ જોઈ લીધું એટલે જડી ગયું કે આ વાત આમ છે, આ તો. પરસ્પેક્ટિવ વ્યુ બહુ ઓછા માણસ જોઈ શકે. આમ સામા ઊભા રહેવું ને પરસ્પેક્ટિવ વ્યુ જોવું, બે સાથે ન બની શકે. એ અમને આવડે.

**પ્રશ્નકર્તા :** દાદા, એને સૂઝ કહેવાય ?

**દાદાશ્રી :** નહીં. એ દર્શન છે. સૂઝ તો દરેક માણસને હોય. સૂઝ તો સહુ સહુના ગજા પ્રમાણે. દર્શન ફેલાયેલુંને, વિસ્તાર પામેલું એ દર્શન. એની વાત જ જુદીને ! હંઅ, આટલાં બધાં કડવા અનુભવોમાં પણ તે આનંદમાં રાખે, તેની વાત જ જુદીને !

**પ્રશ્નકર્તા :** ટેપરેકર્ડ બોલે છે ને હું સાંભળું છું. પછી આ ટેપરેકર્ડ છે ને હું જોઉં છું એ જોનારો ભાગ પ્રજ્ઞા ભાગ છે ?

**દાદાશ્રી :** એ પ્રજ્ઞા ભાગ છે.

**પ્રશ્નકર્તા :** એટલે તમે કહો છો ને કે જોઈને બોલું છું.

**દાદાશ્રી :** જોઈને બોલું છું. પહેલાં જે અજ્ઞાસ્થિતિ હતી, તે આ પ્રજ્ઞાસ્થિતિ થઈ. આ અક્રમ વિજ્ઞાન શેનાથી જોયેલું છે ? પ્રજ્ઞાશક્તિથી. સંસારમાં બુદ્ધિથી જોયેલું જ્ઞાન કામનું, પણ આપણે 'અહીં' તો નિર્મળ જ્ઞાન જોઈશે.

## અજ્ઞા એ જ અજ્ઞાન ?

**પ્રશ્નકર્તા :** અજ્ઞા એટલે અજ્ઞાન, એમ નહીં ? અમે અજ્ઞાન એમ અર્થ કાઢીએ. પણ અજ્ઞા એટલે કોણ ? એટલે અજ્ઞાની શરૂઆત ક્યાંથી થઈ ? ઠેઠ પ્રજ્ઞાની શરૂઆત સુધીની બાઉન્ડ્રી બુદ્ધિની છે. એ બધી અજ્ઞા જ ગણાય છે. તો અજ્ઞા એ બુદ્ધિની નીચેનું સ્થર કે બુદ્ધિની સાથેનું સ્થર ?

**દાદાશ્રી :** અજ્ઞા તો, બુદ્ધિની શરૂઆતથી અજ્ઞા કહેવાય. તે બુદ્ધિ જેમ વધતી જાય તેમ અજ્ઞા વધતી જાય.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાન જે છે તે બુદ્ધિની નીચેનું સ્ટેજ કહેવાય ?

**દાદાશ્રી :** અજ્ઞાન એ વસ્તુ જુદી છે અને અજ્ઞા જુદી છે.

**પ્રશ્નકર્તા :** હં, એ જ મારે સમજવું છે. અજ્ઞાન અને અજ્ઞા એ બે વચ્ચે તફાવત સમજવો છે.

**દાદાશ્રી :** અજ્ઞાન તો એક પ્રકારનું જ્ઞાન છે અને અજ્ઞા કોઈ પણ પ્રકારનું જ્ઞાન નથી. ખાલી બુદ્ધિ, એટલે એકે કહ્યું કે આ સાચું તો બીજો કહે કે આ સાચું. મેળ પડવા ના દે. પ્રોફિટ અને લોસ પોતાની દૃષ્ટિએ હોય. બેઉની દૃષ્ટિ જુદી હોય પ્રોફિટમાં, દરેકમાં. અજ્ઞા હંમેશાં પ્રોફિટ અને લોસ જ જુએ. એનો ધંધો જ એ અને અજ્ઞાન એવું નથી.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનમાં એક પ્રકારનું જ્ઞાન છે, એ સમજાવો.

**દાદાશ્રી :** અજ્ઞાન એટલે સંસારી જ્ઞાન બધું જ જાણવું તે, એનું નામ અજ્ઞાન. અને આત્માની બાબત મહીં જાણવી, એનું નામ જ્ઞાન. તે અજ્ઞાનને પ્રાપ્ત કરવા માટે અજ્ઞા ઊભી થઈ અને જ્ઞાનને પ્રાપ્ત કરવા માટે પ્રજ્ઞા ઊભી થઈ.

**પ્રશ્નકર્તા :** હા, અજ્ઞાન એટલે સાચું-ખોટું પણ જ્ઞાન ખરું ?

**દાદાશ્રી :** ના, અજ્ઞાન એટલે એક પ્રકારનું જ્ઞાન, પણ વિશેષજ્ઞાન છે. ખોટું નથી. એ વિશેષ જ્ઞાન છે આત્માનું. આત્માનું જે જ્ઞાન છે, એના ઉપરનું આ વિશેષ જ્ઞાન છે. વિશેષજ્ઞાન છે પણ દુઃખદાયી છે, એનાં જેવું સુખદાયી નથી. એટલે એને અજ્ઞાન કહ્યું.

વિશેષ એટલે આત્માનું વિશેષજ્ઞાન ઉત્પન્ન થાય છે, પણ એ રિલેટિવ હોવાથી વિનાશી છે. એટલે આપણને એ કામનું નહીં. આપણે તો મૂળ અવિનાશી સુખના ભોક્તા. સનાતન સુખના ભોક્તા આપણે. સનાતન મૂકીને આમ કંઈ રખડે, તેને કાલે ઠેકાણું ના હોય. આજ પાછો માણસમાં હોય. કાલે ચાર પગ થઈને પાછાં આડા થાવ છો ! આ તે કંઈ આબરૂ કહેવાતી હશે ? પણ એટલું સારું છે કે ખબર નહીં પડતી. ખબર પડતી હોય તો અહીં રોફ મારવાનું બંધ થઈ જાય, ઢીલોઢસ થઈ જાય.

## પ્રજ્ઞા નથી રિયલ કે રિલેટિવ !

**પ્રશ્નકર્તા :** રિયલ અને રિલેટિવ, આ જુદું કોણ પાડે છે ?

**દાદાશ્રી :** બધું વિનાશી તો ઓળખાયને આપણને ! મન-વચન-કાયાથી જે આ બધું આંખે દેખાય છે, કાને સંભળાય છે એ બધું જ રિલેટિવ છે. અને રિયલ એટલે અવિનાશી. મહીં પ્રજ્ઞાશક્તિ છે. એ બેઉ જુદાં પાડે. રિલેટિવનું ય જુદું પાડે ને રિયલનું જુદું પાડે.

**પ્રશ્નકર્તા :** તો રિયલ, રિલેટિવ ને પ્રજ્ઞા, આ ત્રણ વસ્તુ છે એવું થયું, દાદા ? પ્રજ્ઞા રિયલથી જુદી વસ્તુ છે ?

**દાદાશ્રી :** એ પ્રજ્ઞા રિયલની જ શક્તિ છે પણ બહાર પડેલી શક્તિ છે. એ જ્યારે રિલેટિવ ના હોય ત્યારે આત્મામાં એકાકાર થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા રિલેટિવ છે કે રિયલ છે ?

**દાદાશ્રી :** 'રિલેટિવ રિયલ' છે. જ્યારે એનું કામ પૂરું થઈ જાય છે એટલે મૂળ જગ્યાએ બેસી જાય છે, પાછી આત્મામાં ભળી જાય છે.

પ્રજ્ઞા એ 'રિલેટિવ રિયલ' છે. રિયલ હોય તો અવિનાશી કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ 'રિલેટિવ રિયલ' પછી 'રિયલ' થઈ જાય ત્યારે 'રિલેટિવ' હોય નહીંને ?

**દાદાશ્રી :** રિયલમાં રિલેટિવ ના હોય. રિલેટિવ માત્ર વિનાશી હોય. એટલે આ પ્રજ્ઞા વિનાશી ખરી પણ રિયલ. એટલે પાછી પોતાના સ્વભાવમાં બેસી જાય છે. પોતે સંપૂર્ણ નાશ ના થાય.

**પ્રશ્નકર્તા :** રિલેટિવ ભાગ ઉપર પ્રજ્ઞાનો કંટ્રોલ છે ?

**દાદાશ્રી :** કોઈનોય કંટ્રોલ ના હોય. ઊલટો કંટ્રોલ રિલેટિવનો રિયલ ઉપર હતો. તે બૂમ પાડતા કે 'અમે બંધાયા છીએ, અમે બંધાયા છીએ, મુક્ત કરો, મુક્ત કરો.' તે જ્ઞાની પુરુષ મુક્ત કરે ત્યારે હાશ અનુભવે કે હાશ, હવે છૂટા થયા, કહે છે.

## ભેદ, ભેદજ્ઞાન ને પ્રજ્ઞા તણાં !

**પ્રશ્નકર્તા :** વારેઘડીએ જે અંદર ભેદ પાડ્યા કરે છે એ ભેદજ્ઞાન અને પ્રજ્ઞા, એ બેનો શો સંબંધ છે ?

**દાદાશ્રી :** જ્ઞાની પુરુષ ભેદ કરી આપે. એટલે પછી પ્રજ્ઞા ઊભી થાય. ત્યાં સુધી પ્રજ્ઞા ઊભી ના થાય. અને ભેદ ના કરે ત્યાં સુધી અજ્ઞા તો હોય જ.

**પ્રશ્નકર્તા :** એ પ્રજ્ઞા અને ભેદજ્ઞાનમાં શો ફેર છે ?

**દાદાશ્રી :** ભેદજ્ઞાન થાય તો જ પ્રજ્ઞા ઊભી થાય. પ્રજ્ઞા એ લાઈટ છે અને આ ભેદજ્ઞાનેય લાઈટ છે. તે એ લાઈટ તો બેને જુદું પાડવા પૂરતું જ છે.

**પ્રશ્નકર્તા :** અને પ્રજ્ઞાનું પરમેનન્ટ લાઈટ ?

**દાદાશ્રી :** અને આ પ્રજ્ઞાનું લાઈટ ટેમ્પરરી-પરમેનન્ટ છે. એ એની મેળે ફૂલ લાઈટ આપે ચોગરદમનું, મોક્ષે લઈ જાય ત્યાં સુધી. છોડે નહીં,

જો ઉત્પન્ન થઈ ગયું તો.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞાનું જોર લાવવું હોય તો શું કરવું ?

**દાદાશ્રી :** આ પાંચ આજ્ઞા પાળે એટલે પ્રજ્ઞા ઊભી થઈ જાય. બીજું કશું નહીં. તમને આજ્ઞામાં રહેવાનું જે થાય છે આકર્ષણ, એ તમે પૂછો કે કોને લઈને થાય છે ? તે પ્રજ્ઞા કરે છે એ. પ્રકાશ દે, એનું નામ પ્રજ્ઞા પાડ્યું.

## 'એમ' કરે તો બુદ્ધિ મરી જાય !

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું અને દેહ નથી' એ પણ બુદ્ધિ કહે છેને ?

**દાદાશ્રી :** એ બુદ્ધિ નથી કહેતી આમાં. બુદ્ધિ 'હું શુદ્ધાત્મા' કહેવા જ ના દે. બુદ્ધિ 'હું શુદ્ધાત્મા છું' કહેવા દે તો, એનો પોતાનો નાશ થાય. પોતાનું અસ્તિત્વ ઊડી જાય. એટલે એ પોતે આ પક્ષમાં બેસે જ નહીં કોઈ દહાડોય. મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકારનું સંપૂર્ણ અસ્તિત્વ ઊડી જાય જો 'શુદ્ધાત્મા છું' બોલે તો. એટલે મને ય આવું, કોઈ એક્સેપ્ટ ના કરે (જ્ઞાન મળ્યા પછી) બધાં સમજે ખરાં પણ જ્યારે ડિસ્ચાર્જનો ફોર્સ આવે ત્યારે એ એક્સેપ્ટ ના કરે. આ બુદ્ધિ તો હંમેશા સંસાર પક્ષમાં જ હોય છે, શુદ્ધાત્મા પક્ષમાં હોય નહીં ક્યારેય પણ. વિરોધ પક્ષમાં હોય.

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત આત્મા બોલે છે કે 'હું શુદ્ધાત્મા છું' ?

**દાદાશ્રી :** એ બોલે નહીં. આત્મામાંથી પ્રજ્ઞા છૂટી પડી, તે એ બોલે છે કે 'હું શુદ્ધાત્મા છું' અને પ્રતિષ્ઠિત આત્માને એ જુએ છે કે આ ભમરડો શું કરી રહ્યો છે ! શુદ્ધાત્મા થઈને જુએ છે એ.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા જુએ છે ?

**દાદાશ્રી :** પ્રજ્ઞા જ બધું અત્યારે કામ કરી લેવાની. જ્યાં સુધી મોક્ષે ના જઈએ, જ્યાં સુધી આ સામાન છે ત્યાં સુધી પ્રજ્ઞા. આ સામાન બંધ થયો કે પ્રજ્ઞા મહીં શુદ્ધાત્મામાં ભેગી જ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું' એવું બોલે છે, તે ય પ્રજ્ઞા જુએ છે ?

**દાદાશ્રી :** બોલે છે ટેપરેકર્ડ, પણ ભાવ પ્રજ્ઞાનો છે.

**પ્રશ્નકર્તા :** તો એ સહજ ક્રિયા થઈ પ્રજ્ઞાની ?

**દાદાશ્રી :** પ્રજ્ઞાની બધી ક્રિયાઓ સહજ જ હોય, સ્વભાવિક જ હોય.

## શુદ્ધાત્મા, પ્રતિષ્ઠિત આત્મા ને પ્રજ્ઞા !

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા અને પ્રતિષ્ઠિત આત્મા વચ્ચે પ્રજ્ઞાથી સબંધ ખરો?

**દાદાશ્રી :** બેને સંબંધ ? આપણને પ્રજ્ઞાથી સંબંધ. પેલા લોકોને પ્રજ્ઞા ય ના હોય. એને અજ્ઞાથી સંબંધ.

**પ્રશ્નકર્તા :** આત્માની સાથે અજ્ઞાનથી સંબંધ ખરો ?

**દાદાશ્રી :** આત્માને અજ્ઞાન અડે નહીં ને પ્રકાશને અંધારું શી રીતે અડે ? એ તો આધાર વગરનું કહેવાય અને આ તો પોતાના આધારે ઊભું રહેલું.

**પ્રશ્નકર્તા :** પોતાના એટલે શું ?

**દાદાશ્રી :** એટલે પોતાના ગુણધર્મથી. પુદ્‌ગલ પોતાના ગુણધર્મથી. પ્રતિષ્ઠિત આત્મા એટલે પાવર. પાવરવાળો ખલાસ થઈ જાય અને મૂળ વસ્તુને કશું ન થાય. બસ, બીજું કશું છે નહીં.

**પ્રશ્નકર્તા :** એ મૂળ વસ્તુમાંથી આ પ્રતિષ્ઠિત આત્મા ઊભો થયો ?

**દાદાશ્રી :** હા. પણ એ સંજોગવશાત્.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિને જાણે છે અને પ્રકૃતિના આધારે ચાલે છે, એ કોણ ?

**દાદાશ્રી :** એ અહંકાર, બસ. પ્રકૃતિને જાણે. જ્યારે વિચારવા બેસે ત્યારે બધું જાણે.

આ શાનાથી દોષ થયા એ બધું ય જાણે છે. અમુક જ ભાગ ઓછો હોય છે. બીજું બધું જાણે. નવ્વાણું સુધી જાણી શકે, સો ના જાણે. બુદ્ધિ એટલી બધી કેળવે તો નવ્વાણું સુધી જાણી શકે. પણ તોય છે તે અહંકારથી કામ ના થાય. શુદ્ધ જ જોઈએ.

**પ્રશ્નકર્તા :** પોતાને જાણે છે અને પોતાના આધારે ચાલે છે, એ કોણ છે ?

**દાદાશ્રી :** એ આપણી પ્રજ્ઞાશક્તિ છે. પોતે પોતાના પ્રકાશથી જ જાણી રહી છે. ચાલવાનું એટલે ચાલવાની ભાષામાં નહીં, એ વ્યાપે !

## જ્ઞાયકતા કોની ?

**પ્રશ્નકર્તા :** આત્માના સ્વરૂપની અંદર તો બધી વસ્તુઓ ઝળકે છે ને આમ ? આત્માનું જે સ્વરૂપ છે દર્પણની માફક, દર્પણ કંઈ જોવા માટે બહાર આવતું નથી. પણ દર્પણની અંદર દૃશ્યો બધા ઝળકે છે આમ.

**દાદાશ્રી :** એ ઝળકે છે એ જુદું છે. પણ આ તો જ્ઞાયક ! એટલે આ અત્યારે જ્ઞાયકતા કોની છે ? એ પ્રજ્ઞાશક્તિની છે. હા, કારણ કે પ્રજ્ઞાશક્તિ અત્યારે કાર્યકારી છે. મૂળ આત્મા કાર્યકારી ના હોય. આ સંસાર છે ત્યાં સુધી કાર્યકારી શક્તિ ઊભી થઈ છે, પ્રજ્ઞા. એ પ્રજ્ઞા બધા કાર્યો પૂરાં કરી, આટોપી ને પછી મોક્ષે જાય.

## જુગલ જોડી, જાગૃતિ ને પ્રજ્ઞાની !

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞાશક્તિ અને જાગૃતિમાં કંઈ ફેર ?

**દાદાશ્રી :** પ્રજ્ઞાશક્તિ, આત્માની શક્તિ પ્યૉર છે અને જાગૃતિ એટલે પ્યૉરીટી અને ઈમ્પ્યૉરીટી ભેગી હોય. જાગૃતિ એ પ્યૉર થતી થતી થતી ફૂલ થાય ત્યારે કેવળજ્ઞાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** હવે આપણે મોક્ષની સ્ટીમરમાં બેસી ગયાં અને પછી પ્રજ્ઞા પ્રજ્ઞાશક્તિ ઊડી જાય છે ?

**દાદાશ્રી :** પ્રજ્ઞાશક્તિ પછી ખલાસ થઈ જાય છે. પ્રજ્ઞાશક્તિ આપણને મોક્ષે લઈ જતાં સુધી હેલ્પ કરે.

**પ્રશ્નકર્તા :** મોક્ષમાં પહોંચી ગયા પછી જાગૃતિ કંઈ કામ કરે ખરી ? જાગૃતિ મંદ પડી જાય ?

**દાદાશ્રી :** ના, ના, કશું નહીં, છૂટું થઈ જાય. જાગૃતિ હોય જ નહીં. ત્યાં તો પ્રકાશ પોતે જ હોય પછી.

**પ્રશ્નકર્તા :** એટલે મોક્ષ સુધી જાગૃતિની જરૂર કે પ્રજ્ઞાશક્તિની ?

**દાદાશ્રી :** હા. પ્રજ્ઞાશક્તિ અને જાગૃતિ બેઉ સાથે ચાલે. પ્રજ્ઞાશક્તિ એને વાળ વાળ કરે અને જાગૃતિ એને પકડી લે.

## અજ્ઞાશક્તિનું મૂળ !

**પ્રશ્નકર્તા :** અજ્ઞાશક્તિ એ મૂળ આત્માની કલ્પશક્તિમાંથી ઉત્પન્ન થાય છે. એ કલ્પશક્તિ આત્માનો સ્વભાવ છે ?

**દાદાશ્રી :** ના. અજ્ઞાશક્તિ એ સાયંટિફિકલી ઉત્પન્ન થાય છે. આ છ તત્ત્વો ફર્યા કરે છે, નિરંતર. તેમાં ચેતન અને પુદ્ગલ બે ભેગાં થઈ જાય એટલે અજ્ઞાશક્તિ થઈ જાય. અને બેને છૂટાં પાડીએ અમે, તો જતી રહે, અહંકાર-મમતા બેઉ.

જે પારકાં સંજોગોના દબાણથી અજ્ઞાન થતાં થતાં, અજ્ઞાનપદ ઊભું થઈ ગયું, એવું આ બીજાં દબાણથી (જ્ઞાની પુરુષના નિમિતથી) છે તે જ્ઞાનપદ ઊભું થયું.

## એ ન હોય પ્રજ્ઞા !

**પ્રશ્નકર્તા :** જેટલો સ્વભાવ ઉત્પન્ન થાય એ વિભાગને આપણે પ્રજ્ઞા કહીએ છીએ ?

**દાદાશ્રી :** એ પ્રજ્ઞા વિભાગ નથી. સ્વભાવ ભાવ ઉત્પન્ન થયો, તેને ય જે જાણે છે તે પ્રજ્ઞા છે. કેટલો વિશેષભાવ ઘટ્યો ને કેટલો સ્વભાવભાવ

ઉત્પન્ન થયો, વધ્યો એ બધાને જે જાણે છે એ પ્રજ્ઞા છે. અને તે વખતે આત્મા શું છે એ બધું જ જે જાણે છે તે પ્રજ્ઞા છે.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા પણ આમ વધે-ઘટે ખરીને ?

**દાદાશ્રી :** વધે-ઘટે ને, પ્રજ્ઞા પણ વધ-ઘટ થાય. ગુરુ-લઘુ થાય. કારણ કે છેવટે જ્યારે સ્વભાવભાવ પૂરો થાય છે અને અહમ્ભાવ ખલાસ થઈ જાય છે ત્યારે એ પ્રજ્ઞા પોતે પણ ખલાસ થઈ જાય છે. ત્યાં સુધી આ પ્રજ્ઞા કામ કરે છે.

## દાદાની ખટપટી પ્રજ્ઞા !

**પ્રશ્નકર્તા :** દાદાને પ્રજ્ઞા હોય ? દાદાને, આપને વિશે ?

**દાદાશ્રી :** બધાને, પ્રજ્ઞા વગર તો હોય જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** દાદા જે સત્સંગ કરે છે, આ બધો જે વ્યવહાર ચાલે છે, તે પ્રજ્ઞાથી હોય ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** પણ પ્રજ્ઞા તો અમારા માટે છે, આપને માટે તો નહીંને ?

**દાદાશ્રી :** ખરું ને ! મારામાંય પ્રજ્ઞા ખરીને ! પ્રજ્ઞા ક્યારે બંધ થાય કે કેવળજ્ઞાન થાય ત્યારે એ પોતે આત્મામાં ભળી જાય.

**પ્રશ્નકર્તા :** એ એકરૂપ થઈ જાય.

**દાદાશ્રી :** એકરૂપ થઈ જાય. ત્યાં સુધી જુદી ને જુદી રહે, નહિ તો મારી ખટપટ ક્યાંથી હોય ? આમ 'આવો, તમને જ્ઞાન આપીએ છીએ,' એ બધી ખટપટ ના કહેવાય ? એ ખટપટ પ્રજ્ઞાને લીધે છે.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા ખટપટ કરાવડાવે.

**દાદાશ્રી :** હં અને જેને પ્રજ્ઞા નથી, એ ખટપટ ના કરે. તમારું અહિત થવાનું હોયને, તમે દર્શન કરો, તોય કશું ના બોલે. ઈમોશનલ ના થાય

તે ઘડીએ. કારણ કે અમારે બુદ્ધિ નથી. બુદ્ધિ ઈમોશનલ નહીં કરાવતી અમને. પ્રજ્ઞા એ ખટપટ કરાવડાવે છે. તમારા હિતાહિતનું બોલીએ એટલે અમે ખટપટિયા કહેવાઈએ. અમારી ખટપટ કેવી કે અમે જે સુખ પામ્યા એ સુખ તમે બધા પામો. આ અમારી ખટપટ. અને તે પામવા ના આવો તો અમે તમને કહીએ કે 'ભઈ, કેમ કાલે નહોતા આવ્યા ?' કોઈ પૂછે કે આમાં તમારે શું ગરજ ? ત્યારે કહીએ, 'આ અમારી ખટપટ છે. ગરજ નથી.' લોકો મને કહે છે, 'દાદા, એવો ખટપટ શબ્દ કાઢી નાખો ને ! ખરાબ દેખાય છે.' મેં કહ્યું, 'ના, ના, એ જ સારો દેખાય છે. એ જ રૂપાળો દેખાય છે.' જો તો ખરો, એની કદર આવશે એક દહાડો. ખટપટ શબ્દની કદર થશે એક દહાડો. ખટપટ શબ્દ આખો, એના તરફ લોકોને ઘૃણા થઈ ગઈ છે, તે ખટપટ શબ્દ ઉપર એને આનંદ થઈ જશે. ખટપટ આવી ય હોય છે, એ ય હોય છે અને આ ય હોય છે.

## કૃપાનું રહસ્ય !

**પ્રશ્નકર્તા :** દાદા ભગવાનની કૃપા અને જ્ઞાની પુરુષની કૃપા, એ જુદી હોય ? એમાં શું ફેર હોય ?

**દાદાશ્રી :** દાદા ભગવાનની કૃપા હું જાણી જઉં કે આની પર સારી છે ને જ્ઞાનીને તો કૃપા કે ના કૃપાની સાથે લેવા-દેવા જ નથી ને ! એવી ખાસ કંઈ લેવા-દેવા નહીં ને !

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીને કૃપા સાથે કેમ લેવા-દેવા નહીં ?

**દાદાશ્રી :** ના, પણ એ દાદા ભગવાનની કૃપા ઉતરે એટલે જ્ઞાનીને બીજી બધી ભાંજગડ રહી નહીં ને !

**પ્રશ્નકર્તા :** પણ આમ કહેવાય તો એવું છે ને, જ્ઞાની પુરુષનો રાજીપો, જ્ઞાની પુરુષની કૃપા.

**દાદાશ્રી :** એ તો વ્યવહારમાં એવું કહેવાની વાત. એ જ ભગવાન ને એ જ બધું. આ તો આપણે જુદું પાડીએ છીએ. બાકી, બીજે બધે તો જુદું પાડે જ નહીં ને ! આપણે એટલાં માટે જુદું પાડીએ છીએ કે લોકોને

કરેક્ટ લાગે, કે આ ચોખ્ખે ચોખ્ખી વાત ! અને અમને કંઈ એવો શોખ નથી ભગવાન થઈ બેસવાનો.

**પ્રશ્નકર્તા :** પણ દાદા ભગવાન મહીં વીતરાગ છે ને, પોતે ?

**દાદાશ્રી :** હા, વીતરાગ !

**પ્રશ્નકર્તા :** પછી એમને ઓછી ને વધુ કૃપા ઉતારવાનું શું ?

**દાદાશ્રી :** ના, એમ નહીં. એ એમનાં સિવાય જે અમે જ્ઞાની છીએ એને એવું નથી કે આ બધા અમને ભગવાન કહે તો સારું, એ સ્વાદ ને એ મીઠાશની કંઈ જરૂર નથી. આ બધીય ભૂખ મટી ગઈ છે.

**પ્રશ્નકર્તા :** ના, એ તો ખરું પણ આ આપણા દાદા ભગવાન....

**દાદાશ્રી :** એ તો સંપૂર્ણ વીતરાગ જ છે !

**પ્રશ્નકર્તા :** કૃપા ઉતરવાનું જે બને છે, એ ઓટોમેટીક છે ને ? એ સ્વયં છે ને ? કે દાદા ભગવાનની કૃપા છે ?

**દાદાશ્રી :** દાદા ભગવાન, એ તો વીતરાગ પ્રભુ, પણ જે પેલી પ્રજ્ઞા છે ને, એ પ્રજ્ઞા થકી બધું ઉતરે કૃપા.

**પ્રશ્નકર્તા :** પણ એ તો જ્ઞાની પુરુષને તો હવે આત્મા પોતે જ છે, પછી પ્રજ્ઞા ક્યાં આવી ?

**દાદાશ્રી :** ના, એટલે, એ કૃપા એના થકી ઉતરે. પ્રજ્ઞા તો બધે રહેવાની. પ્રજ્ઞા તો જ્યાં સુધી આ મોક્ષે ન જાય ત્યાં સુધી બહાર રહ્યા રહ્યા કામ કર્યા કરવાની.

**પ્રશ્નકર્તા :** એટલે એ પ્રજ્ઞાથી અમારા ઉપર કૃપા ઉતરે.

**દાદાશ્રી :** હા. પ્રજ્ઞાથી કૃપા ઉતરે. એટલે અમને ખબર પડી જાય કે આ કૃપા ઉતરી છે ભઈ ઉપર.

**પ્રશ્નકર્તા :** પણ પ્રજ્ઞાને વીતરાગતામાં વાંધો ના આવે ?

**દાદાશ્રી :** વીતરાગ હોય જ નહીં પ્રજ્ઞા.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા વીતરાગ નથી ?

દાદાશ્રીઃ હોય જ નહીં. પ્રજ્ઞા તો આ, આ બધું નિકાલ કરવાની જ ભાંજગડ લઈને આવેલી હોય. જેમ તેમ કરીને ઊંચું મૂકી એને મોક્ષે લઈ જવું આ એનો ધંધો.

**પ્રશ્નકર્તા :** પણ આપની પ્રજ્ઞા તો ઘણી મોટી.

**દાદાશ્રી :** એ તે ખૂબ ડેવલપ હોય, પણ તે ધંધો તો આ જ એનો. અમે એવું કહીએ ય ખરાં કે 'જો ભઈ, કૃપા ભગવાનની ઓછી થઈ ગઈ છે તારી પર.'

**પ્રશ્નકર્તા :** એટલે એ પ્રજ્ઞાની જ વાત છે.

**દાદાશ્રી :** હં, પણ કૃપા અમુક કારણોને લઈને ઓછી થઈ ગઈ છે એમેય કહીએ, એ કારણો પાછાં ફેરવી નાખે, પાછી ઊતરે.

**પ્રશ્નકર્તા :** પણ એ બધી વાત પ્રજ્ઞાની છે.

**દાદાશ્રી :** પેલાં દાદા ભગવાન તો વીતરાગ જ છે ને ! વીતરાગને તો કશું ના હોય.

**પ્રશ્નકર્તા :** એટલે કેવળજ્ઞાન થાય ત્યાં સુધી પ્રજ્ઞા હોય ?

**દાદાશ્રી :** ત્યાં સુધી, ઠેઠ સુધી પ્રજ્ઞા. કેવળજ્ઞાન થયા પછી નહીં.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન થયા પછી તીર્થંકર થાય અથવા કેવળી થાય, તો પછી એમની કૃપાનો સવાલ હોતો જ નથી. કારણ કે પ્રજ્ઞા છે નહીં.

**દાદાશ્રી :** પૂરું થઈ ગયું ને ! બધું ખલાસ થઈ ગયું. પ્રજ્ઞા છે ત્યાં સુધી દેહ જોડે લેવા-દેવા છે કંઈકે. પછી તો દેહ જોડે સાવ છૂટે છૂટું ! અમને કેવળજ્ઞાન થયું નથી. હા, છતાંય એ કેવળજ્ઞાન શું છે, એ અમે જોયેલું છે.

## જગતકલ્યાણમાં અહંકાર નિમિત્ત ને પ્રજ્ઞા કરાવે !

**પ્રશ્નકર્તા :** આપણને નિમિત્તરૂપ બનાવીને જગત કલ્યાણનું કામ કોણ કરાવે છે ?

**દાદાશ્રી :** આ બધું પ્રજ્ઞાશક્તિનું કામ છે. પ્રજ્ઞાશક્તિ બધું કરાવડાવે છે. આત્મા આમાં કરાવતો નથી. આત્મામાં કરાવવાની કોઈ શક્તિ જ નથી. ઈગોઈઝમ નિમિત્ત છે.

**પ્રશ્નકર્તા :** નિમિત્ત છે, ઈગોઈઝમ. 'હું કરું છું' એ નિમિત્ત છે ?

**દાદાશ્રી :** હા, કરાવે છે કોણ ? ત્યારે કહે, પ્રજ્ઞાશક્તિ. બધું પ્રજ્ઞાશક્તિનું જ કામકાજ છે.

**પ્રશ્નકર્તા :** હવે આ જે બધું દેખાય છે તે આત્માની અંદર દેખાય છે, પણ જોનારો તો પર છે ને ?

**દાદાશ્રી :** આત્માની અંદર ભાસે છે બધું. દેખાય છે જુદું.

**પ્રશ્નકર્તા :** હા, પણ એને જે આ વર્ણન કરે છે તે જોનારો તો પર જ છે ને ?

**દાદાશ્રી :** વર્ણન કરે છે એ બધું છે તે પ્રજ્ઞાનું કામ છે જે અજ્ઞાશક્તિ વર્ણન કરતી હતી તે છે તે બુદ્ધિબળથી કરતી'તી. અને પ્રજ્ઞાશક્તિ જ્ઞાનબળથી કરે છે, સ્વાભાવિક બળથી.

**પ્રશ્નકર્તા :** અજ્ઞા પરિગ્રહથી વાત કરે છે ને પ્રજ્ઞા પરિગ્રહ વગર વાત કરે છે.

**દાદાશ્રી :** પરિગ્રહ નામે ય નહીં, નો પરિગ્રહ !

## ત્યાં સુધી પ્રજ્ઞા જ જ્ઞાતા-દ્રષ્ટા !

**પ્રશ્નકર્તા :** આપણે જે આ જ્ઞાતા-દ્રષ્ટા ભાવમાં રહીએ છીએ એ પ્રજ્ઞા રહે છે કે આત્મા જ્ઞાતા-દ્રષ્ટાભાવમાં છે ?

**દાદાશ્રી :** ના, અત્યારે પ્રજ્ઞા જ્ઞાતા-દ્રષ્ટા. પ્રજ્ઞા એ આત્માનો જ ભાગ છે. અત્યારે બધું કામ પ્રજ્ઞા કરી રહી છે. એ પ્રજ્ઞા જ્યારે આત્મામાં એક થઈ જાય ત્યારે કેવળજ્ઞાન થાય અને કેવળજ્ઞાન થાય, થોડા વખત થયા પછી મોક્ષે જતો રહે.

**પ્રશ્નકર્તા :** અત્યારે આપ જ્ઞાની પુરુષનો આત્મા તો જ્ઞાતા-દ્રષ્ટા છે. અમારે પ્રજ્ઞા જ્ઞાતા-દ્રષ્ટા છે.

**દાદાશ્રી :** મારે હઉ એ પ્રજ્ઞા છે. કેવળજ્ઞાન ના થાય ત્યાં સુધી પ્રજ્ઞા.

**પ્રશ્નકર્તા :** તો પછી આત્મા બધું જાણે છે, જુએ છે. જાણે-જુએ તો આત્મા જ છે ?

**દાદાશ્રી :** એ જ, પણ એ પ્રજ્ઞા નામનો ભાગ.

**પ્રશ્નકર્તા :** તો જ્યારે આ જ્ઞાન લીધા પછી જે પોતાની પ્રકૃતિને જુએ છે, એ પોતે કોણ જુએ છે ?

**દાદાશ્રી :** એ જ આત્મા જુએને. બીજું કોણ ? બધું આત્માને માથે. આત્મા એટલે પ્રજ્ઞા પાછી એ. અહીં પાછું સીધું આત્મા ના ગણવો. આત્મા એટલે પહેલાં પ્રજ્ઞા જ બધું, આ બધું કાર્ય કરે છે પણ અમે આત્મા બોલીએ. બોલીએ એટલું જ !

**પ્રશ્નકર્તા :** હું તો પહેલાં એવું સમજેલો કે આપણે મહાત્માઓને જ્ઞાન લીધા પછી, પ્રજ્ઞા છે એ જાગૃતિ બરોબર રાખે. કંઈક પણ દોષ થાય તરત જ એ ટકોર કરે કે 'આટલાં આ.. આ... દોષ થયાં.'

**દાદાશ્રી :** હા, ચેતવે, ચેતવે.

**પ્રશ્નકર્તા :** પણ આ જે જ્ઞાતા-દ્રષ્ટા રહે છે એ બરાબર ખ્યાલ ન હતું.

**દાદાશ્રી :** ના, એ પ્રજ્ઞા જ બધે જ્ઞાતા-દ્રષ્ટા. આત્મા ફક્ત કેવળજ્ઞાન એકલું જ જોઈ શકે છે.

**પ્રશ્નકર્તા :** એટલે જ્યારે કેવળજ્ઞાન થાય ત્યારે જ આત્મા જ્ઞાતા-દ્રષ્ટા થાય, ત્યાં સુધી પ્રજ્ઞા જ કામ કરે.

**દાદાશ્રી :** આ ય આત્મા જ કહેવાય. આને કંઈ જુદું પાડશો નહીં. એવું તમે આ જુદું પાડવા જશો, તો તમને સમજણ પડશે નહીં.

**પ્રશ્નકર્તા :** તો પછી પ્રજ્ઞા શું કરવા કહો છો ? આત્મા જ કહી દોને.

**દાદાશ્રી :** હંઅ. તે એવું કહી દઈએ છીએ તેનું પણ આ લોકો પાછું એનું ઉપાડી લાવે છે. વિગત સમજણ પાડવા માટે કહેલી છે. વિગતનો અર્થ આવો ના કરશો કે આમ...

**પ્રશ્નકર્તા :** આ ઝીણું કાંતો તો પ્રજ્ઞા, જાડું કાંતવું હોય તો આત્મા. તો પછી મૂળ આત્મા ચેતવે નહીં ?

**દાદાશ્રી :** હા, એ મૂળ આત્મા ચેતવે નહીં. અત્યારે આ પ્રજ્ઞા ચેતવે. એ પછી એક જ થઈ જાય છે. તે ઘડીએ જ્યારે આપણું આખું રામાયણ પૂરું થાય, એ ય એક થાય.

જે જ્ઞાનથી સંસાર છૂટી જાય એ આત્મજ્ઞાન કહેવાય અને એ જ્ઞાન વપરાય તે ઘડીએ પ્રજ્ઞા કહેવાય.

જે વર્તનામાં રખાવે છે તે આત્મા છે અને જે શ્રદ્ધામાં રખાવે છે તે પ્રજ્ઞા છે. વર્તન એટલે ચારિત્ર.

**પ્રશ્નકર્તા :** આપનામાં એ જોનારને પ્રજ્ઞા કહેવાય કે આત્મા કહેવાય ? આપની બાબતમાં પ્રજ્ઞા ના કહેવાય કે પ્રજ્ઞા કહેવાય ?

**દાદાશ્રી :** પ્રજ્ઞા જ કહેવાય. પ્રજ્ઞા સિવાય તો બીજું કહેવાય જ નહીં. આત્મા તો કહેવાય જ નહીં. સંસાર દશામાં આ પ્રજ્ઞા જ કામ કર્યા કરે. ચેતવે, કરે એ બધું જ મહીં એ તો.

## કોણ ધ્યાતા ને કોનું ધ્યાન ?

**પ્રશ્નકર્તા :** ધ્યાતા, ધ્યેય, ધ્યાન કોને કહેવાય ? ધ્યાતા શુદ્ધાત્મા છે

કે પ્રતિષ્ઠિત આત્મા છે ?

**દાદાશ્રી :** આ જ્ઞાન લીધા પછી ધ્યાતા એ પ્રજ્ઞા છે, પ્રતિષ્ઠિત આત્મા ય નહીં. એ પ્રજ્ઞા ધ્યાતા પછી ધ્યેય એ 'પોતે' 'હું શુદ્ધાત્મા છું' એ ધ્યેય. ધ્યાતા અને ધ્યેયની એકતા થઈ જાય એથી ધ્યાન ઉત્પન્ન થાય મહીં.

**પ્રશ્નકર્તા :** અત્યારે ધ્યાતા શુદ્ધાત્મા ન કહેવાય ?

**દાદાશ્રી :** શુદ્ધાત્મા તો આપણો ધ્યેય છે. શુદ્ધાત્મા થવું એ આપણું ધ્યેય છે. શુદ્ધાત્મા એ જ પરમાત્મા છે, એ જે કહો એ છે. ધ્યાતા પ્રજ્ઞા છે, ધ્યેય શુદ્ધાત્મા છે. કારણ કે આ શુદ્ધાત્મપદ આપ્યું તમને, તે પ્રતીતિપદ આપેલું છે. તમે શુદ્ધાત્મા થઈ ગયા નથી. પણ તેથી કરીને અપલક્ષણો ઊભા થાય તો તમારી જાતને એમ ના માનશો કે મારું બગડી ગયું. એટલા માટે શુદ્ધાત્મા કહ્યું.

અત્યારે છે તે શુદ્ધાત્માને પ્રજ્ઞા સ્વરૂપ કહો કે અંતરાત્મ દશા કહો, દશા અંતરાત્મા કહેવાય. પણ અંતરાત્મ દશા ક્યાં સુધી, પ્રજ્ઞાસ્વરૂપ ક્યાં સુધી કે જ્યાં સુધી ફાઈલોનો નિકાલ કરવાનો છે ત્યાં સુધી. એ ફાઈલો નિકાલ થઈ રહે એટલે પેલું ફુલ ગવર્નમેન્ટ એટલે પરમાત્મા.

## જ્ઞાન, વિજ્ઞાન ને પ્રજ્ઞા !

**પ્રશ્નકર્તા :** તો જ્ઞાન, વિજ્ઞાન અને પ્રજ્ઞા એ ત્રણ વચ્ચેનો ભેદ શું ?

**દાદાશ્રી :** જ્ઞાન એટલે પોતાને કરવું પડે. જેટલું જાણીએ એટલું પોતાને કરવું પડે અને વિજ્ઞાન એની મેળે જ થઈ જાય. આપણે કરવું ના પડે અને પ્રજ્ઞા એ બેની વચ્ચેની સ્થિતિ છે. એક ફેરો તમે વૈજ્ઞાનિક રીતે સમજી ગયા કે આ દવા પીવાથી માણસ મરી જ જાય છે. ફરી એ દવા તમે પીવો નહીં, કોઈ દા'ડોય. વૈજ્ઞાનિક રીતે જો સમજો તો. અને એમ ને એમ તમને કો'ક કહે, કે આ દવા પોઈઝનસ છે ને આ દવાથી મરી જવાય છે, તો પણ પી જાય માણસ. એટલે જે જ્ઞાન ક્રિયાકારી હોય એ વૈજ્ઞાનિક જ્ઞાન કહેવાય. જે જ્ઞાન ક્રિયાકારી હોય, ખુદ જ(સ્વયં) ક્રિયાકારી એ વિજ્ઞાન.

અને જે જ્ઞાન ક્રિયાકારી નથી, પોતે કરવું પડે એ જ્ઞાન. દયા રાખો, શાંતિ રાખો, તે કરવું પડે. એ પોતાથી થાય નહીં પાછું એ જ્ઞાન કહેવાય.

એટલે શાસ્ત્રમાં જ્ઞાન છે, શાસ્ત્રમાં વિજ્ઞાન ન હોય. શાસ્ત્રમાં શાસ્ત્રજ્ઞાન હોય. અને 'આ' વિજ્ઞાન છે એટલે ચેતનજ્ઞાન મહીં અંદર કામ કર્યા કરે, એ જ્ઞાન જ કામ કર્યા કરે અને શાસ્ત્રનું જ્ઞાન ગમે એટલું વાંચો, ગોખો, કામ ન કરે. આપણે કરવું પડે અને આ વિજ્ઞાન તો એની મેળે જ કામ કર્યા કરે. જાગૃતિ અંદરથી આપે, બધું એની મેળે જ થયા કરે. તમારે કરે છે ને, બધું એની મેળે ? એનું નામ વિજ્ઞાન. વિજ્ઞાન એટલે શું ? ચેતનજ્ઞાન, જે જ્ઞાન ચેતન છે, એ જાગૃત થયેલું છે એ જ વિજ્ઞાન છે ને એ જ આત્મા છે. અત્યારે પ્રજ્ઞા સ્વરૂપે છે. જ્યારે પ્રજ્ઞા એનું કામ પૂરું કરી લેશે, જ્યારે આ ફાઈલોનો નિકાલ થઈ રહેશે, એટલે પ્રજ્ઞા પોતાના સ્વસ્વરૂપે થઈ જશે, પરમાત્મા સ્વરૂપે.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા સ્વથી ક્યારે અભિન્ન છે ?

**દાદાશ્રી :** અત્યારે સ્વથી અભિન્ન નથી, પણ એનો કહેવાનો ભાવાર્થ શું છે ? પ્રજ્ઞા એ સ્વરૂપ છે. અત્યારે જ્યાં સુધી આત્મા પ્રગટ થયો નથી, ત્યાં સુધી ગુનો થાય કે તરત એ બધું ચેતવવાનું કામ પ્રજ્ઞાનું છે. જ્યારે વીતરાગતા થાય છે, બહાર ગુના નહીં થાય, પછી પ્રજ્ઞા પોતે જ 'સ્વરૂપ' છે.

## બુદ્ધિથી ભેદ, પ્રજ્ઞાથી અભેદ !

**પ્રશ્નકર્તા :** આ જે અભેદતા થાય છે એ ઊંચામાં ઊંચી કક્ષાની બુદ્ધિ કહેવાય કે ના કહેવાય ?

**દાદાશ્રી :** ના, એ અભેદતા એટલે બુદ્ધિનો અભાવ, એ જ્ઞાનભાવ. જ્ઞાનથી એક છીએ બધા અને બુદ્ધિથી જુદાં જુદાં છીએ.

**પ્રશ્નકર્તા :** એમાં પ્રજ્ઞા આવે કે નહીં આવે ?

**દાદાશ્રી :** એ જ છે ને ! એ પ્રજ્ઞાથી બધા એક જ છીએ પણ બુદ્ધિથી આપણે જુદા જુદા છીએ. અમે એ બુદ્ધિ અમારામાં ખલાસ કરેલી. અમે જેમ

તેમ કાઢ કાઢ કરેલી, જેમ ઉદય આવે તેમ તેમ નિકાલ કરી નાખેલો. ઉદય સંઘર્યો નહીં. મૂળ ગયા અવતારમાં કાઢેલી, તેથી આ અવતારમાં બહુ કાઢવી ના પડી, પહેલાં કાઢેલીને. હવે તમને બુદ્ધિ બહુ હેરાન નહીં કરતી ?

## અભેદતાની પ્રાપ્તિ એટલે શું ?

**પ્રશ્નકર્તા :** અભેદતા એટલે શું ? સંપૂર્ણ અભેદતા પ્રાપ્ત થાઓ. એવું ચરણ વિધિમાં માંગીએ છીએને !

**દાદાશ્રી :** અભેદતા એટલે તન્મયાકાર. ભગવાન જોડે એક થઈ જઈએ આપણે. અત્યારે જે જુદા છે ને, શુદ્ધાત્મા ને તમારે ભેદ કેટલો છે કે અત્યારે પ્રતિતીએ કરીને શુદ્ધાત્મા થયા. શ્રદ્ધા સંપૂર્ણ બેસી ગઈ 'હું શુદ્ધાત્મા છું', એની ખાત્રી થઈ. થોડો અનુભવ થયો, પણ તે રૂપ થયા નથી. એટલે તે રૂપ કરી દો, એવું ભગવાનને કહે છે. એ અભેદતા.

**પ્રશ્નકર્તા :** એટલે બિલકુલ ભેદ નહીં.

**દાદાશ્રી :** ભેદ છે, હજુ ભેદ છે, મારે તમને હજુ શુદ્ધાત્મા કરવા પડે છે. પછી કરવાં ના પડે, અભેદ થવાનું.

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા જોડે અભેદ અહંકાર થાય છે ને ?

**દાદાશ્રી :** ના, અહંકાર નહીં. વ્યવહાર નિકાલ કરવા માટે જે આ પ્રજ્ઞા જુદી પડી, તે હવે એક થઈ જાય, એટલે કામ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** કોણ કોની જોડે અભેદ થાય છે ?

**દાદાશ્રી :** પ્રજ્ઞા ને શુદ્ધાત્મા. બે જુદા છે તે એક થઈ જાય. અત્યારે 'હું પણું' પ્રજ્ઞામાં વર્તે છે. આપણે જે વર્તીએ છીએ તે પ્રજ્ઞામાં વર્તીએ છીએ. અહંકારમાં વર્તતા નથી હવે. એટલે 'હું' ચંદુભાઈમાં વર્તતો હતો, ત્યારે અહંકારમાં કહેવાય. અત્યારે પ્રજ્ઞામાં વર્તીએ છીએ. એટલે નથી શુદ્ધાત્મા, એટલે અંતરાત્મા જેને કહેવામાં આવે છે.

આ પ્રજ્ઞા અમારી લગભગ આત્મામાં સ્થિર થઈ ગયા જેવી જ હોય.

એટલે અમારે શુદ્ધાત્મા બોલવું ના પડે કે વિચારવું ના પડે કશું. અને તે રૂપે અભેદતા જેવું જ લાગે. સહેજ બાકી છે ચાર ટકાએ કરીને. અને તમારે અભેદ થવાનું છે. ધીમે ધીમે ધીમે રહીને આ ફાઈલોનો જેમ જેમ નિકાલ થતો જાય, તેમ તેમ અભેદ થતો જાય. ફાઈલોનો પૂરેપૂરો નિકાલ થઈ ગયો કે અભેદ થઈ ગયો. ફાઈલોની જ ભાંજગડ છે આ બધી. પણ એ અત્યારે છે તે પ્રજ્ઞા સ્વરૂપે છે અને પ્રજ્ઞા એ ભગવાનનો અમુક ભાગ છે. જ્યારે કામ પૂરું થઈ જશે એટલે એક થઈ જશે પાછી. ભગવાન ને આત્મા એક જ. એ આત્મા જ્યારે ભૌતિકમાંથી છૂટી અને પોતાના સ્વરૂપમાં જ રહે છે ત્યારે પરમાત્મા કહેવાય છે. નિરંતર સ્વરૂપની રમણતા એ જ પરમાત્મા અને સ્વરૂપની રમણતા ય ખરી અને આ ય રમણતા ખરી, ત્યાં સુધી અંતરાત્મા, એ જ પ્રજ્ઞા !

❖❖❖❖❖

# [૨.૧]
# રાગ-દ્વેષ

## સંસારનું રૂટકૉઝ - અજ્ઞાન !

વેદાંત કહે છે કે મળ-વિક્ષેપ અને અજ્ઞાન. જૈનો કહે છે રાગ-દ્વેષ ને અજ્ઞાન. આ બેઉ મત છે મોક્ષે જવાના. આ ત્રણ વસ્તુ જાય તો, મોક્ષે જાય માણસ. આમાંથી મૂળ કોમન શું છે ? ત્યારે કહે, 'અજ્ઞાન.' રૂટકૉઝ શું છે? રાગ-દ્વેષ એ રૂટકૉઝ નથી. મળ-વિક્ષેપ એ રૂટકૉઝ નથી. તો રૂટકૉઝ શું છે ? અજ્ઞાન. અજ્ઞાન જાય તો પછી મોક્ષ થાય.

આ જ્ઞાન મળ્યા પછી અહીંથી જ મોક્ષ વર્તે છે આપણને, મુક્તિ જ વર્તે છે. પહેલી અજ્ઞાન મુક્તિ થાય. અને પછી છે તે રાગ-દ્વેષ ધીમે ધીમે ધીમે ધીમે બધા નિકાલ થઈ જાય. સમભાવે નિકાલ થવા માંડ્યો, તે રાગ-દ્વેષનો બધો નિકાલ થાય. એટલે છેલ્લી મુક્તિ, આત્યંતિક મોક્ષ થાય.

## દેહધારી જ બને વીતરાગ !

જ્યાં સુધી 'હું ચંદુલાલ છું' ત્યાં સુધી રાગ-દ્વેષ હતા. પણ અજ્ઞાન ગયું એટલે રાગ-દ્વેષ ગયા. એક નાનો છોકરો હોય તો પણ અજ્ઞાન ગયું કે રાગ-દ્વેષ ગયા, સો ટકા. આ ક્રમિક માર્ગના જ્ઞાનીને સો ટકા અજ્ઞાન ના જાય. આપણે અહીં તો સો ટકા અજ્ઞાન જાય. એટલે રાગ-દ્વેષ બિલકુલ નહીં.

**પ્રશ્નકર્તા :** પણ દેહ જ્યાં સુધી હોય, ત્યાં સુધી રાગ-દ્વેષ જાય નહીં. હવે તમે જે કહો છો કે અજ્ઞાન હોય ત્યાં સુધી રાગ-દ્વેષ ના જાય.

**દાદાશ્રી :** અજ્ઞાન ગયું એટલે રાગ-દ્વેષ હોય જ નહીં.

**પ્રશ્નકર્તા :** પછી દેહ હોય કે ન હોય ?

**દાદાશ્રી :** દેહ ભલે સો વર્ષ રહે અને મસ્તીમાં રહે.

**પ્રશ્નકર્તા :** એ ૯૯.૯૯ ટકા. બધાને માટે નહીં, એ તમારે માટે.

**દાદાશ્રી :** આ અત્યારે તો કેટલાંય બધા થયા છે.

**પ્રશ્નકર્તા :** હા, એ તો બરોબર. પણ આ તો રાગ-દ્વેષ છોડવાની વાત છે. એટલે મારું કહેવાનું એમ છે કે જ્યાં સુધી દેહ છે, જ્યાં સુધી પ્રાણ છે ત્યાં સુધી પ્રકૃતિ રહેવાની ને ત્યાં સુધી રાગ-દ્વેષ છે.

**દાદાશ્રી :** તો પછી દેહ ગયા પછી રહ્યું શું ત્યારે ? એ તો દેહની હાજરીમાં જ રાગ-દ્વેષ જાય ત્યારે વીતરાગ કહેવાય, નહીં તો રાગ-દ્વેષ હોય જ. વીતરાગ તો બધાં બહુ થયેલા હિન્દુસ્તાનમાં ! એટલે આ તમને પૂર્વનું પ્રિજ્યુડીસ છેને એટલે પેલું તમને મનમાં એમ લાગે. એટલે તમારે સમજી જવું કે અહોહો, પ્રિજ્યુડીસ હજી રહ્યું છે.

એના પરિણામ કહું કે રાગ-દ્વેષ હોય ત્યાં ચિંતા થયા વગર રહે જ નહીં. એટલે આ ક્રમિક માર્ગના જ્ઞાનીઓને ચિંતા થાય ત્યાં નિરાંતે અને અક્રમમાં રાગ-દ્વેષ નહીં હોવાથી ચિંતા ના થાય.

**પ્રશ્નકર્તા :** સંસારમાં રાગ ના રાખીએ તો લ્હાય બળે છે અને રાગ રાખીએ તો મોક્ષ અટકે છે.

**દાદાશ્રી :** એવું છે ને, હવે તમે ખરેખર શું છો ? રિયલી સ્પિકિંગ ચંદુભાઈ છો કે શુદ્ધાત્મા છો ?

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા.

**દાદાશ્રી :** તો પછી તમને રાગ-દ્વેષ કશું ના રહ્યું. 'હું શુદ્ધાત્મા છું' તો રાગ-દ્વેષ નથી અને ખરેખર 'ચંદુભાઈ છો' તો તમારે રાગ-દ્વેષ છે.

તમે કોઈ જોડે ગુસ્સો કરતાં હોય, તો હું તમને એટલું પૂછી લઉં કે તમે ચંદુભાઈ છો કે શુદ્ધાત્મા છો ? તો તમે કહો કે હું શુદ્ધાત્મા. તો પછી મારે તમને કશું કહેવાનું જ ના રહ્યું. ગુસ્સો કરતો હોય તો હું જાણું જે છે એ માલ નીકળી જાય છે. એને અટકાવવાનો આપણે અધિકાર નથી. 'આમ ના હોવું જોઈએ' એવું તમારે ચંદુભાઈને કહેવું જોઈએ ખરું. ચંદુભાઈને કહેવામાં વાંધો નહીં. કારણ પાડોશી છે ને, ફાઈલ નં. વન !

બાકી લાઈન ઑફ ડિમાર્કેશન પડેલી, આ ભાગ તમારો અને આ ભાગ એમનો. મકાન હોય, તે વાઈફ અને ધણી વહેંચી લે બન્ને સહમતિથી. વહેંચ્યા પછી તરત જ સમજી જાય કે આ ન્હોય મારું. એવી રીતે આ વહેંચણી કર્યા પછી તમારું શું અને એમનું શું, એમાં ડખો શી રીતે થાય ?

## અક્રમમાં રાગ-દ્વેષ રહિત દશા !

રાગ-દ્વેષ એ સંસારનું કારણ છે અને રાગ-દ્વેષ રહિત થયા એ સંસારથી મુક્ત થયા. જગત રાગ-દ્વેષમાં જ હોય. જ્યાં સુધી જ્ઞાન પ્રાપ્ત ના થાય, સમકિત પ્રાપ્ત ના થાય, ત્યાં સુધી રાગ-દ્વેષ હોય અને ક્રમિક માર્ગમાં સમકિત પ્રાપ્ત થયા પછી પણ રાગ-દ્વેષ હોય આમ પ્રમાણમાં. વીસ ટકા સમકિત પ્રાપ્ત થયું છે ને એંસી ટકા રાગ-દ્વેષ રહ્યા. અને અહીં અક્રમમાં તો સો ટકા રાગ-દ્વેષ ગયા.

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈને વૃત્તિઓ રાગ-દ્વેષવાળી હોય કદાચ.

**દાદાશ્રી :** આ રાગ-દ્વેષ ના કહેવાય. રાગ-દ્વેષ એટલે શું ? 'હું પોતે જ ચંદુભાઈ છું' એ માન્યતા એ જ રાગ-દ્વેષ છે ને માન્યતા બદલાય નહીં, 'હું સૂઉં છું, હું આમ છું' તે જાય જ નહીં. એ તો અમે જ્ઞાન આપીએ ત્યારે કહે કે, 'આ મારી ફાઈલ છે. હું જુદો ને આ ફાઈલ જુદી.' જેણે આ ફાઈલને ફાઈલ જાણી એ આત્મા શુદ્ધ જ છે. ક્રમિકમાં તો આને 'હું જ છું' એમ કહે.

**પ્રશ્નકર્તા :** તો આ પ્રતિષ્ઠિત આત્મા છે, એને રાગ-દ્વેષ થાય છે ?

**દાદાશ્રી :** એને ય રાગ-દ્વેષ ના થાય. રાગ-દ્વેષ ક્યારે કહેવાય કે એમાં હિંસકભાવ હોય ત્યારે. આ તો ખાલી ડિસ્ચાર્જ ભાવ છે. ચાર્જ અને ડિસ્ચાર્જ બન્ને હોય ત્યારે રાગ-દ્વેષ કહેવાય. આ તો ડિસ્ચાર્જ ભાવ એટલે ભરેલો માલ ગલન થાય છે.

એટલે ગુસ્સો થાય, એ બધું થાય તે રાગ-દ્વેષ ના કહેવાય. ચંદુભાઈ બીજાને ધોલ મારી દે તે રાગ-દ્વેષ નહીં અથવા ચંદુભાઈ બે ગાળો ભાંડે અગર બે ધોલ મારે, એનું એને ચંદુભાઈને ફળ મળી જાય. ચંદુભાઈને કેટલી ધોલ મારી લોકોએ એ તમારે જોયા કરવાનું. આપણું વિજ્ઞાન તમને સમજાઈ ગયું હવે ?

## રાગ આસક્તિ - પરમાણુનું વિજ્ઞાન !

**પ્રશ્નકર્તા :** પણ પછી રાગમાંથી અનુરાગ થઈ જાય છે ને પછી આસક્તિ થાય છે. અને પછી ગમે તેવો દોષ એ બધું સારું જ લાગે.

**દાદાશ્રી :** એવું છે, રાગ એ કૉઝિઝ છે. અનુરાગ અને આસક્તિ એ ઈફેક્ટ છે. તો ઈફેક્ટ બંધ કરવાની નથી, કૉઝિઝ બંધ કરવાના છે.

કારણ કે આ આસક્તિ કેવી છે ? એક બેન કહે છે, 'તમે મને અને મારા પુત્રને પણ જ્ઞાન આપ્યું છે છતાંય પણ મને એની ઉપર એટલો બધો રાગ છે. આ જ્ઞાન આપ્યું છતાં રાગ જતો નથી.' મેં કહ્યું, 'એ રાગ નથી, બેન. એ આસક્તિ છે.' ત્યારે કહે, 'પણ એવી આસક્તિ ના રહેવી જોઈએને ?' મેં કહ્યું, 'આસક્તિ તમને નથી.' આપણે આ લોહચુંબક હોય અને આ ટાંકણીઓ પડી હોય તો આમ આમ કરીએ તો ટાંકણીઓ ઊંચા-નીચી થાય કે ના થાય ?

**પ્રશ્નકર્તા :** થાય.

**દાદાશ્રી :** એ ટાંકણીઓને આસક્તિ ક્યાંથી આવી ? એવી રીતે આ શરીરમાં લોહચુંબક જેવા ગુણ છે. કારણ કે ઈલેક્ટ્રીકલ બોડી છે આ.

ઈલેક્ટ્રિસિટીથી શરીરમાં લોહચુંબક જેવો ગુણ થયો છે પણ એ ગમે એવું લોહચુંબક હોય તોય તાંબાને નહીં ખેંચે. શેને ખેંચે એ ? લોખંડ એકલાને સ્વજાતિને.

એવું આમાં જે પરમાણુ છે ને આપણા બોડીમાં, તે લોહચુંબકવાળા છે તો સ્વજાતિને ખેંચે. તે આ આસક્તિ છે. એને તું જોયા કર તોફાન. તું આવું ધોકડું કૂદે છે ને ક્યાં જાય છે ને એ બધું જોયા કર ને મને થાય છે, એવું છોડી દે. એટલે આ 'મને કશું અડવાનું નથી' એવું પાછો કરી દુરુપયોગ નાખે તો શું થાય ? એ તો પછી દેવતામાં હાથ ઘાલ્યા બરોબર છે. એ જાગૃતિ રાખવી જોઈએ કે મને એટલે કોને ? 'હું શુદ્ધાત્મા છું' એ જાગૃતિ જો રહેતી હોય તો તો પછી એને બોલવાની જરૂર નથી કે મને કશું થાય નહીં ! એ છોકરા ઉપર આસક્તિ છે ખાલી. પરમાણુ-પરમાણુ મળી આવ્યા. ત્રણ પરમાણુ તમારા અને ત્રણ પરમાણુ એના, મારા ત્રણ અને તમારા ચાર, તો કશું લેવા-દેવા નહીં. વિજ્ઞાન છે બધું આ તો.

ગાંડી વહુ જોડે ફાવે અને ડાહી વહુ છે તે એને બોલાવતી હોય તો મહીં ના ફાવે. કારણ કે પરમાણુ નથી પેલામાં. પરમાણુ મળતાં નથી આવતા.

ભગવાન તો રાગ-દ્વેષ કેટલાં થાય છે એ જુએ છે. રાગ-દ્વેષ થાય નહીં ! બીજું બધું હવે કંઈ લેવા-દેવા નથી. બીજી ક્રિયાઓ તો ક્રમિકવાળા કેમ બંધ કરે છે, કારણ કે ક્રિયાઓ છે માટે રાગ-દ્વેષ થાય છે. એટલે આ ક્રિયા ઓછી કરી નાખો અને અહીં તો થતાં જ નથી રાગ-દ્વેષ, પછી ક્યાં રહ્યું ? હવે એવું કહીએ તો તો ઊંધા રસ્તે ચાલે. કંઈક પાછું આ આજ્ઞા પાળતો હોય તો બંધ થઈ જાય. પછી કહેવાય નહીં ને પાછું મોળું પડી જાય ને ? એટલે એવું ચાલવા દેવું પડે.

## નથી શુદ્ધાત્માને રાગ-દ્વેષ !

અત્યારે આ જ્ઞાન પછી રાગ-દ્વેષ થતાં દેખાય છે ને એ આકર્ષણ ને વિકર્ષણ છે, એ પુદ્‌ગલનો ગુણ છે, પણ મને આમ થાય છે એમ કહ્યું કે એ રાગ.

અને રાગ-દ્વેષ તે પાછો પોતાનો સ્વભાવ નથી. આત્માનો સ્વભાવ રાગ-દ્વેષવાળો છે જ નહીં. આત્મા સ્વભાવે વીતરાગ છે. આ તો પુદ્‌ગલનો સ્વભાવ છે રાગ-દ્વેષ. એટલે આકર્ષણ ને વિકર્ષણ એ પુદ્‌ગલનો સ્વભાવ છે. એ પુદ્‌ગલનાં સ્વભાવને પોતાનો સ્વભાવ માની અને પોતે એમ કહે છે કે મને રાગ-દ્વેષ થાય છે. એ રોંગ બિલિફ છે. જ્યાં સુધી 'હું પુદ્‌ગલ છું, હું આ જ છું, ચંદુભાઈ જ છું' ત્યાં સુધી આ વેશ થશે. અને જ્યારે 'હું ચંદુભાઈ' છૂટ્યા ને 'હું શુદ્ધાત્મા' થશે ત્યારે આ વેશ છૂટી જશે.

એ રાગ-દ્વેષ ત્યાં આત્મા નહીં. આત્મા ત્યાં રાગ-દ્વેષ નહીં. જેટલો રાગ-દ્વેષ ઓછો એટલો આત્મા પ્રગટ. રાગ-દ્વેષ ખલાસ તો આત્મા સંપૂર્ણ. એટલે વીતરાગપદ આપેલું છે. આ કંઈ જેવું તેવું પદ છે ? આ એક્ઝેક્ટ છે. આ વિચાર કરવા જેવું નહીં, અને ચિંતા શરૂ થાય તો જાણવું કે આ વીતરાગતા નથી. એટલે હવે તમે આ તરફ વળ્યા ને, એટલે હવે તમને એના પુષ્ટિના કારણો મળી આવશે. કારણ કે તમે પોતે શુદ્ધાત્મા છો. આ બીજું બધું જે રહે છે ને તે જ્ઞેયને અને દૃશ્યને તમે આગળ લાવો એ લેવા-દેવા નથી. જ્ઞેય તો આવુંય હોય ને તેવુંય હોય. જ્ઞેય તો, મહીં મનમાં શું કહે કે, 'આપઘાત કરવો પડશે.' પણ તે કોને ? એને ને ! આપણે શું ? આપણે તો જાણનાર છીએ. એટલે આ પદ જુદી જાતનું છે, વીતરાગ પદ છે.

**પ્રશ્નકર્તા :** પહેલાં તો જ્ઞાતા-દ્રષ્ટા ના રહેવાય ને કહે, 'ના, આ મને અનુકૂળ નથી આવતું.'

**દાદાશ્રી :** હા, એવું થાય. અને હવે તો ખરેખરું રહેવાય જ જ્ઞાતા-દ્રષ્ટામાં ! પેલું તો રહેવાય નહીં. પેલામાં તો જરાક કંઈક મહીં ખેંચાણ રહે, આકર્ષણ રહે. આ આકર્ષણ વગરનું કેવું સારું ! જ્યાં આકર્ષણ બંધ થયું કે વીતરાગતા ઉત્પન્ન થાય. તે અહીં તમારું આકર્ષણ બંધ થયું. હવે વીતરાગતા ઉત્પન્ન થાય.

અમારે ય માલ પહેલાં ભરેલો તો ખરો, પણ આકર્ષણ ના હોય અમારે. જરાય આકર્ષણ નહીં. એટલે ત્યાં પછી વીતરાગતા રહે અમને.

માલ ભરેલો એટલે અત્યારે ખેંચાય એ રાગ ના કહેવાય. રાગનો કરનાર જોઈએ, રાગનો કર્તા જોઈએ અને કર્તા વગર રાગ થાય નહીં. તું કર્તા છું ?

**પ્રશ્નકર્તા :** કોઈ વાર તન્મય થઈ જવાય છે. એટલે કર્તા થઈ જવાય છે.

**દાદાશ્રી :** એ તો રુચિ હોય ત્યાં તન્મય થઈ જાય. આ લોકો પૈસા ગણે ત્યાં આગળ તન્મય થાય કે ના થઈ જાય ?

**પ્રશ્નકર્તા :** થઈ જાય.

**દાદાશ્રી :** હં બસ, તેનો એ કંઈ ગુનો નથી. તેથી આત્મા એમ નથી કહેતો કે તમે કેમ તન્મય થઈ ગયા ? આત્મા આત્મા જ છે. અને ધીમે ધીમે એ દશા ઓછી થતી જાય છે. કેવળજ્ઞાન તરફ આ જતું જાય છે. નિરંતર જ્ઞાન રહે એ કેવળજ્ઞાન કહેવાય. આ તો હજુ ફાઈલના નિકાલ કરવા પડે છે ને ?!

## તો જ પમાય મોક્ષનો પંથ !

તમે પોતે ચંદુભાઈ થાવ તો રાગ-દ્વેષ તમારો કહેવાય, નહીં તો રાગ-દ્વેષ કેમ કહેવાય ? ત્યારે કહેશે કે આ શું થાય છે ? ત્યારે કહે, આ જે થાય છે એ ચંદુભાઈને થાય છે અને તમે શુદ્ધાત્મા જાણો છો કે આ શું થઈ રહ્યું છે અને તમે એમેય કહો, 'આવું ન થવું જોઈએ.'

**પ્રશ્નકર્તા :** હા, એ બધું બરોબર.

**દાદાશ્રી :** એટલે તમારો અભિપ્રાય જુદો છે માટે તમે વીતરાગ છો. એટલે અમે કહ્યુંને કે પુરુષાર્થ તો તમારો જબરજસ્ત ચાલી રહ્યો છે. પુરુષ થયા પછી પુરુષાર્થ રહે, નહીં તો એમ ને એમ રાગ-દ્વેષ બંધ રહે નહીં જરા વારેય. રાગ-દ્વેષ કોની પર થાય છે ?

**પ્રશ્નકર્તા :** નથી થતાં.

**દાદાશ્રી :** ત્યારે એ જ આત્મા અને તે બધું 'જોયા' જ કરે છે. મનમાં ખરાબ વિચાર આવ્યો હોય, સારો વિચાર આવ્યો હોય, બીજું થયું હોય, ત્રીજું થયું હોય, બધું તરત જ જોયા કરે. કો'ક શું વાણી બોલ્યો, કોઈ ખરાબ બોલ્યો હોય કે સારી બોલ્યો હોય તોય પણ રાગ-દ્વેષ ના થાય. રાગ-દ્વેષ ના થાય એનું નામ આત્મા અને રાગ-દ્વેષ થાય એનું નામ સંસાર, દેહાધ્યાસ.

''રાગ-દ્વેષ, અજ્ઞાન એ મુખ્ય કર્મની ગ્રંથ, થાય નિવૃત્તિ જેહથી તે જ મોક્ષનો પંથ.'' - શ્રીમદ્ રાજચંદ્ર

જેનાથી આ રાગ-દ્વેષની નિવૃત્તિ થાય એ મોક્ષનો પંથ. એ તમારા રાગ-દ્વેષ નિવૃત્ત થઈ ગયા.

**પ્રશ્નકર્તા :** હા, આ અક્રમથી થાય. માટે અક્રમ એ મોક્ષનો પંથ.

**દાદાશ્રી :** હા, એ જ મોક્ષનો પંથ.

## 'ન્હોય મારું' ત્યાં છૂટ્યા !

બંધાવું હોય તેને તો છે જ ને માર્ગ ! બંધાવું હોય તેને બુદ્ધિનો માર્ગ છે જ. છૂટવું હોય એને બધી રીતે ખુલ્લું-છૂટું છે.

રાગ-દ્વેષ નહીં કરવા એનું નામ મોક્ષમાર્ગ. જે થાય તે જોયા કરે. સંસાર તો રાગ-દ્વેષનું નિમિત્ત જ છે, પોતે જ નિમિત્ત છે. નિમિત્ત શું કરાવડાવે ?

**પ્રશ્નકર્તા :** રાગ-દ્વેષ જ કરાવડાવે.

**દાદાશ્રી :** હં, તો પછી એ નિમિત્તમાં પડીએ જ નહીં ને ! એટલે આ 'મારું ન્હોય' એમ કહીએ તો પછી છૂટી જાય. આ 'મારું ન્હોય' કહ્યું કે એ પોતે જુદો થઈ ગયો. અમે જે જ્ઞાન આપ્યું છે તે 'તારું કયું' અને એ 'તારું ન્હોય કયું' તે દેખાડ્યું છે. એ જો અત્યારે કહી દે તો પછી છૂટો થઈ જાય. એ જ્ઞાન ચૂક્યા ને આ એકાકાર થયો કે ચોંટ્યું.

**પ્રશ્નકર્તા :** અંદરખાને આવું છૂટું રાખીને જ બેસવા જેવું છે.

**દાદાશ્રી :** અંદરખાને અને બહાર હઉ છૂટું રાખવાનું ! બહારેય શું લેવા-દેવા છે ? તારી જોડે શું લેવા-દેવા છે ? એ તો એક કલાકમાં ગાળંગાળા થાય તો મારંમારા કરે, એને શું લેવા-દેવા ?

## મનના વિરોધ સામે...

મન વિરોધ ઉઠાવે તોય રાગ-દ્વેષ ના થાય એટલે બહુ થઈ ગયું. મન વિરોધ ઉઠાવે તેનો વાંધો નહીં, પણ રાગ-દ્વેષ ન થવાં જોઈએ.

**પ્રશ્નકર્તા :** મનના વિરોધમાં વીતરાગતા કેવી રીતે રહે ?

**દાદાશ્રી :** રહે. મનનો વિરોધ તો જોયા કરવાનો છે. મન તો આખું જોવાનું જ છે ને ! મન દૃશ્ય છે.

**પ્રશ્નકર્તા :** એટલે મનનો વિરોધ હોય ત્યાં વીતરાગતા ના રહે, પણ જ્ઞાતા-દ્રષ્ટા રહી શકાય ?

**દાદાશ્રી :** એ જ્ઞાતા-દ્રષ્ટા એ જ વીતરાગપણું. રાગ-દ્વેષ રહિત થયા વગર જ્ઞાતા-દ્રષ્ટામાં રહી શકાય નહીં. જેટલો વખત રાગ-દ્વેષ રહિત થયા એટલો વખત જ્ઞાતા-દ્રષ્ટા રહી શકે.

**પ્રશ્નકર્તા :** મનનો વિરોધ ખૂબ લાંબો સમય ચાલતો હોય, પણ પછી આ મન જ્ઞેય છે અને આપણે જ્ઞાતા છીએ, એ એક્ઝેક્ટનેસમાં દેખાઈ જાય, તો એ મનનો વિરોધ ઊડી જાય છે.

**દાદાશ્રી :** એ સમાધાન થયું એટલે ઊડી ગયું, બસ. મન સમાધાન ખોળે છે, કોઈ પણ રસ્તે, એટ એની વે. એ તમે કહો છો કે સમાધાન થયું, એટલે ઊડી જાય, આખો ગ્લોબ ઊડી જાય તે ઘડીએ.

**પ્રશ્નકર્તા :** ઘણી વખત એવું થાય કે મનને તે વખતે સમાધાન થઈ જાય. પણ એ રિલેટિવ જ્ઞાનથી હોય તો પછી એનું પાછું રિએકશન તો આવવાનું ને ?

**દાદાશ્રી :** એની પાછળ અવસ્થાઓના રિએકશન હોય છે. એક પડ જતું રહે, પાછું બીજું પડ આવે. દરેક વસ્તુ પડવાળી હોય.

હવે લોકો તો આ જાણે નહીં કે આવી સ્થિતિઓ હોય છે ! એવું લોકો જાણતા હશે ? કલ્પના જ નહીંને લોકોને !

## મહાત્માઓને ન રહ્યાં રાગ-દ્વેષ !

રાગ-દ્વેષ વગરની બધી જે ક્રિયાઓ છે એ પુદ્ગલની ક્રિયાઓ છે. એ બધી ક્રિયાની ગણતરી નથી આવતી. રાગ-દ્વેષવાળી છે તેમાં આત્માની જવાબદારી આવે છે. મોઢું ચિડાય તોય રાગ-દ્વેષ થયા એવું કહેવાય નહીં આપણાથી. એ પોતે ધણી આપણને કહી શકે કે રાગ-દ્વેષ થયા હતા. મોઢું ચિડાય તોય દ્વેષ થયો એમ આપણે કહી શકીએ નહીં.

**પ્રશ્નકર્તા :** પણ એ ચિડાવાનું થવું એ ભળ્યો હોય તો જ ચિડાયને ?

**દાદાશ્રી :** ના, એવું કશું નહીં.

**પ્રશ્નકર્તા :** એ ચિડાવાનું શાથી થાય છે ?

**દાદાશ્રી :** એ ના ભળ્યો હોય તોય થાય, પુદ્ગલ ક્રિયા છે. જો કદિ એને ના ગમતું હોય તોય આ ક્રિયા થયા કરે.

**પ્રશ્નકર્તા :** એ ના ગમતું થાય છે, માટે છૂટો છે એવું કહી શકાય ?

**દાદાશ્રી :** એ તો દીવા જેવી વાત છેને, એ તો બધા કહે, નાનું છોકરુંય કહે. પણ ચિડાયો તો એને કંઈ અમે એમ ના માનીએ કે આને રાગ-દ્વેષ થયા છે. તું ચિડાય તો હું ના માનું અને બીજો ના ચિડાય તોય માનીએ આને રાગ-દ્વેષ છે. જ્ઞાન ના લીધેલું હોય ને આમ ઠંડાઈથી વાત કરતો હોય તોય આપણે કહીએ કે રાગ-દ્વેષ છે. સામાન તૈયાર છે, મશીનરી ચાલુ છે રાગ-દ્વેષવાળી. ચિડાય તો એ દ્વેષમાં છે ને ચિડિયો ના થાય તો કંઈ રાગમાં છે પણ છે ખરોને કશાકમાં. અને આ અક્રમ વિજ્ઞાનનો પ્રતાપ તો જો ! પાછું કોઈ સાધુ-આચાર્ય કબૂલ ના કરે. છતાં આપણા મહાત્માઓ

કબૂલ કરે પાછાં. બે-પાંચ નહીં, બધાય. બધાય એકી સાથે આંગળી ઊંચી કરે. ત્યારે પેલા શું કહે બધા ? અરે, આ ગાંડા લાગે છે બધા, હં ! આ પેલી એમની દુનિયા ડાહી અને આપણી દુનિયા ગાંડી બધી !

પહેલાં તો સાહેબ કંઈક જરા ઊંધું-છતું કરતો હોય તો આપણે એના માટે રાત-દહાડો વિચારો મહીં આવે ને મનમાં એમ થયા કરે કે સાલાને કશુંક આવે તો ઘાટ કરીએ, એના માટે ખરાબ વિચારો આવે, એ બધું દ્વેષ કહેવાય. અને કોઈ ઉપરી છે તે આપણા માટે હેલ્પ કરતો હોય, તો એના માટે બહુ ભાવ આવે તો એ રાગ કહેવાય, બસ. તે આ હવે દ્વેષ ય ના થાય ને રાગે ય ના થાય, સમભાવે નિકાલ થઈ જાય.

ક્રિયાઓ બધી પ્રાકૃતિક છે. એમાં રાગ-દ્વેષ નહીં તે જ મોક્ષ છે. કડવા પર દ્વેષ ને મીઠાં પર રાગ થાય એ અજ્ઞાનતાનો સ્વભાવ છે. અજ્ઞાન જાય તો કડવું-મીઠું ના રહે.

## પછી એ ભરેલો માલ !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લેતાં પહેલાં અને હજુ પણ કોઈ કોઈવાર એવું થાય છે કે આપણને પોતાને કંઈક તકલીફ પડી હોય પછી એવી કંઈ તકલીફ બીજાને પડે, તો અંદરથી એવું થયું કે, સારું થયું આવું થયું તે. એ શું છે ?

**દાદાશ્રી :** એ સારું થયું, એમ થાય એ દ્વેષનું પરિણામ છે, અને ખરાબ થયું એમ આવે તો, રાગનું પરિણામ છે. એ રાગ-દ્વેષના પરિણામનાં ભાવ જે મહીં ભરેલા તે માલ આજે નીકળે છે. ત્યાં ભગવાનને ત્યાં સારું-ખોટું કશું છે નહીં. બધું જ્ઞેય જ છે. એ જાણવા જેવું જ છે.

**પ્રશ્નકર્તા :** આવું થાય ત્યારે શું કરવું ? પ્રતિક્રમણ કરી લેવું ?

**દાદાશ્રી :** એવું થાય તે જોવાનું, આવું થયું અહીં આગળ ને અહીં આવું થયું. એમાં આપણે એ જ જોવાનું. અને જો કદી વધારે પડતું સામા માણસને અન્યાય થતો હોય, દ્વેષ પરિણામથી તો ત્યાં આગળ ચંદુભાઈને એમ કહેવાનું કે ભઈ, તમે પ્રતિક્રમણ કરો. તમે અતિક્રમણ કેમ કર્યું ?

માટે પ્રતિક્રમણ કરો. વધુ પડતું હોય તો, નહીં તો દુઃખદાયી સામાને ના થઈ પડતું હોય તો કશી જરૂર નહીં. એ તો ખાલી આપણી સમજ છે. આપણે આપણી મેળે ધોઈ નાખવાનું, જ્ઞેય તરીકે જોયું એટલે ધોવાઈ ગયું. અને અજ્ઞાન દશામાં તો કોઈનું એવું ખરાબ થાય તો 'સારું થયું' એમ લાગે અને એના ઉપર દ્વેષ વર્તતો જ હોય. અત્યારે દ્વેષ વર્તે નહીં પાછળ. લાગે ખરું કે ખરાબ થયું, સારું થયું એમ લાગે. એટલે ભરેલો માલ છે તે બધો નીકળે છે.

## વિષયગ્રંથિ છેદન, ત્યાં નિજ સ્પષ્ટવેદન !

**પ્રશ્નકર્તા :** આ દ્વેષ છે તે જાગૃતિમાં રખાવે છે અને રાગ તન્મયાકાર કરાવે છે. તો આ કામ-ક્રોધથી શું ખોટ આવે છે ? એની જરૂર નહીં ?

**દાદાશ્રી :** કામ-ક્રોધ બધાં દુઃખ આપ્યા કરે. બહુ દુઃખ આપે. એની જરૂર તો એવું છે ને કે સંસાર એને ગમતો હોય ત્યાં સુધી એની જરૂર છે. પણ એને દુઃખ સહન ના થતું હોય તો કામ-ક્રોધ જ દુઃખ આપનાર છે, છોકરો નથી આપતો. બહાર કોઈ દુઃખ આપતું નથી. આ પોતાના અંતર શત્રુઓ જ દુઃખ આપે છે.

એ ષડરિપુ એ જ દુઃખ આપે છે. બહાર કોઈ દુઃખ આપનાર નથી, આ જ મૂઆ છે. એ જો છૂટા થઈ ગયા આનાથી તો નિવેડો આવ્યો. આ હું જોઉં છું ને મને કોઈ બહાર દુઃખ નથી આપતું. ષડરિપુ મહીં હતાં ત્યાં સુધી દુઃખ આપતા હતા. હવે મહીં એ લોકોએ બધું બંધ કરી દીધું, સૌ સૌને ગામ ચલે ગયા.

ઘરમાં અકળામણ થાય છે, તેનું શું કારણ ? ત્યારે કહે, ધણી એવો છે ? ના. તો કહે, બૈરી એવી છે ? ના. રાગ-દ્વેષ છે માટે દુઃખ થાય છે. રાગ-દ્વેષ ના હોય તો કોઈની જોડે અથડામણ જ ના થાય. રાગ-દ્વેષ છે, પોતાને. રાગ-દ્વેષ એટલે સ્વાર્થ. સહુ સહુના સ્વાર્થમાં પડવું, એનું નામ રાગ-દ્વેષ. અમને સ્વાર્થની છે કોઈ ભાંજગડ ? કોઈની જોડે અમારે કશું જોઈએ જ નહીં, તો કશી ભાંજગડ નહીં. આ તો એક રસાસ્વાદ ચાખવા સારું જો ભાંજગડ, જો ભાંજગડ, જો ભાંજગડ અને ચાખીને જાણે

કે ના કાયમના સુખિયા થઈ જતાં હોયને તોય સારું. પણ આ ચાખ્યા તોય રોકકળાટ, રોકકળાટ, બળ્યો. સાચું કહેજો, રોકકળાટ ખરો કે નહીં, ચાખ્યા તોય ?

**પ્રશ્નકર્તા :** થાય, એકદમ સત્ય !

**દાદાશ્રી :** આ બધું રાગ-દ્વેષને લઈને છે. બઈનો ય દોષ નથી, ભઈનો ય દોષ નથી. સારાં સારાં માણસોની અંદર ઝઘડા હોય છે. એનું શું કારણ કે રાગ-દ્વેષ. અને જો વીતરાગતાપૂર્વક હોય તો તો ઝઘડો થાય નહીં. પણ તે તો ક્યારે હોય ? આત્મજ્ઞાન સહિત હોય ત્યારે. તે પેલી બઈ કહેશે, 'તમારામાં અક્કલ નથી.' ત્યારે કહે, 'તેં આજે કહ્યું, તે સારું થયું. આ ચંદુ તો આવો જ છે, પહેલેથી જ આવો છે. તેં આજ કહ્યું ત્યારે મેં જાણ્યું. તેં તો હમણે જ જાણ્યું, હું તો પહેલેથી જ જાણું આ ચંદુને !'

**પ્રશ્નકર્તા :** સ્પષ્ટ વેદન થાય ત્યારે તો વિષય-વિકાર પણ ના રહે ને ?

**દાદાશ્રી :** એ વિષયની હયાતી હોય, ત્યાં સુધી સ્પષ્ટ વેદન થાય જ નહીં. સ્પષ્ટ વેદન ક્યારે થાય કે આ મન-વાણી દેહમાંય પોતાનું માલિકીપણું ના હોય. અમારી નિર્વિચાર દશા છે, અમારી નિર્વિકલ્પ દશા છે, અમારી નિરીચ્છક દશા છે, ત્યારે આ દશા ઉત્પન્ન થઈ છે. એ દશાને અમે ધન્ય ધન્ય, એને નમસ્કાર કરીએ છીએ. એટલે આ દશાએ પહોંચવાનું છે. પછી એકાદ સ્ટેશન રહ્યું છે તો છોને રહ્યું. આટલા બધા સ્ટેશનો ઓળંગ્યા. હવે એકનો શું હિસાબ ? અને તે ય ભગવાનની હદમાં જ હોય. સિગ્નલે ય આવી ગયું, બધું આવી ગયું. ક્યારનું ય આવી ગયું. તમારે ય સિગ્નલ ઓળંગી લીધું. પ્લેટફોર્મ તો નથી આવ્યું પણ સિગ્નલ તો ઓળંગ્યું છે.

**પ્રશ્નકર્તા :** ભગવાનની હદ અને ભગવાનની હાજરી બેય.

**દાદાશ્રી :** હા, ભગવાનની હદ ને ભગવાનની હાજરી ! કલ્યાણ કરી નાખેને !

## સો ટકા ગયા રાગ-દ્વેષ !

જુઓ આમાં એવું લખ્યું છે કે ''એક પરમાણુ જેટલો પણ રાગ-દ્વેષ, ક્રોધ-માન-માયા-લોભ ભાવ વિદ્યમાન છે, એ બધાં શાસ્ત્રોનો જાણનાર હોવા છતાં પણ આત્મા જાણતો નથી અને આત્મા જાણતો નથી એટલે અનાત્માનેય જાણતો નથી. એટલે સમ્યક્ દૃષ્ટિ ય નથી'' કહે છે. શું કરશો હવે ? તદ્દન સો ટકા સાચી વાત લખી છે અને મેં સો ટકા સાચી વાત આપી છે. ત્યારે આ ભૂલ કોની થાય છે આ ?

**પ્રશ્નકર્તા :** એક પરમાણુ પણ રાગનું રહ્યું નથી એવું વ્યક્તિને ભાન ક્યારે થાય ? અને એ ભાન કેમ થતું નથી ?

**દાદાશ્રી :** પણ એનું ભાન પૂછવું જોઈએ. આ કરેક્ટ છે કે મારી કંઈ ભૂલ થાય છે એમ પૂછવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે ખબર પડે કે આ રાગ-દ્વેષનું એક પણ પરમાણુ રહ્યું છે કે નથી રહ્યું ?

**દાદાશ્રી :** રાગનું પરમાણુ રહ્યું નથી એવું હું જાણું છું ને તમે નથી જાણતા એ કેમનું ?

**પ્રશ્નકર્તા :** એમ નહીં, વ્યવહારમાં ?

**દાદાશ્રી :** એ વ્યવહાર કહો કે તહેવાર કહો. પણ આ પરમાણુ નથી તમારામાં. આ તો વ્યવહાર કંઈ એક જાતનો હોય છે ? તહેવાર નથી આવતા ! દિવાળીનો તહેવાર, ધનતેરસનો તહેવાર, બધાં નથી આવતા ! પણ પરમાણુ રાગના નથી તમારામાં.

**પ્રશ્નકર્તા :** રાગનું એક પણ પરમાણુ ના હોય, બહુ જ મોટી વાત છે આ તો !

**દાદાશ્રી :** હા. એ એક પરમાણુ હોય તો તો પછી એ સમ્યક્ દૃષ્ટિ કેમ હોય ? હા. ત્યારે પછી ! તમે સમ્યક્ દર્શનવાળા છો. અને આનું લખેલું

ખોટું છે કે તમારું ?

**પ્રશ્નકર્તા :** આ લખેલું બરાબર છે.

**દાદાશ્રી :** મારું આપેલું હંડ્રેડ પરસેન્ટ બરોબર છે. મેં સમ્યક્ દર્શન આપ્યું તે હંડ્રેડ પરસેન્ટ બરોબર છે અને આમાં લખેલુંય બરોબર છે, તો ભૂલ કોની છે એ ખોળી કાઢો એ.

હવે ચંદુભાઈ છો કે શુદ્ધાત્મા છો ?

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા.

**દાદાશ્રી :** તો શુદ્ધાત્મામાં એક પરમાણુ રાગનું, દ્વેષનું કશું રહ્યું નહીં. માટે તમને સંપૂર્ણ શુદ્ધાત્મા બનાવ્યા છે પદમાં ને શું કરવા આમ કરો છો ? તમને હંડ્રેડ પરસેન્ટ પદમાં બેસાડ્યા છે ને, જ્યાં કિંચિત્માત્ર રાગ-દ્વેષ, ક્રોધ-માન-માયા-લોભ નથી. તમને સમજાઈ ગયુંને આ આંટી ? આ તો તમારી પહેલાંની આદત છે ને તે જતી નથી. આદતમાં કે આ મને જ થઈ ગયા. આ તો ગેરન્ટેડ છે. આ કંઈ જેવી તેવી વસ્તુ નથી. આ ગેરન્ટેડ મોક્ષ આપેલો છે. હાથમાં મોક્ષ આપેલો છે. પણ ભોગવતાં આવડે એટલું એના બાપનું.

## લઢે-વઢે તોય વીતરાગ !

રાગ-દ્વેષ એ જ સંસાર. આ જ્ઞાન મળ્યા પછી આજ્ઞા પાળે, તો આજ્ઞા પાળતાંની સાથે રાગ-દ્વેષ બિલકુલ ખલાસ થઈ જાય. એટલે અહીં રાગ-દ્વેષ હોય નહીં. અને તે છોકરાંઓને મારતો હોય તોય અમે કહીએ કે આ મોક્ષમાં છે. હમણાં તમારી જોડે બસમાં બધાં મહાત્માઓ આવે. ચારસો-પાંચસો માણસ હોય બસોમાં. તો એ લઢમ્લઢા કરે, તો અમે તો એમને આશીર્વાદ આપીએ. લઢજો, મારી હાજરીમાં લઢો, કહીએ. ગેરહાજરીમાં છૂટકારો કંઈ નહીં થાય એવો. અહીં મારી હાજરીમાં લઢો તોય એનો ઉકેલ આવી જાય. ચોખ્ખું થઈ જાયને બધું. ફાઈલો ક્લિયર થઈ જાય.

આપણા મહાત્માઓ બધા જાણે કે વીતરાગ જ છે. ધંધો કરે, વઢે-લઢે તોય વીતરાગ છે. એ એમને ખબર ના પડે. છતાં મને તો ખબર પડે ને ! તમને ખબર ના પડે ? તમારા મનમાં એમ થાય કે સાલું, વીતરાગ કેમ હઈશ ? પણ મને તો ખબર હોય ને ! કારણ કે ડૉક્ટર તો જાણે. તે દર્દીના મનમાં એમ થાય કે હારુ દર્દ વધ્યું કે ઘટ્યું ? વહેમ પડે. પણ મને તો ખબર હોય ને કે દવા જે આપી છે. આમને વધે-ઘટે એવું લાગ્યું એટલે તરત દવા કહી દીધીને !! બધે જ રાગ-દ્વેષ, રાગ-દ્વેષ, રાગ-દ્વેષ. ગમ્મે ત્યાં ધર્મમાં જાઓ, રાગ-દ્વેષ વગર હોય નહીં. સંતો ઉપર રાગ અને નાલાયક ઉપર દ્વેષ ! બીજું શું ?

એક જણ કહે, હું ગુરુના આશ્રમમાં ગયો, ત્યાં મારે રાગ-દ્વેષ નહીં ને ? મેં કહ્યું, ત્યાં ય બધા પુષ્કળ, અહીંના જેટલાં જ ત્યાંય. કારણ કે જ્યાં સુધી રાગ-દ્વેષ તારી પાસે છે ત્યાં સુધી એ થશે, તું ગમ્મે તે સ્થળમાં જઉં, સ્થળ શું કરે તે ? તારી પાસે સિલ્લક જ રાગ-દ્વેષની છે. તું ગમ્મે તે સ્થળ બદલે તોય પણ સિલ્લક તો સિલ્લક બોલશે જ. મેં તમારી પાસે સિલ્લક જ રાખી નહીં, તો પછી ગમે તે સ્થળમાં જાવ તો રાગ-દ્વેષ થાય જ કેવી રીતે ? 'હું' અને 'મારું' એ જ રાગ-દ્વેષ. 'હું,'-'મારું' નથી એટલે રાગ-દ્વેષ ક્યાંથી હોય ? 'હું'-'મારા' વગરના કયા સાધુઓ-સંતો રહ્યા છે ? તમારું 'હું' 'મારું' ખરું પણ ડ્રામેટિક. ત્યારે ડ્રામામાં રાગ-દ્વેષ હોય નહીં, ગમ્મે એટલું લઢમ્લઢા કરે, મારંમારા કરે, ગાળો ભાંડે તોય પણ રાગ-દ્વેષ નહીં. રાગ-દ્વેષ વગરની જગ્યા જોવી હોય તો એ જોવી. તમે ડ્રામા નહીં જોયેલો, નહીં ?

## રાગ-દ્વેષ એ વ્યતિરેક ગુણ !

**પ્રશ્નકર્તા :** અને આમ તો રાગ-દ્વેષ એ વ્યતિરેક ગુણ કહેવાય ?

**દાદાશ્રી :** હા, વ્યતિરેક. જો જ્ઞાની પુરુષ જ્ઞાન આપેને તો બેઉનાય છૂટી જાય. તમને દેખાય છે ખરાં અસ્તિત્વમાં. પણ બેઉના છે નહીં. આ ગુણો મૂળ ચેતનમાં નથી અને મૂળ પરમાણુમાં નથી. વિકૃતતામાં છે આ. એટલે આ બન્નેના ગુણ છે નહીં, છતાં ઊભાં થયા છે. અને વિકૃતતાને

લીધે કેટલાંક લોક કહે છે, મારા આત્મામાં છે. કેટલાંક લોક કહે છે, પુદ્‌ગલમાં છે.

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલ એ વ્યતિરેક ગુણ કહેવાય ?

**દાદાશ્રી :** હા, મૂળ પરમાણુનો ગુણ નથી આ કે ચેતનનો ગુણ નથી.

પુદ્‌ગલ એટલે પૂરણ ને ગલન. તે જ્ઞાન મળતાની સાથે પૂરણ બંધ થઈ ગયું. હવે ગલન એકલું રહ્યું. પૂરણ દોષોથી બંધન છે, ગલન દોષો એ નિર્જરા છે. ગલન દોષો એ બંધ વગરની નિર્જરા છે અને પૂરણ દોષો એ સંવર વગરનો બંધ છે.

## પુદ્‌ગલમાં રાગ-દ્વેષ નહીં તે જ્ઞાન !

એ તો પુદ્‌ગલ જ છે. છે જ નહીં પુદ્‌ગલ સિવાય કશું. પુદ્‌ગલમાં રાગ-દ્વેષ થવા એનું નામ સંસાર. મૂર્છા થઈ એનું નામ સંસાર અને પુદ્‌ગલમાં રાગ-દ્વેષ ના થવા, એનું નામ જ્ઞાન. એનું નામ મુક્તિ, બસ. આટલું જ છે. છે પુદ્‌ગલ જ. એનું એ જ પુદ્‌ગલ. બીજું કંઈ આઘુંપાછું થતું નથી. પહેલાં રાગ-દ્વેષ થતા હતા ને આ રાગ-દ્વેષ ના થાય. ખાવું-પીવું, હરવું- ફરવું, બોલવું-ચાલવું, સત્સંગ-બત્સંગ બધું પુદ્‌ગલ છે. પણ જેમ સાબુથી મેલ કાઢીએ તે સાબુ પોતાનો મેલ પાછો ચોંટાડતો જાય. એવું આપણે આ સત્સંગ કરીએ. તે જ્ઞાની પુરુષની પાસે સત્સંગ કરીએ તો શુદ્ધ સત્સંગ કહેવાય. એટલે મેલ જ્ઞાનીઓનો ના ચઢે આપણી ઉપર અને આપણો મેલ ઊતરી જાય અને બહાર તો ગુરુનો મેલ ચઢે પાછો. તે પાછો ટીનોપોલ નાખવો પડે. ત્યાર પછી એ મેલ નીકળે ત્યારે ટીનોપોલનો મેલ ચઢે. આ શુદ્ધ સત્સંગ કહેવાય. એટલે મેલ ચઢે નહીં. હવે રાગ-દ્વેષ નથી થતાંને ? થયું ત્યારે !

ઈન્દ્રિયોથી જુએ છે, જાણે છે છતાં રાગ-દ્વેષ નથી એ અતીન્દ્રિય જ્ઞાન છે અને રાગ-દ્વેષ છે એ ઈન્દ્રિય જ્ઞાનથી જુએ છે, જાણે છે ! ઈન્દ્રિય દૃષ્ટિ રાગ-દ્વેષ કરાવે, સમકિત દૃષ્ટિ 'શુદ્ધાત્મા' જ જુએ.

## જ્ઞાનપ્રકાશને ન હોય મૂર્છા !

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા જે છે એ તો જ્ઞાનસ્વરૂપ છે ને પ્રકાશસ્વરૂપ છેને ?

**દાદાશ્રી :** આવો પ્રકાશ નથી હોતો.

**પ્રશ્નકર્તા :** ના. જુદો પ્રકાશ પણ પ્રકાશરૂપી શુદ્ધ ચેતન....

**દાદાશ્રી :** આ તો પર પ્રકાશ છે, એવો પ્રકાશ નહીં. પ્રકાશ એટલે શું કે કોઈ વસ્તુમાં મૂર્છા ઉત્પન્ન ન થવા દે. જગતની બધી ચીજો જુએ પણ મૂર્છા ઉત્પન્ન થવા ના દે આ જગતમાં એવો પ્રકાશ છે. આ ફોર્ટમાં જાય તો બધી ચીજો જુએ તો કેટલી ચીજોમાં મૂર્છા થાય ?

**પ્રશ્નકર્તા :** થાય છે.

**દાદાશ્રી :** પણ આ મૂર્છા ના થવા દે એ પ્રકાશ. કશું ગજવામાં હોય, રૂપિયા હોય તોય લેવાનું મન ના થાય.

**પ્રશ્નકર્તા :** જો જો કરવાનું મન થયા કરે.

**દાદાશ્રી :** ના, જુએ તેનો વાંધો નહીં. જોવાનો તો આત્માનો ધર્મ જ છે પણ એમાં છે તે એને મૂર્છા ઉત્પન્ન ના થાય. આ પ્રકાશને લીધે જુએ છતાં મૂર્છા ઉત્પન્ન ના થાય ને પ્રકાશ ના હોય ત્યારે જુએ કે તરત જ મૂર્છા થઈ જાય એને. સાડી દેખી કે ઘેર આવીને તેને યાદ રહ્યા કરે કે પેલી સરસ સાડી હતીને ! એ સાડીમાં ખોવાઈ ગયેલી હોય. અને આ જ્ઞાન મળ્યા પછી પ્રકાશ મળ્યો એટલે એને મૂર્છા ઉત્પન્ન ના થાય. મૂર્છા ઓછી થઈ છેને બધી ?

**પ્રશ્નકર્તા :** જોઈ હોય વસ્તુ પણ હવે એની ઈચ્છા ના થાય.

**દાદાશ્રી :** હા, એટલે મૂર્છા ના થાય. આ પ્રકાશ મૂર્છા ના કરાવડાવે. હેય રાગ-દ્વેષવાળું બધું જુએ, આમ જુએ, તેમ જુએ. આમ ફેરવીને જુએ, તેમ ફેરવીએ જુએ પણ મૂર્છા ના થાય. આત્મા આત્માની જગ્યા અને એ

એની જગ્યાએ. પેલું મૂર્છા થઈને તે આત્મા આખો એની મહીં પેસી જાય.

**પ્રશ્નકર્તા :** મૂર્છા આવે છે એ પ્રાકૃતિક સ્વભાવની મૂર્છા ?

**દાદાશ્રી :** હા, પ્રાકૃતિક સ્વભાવની મૂર્છા છે. આપણે એને ચારિત્રમોહ કહ્યો એટલે પહેલાનો મોહ ભરેલો છે તે આજે પ્રગટ થયો. તે આપણે જ્ઞાને કરીને સમભાવે નિકાલ કરીએ. સમભાવે નિકાલ કરવો એનું નામ જ્ઞાને કરીને નિકાલ કરી નાખવો. આંખને આમ ખેંચાય પણ જોડે જોડે જ્ઞાન હાજર હોય કે આવું ના હોવું જોઈએ. એ ઊડી ગયું બધું. આ જ્ઞાન મૂર્ચ્છા ઉડાવ્યા વગર રહે નહીં, પણ ચારિત્રમોહ તો હોય જ.

**પ્રશ્નકર્તા :** એ બધું વ્યવસ્થિત ખરું ?

**દાદાશ્રી :** હા, વ્યવસ્થિત !

## રાગ-દ્વેષ રહિત તે અહિંસક !

**પ્રશ્નકર્તા :** કયા સ્ટેજમાં રાગ થાય તે હિંસા છે ?

**દાદાશ્રી :** આ રાગ ને દ્વેષ બેઉ હિંસા છે. દ્વેષે ય હિંસા છે ને રાગે ય હિંસા છે. રાગથી જ માણસો બધી હિંસામાં પ્રેરાય છે. એ સમજવા જેવી વાત છે. એકદમ ના સમજ પડે. ભગવાન અહિંસક કેમ કહેવાયા ? ત્યારે કહે, એમનામાં રાગ-દ્વેષ ન હતા માટે એ અહિંસક કહેવાયા. સંપૂર્ણ અહિંસક !

**પ્રશ્નકર્તા :** સ્વભાવમાં હોય એ અહિંસક.

**દાદાશ્રી :** સ્વભાવમાં હોવું એ તો જાણે ભગવાન કહેવાય. પણ આ રાગ-દ્વેષનો અભાવ થવો, એનું નામ અહિંસક. રાગ-દ્વેષનો અભાવ થવો પછી સ્વભાવમાં આવ્યા.

## જેટલો રોગ એટલો રાગ !

**પ્રશ્નકર્તા :** ગાંધીજીએ શ્રીમદ્ રાજચંદ્ર વિષે લખેલું કે એમનામાં

જેટલો રોગ હતો એટલો એમને મહીં રાગ હતો.

**દાદાશ્રી :** એ નિયમ જ છે. જેટલો રોગ એટલો રાગ જ હોય. આજે એને રાગરૂપી રોગ હોય યા ના પણ હોય. એમ કેમ ? આ અત્યારે જે આ રોગ છે તે રાગનું જ પરિણામ છે. પણ આજે રાગ ન પણ હોય. આ તમને બધાને કંઈ રોગ હોય, હવે એ રાગનું પરિણામ છે. તમને રાગ-દ્વેષ નથી એટલે અત્યારે બીજા એવા રાગ પરિણામ ના હોય.

કૃપાળુદેવમાં આથી એમ કહી ના શકાય કે આમ જ છે. કારણ કે એવું કહી શકાય કે આ રાગનું પરિણામ છે આ. પણ અત્યારે રાગ છે એવું ના મનાય. હવે એ છે તે આ ઝીણી વાત તો કોઈને સમજાય નહીં ને આ વાત તો ? જ્ઞાની પુરુષ કહે ત્યારે સમજાય. આ તો દીઠું એવું કહ્યું.

અને તીર્થંકરોને. એમની ભૂમિકા જ એવી હોય કે વીતરાગ, રાગ-દ્વેષ રહિતનું પરિણામ હોય એમને. અને ફરી રાગ-દ્વેષ રહિત હોય, બન્ને ભેગું થાય.

**પ્રશ્નકર્તા :** દ્વેષને લીધે પણ રોગ હોય ને કે ખાલી રાગને લીધે જ હોય ?

**દાદાશ્રી :** એ તો રાગ-દ્વેષ બન્નેથી રોગ. રાગ કહેવાનો અર્થ એટલે રાગ-દ્વેષ બન્ને હોય. એક હોય ને ત્યાં બીજું હોય જ. ઘણાં ખરા તો દ્વેષના જ રોગ હોય છે. ઘણાં ખરા દ્વેષના જે દુઃખ આપે ને બહુ એ દ્વેષના રોગ અને દુઃખ બહુ ના આપે એ રાગના રોગ. દુઃખ બહુ ના આપે, દવા જલ્દી મળી જાય એ બધા રાગના પરિણામ.

એટલે હિસાબ છે બધો. જેટલું કૂદવું હોય એટલું કૂદો. તમારા જોરે કૂદવાનું છે. માટે કોઈ ગાળ ભાંડે તો એનો નિવેડો લાવી નાખજો. કારણ કે સત્તા નથી કોઈને ગાળ ભાંડવાની. અને એણે જો ભાંડી તો ધેર ઈઝ સમથીંગ રોંગ. એનો નિવેડો લાવી નાખજો. કોઈ નુકસાન કરી જાય તોય નિવેડો લાવી નાખજો. તમે કોઈનું નુકસાન કરી નાખો તો પ્રતિક્રમણ કરી લેજો. રીત છે એટલી તમને કહી દઈએ. કો'કનું કંઈક થઈ ગયું કશું

ઊંધું તો પ્રતિક્રમણ કર. સમાધાન થતું થતું જો એ સમાધાન આપણા મનનું ફીટ થઈ જાય. તે પછી આપણે જેવી એ દશા ઉત્પન્ન થાય, તે ઘડીએ આ સમાધાન હાજર થઈ જાય. આ જ્ઞાન હાજર થઈ જાય એટલે એ ફળ આપે આપણને. એટલા માટે રાત-દહાડો સાંભળ સાંભળ કરવાનું, ધંધો બંધ કરીને નહીં. ધંધો ય ચાલુ રાખવાનો અને આ ય ચાલુ રાખવાનું. જે એક પક્ષમાં પડે, એ બન્ને પક્ષનું ખરાબ કરે છે. સંસાર પક્ષમાં પડ્યો તો સંસારે ય બગાડે છે અને આ નિશ્ચય પક્ષે આત્માને ય બગાડે છે. ધર્મમાં પડેલો સંસારને બગાડે છે અને આત્માને ય બગાડે છે, બેઉ બગાડે છે. પણ બન્નેમાં રહ્યો સમતુલામાં તો એ કશું બગાડતો નથી, એ આપણે કહેવા માંગીએ છીએ. ઘેલા ના થશો.

## રાગ-દ્વેષ રહિત તે શુદ્ધ જ્ઞાન !

હવે આત્માને ઉપયોગમાં રાખવો એટલે, આત્મા કોઈ વસ્તુ નથી, જ્ઞાન-દર્શન છે. તે જ્ઞાન-દર્શનને ઉપયોગમાં રાખવાનું, શુદ્ધ જ્ઞાન-દર્શન. શુદ્ધ જ્ઞાન-દર્શન કોને કહેવાય ? ત્યારે કહે, રાગ-દ્વેષ વગરનું જ્ઞાન-દર્શન એ શુદ્ધ જ્ઞાન-દર્શન અને આ જગતની પાસે જે જ્ઞાન-દર્શન છે એ રાગ-દ્વેષવાળું છે. તે અશુદ્ધ છે, રાગ-દ્વેષ સહિત છે અને રાગ-દ્વેષ રહિત તે શુદ્ધ જ્ઞાન કહેવાય.

❖ ❖ ❖ ❖ ❖

# [૨.૨]
# ગમો-અણગમો

## અહંકાર ભળે તો જ રાગ-દ્વેષ !

**પ્રશ્નકર્તા :** આપણી ચિત્તધારામાં આ ગમો-અણગમો આવ્યો તો આ જ્ઞાતા-દ્રષ્ટામાં અજાગૃતિ ખરી કે નહીં ?

**દાદાશ્રી :** જાગૃતિપૂર્વક પોતાને ખબર પડે. અહીં બેસે છે આ, અહીં ના બેસે. પછી ત્યાં ય ના બેસે. મારું કહેવાનું, બાંકડો છે ઘેરે, આપણે રસ્તા પર ચાલ્યા, બેસવાનો થાક લાગ્યો. એક ભાંગલો બાંકડો છે અને નીચે જરા સડેલો છે, તે બાંકડા ઉપર બેસવા કરે એથી કંઈ એમાં રાગ-દ્વેષ નથી હોતાં, ગમો-અણગમો હોય છે, લાઈક એન્ડ ડીસલાઈક !

**પ્રશ્નકર્તા :** એટલે પ્રાકૃતિક જે માલ ભરેલો હોય એ જ ?

**દાદાશ્રી :** એ જ, બીજો નહીં. એને અહંકાર ભળ્યો હોત તો રાગ-દ્વેષ થાત. આજે જો એનો અહંકાર ના ગયેલો હોત, તો એ જ વસ્તુ માટે રાગ-દ્વેષ થાત. અહંકાર ગયાનું ફળ એ થયું કે રાગ-દ્વેષ ના થાય.

**પ્રશ્નકર્તા :** ખાલી ગમો-અણગમો રહે.

## નથી રાગ-દ્વેષ, અક્રમ જ્ઞાન પામ્યા પછી !

**પ્રશ્નકર્તા :** ગમે અને બહુ ગમેમાં શું ફરક ? બહુ ગમે એટલે રાગ કહેવાય ?

**દાદાશ્રી :** ગમે એટલે આઈ લાઈક અને બહુ ગમે એમાં વેરી લાઈક. એમાં કશું ફેર નહીં. રાગ ના થાય. આપણું જ્ઞાન આપ્યા પછી રાગ થાય જ નહીં. અમારી આજ્ઞા પાળે તો રાગ થાય નહીં. રાગે ય ના થાય ને દ્વેષે ના થાય અને રાગ-દ્વેષથી સંસાર ઊભો રહ્યો છે. આપણું જ્ઞાન મળ્યા પછી રાગ-દ્વેષ થાય નહીં અને ક્રોધ-માન-માયા-લોભ થાય છે એ રાગ-દ્વેષ રહિત થાય છે. એમાંથી એક્સ્ટ્રેક્ટ ખેંચાઈ ગયેલો છે. જેમ તજમાંથી એક્સ્ટ્રેક્ટ ખેંચી લીધો હોય ને તો કહેવાય તજ પણ તજના ગુણ ના હોય, એ લાકડું જ હોય. એટલે આ એક્સ્ટ્રેક્ટ ખેંચાઈ ગયેલો છે.

જેમાં અહંકાર ભળ્યો હોય એ રાગ-દ્વેષ કહેવાય. ડિસ્ચાર્જ રાગ-દ્વેષને ગમો-અણગમો કહે છે. એટલે કોઈ વસ્તુ ગમતી હોય આપણને અને કેટલીક ના ગમતી હોય એ રાગ-દ્વેષ નથી. ગમો-અણગમો એ ડિસ્ચાર્જ છે. રાગ-દ્વેષ હોય તો તો કર્મ બંધાઈ જ જાય. ગમવામાં અહંકાર ભળે ત્યારે રાગ કહેવાય.

ગમો-અણગમો તો તમને હોય જ એવું નહીં, અમને હઉ હોય. કોઈ અહીં ગાદી પર બેઠેલું ના હોય, તો અમે અહીંથી પેસીએ તો સીધા અહીં ગાદી પર આવીને જ બેસીએ. અહીં નીચે ના બેસીએ ત્યારે કોઈ કહે, ગાદી પર તમને રાગ છે ? ના. એ કહેશે, તમે અહીં નીચે બેસો તો અમે ત્યાં બેસીએ. અમને દ્વેષ નથી છતાં લાઈક અને ડીસ્લાઈક રહ્યું. પહેલાં તો અમે આ લાઈક જ કરીએ પણ અહીંથી ઊઠાડે તો અમને દ્વેષ ના થાય પણ બેસીએ તો અહીં જ. એ કર્મ કંઈ ચોંટે નહીં.

## ભાવતું-ના ભાવતુંમાં ડખલ કોની ?

ખોરાક ખઈ લીધો પછી ના સાંભરે, એ રાગ-દ્વેષ ગયા તેથી.

**પ્રશ્નકર્તા :** ખોરાકમાં પણ લાઈક-ડીસ્લાઈક હોય છે ને ? ખોરાકની અંદર આ ગમે-ના ગમે એવું હોય છે ને ?

**દાદાશ્રી :** ખરુંને. બધામાં, એ દરેક વસ્તુમાં. ખોરાક ના ભાવવો અને અણગમો થવો એ બેમાં બહુ ફેર. એને ખાટું ખાવું હોય છતાં ખવાય

નહીં એ જુદું પાછું. એ અંદર પરમાણુની ડખલ છે. તે ખાવા દે નહીં. દસ વર્ષ પહેલાં તમે કહેતાં હોય કે ગોળનો લાડવો મને ભાવતો નથી અને આજે તમે કહો કે ખાંડનો ભાવતો નથી ને ગોળનો ભાવે છે. શું કારણ ? સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ. મહીં પરમાણુઓ બદલાયા. જે માંગનારા છે અંદર, તે બધા બદલાયા અને પેલા વ્યવહારિક માણસને સમજાય કે હું જ કરું છું આ બધું.

આપણે એને પૂછીએ, 'તું કરતો હોય તો તારે ખાવું છે, તો તને કેમ નથી ખવાતું ?' 'પણ હું શું કરું ? ભાવતું નથી' કહે છે. અલ્યા, પણ શાથી ? તારે ખાવું છે તો ભાવતું નથી, તો કોની ડખલ છે તે કહે મને. એ એમ જાણે કે ભાવતો નથી તે મારો સ્વભાવ થઈ ગયો. હવે શી રીતે આવી સમજણ પડે ? બીજી ડખલ છે એની ખબર નહીં ને ?!

## દાદાનો ગમો-અણગમો !

**પ્રશ્નકર્તા :** અક્રમ જ્ઞાનીને ગમો-અણગમો હોય ખરો ?

**દાદાશ્રી :** ગમો-અણગમો દેખાવ પૂરતો હોય, નાટકીય. નાટકમાં ના ગમે એની ઉપર દ્વેષ નથી અને ગમે એની પર રાગ નથી.

**પ્રશ્નકર્તા :** જરા દાખલો આપીને સમજાવોને, નાટકીય ગમો ને અણગમો.

**દાદાશ્રી :** 'ભિક્ષા દેને મૈયા પીંગળા' કહે છેને, પણ અંદર મનમાં સમજતો હોય કે 'હું લક્ષ્મીચંદ છું, આ નાટક ના કરું તો મારો પગાર કાપી લે.' એટલે રડે, બનાવટી રડે. હવે એને જોઈને જતાં રહ્યા હશે ચાર જણ, પાછાં નથી આવ્યા. એ જાણે કે આ ખરેખર બિચારાને આટલું બધું દુઃખ થાય છે ! એને પૂછયું હોત તો ખબર પડે કે આ નાટકમાં છે. 'હું લક્ષ્મીચંદ તરગાળો છું' એ જાણતો હોયને એ ?

**પ્રશ્નકર્તા :** હા, એ તો જાણતો હોય, બરોબર છે.

**દાદાશ્રી :** હં. એટલે તમે હું શુદ્ધાત્મા જાણોને અને ચંદુભાઈનું નાટક

કર્યા કરો. નાટક તો કરવું પડેને, જેમ છે એમ !

આ ગમો-અણગમો એ બધો શરીરનો સ્વભાવ છે. શરીરનો એટલે સ્થૂળનો, પુદ્‌ગલનો સ્વભાવ છે. તમને થાય છે તે એને રતિ-અરતિ કહેવાય છે. અમે આવીએ એટલે દરેક માણસ સેફસાઈડ ખોળે કે ના ખોળે ? તો સેફસાઈડ ઉપર બેસે ને એ રતિ કહેવાય. એટલે પછી કો'ક પૂછે અરે, તમે દાદાનું જ્ઞાન લીધું છે ને આ રતિ કેમ છે તમને ? એ પુદ્‌ગલનો સ્વભાવ જ એવો છે. એ સારું હોય ત્યાં જ પહેલો બેસે. પછી કોઈ કહે કે આ તમે ગાદી ઉપર કેમ બેઠા છો ? નીચે બેસો. તો હું નીચે બેસું બા. એમાં ચેન્જ ના થાય મહીં વાતાવરણ, જરાક ટપકુંય ફરે નહીં. એટલે રતિ-અરતિ તો થાય જ ઠેઠ સુધી. પુદ્‌ગલનો સ્વભાવ જ છે.

**પ્રશ્નકર્તા :** ક્રમિકના જ્ઞાની હોય, એને ઈફેક્ટ એકલી હોય તો રતિ- અરતિ જ થાય ?

**દાદાશ્રી :** એમને જેટલો અહંકાર શુદ્ધ કરવાનો બાકી રહ્યો છે એટલામાં જ રાગ-દ્વેષ હોય એમને અને બીજામાં અરતિ-રતિ જ હોય. બહારના માણસોને તો બધામાં જ રાગ-દ્વેષ હોય. નાની નાની બાબતમાં ય રાગ ને દ્વેષ. જ્ઞાની હોય તેનું ફળ આ. અડધું જ્ઞાન હોય તો અડધું. જેટલો અહંકાર ઓછો થયો એટલા રાગ-દ્વેષ ઓછા થઈ જાય. જેટલો સાબૂત હોય, તેમાં રાગ-દ્વેષ થાય. એ બહુ ઝીણી વાતો બધી ! તમારે તો આટલી જ સમજવાની. પાંચ આજ્ઞા મારી પાળો, તેમાં જ છે તમારું કૉઝીઝ, બાકી બધી ઈફેક્ટ.

## ઉપેક્ષાથી શરૂ વીતરાગતાની વાટ !

**પ્રશ્નકર્તા :** ઉપેક્ષા અને દ્વેષને જરા સમજાવો ને !

**દાદાશ્રી :** ઉપેક્ષા એટલે ના ગમતું હોય છતાં દ્વેષ નહીં. અને દ્વેષ એટલે ઉપેક્ષા ના હોય પણ ના ગમતું હોય ત્યાં દ્વેષ હોય. એટલું તો એ સમજે કે આ દ્વેષ કરવામાં ફાયદો નથી. આ નુકસાનકારક છે એમ સમજીને ઉપેક્ષા રાખે.

ઉપેક્ષા તો આપણે ત્યાં કરીએ ને, આ કુસંગની આપણે ઉપેક્ષા રાખીએ. દારૂડિયો હોય, બીજો હોય એ રમી રમતાં હોય બીજા બધાંય તો ઉપેક્ષા રાખીએ ત્યાં આગળ, દ્વેષ ના રાખીએ એવું કહેવા માંગે છે. દ્વેષ ના હોય એ ઉપેક્ષા કહેવાય. અને દ્વેષ હોય તો ઉપેક્ષા ના કહેવાય. સંસારના લોકો દ્વેષ રાખે. ખોટું ના ગમ્યું એની ઉપર દ્વેષ અને ગમતા ઉપર રાગ. ઉપેક્ષા એટલે એ બાજુ દ્વેષે ય નહીં અને રાગે ય નહીં. આપણે શું લેવા-દેવા એમ કરે કે થઈ ગયું છુંટું.

**પ્રશ્નકર્તા :** ઉપેક્ષા શા આધારે આવે ઉદયમાં ?

**દાદાશ્રી :** એ પોતાનું હિતાહિતનું સાધન જુએ એટલે ઉપેક્ષા કરે છે. દ્વેષ કરીએ તે ખોટું લાગે છે. ખોટું હોય છે અને ખોટાને ખોટું જાણવાનું છે. પાછો એની પર દ્વેષ ન થાય. એટલે પોતાના આત્માના હિતને માટે એ ઉપેક્ષા રાખવાની.

**પ્રશ્નકર્તા :** ઉદયકર્મ મુજબ જેનું પ્રવર્તન હોય તેને ઉપેક્ષા કહેવાય ?

**દાદાશ્રી :** બધા ઉદયકર્મ જ છે ને ! ઉપેક્ષા એટલે શું કહેવાનું છે કે જેનાં તરફ ખરાબ ભાવ આપણને આમ ઉદયકર્મને આધારે થયા કરે અને પોતે આમાં જુદાં રહે છે, કે આમ ન હોવું ઘટે.

**પ્રશ્નકર્તા :** એટલે આ તમે જે ઘણીવાર કહો છો ને કે ભઈ અમે તો પોટલા જેવા છીએ. જ્યાં લઈ જાઓ ત્યાં જઈએ. તો એ ઉપેક્ષા ભાવનો દાખલો આપ કહેવાય ?

**દાદાશ્રી :** ના. આ તો માલિકી વગરનો જ ભાવ કહેવાય.

આ ઉપેક્ષા એટલે શું કહેવા માગે છે, કે એ જાણે છે જ નહીં. એવું ધ્યાનમાં જ ના લો.

**પ્રશ્નકર્તા :** એમાં અહંકાર હોયને, ઉપેક્ષામાં ?

**દાદાશ્રી :** એ તો અહંકારનું જ કામ છે. ઉપેક્ષા તો અહંકાર હોય

ત્યાં સુધી જ છે.

**પ્રશ્નકર્તા :** નિસ્પૃહી અને ઉપેક્ષામાં શું ફેર ?

**દાદાશ્રી :** નિસ્પૃહી એ એની કચાશ છે. નિસ્પૃહી એટલે તો હમવાળું, હમવાળું. ઈગોઈઝમ વધતો જાય એટલે નિસ્પૃહી અને ઉપેક્ષા એટલે તો ઈગોઈઝમ વધે નહીં ને ઉપેક્ષામાંથી ધીમે ધીમે ઉદાસીનતા ને પછી વીતરાગતા જન્મ પામે છે. ઉપેક્ષા ને ઉદાસીનતા એમાંથી જન્મ પામે છે, વીતરાગતા.

નિસ્પૃહતા તો બધે ય હોય. નિસ્પૃહતા તો મનમાં એક નક્કી કર્યું, એક બાવો નિસ્પૃહ હોય ને એની જોડે આય બેઠો, તે ય એને જોઈને નિસ્પૃહ થઈ જાય. નિસ્પૃહી જે હોયને, એને બરકત જ ના હોય. હમ નિસ્પૃહ હૈ, એટલે પેલો છોકરો ય શીખ્યો, હમ નિસ્પૃહ હૈ. પેલો બાવો ના કહે, ખાવા-બાવાનું કશું લાવો નહીં ! એ ય ના કહે. નિસ્પૃહ તો એક ઊંચા પ્રકારનો દ્વેષ છે. એટલે અમે નિસ્પૃહ કોઈ દહાડો થઈએ નહીંને ! તમારા પુદ્ગલની બાબતમાં અમે નિસ્પૃહ અને આત્માની બાબતમાં સસ્પૃહ. નિસ્પૃહ-સસ્પૃહ. જો નિસ્પૃહ હોય તો અંદર દ્વેષ વર્તે છે.

આત્માની બાબતમાં સસ્પૃહ એટલે અમે નિસ્પૃહ-સસ્પૃહ હોઈએ. જોયેલા તમે નિસ્પૃહ ? 'હમકુ ક્યા, હમકુ નહીં, ચલે જાવ, લે જાવ' એમ કરીને ગાળો ભાંડે, ભાંડે બધું કરે !

જે સ્પૃહી માણસ હોય ને વિનયવાળો હોય, એને ઈચ્છા છે એટલે અને પેલો નિસ્પૃહ થઈ ગયો, એને વિનય ના હોય. એ તો જાનવર જેવો હોય. બોલે તે ય જાનવર જેવું બોલે. મેં તો બધા નિસ્પૃહ જોયેલા બાવા !

નિસ્પૃહ થાય તો આ બાજુ પડ્યો અને સસ્પૃહ થાય એકલો તો આ બાજુ પડ્યો. નિસ્પૃહ-સસ્પૃહ જોઈએ.

**પ્રશ્નકર્તા :** ના ગમતું હોય એમાં દ્વેષ ના હોય તો એ ઉપેક્ષા કહેવાય, તો અભાવમાં પણ એવું જ હોય છે ને ? કોઈ વ્યક્તિ ઉપર આપણને અભાવ હોય. એના પર દ્વેષ તો થતો જ નથી ને ?

**દાદાશ્રી :** ના ગમતાનો સવાલ જ નથી ને !

**પ્રશ્નકર્તા :** ના, ઉપેક્ષામાં ?

**દાદાશ્રી :** ઉપેક્ષામાં એટલે શું આપણા હિતની નથી આ વસ્તુ, એના પર દ્વેષરહિત વર્તન. જગતના લોકો દ્વેષ રાખે. આ ડુંગળી એની ઉપર દ્વેષ રહ્યા કરે. દેખે ત્યારથી ચીડ ચડે, એ ઉપેક્ષા ના કહેવાય. દેખે, આપણા પગને અડે તોય ચીડ ના ચડે. છતાંય આપણને લેવા-દેવા ના હોય. પેલી ઈફેક્ટ થતી હોય.

**પ્રશ્નકર્તા :** કોઈના ઉપર અભાવમાં દ્વેષ આવે ને, દાદા ? કોઈના ઉપર અભાવ છે તેનો અર્થ થોડો દ્વેષ છે ને ?

**દાદાશ્રી :** અભાવ એનું નામ જ કહેવાય કે દ્વેષ હોય. દ્વેષ ના હોય, એને ડિસલાઈક કહેવાય. એ આત્મા સુધી ના પહોંચે. એ ઈન્દ્રિયો સુધી પહોંચે એટલે દ્વેષ ના કહેવાય. આત્મા સુધી પહોંચે ત્યારે દ્વેષ કહેવાય. એટલે લાઈક ને ડિસલાઈક સુધી પહોંચે.

**પ્રશ્નકર્તા :** આ ઉદાસીનતા એ ઉપેક્ષાથી આગળ ગયું ને ?

**દાદાશ્રી :** ઉદાસીનતા એ જુદું છે. એ આગળનું સ્ટેજ છે. ઉદાસીનતા ને વીતરાગતા એ બે વચ્ચે થોડો ડીફરન્સ છે. અને તે જ્ઞાની પણ કરી શકે, અહંકારની જરૂર નથી ઉદાસીન થવા માટે. અને ઉપેક્ષામાં તો અહંકાર જોઈએ જ.

## ઉપેક્ષાથી ઊંચી ઉદાસીનતા !

**પ્રશ્નકર્તા :** ઉદાસીનતા અને આળસ, એ બન્નેનું ભેદાંકન કેવી રીતે કરવું ? ઘરેણાં પહેરવાની આળસ આવે, બેંકમાંથી લાવવું પડે, આ કરવું પડે, તો આ બન્નેમાં ભેદ કેવી રીતે પારખવો ?

**દાદાશ્રી :** તમે છોકરાને શું શીખવાડતાં હશો ? આળસુ છે કે ઉદાસીન થઈ ગયો છે, એ છોકરાને શી રીતે ખબર પાડતા હશો ? ઉદાસીન માણસને આળસુ કહીએ તો બહુ મોટો ગુનો કહેવાય. ઉદાસીન તો વીતરાગ

થયા પહેલાની દશા છે. એ સાધારણ જનસમાજની વાત નથી એ. એટલે એ બધું પ્રમાદ છે, આળસ જ છે. ઉદાસીનતા આવે નહીં. શી રીતે ઉદાસીનતા આવે ? આવડાં અમદાવાદ શહેરમાં ઉદાસીનતા આવતી હશે ? બધી ચીજ મળે તો ? શાથી લાગે છે તમને ઉદાસીનતા ?

**પ્રશ્નકર્તા :** હરવા-ફરવાની, પહેરવા-ઓઢવાની, આ બધી જે છે, પોતાને એમ લાગે કે આ બધી તકલીફ શા માટે લેવી, તો એમાં મારો પ્રમાદ છે, આળસ છે ? પોતાનું કેવી રીતે ખબર પડે કે આ મને ઉદાસીનતા પ્રગટ થઈ છે કે આ મારી આળસ છે ?

**દાદાશ્રી :** ઉદાસીનતા તો, વૈરાગ આવ્યા પછીની ઊંચી દશા છે અને વીતરાગ થતાં પહેલાંની દશા છે. બહુ સખત વૈરાગ વર્તતો હોય અને જ્યાં સુધી વીતરાગતા ઉત્પન્ન ના થઈ હોય, ત્યારે ઉદાસીન દશા હોય. એ દશા બહુ ઊંચી. એ ના હોય. અહીં લોકોને ના હોય !

**પ્રશ્નકર્તા :** જે પચ્ચીસ વર્ષે બધી ઈચ્છાઓ હોય, એવી ઈચ્છાઓ પછી ચાલીસ વર્ષે કે પિસ્તાળીસ વર્ષે ના રહે. તો આ બધાનું ડીફરન્શીયેટ કેવી રીતે કરવું, કે આ ખરેખર સાચી ઉદાસીનતા છે કે આ બધું મોળું પડી ગયેલું છે ?

**દાદાશ્રી :** એ તો જે મોળું પડેલું લાગે છે ને, એ હજુ તો હવે જાગશે. સિત્તેર વર્ષનાં ડોસાને જલેબી સાંભરે, લાડવાં સાંભરે, અરે ! જાતજાતનું વેષ સાંભરે, ચવાતું ના હોય તોય ના ચવાય એવી વસ્તુ સાંભરે. એટલે આ તો એવું છે ને કે વિષયો એ કંઈ એકલા જવાનીનાં નથી, એટલે ઘૈડપણમાં બહુ વિષય જાગે. માટે કશું ઉદાસીનતા આવવાની નથી. ભાંજગડ ના રાખશો. એની બીક ના રાખશો.

**પ્રશ્નકર્તા :** ઉદાસીનતાની સાચી ડેફીનેશન કહો.

**દાદાશ્રી :** ઉદાસીન એટલે શું ? જ્યારે દેખે ત્યારે ગમે, દેખે નહીં ત્યાં સુધી એને યાદ ના આવે. યાદ આવે ને કરડે નહીં, એ ઉદાસીન દશા. એથી આગળની સ્ટેજમાં વીતરાગતા કહેવાય છે, ત્યાં સુધી ઉદાસીન દશા રહે. તે પોતાને યાદ જ ના આવે અને જ્યારે એવી ચીજ જોવામાં આવે,

ત્યારે એ ફક્ત ત્યાં આગળ ભોગવી લે, પણ આમ ગઈ એટલે પછી કશુંય નહીં, ઉદાસીન.

આપણે પેલો ઉપેક્ષા ભાવ કહીએ છીએ એવું નહીં. આ ઉદાસીન ઊંચી સ્થિતિ છે. એટલે ઉદાસીનતા આવતાં વાર લાગે. વૈરાગ જ હજુ આવ્યો નથી. ઉદાસીનતા એટલી બધી નાશવંત ચીજો પર ભાવ તૂટી જાય અને અવિનાશીની શોધખોળ હોવા છતાં તે પ્રાપ્ત ના થાય !

**પ્રશ્નકર્તા :** ઉદાસીનતા કે ઉપેક્ષા એ વીતરાગતાનો પાયો છે ?

**દાદાશ્રી :** ઉદાસીનતાથી શરૂઆત થાય વીતરાગતાની. ઉપેક્ષા તે ઉદાસીનતા પહેલાનું, એ બુદ્ધિથી હોય છે.

**પ્રશ્નકર્તા :** સામાન્ય ઉદાસીનતા અને ભાવ ઉદાસીનતા વિષે જરા સમજાવો. એમાં શું ફેર ?

**દાદાશ્રી :** ભાવ ઉદાસીનતાનો અર્થ શું ? કર્મ બાંધે નહીં. અને સામાન્ય ઉદાસીનતા એટલે વીતરાગ ભાવની નજીક, ઉપેક્ષાપણું. ઉપેક્ષા એટલે એના તરફ ઉદાસીન ભાવે, એટલે રાગ-દ્વેષ નહીં એ બાજુ.

ભાવ ઉદાસીનતા તો બહુ ઊંચી વસ્તુ છે. એ તો કર્મ જ બંધાય નહીં. આપણે આ જ્ઞાન આપીએ છીએ એ ભાવ ઉદાસીનતાનું છે. ભાવ ઉદાસીનતાનું આ વિજ્ઞાન છે. બટાકા ના ખાય ને ફલાણું ના ખાય, ભઈ, અમારે આ ભવમાં મોક્ષમાં જવું હોય ત્યારે આ ફૂલોનો હાર ના પહેરીએ તો ચાલે. અહીં હજુ એક અવતારની વાર છે અને વખતે બે થશે, અહીં શું ખોટ જવાની છે તે વળી ! આપણી કાબુમાં આવી ગયું, બ્રહ્માંડ આખું કાબુમાં આવી ગયું, પછી શી ખોટ જવાની છે ? અમારી ઈચ્છા ય ના હોય એવી સુગંધી લેવાની !

**પ્રશ્નકર્તા :** ઉદાસીનતા અને વીતરાગતા એ બેનો તફાવત શું ?

**દાદાશ્રી :** ફેર એમાં, ઉદાસીનતા એ વીતરાગતાની જનની છે. વીતરાગતાની માતા છે. માતા હોય તો છોકરો થાયને ? એટલે વીતરાગતા છેલ્લી દશા છે અને ઉદાસીનતા શરૂઆતની દશા છે. શરૂઆતમાં

ઉદાસીનતા આવી જાય. એટલે રાગ ને દ્વેષ બન્નેનાં તરફ, ઉદાસીનતા એટલે શું કે પક્ષપાત નહીં, કોઈનો પક્ષપાત નહીં. જ્યાં દ્વેષ કરવાનો હોય તે ય પક્ષપાત નહીં, રાગ કરવાનો હોય તોય પક્ષપાત નહીં. અને પછી આગળ જાય તો વીતરાગતા ઉત્પન્ન થાય. પણ ઉદાસીનતા હોય ત્યાં સુધી દયા હોય. અને જ્યાં સુધી દયા ત્યાં પૂર્ણ દશા નહીં. એટલે કરુણા એ મોટામાં મોટી વસ્તુ. કારુણ્યતા ઉત્પન્ન થઈ જાય એટલે થઈ રહ્યું !

જ્ઞાનીના કહ્યા પ્રમાણે ચાલે ને, તો ફૂલસ્ટોપ આવી જાય. ડખલ કશી નહીં !

**પ્રશ્નકર્તા :** આત્મા ઉદાસીનભાવે રહેલો છે અને બીજું આત્માનો સ્વભાવ તો જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદી છે, તો ઉદાસીનભાવે એ કેવી રીતે રહે ?

**દાદાશ્રી :** ઉદાસીન એટલે, એ કહેવાનો ભાવાર્થ એવો છે કે સંસારમાં એને કોઈ અપેક્ષા નથી. જે મૂળ આત્મા છે ને, એને સંસારમાં કોઈ અપેક્ષા નથી એટલે ઉદાસીનભાવે રહ્યો છે. આ લોકોને વીતરાગભાવે કહીએ તો સમજણ ના પડે. પણ ઉદાસીન કહીએ ત્યારે સમજણ પડે. સંસારની એને પડેલી જ નથી, એને લેવા-દેવા જ નથી. એનો પોતાનો સ્વભાવ જુદો, સંસારનો સ્વભાવ જુદો. સંસારનો પુદ્ગલ સ્વભાવ છે, પોતાનો સ્વસ્વભાવ છે.

શુદ્ધ ચેતન તો ઉદાસીનભાવે રહેલું છે. ખાલી પ્રકાશ જ આપે છે. તારે જેમાં વાપરવું હોય એમાં વાપર. કારણ કે પ્રકાશ જે આપવા આવતોય નથી. જેમ આ સૂર્ય કંઈ પ્રકાશ આપવા આવતો નથી, એનો સ્વભાવ છે. અને આપણે અમથા વગર કામના ઉપકાર માનીએ, તો એને રીસ ચઢે ઉલટી. કહેશે કે આ લોકો કેવા છે વગર કામનાં ! એ તો એનો સ્વભાવ છે એનો.

## રાગ-દ્વેષ ત્યાં યાદગીરી !

પસંદગી એ ભ્રાંત અભિપ્રાય છે. યાદ પસંદગીને આધીન રહે છે. પણ જેમાં રાગ-દ્વેષ હોય ને એમાં યાદ રહે.

**પ્રશ્નકર્તા :** હવે આ પસંદગી કરે ત્યારે રાગ-દ્વેષ કહેવાય ને ? આ પસંદગી કરી કરી કરીને બધું યાદ રાખેને ?

**દાદાશ્રી :** પસંદગી વસ્તુ તો ઠીક છે. જેમાં રાગ, રાગ એટલે પસંદગી. એમાં બધું બહુ આવી ગયું. એક જ શબ્દમાં કહીએ તો પસંદગી એકલું નહીં, જેમાં રાગ એ બધું યાદ રહે અને દ્વેષ હોય તે યાદ રહે.

**પ્રશ્નકર્તા :** પહેલેથી છેલ્લે સુધી બધી ચીજમાં પસંદગી કરીને જ રાગ ભેગા થયા છે.

**દાદાશ્રી :** એવું છે ને, રાગમાં તો પસંદગી સમાય. પસંદગીમાં રાગ ના સમાય.

એટલે જેમાં રાગ અને જેમાં દ્વેષ એ એને યાદ આવ્યા જ કરે. એટલે વીતરાગને યાદ ના આવે. પણ એ તો શબ્દ એના આધીન લખેલો આ વાક્ય પૂરતું. પણ તેનો વીતરાગનો અર્થ યાદ ના આવે એવું કહીએ તો બધા બાવાઓને યાદ નહીં આવતું ને ત્યાં બધા પડી રહ્યા છે હિમાલયમાં. એનો અર્થ અવળો થયો. વીતરાગ એટલે એનો અર્થ જ કેવો ? જેમ છે એમ, રાગ-દ્વેષ રહિત વીતરાગ ! વીતરાગને તો ભૂલવાનું-બુલવાનું હોય જ નહીં ને ! એમને તો જ્યાં આગળ રાગ જ નથી તો પછી યાદ જ નથી આવતું. રાગ ભૂલવાનું ક્યાંથી હોય ? રાગ-દ્વેષવાળો ભૂલે નહીં કોઈ દહાડોય.

**પ્રશ્નકર્તા :** યાદ આવે તો વીતરાગ નહીં.

**દાદાશ્રી :** હા. યાદગીરી રાગ-દ્વેષને આધીન છે. એક શબ્દ એકલો નહીં, ભૂલી જવું એકલો શબ્દ નહીં, આખી ડિક્ષનરી જ ના હોય એ.

## ફેર, સ્નેહ અને રાગમાં !

**પ્રશ્નકર્તા :** સ્નેહ એટલે રાગ ?

**દાદાશ્રી :** સ્નેહ એટલે ચીકાશ. કેરી માટે સ્નેહ ઉત્પન્ન થયો એટલે ચોંટ્યું. ભઈબંધ માટે સ્નેહ ઉત્પન્ન થયો કે ચોંટ્યું. સ્નેહ એટલે ચીકાશ. સ્નેહ ને રાગમાં બહુ ફેર.

**પ્રશ્નકર્તા :** સ્નેહ અને રાગમાં શું ફેર ?

**દાદાશ્રી :** સ્નેહ એ ચીકાશ કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે રાગથી પણ આગળ ગયું ?

**દાદાશ્રી :** ના, એવું નહીં. રાગ બહુ વસમો છે. સ્નેહ તો તૂટીય જાય.

**પ્રશ્નકર્તા :** પણ ચીકણો કીધો ?

**દાદાશ્રી :** ચીકણો છતાંય તૂટી જાય. સ્નેહ એટલે ખાલી ચીકાશ, બીજું કંઈ નહીં.

**પ્રશ્નકર્તા :** એમાં રાગ ના હોય ?

**દાદાશ્રી :** ના. ચોંટે એ ચીકાશને લઈને. પછી વિખૂટું ય પડી જાય.

**પ્રશ્નકર્તા :** એટલે આકર્ષણ જેવું થયું, આકર્ષણ એમ ?

**દાદાશ્રી :** આકર્ષણમાં રાગ ઉત્પન્ન થાય. એક પાંદડું ઊડતું આવ્યું અને આપણને ચોંટી ગયું. હવે એ સ્નેહથી ચોંટ્યું. પણ તાપ પડ્યો ને સૂકાઈ ગયું અંદરનું પાણી. ઊખડી, એની મેળે જ પડી જાય. ભીનું છે તેથી ચોંટી ગયું અહીં. અને તાપ પડે તે ઘડીએ ?

**પ્રશ્નકર્તા :** છૂટું પડી જાય.

**દાદાશ્રી :** આપણે ઉખાડવું ના પડે. અને રાગ જુદી વસ્તુ છે. રાગ તો, વીતરાગતા ના થાય ત્યાં સુધી રાગે પડવા ના દે. તને હવે શેની પર રાગ આવે છે ?

**પ્રશ્નકર્તા :** 'મને' કશા ઉપર નથી આવતો.

**દાદાશ્રી :** હા, ત્યારે ખરું ! વીતરાગ કહેવાય. અત્યારે વીતરાગ ના કહેવાય, વીતદ્વેષ કહેવાય. દ્વેષ રહ્યો નહીં.

❖ ❖ ❖ ❖ ❖

# [૨.૩]
# વીતદ્વેષ

## વ્યાખ્યા રાગ-દ્વેષ તણી !

રાગ-દ્વેષ થાય છે ?

**પ્રશ્નકર્તા :** રાગ-દ્વેષ થાય તો ખરાં જ ને !

**દાદાશ્રી :** તો રાગ-દ્વેષ બંધ થવાનું કોઈ સાધન હશે ને ?

**પ્રશ્નકર્તા :** ખરી સમજણ મળવી જોઈએ.

**દાદાશ્રી :** દ્વેષ બંધ થાય તો સારું કે રાગ બંધ થાય તો સારું ?

**પ્રશ્નકર્તા :** દ્વેષ તો સમજ્યા, રાગનો અર્થ શું થાય છે ? દ્વેષ એટલે ઈર્ષા, કોઈના માટે વેરઝેર.

**દાદાશ્રી :** ઈર્ષા, તિરસ્કાર, અભાવ, અણગમો અને એનાં વિરોધી શબ્દો રાગમાં આવે. રાગ એટલે ગમો, આકર્ષણ.

હવે દ્વેષથી આ દુ:ખી છે બધું જગત. રાગથી દુ:ખી ના હોય. રાગથી સુખ જ ઉત્પન્ન થાય. પણ એ સુખમાં જ દ્વેષ ઊભો રહેલો હોય. એમાંથી જ દ્વેષનાં ધુમાડા નીકળે. માટે ભગવાને રાગે ય પછી છોડવાનો કહ્યો. પહેલો વીતદ્વેષ થા. ભગવાન પહેલા વીતદ્વેષ થયા અને પછી વીતરાગ થયા.

## જેલ ઉપર રાગ થાય ?

**પ્રશ્નકર્તા :** રાગ જ ભવાંતર વધારી દે છે ને ?

**દાદાશ્રી :** એ તો વધારી જ દે ને, રાગ તો !

**પ્રશ્નકર્તા :** રાગ પણ આગ છે ને ?

**દાદાશ્રી :** રાગ ? રાગ આગ નથી. રાગ આગ હોય તો રાગ થાય નહીં. ઈચ્છા એ અગ્નિ છે, રાગ એ આગ નથી. રાગ હોય ને ત્યારે તો માણસને ઉલ્ટું સારું લાગે, ઠંડક લાગે.

**પ્રશ્નકર્તા :** દ્વેષ તો ફૂસફૂસીયા ફટાકડા જેવો છે. ફૂસ કરીને ઊડી જશે. દ્વેષ ઝાઝું નુકસાન નહીં કરે પણ રાગ છે તો બહુ નુકસાન કરશે. એ વાત ખરી ?

**દાદાશ્રી :** ના, એવું નથી. આ જગત દ્વેષથી ઊભું રહ્યું છે, વેરથી. અને વેરમાંથી રાગ ઊભો થયો છે. એટલે મૂળ ઊભું રહેવાનું કારણ વેર છે આ. બીજા શબ્દોમાં કહીએ તો વેરથી જગત ઊભું રહ્યું છે. તે દ્વેષ, વેર બધા એક જ જાતનાં છે. એનાથી ઊભું રહ્યું છે આ જગત. માટે નિર્વેરી થઈ જાવ કે કોઈ જગ્યાએ વેર ના રહે ! આત્મજ્ઞાન થાય એટલે પહેલો વીતદ્વેષ થઈ જાય. પછી વીતરાગ થઈ જાય.

આ સંસારમાં જે રાગ છે તે શેના જેવો છે ? જેમ જેલમાં બેઠેલો માણસ જેલમાં જતી વખતે રડતો હતો. પણ જેલમાં બેઠાં પછી જેલને લીંપે-ગુંપે. લીંપે કે ના લીંપે, ખાડાં-ખબડા હોય તો ? તે આપણે જાણીએ કે ઓહોહો ! જેલ ઉપર રાગ થયો. તે પછી આપણે એને પૂછીએ કે જેલ ઉપર તને રાગ છે ? ત્યારે કહે, ‘ના બા, જેલ ઉપર રાગ થતો હશે ? પણ આ તો રાત્રે સૂઈ જવું શી રીતે ? એટલા માટે આવું કરીએ છીએ.’

એવો આ સંસાર ઉપરે ય રાગ નથી, પણ આ તો શું થાય ? અહીં ફસાયા એટલે તેથી લીંપવું-ગુંપવું પડે, બધું ય કરવું પડે. લીંપવું પડે કે ના લીંપવું પડે ?

**પ્રશ્નકર્તા :** લીંપવું પડે, દાદા.

**દાદાશ્રી :** એટલે પેલા લોકો બહાર જાણે કે જેલ ઉપર રાગ થઈ ગયો આમને. અલ્યા મૂઆ, રાગ તો હોતો હશે જેલ ઉપર ! ના છૂટકે કરવું પડે બધું. ના કરવું પડે ?

## રખડાવનાર મૂળ દ્વેષ !

**પ્રશ્નકર્તા :** દ્વેષ જેટલો જ પ્રેમ કે મોહ જોખમદાર છે ? બેમાં વધારે જોખમદાર કયું ?

**દાદાશ્રી :** પ્રેમ કરતાં દ્વેષ વધારે જોખમદાર છે. પ્રેમની જોખમદારી ઓછી છે. કારણ કે દ્વેષમાંથી પ્રેમ જન્મે છે. દ્વેષ એ બીજ છે. પ્રેમનું બીજ પ્રેમ નથી. પ્રેમનું બીજ જ દ્વેષ છે.

તમારે ઘરમાં બધાની જોડે પ્રેમ હોય, પણ તમને દ્વેષ આવે નહીં તો જાણવું કે ફરી બીજ પડવાનું નથી. અને દ્વેષ આવશે તો ફરી ફરી એના પર પ્રેમ પડ્યા કરશે. છતાંય આ જ્ઞાન પછી નવો કરાર ઉત્પન્ન નથી થાય એવો. નવા કરારનું તમે સમજી જજો. બીજું કશું આ બધાંમાં ઊંડા ઉતરશો તો બહુ ઊંડું સાયન્સ છે આ. અને શોર્ટ સાયન્સ છે. ફક્ત નવો કરાર સમજી ગયા બધાં ? નવો કરાર જે પાછલાં પહેલાનાં પૂર્વ અભ્યાસને લઈને ઉત્પન્ન થાય છે, ધક્કા વાગવાથી. પોતાના શુદ્ધાત્માનું ભાન રહેવું જોઈએ, બસ થઈ ગયું.

## દ્વેષ જ જનેતા રાગની !

સત્સંગ કોને કહેવાય ? કુસંગમાંથી ખસ્યો, એનું નામ સત્સંગ. હા, પછી ગમે ત્યાં બેઠો હોય ને, જો કુસંગમાંથી ખસ્યો, તો એ સત્સંગ છે. અને મંદિરમાં બેઠો, પણ કુસંગમાંથી ખસે નહીં તો સત્સંગ ના કહેવાય.

કુસંગ હોય તો ત્યાં દ્વેષ કરે ભગવાન ? ભગવાન તો પછી દ્વેષ કરે ત્યાં આગળ કે આ તો કુસંગમાંથી ખસતા નથી ? એ જો કદી દ્વેષ કરવા

જેવી ચીજ હોય તો તો છે તે મહાવીર ભગવાન કહેત ને કે ભઈ, અમુક રાગ ના કરશો, પણ દ્વેષ તો કરજો આ લોકો જોડે ?! દારૂ પીનારાં, વ્યભિચારી લોકો જોડે એ બધા જોડે, દ્વેષ કરજો. એવું ભગવાન કહે, પણ તે એમણે એમ કેમ ના કહ્યું ?

**પ્રશ્નકર્તા :** એ વસ્તુમાં રાગ નહીં કરવાનો એટલે પછી દ્વેષ નથી આવતો.

**દાદાશ્રી :** છોડવાનો છે દ્વેષ જ. રાગને છોડવાનો જ નથી.

**પ્રશ્નકર્તા :** દ્વેષ છોડીએ એટલે રાગ જાય ?

**દાદાશ્રી :** એ રાગની ચિંતા કરશો જ નહીં. ભગવાને કહ્યું છે કે વીતદ્વેષ થાવ. પછી વીતરાગ થવું, એ એની મેળે થવાય.

**પ્રશ્નકર્તા :** લોકો એમ કહે છે કે રાગ જ્યાં વધારે હોય ત્યાં જ દ્વેષ વધારે થાય.

**દાદાશ્રી :** નહીં. દ્વેષ છે માટે રાગ ઉત્પન્ન થાય છે એને. આ મને જો કોઈની પર દ્વેષ થાય તો રાગ ઉત્પન્ન થાય. મને દ્વેષ થતો નથી, પછી મને રાગ શી રીતે ઉત્પન્ન થાય તે ? એટલે દ્વેષમાંથી રાગ ઊભો થયો છે. આમાં દ્વેષ એ 'કૉઝિઝ' છે અને રાગ એ 'પરિણામ' છે. માટે પરિણામની ચિંતા તું ના કરીશ. 'કૉઝિઝ'ની ચિંતા કર, કહે છે. એટલી ઝીણી વાત સમજાય નહીં ને ? આ બહુ ઝીણી, બહુ ઝીણી વાત છે !

**પ્રશ્નકર્તા :** દ્વેષ એ 'કૉઝ' અને રાગ એ 'પરિણામ' કેવી રીતે છે ?

**દાદાશ્રી :** હા, દ્વેષ એ કૉઝિઝ છે અને રાગ એ પરિણામ છે.

**પ્રશ્નકર્તા :** કારણ કે રાગ-દ્વેષ સાથે રહેલાં છે. રાગ હોય ત્યાં દ્વેષ હોય.

**દાદાશ્રી :** ના. દ્વેષ થાય છે અને દ્વેષના રિએક્શનમાં રાગ આવે છે. દ્વેષ જો જરાય ના થાય, તો રાગ જ ઉત્પન્ન ના થાય.

## પહેલાં દ્વેષ, સૂક્ષ્મમાં !

દ્વેષનાં પાયા ઉપર ઊભું રહ્યું છે. આનું ફાઉન્ડેશન જ દ્વેષનું છે. એટલે આપણે જ્ઞાન આપીએ એટલે દ્વેષ જતો રહે છે. પછી વસ્તુઓ તરફ ખેંચાણ રહે છે. તે ય વ્યવહારિક ખેંચાણ. નિશ્ચયનું ખેંચાણ નહીં. પણ ત્યાર પછી વીતરાગ થાય. વીતદ્વેષ થયા પછી ઘણાં કાળે વીતરાગ થાય. વીતદ્વેષ પહેલો થવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** દ્વેષ કરતાં રાગને છોડવો અઘરો છે.

**દાદાશ્રી :** ના, રાગ છોડવો સહેલામાં સહેલો છે. દ્વેષ જવો અઘરામાં અઘરો છે. આ પહેલાં દ્વેષ જતો નથી, તેથી જ આ રાગ જતો નથી. તે રાગ તો બિચારો દ્વેષ જાયને તો રાગ ચાલ્યો જાય.

હવે મોટામાં મોટા બુદ્ધિશાળી, વેદાંત માર્ગમાં, કબીર સાહેબ તે ય કહે છે 'ભૂખ લગે તબ કુછ નહીં સૂઝે.' જ્ઞાન-ધ્યાન બધું રોટીમાં જતું રહે છે, 'કહત કબીરા સૂનો ભાઈ સાધુ, આગ લગો યે પોઠી મેં.'

ત્યારે વીતરાગોએ 'આગ લગો યે પોઠીમેં' ના કહ્યું. એમણે જ્ઞાનથી તપાસ કરી એની, જ્ઞાનથી પૃથ્થકરણ કર્યું અને આમને એમ જ લાગ્યું કે આ મારી જ પોઠી છે. માટે એને સળગાવી દોને અહીંથી. અને વીતરાગોએ પૃથ્થકરણ કર્યું કે હું જુદો, આ જુદું. આહારી આહાર કરે છે, હું તો નિરાહારી છું. એટલે આવી વીતરાગોએ શોધખોળ કરી પછી એણે દ્વેષ ના કર્યો પોઠી ઉપર અને પેલાં દ્વેષ કરે ને ? આગ લગો યે પોઠીમેં, એ ઓછો દ્વેષ કહેવાય ? પોઠીને સળગાવી દે ! કોઈએ સળગાવ્યું હજુ ? બોલે ખરાં, પણ સળગાવે છે ખરાં ?

ત્યારે આ દુનિયામાં પહેલો દ્વેષ શેમાંથી આવે છે કે માણસ અહીંથી જંગલમાં નાસી ગયો, ત્યાં આગળ પણ ભૂખ લાગે, તે ઘડીએ અકળામણ થઈ જાય અને અકળામણમાં દ્વેષ જ હોય, રાગ ના હોય. ભૂખ લાગે તે ઘડીએ છે તે એને બધું સોનું-બોનું દેખાડે તો એના ઉપર રાગ થાય એને ? એને દ્વેષ જ હોય. એટલે દ્વેષથી શરૂઆત થઈ છે આ સંસારની. ને દ્વેષનાં

મંડાણ ઉપરથી ફાઉન્ડેશન ઊભું રહ્યું છે આ.

## અને રાગમાં પસંદગી પોતાની !

**પ્રશ્નકર્તા :** વીતરાગ કેવી રીતે થવાય ?

**દાદાશ્રી :** વીતરાગ એની મેળે જ થવાય. વીતરાગને માટે કશું કરવાનું નથી. વીતદ્વેષ કરવું એ જ મોટામાં મોટી ભાંજગડ.

**પ્રશ્નકર્તા :** આપે તે દિવસે કહ્યું હતું ને કે દ્વેષથી રાગ છે.

**દાદાશ્રી :** હા, બધું દ્વેષમાંથી જ રાગ છે. કડવું ખાધા પછી જરાક અમથું બીજું કશું ખાધું હોય તો એ વસ્તુ ઉપર આપણને રાગ બેસે ! એ ખાધું તે કડવું જરા ઓછું કરે ને ?! અને એમ ને એમ ખાધું હોય તો રાગ ના બેસે. એટલે આ દ્વેષથી રાગ ઉત્પન્ન થયેલો છે. તે પહેલાં દ્વેષ જાય છે ને પછી રાગ જાય છે. રાગ એટલે પસંદગીની વસ્તુ છે અને દ્વેષ એ કુદરતી હોય.

અત્યારે અહીં એક મોટો રાજા હોય, બહુ સુખીયો હોય, કોઈની ઉપર રાગ-દ્વેષ કરતો ના હોય. બધા ન્યાયી છે, એટલે આપણે કોઈનું કશું લેવું નહીં એવા સચ્ચાઈ વ્રતવાળો છે. જૂઠું ના બોલે એવો છે. પણ જંગલમાં ગયો હોય અને કંઈ ભૂલો પડી ગયો, તે ભૂખ લાગે તે ઘડીએ એને રાગ થાય ? ભૂખ લાગે એટલે શું થાય ? દુઃખ થાય ને વેદના થાયને ? હવે ભૂખ્યા થયેલાં છે એટલે ત્યાં આગળ એ શું કરે? ગમે તે જૂઠું બોલીને, ચોરી કરીને પણ કંઈક ખાય. ખાય કે ના ખાય ? અને પેલા ગરીબ માણસના છોકરાનું લીંટ પડ્યું હોય તોય એવો રોટલો ખઈ જાય કે ના ખઈ જાય ?

**પ્રશ્નકર્તા :** ખઈ જાય. કારણ કે એને ભૂખ જાગી છે.

**દાદાશ્રી :** કારણ કે એને મહીં જે દુઃખ થાય છે એ દ્વેષ થાય છે. તે પેટમાં આટલું નાખે ત્યારે દ્વેષ શાંત થાય. અને જૂઠું બોલીને આપણે કો'કનું લઈ આવ્યા હોય ને પછી પડાવી લે તેની ઉપર દ્વેષ થાય ને કે રાગ થાય ?

**પ્રશ્નકર્તા :** દ્વેષ થાય.

**દાદાશ્રી :** એટલે આ બધું દ્વેષનું કારણ છે. આ પાંચ ઈન્દ્રિયો, એની બિગિનિંગ દ્વેષનું કારણ છે અને પછી રાગ ક્યારે થાય છે ? પછી ભલે ને ચોરી કરીને લાવ્યો, પણ રોટલો હોય કે રોટલી હોય અને આ બાજુ વેઢમી હોય, તો તરત કહેશે, વેઢમી ખાઉં ! એ રાગ આમાં પસંદગી આવે ને ? પણ મૂળ તો દ્વેષ થાય છે ને ? મૂળ દ્વેષ થાય છે, પછી રાગ આવે છે. એટલે રાગ તો આપણી એક જાતની શોખની વસ્તુ છે. રાગ તો સરપલ્સ થાય ત્યાર પછીનો. પણ મૂળ જે જરૂરિયાત છે તેમાં તો દ્વેષ જ થાય. નેસેસીટીમાં જો એ ખૂટી પડ્યું એટલે દ્વેષ. તે રોટલો કોઈ લઈ લે તે વખતે, ત્યારે એની પર કેટલો દ્વેષ થઈ જાય ? એટલે રાગ જતો રહે એવો છે. રાગનો પછી વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** લોકો એમ કહે, રાગ ઉપર જ આખો સંસાર ઊભો છે.

**દાદાશ્રી :** આપણું અક્રમ વિજ્ઞાન શું કહે છે, દ્વેષના પાયા ઉપર જ ઊભું રહેલું છે આ. એ જેનો પાયો તૂટી ગયો, તો રાગ એની મેળે જતો રહેશે. તે રાગ ચાનો રાગ હોયને, એને પહેલી જલેબી ખવડાવીએ તો ?

**પ્રશ્નકર્તા :** ચા મોળી લાગે.

**દાદાશ્રી :** ચાનો રાગ મોળો પડી જાય. આ જ્ઞાન આપીએ છીએ ને જ્ઞાનથી જે સુખ ઉત્પન્ન થાય છે, તેનાથી આ બીજા સુખ મોળા લાગે છે. એટલે રાગ ઊડી જાય છે.

**પ્રશ્નકર્તા :** એ અનુભવ સિદ્ધ વસ્તુ છે.

**દાદાશ્રી :** હા, અનુભવ સિદ્ધ.

## ચાર કષાયો એ છે દ્વેષ !

જેટલું ગમે એટલું રાગ કહેવાય અને ના ગમે એ દ્વેષ કહેવાય. રાગ બહુ ગમે છે ? આર્ત ને રૌદ્રધ્યાન ? તો પછી ? શી રીતે રાગ કહે છે ?

એટલે દ્વેષ છે, એ ગમે છે ખરું ?

**પ્રશ્નકર્તા :** ગમતું નથી.

**દાદાશ્રી :** કોણ ગુનેગાર ખોળી કાઢો, આમાં રાગ ને દ્વેષમાં ? આ ગુનેગારો નહીં જડવાથી તો આખું જગત લબડ્યું છે.

આની મહીં મસાલા-બસાલા નાખીને પાય, તો મને રાગ થશે તેનો વાંધો નથી. પણ જરાં આ યાદ આવશે ફરી તો વાંધો નથી. પણ કડવું આપે અને એ પીતી વખતે દ્વેષ થાય તે વાંધો છે. અને રાગ થશે, તને યાદ આવશે, એનો વાંધો નથી. ફરી આ રસ પી જઈશ. ત્રીજી વખતે આવે તો ત્રીજી વખત પી જઈશ. પણ એનો અંત હોય છે. પેલો અનંત હોય છે. એને અંત જ નહીં એટલે આ અંતવાળુ છે.

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રોમાં પણ એમ કહેવાય છે, કે મમતા છોડો. મમતા છોડવાની છે. એટલે મમતા છોડવાની છે એટલે રાગ છોડવાની વાત પહેલાં આવે ને ?

**દાદાશ્રી :** મમતાની અહીં વાત જ ના હોય. આપણે અહીં મમતા શબ્દની વાત જ ના હોય. એ વીતદ્વેષ એટલે શું ? 'મમતા ગયા પછી દ્વેષ જાય, નહીં તો જાય નહીં,' એ વાત જ અહીં ના હોય. એ વાત તો બહારની થઈ.

**પ્રશ્નકર્તા :** બહારની જ વાત છે.

**દાદાશ્રી :** પણ એ વાત જ અહીં કામ લાગે નહીંને ? એ તો આપણે અહીં તો વીતદ્વેષ થાય. પહેલા આ વીતદ્વેષ થયેલાં ને ? વીતરાગ નથી કરેલાં. વીતરાગ કરવાનાં નથી, વીતરાગ થયા કરશો. બીજ કાઢી નાખ્યું મેં, બી ઊડ્યું.

આ ના સમજાય તો બાર-બાર મહિના સુધી લોકોને ના સમજાય એવી વાત છે. બાર મહિને નહીં, લાખ વર્ષ સુધી ના સમજાય એવી વાત છે.

**પ્રશ્નકર્તા :** દાદા, હવે બીજું પૂછું. દ્વેષ જે તમે કહો છો, આ રાગ ને દ્વેષ બે શબ્દો છે. રાગની અંદર લોભ અને માયા આવે છે અને દ્વેષની અંદર માન અને ક્રોધ આવે છે તો.....

**દાદાશ્રી :** આ તમે બધી વાતો કરો છો, એ બધી બહારની વાતો કરો છો. એને અને આને લેવા-દેવા નથી.

**પ્રશ્નકર્તા :** એ શાસ્ત્રમાં જે લખ્યું છે એની વાત કરું છું.

**દાદાશ્રી :** શાસ્ત્રો તો સાચા છે, પણ એ બહારની વાત છે. બહારની વાત એટલે સ્થૂળ વાતો. લૌકિક વાતો અને આ અલૌકિક વાત છે.

ક્રોધ-માન-માયા-લોભ તો એ જ દ્વેષ છે. એ ચારેવ દ્વેષ છે.

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રમાં બેને કહ્યાં છે.

**દાદાશ્રી :** એ તો બેને કહેવાનાં, પણ સરવાળે બધાં દ્વેષ જ છે. કારણ કે આત્માને પીડે છે, એ બધા કષાય કહેવાય. એટલે એ હોય ત્યાં સુધી બધું ઊભું થાય. આપણાં અહીં વીતદ્વેષ કર્યા તમને. તમારે એટલું જોઈ લેવાનું કે આપણે વીતદ્વેષ થયેલાં છીએ એવું લાગે છે ?

**પ્રશ્નકર્તા :** લાગે છે.

**દાદાશ્રી :** તો વીતરાગ એ પરિણામ છે. એટલે એમાં કશું કરવું પડ્યું નથી. કૉઝિઝ કાઢી નાખ્યું ને ! મૂળ કૉઝિઝ કાપી નાખ્યું.

હવે વાત એટલી બધી ઝીણી છે કે ઘણાં વર્ષે નથી સમજાય એવી ! આ બુદ્ધિગમ્ય વાત નથી, આ તો જ્ઞાનગમ્ય વાત નીકળી ગઈ. જો નીકળી ગઈ ને ?

**પ્રશ્નકર્તા :** પણ એ હકીકત તો સાચી છે, દરેકને એવો અનુભવ છે, કે અત્યારે દ્વેષ થતો નથી, કશાયના ઉપર...

**દાદાશ્રી :** દ્વેષ નામે ય કોઈને ય થતો નથી. ફક્ત કેરીઓ ભાવે છે ખરી, બધું આ સારું લાગે છે, મીઠું લાગે છે બધું. જ્યારે કડવું હોય

છે, કડવું લે છે ખરાં પણ દ્વેષ નથી થતો. સમભાવે નિકાલ કરી નાખે છે, ઉકેલ લાવે. એટલે આ વીતદ્વેષ કર્યા પછી રહ્યું વીતરાગ.

## ભૂખનું મૂળ કારણ દ્વેષ !

વીતરાગને કશું કરવાપણું ના હોય. એની મેળે જ થયા કરે. કારણ કે દ્વેષ એટલે માણસ રાગથી ખાય છે કે દ્વેષથી ખાય છે ? માણસ ખાવા જાય છે તે રાગથી ખાય છે કે દ્વેષથી ?

**પ્રશ્નકર્તા :** રાગથી ખાયને !

**દાદાશ્રી :** ના, દ્વેષથી ખાય છે.

**પ્રશ્નકર્તા :** એ દાદા સમજાવો, એ બરોબર સમજાયું નથી.

**દાદાશ્રી :** એને ભૂખ ના લાગેને, બેસી રહે બિચારો. જ્યારે ભૂખ લાગેને ત્યારે મહીં દુઃખ થાય, દુઃખ થાય તે દ્વેષ કરે ને ! ભૂખ લાગે છે એ જ દ્વેષનું કારણ છે. તરસ લાગે છે એ દ્વેષનું કારણ છે. એને દ્વેષ ઊભો થાય છે, નહીં તો ભૂખ જ ના લાગતી હોય તો ? વિષય સંબંધી ભૂખ ના લાગતી હોય, દેહ સંબંધી ભૂખ ના લાગતી હોય, બીજી ભૂખ ના લાગતી હોય તો ?

**પ્રશ્નકર્તા :** તો વીતરાગ થઈ જાય માણસ.

**દાદાશ્રી :** વીતરાગ જ છે ને ! આ તો ભૂખ લાગે છે. કેટલા પ્રકારની ભૂખો લાગે છે એને ?

**પ્રશ્નકર્તા :** અનેક પ્રકારની ભૂખો છે ને !

**દાદાશ્રી :** ના, એમ ને એમ, કશું ભૂખ ના લાગે માટે આજ ફરવા જ જવું નથી. આજે સૂઈ રહેવું છે. તોય પણ ભૂખ લાગ્યા વગર રહે કે ? છોડે ? એક દા'ડે ને બે દા'ડે ?

**પ્રશ્નકર્તા :** લાગે.

**દાદાશ્રી :** પછી મહીં શું થાય એને ?

**પ્રશ્નકર્તા :** ઉકળાટ થાય.

**દાદાશ્રી :** એટલે દુઃખ થાય, વેદના થાય. વેદના થાય એટલે દ્વેષ પરિણામ ઊભાં થયા કહેવાય. દ્વેષ પરિણામ ઊભાં થયા એટલે જે કોઈ આવે તેને ગાળો દે. હા, ભૂખ્યો હોય તો ગાળો દે, બચકું હઉ ભરે. ખાવાનું લઈ જતાં હોય ને આપીએ નહીં ને, તો બચકું ભરી લે. તે ભૂખમાં એવું, તરસમાં એવું, આ વિષયમાં એવું, વિષય એક જાતની ભૂખ છે. સિનેમામાં ના જવા દો ને, એને ભૂખ લાગી હોય ને ના જવા દો, તો શું થાય ? દ્વેષ કરે કે રાગ કરે ?

**પ્રશ્નકર્તા :** દ્વેષ કરે.

**દાદાશ્રી :** તે આ દ્વેષનું જ આજે બધું ઊભું થયું જગત. રાગને તો બિચારાને કશી ભાંજગડ નથી. બાઈડીઓ સાત લઈને ફરને જોડે, તને જો દ્વેષ ના થતો હોય તો !

**પ્રશ્નકર્તા :** જેને ઘણી ભૂખ લાગે, એને ઘણો દ્વેષ ઊભો થાય એવું ખરું ?

**દાદાશ્રી :** હા, હા. ઓછી ભૂખ લાગે તો ઓછો દ્વેષ લાગે. જેને ગયા અવતારે બ્રહ્મચર્ય ભાવ પાળ્યો હોય, એટલે એ ભાવનું ચાર્જ કર્યું હોય, તેને આ ભવમાં બ્રહ્મચર્યનો ઉદય આવે. તે એનો ઉદય આવે પછી એને એ ભૂખ ના લાગે. એટલે એ તરફનો એને દ્વેષ ગયો. એટલે એ તરફનો વીતદ્વેષ થયો. એમ જેમાં જેમાં ભૂખ ના લાગે, એમાં વીતદ્વેષ થયો.

**પ્રશ્નકર્તા :** જ્યાં સુધી શરીર છે, ત્યાં સુધી ભૂખ તો લાગવાની જ.

**દાદાશ્રી :** ના, પણ બ્રહ્મચર્ય ભાવ કરેલો હોય તેને એક ભૂખ તો એટલી ઓછી થાય એવી છે. બીજી બધી ભૂખો તો લાગવાની જ.

**પ્રશ્નકર્તા :** હા, બીજું જે આપણે અનાજ ખાવાની જે ભૂખ છે, એ ભૂખ તો લાગે જ, તો પછી દ્વેષ તો જાય જ નહીં કોઈ દિવસ ?

**દાદાશ્રી :** એટલે દ્વેષ જાય જ નહીં. તેટલાં માટે આ અમે વીતરાગ વિજ્ઞાન આપી અને તમને વીતદ્વેષ બનાવ્યા.

**પ્રશ્નકર્તા :** ભૂખ તો લાગે દરરોજ, પછી વીતદ્વેષ બન્યા કેવી રીતે કહેવાય ?

**દાદાશ્રી :** એ તો હજુ સાયન્સ તમે સમજશો ત્યારે તે દહાડે, હજુ તો સમજવાનું બાકી છે ને ? એ બધા સમજીને બેઠાં છે કે કોને ભૂખ લાગી ને કોને નહીં, એ બધું જાણે છે. કોને ભૂખ લાગી, એ બધું તમે બધાં જાણીને બેઠાં ને ? અને પેલાં તો એમ જ જાણે કે મને ભૂખ લાગી છે.

આ ભૂખ ના લાગતી હોત ને, તરસ ના લાગતી હોત, તો આ સાધુ ઉપાશ્રયમાંથી બહાર ના નીકળે. રાગ તો પછી ઊભો થયેલો છે. રાગ એટલે આ સારું ને આ ખોટું એ પછીનો ભાગ છે. મૂળ બધું અહીંથી જ ઊભું થયું છે. એ મૂળને જો પકડે, તો કામ જ નીકળી જાય ને ?

એટલે આ વીતદ્વેષ તમને કર્યા. તે વીતરાગ મારી જોડે બેસી બેસીને થઈ જવાનું. જેટલો વખત બેસાય એટલો વખત. જેનાંથી જેટલો લાભ લેવાય એટલો. અને એક અવતારી છે, બે અવતારી, ત્રણ અવતાર, પાંચ અવતાર, બહુ ત્યારે પંદર અવતાર થશે, પણ બીજી તો ખોટ નહીં જાય ને ? અને એનું સુખ વર્તતું હોયને આપણને ?

સુખ વર્તે ત્યારે અહીંયા આવેને બધા, રોજ ? છ-છ, સાત-સાત કલાક અહીં મુંબઈમાં કોણ આટલો સમય બગાડે ? કોઈ ચાર કલાક, કોઈ ત્રણ કલાક, કોઈ બે કલાક, કોઈ કોઈ સાત-આઠ કલાકનું. છ કલાકે ય આવનારા હશે ને અહીં ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે દ્વેષ તો આ જીવનમાં કોઈ પણ જે વિષયો છે ને, તે વિષયો દુઃખ દે છે. એટલે દ્વેષ થાય છે એને. એટલે દ્વેષથી પ્રયત્ન કરીને, કોઈ એને હોલવવા પ્રયત્ન કરે છે. સારું-ખોટું પછી શીખ્યો કે આ કેરી રત્નાગીરીની છે ને આ એ છે. એ રાગ તો પછી ઘણાં કાળે શીખ્યો.

રાગ તો હતો જ નહીં. આ કેરી રત્નાગીરીની ક્યારે જરૂર પડે ? પેલી મળતી હોય અને આ મળતી જ ના હોય તો?

આ મનુષ્યોને જે હાજતો છે ને, એ બધી જ દ્વેષવાળી છે. રાગ પછી ઊભો થયેલો છે. પછી તો વેણાવેણ થયું કે આ આનાં કરતાં આ સારું, એનાં કરતાં આ સારું, એનાં કરતાં આ સારું, એના કરતાં આ સારું, પણ જ્યારે ભૂખ લાગી હોય ને તો સારું-ખોટું કહે છે એ ?

## એ બધી છે અશાતા વેદનીય !

આપણને ભૂખ લાગી હોયને, એ ભૂખ હોય છે, તેને અશાતા વેદનીય કહેવાય છે. હવે અશાતા વેદનીય બહારનું કોઈ કરતું નથી. અશાતા વેદનીય એટલે આપણને મહીં દ્વેષ થયા કરે, અણગમો ઉત્પન્ન થાય અને વચ્ચે જે કોઈ આવ્યું એને દબડાવીએ. હવે અશાતા વેદનીય કુદરતી રીતે થાય છે, કોઈએ કર્યું નથી. દેહ ધર્યો તેનો દંડ છે. એટલે દ્વેષ ઉત્પન્ન થાય છે તેનો. આ બધી અશાતા વેદનીયથી તરસ લાગે છે. તેથી 'લાગે છે' શબ્દ આવે છેને એ બધું અશાતા વેદનીય. તરસ લાગે છે એ, ભૂખ લાગે છે, ઊંઘ લાગે છે, થાક લાગે છે, લાગે છે, લાગે છે એટલે સળગે છે એ બધી અશાતા વેદનીય. ઊંઘેય લાગે છેને ?! એ બધી અશાતા વેદનીય. અને તેથી દ્વેષ ઊભો થાય છે. અને દ્વેષમાંથી પછી અશાતા વેદનીયને લઈને ખાવાનું-જમવાનું ખોળેને ! પછી જે હોય એ ખઈ લે. એને ટાઢું પાડવા માટે અને પછી પસંદ કરે એ રાગ ઉત્પન્નની શરુઆત થઈ. એટલે રાગ તો એકે એક આપણી પસંદગી છે કે આ કે આ કે આ. અને દ્વેષ તો ફરજિયાત છે. ભઈ, આ ખાધા વગર તો ચાલે જ નહીંને! તો ઊંઘ્યાં વગર ચાલે જ નહીં! ઊંઘતા અટકાવે એની ઉપર શું થાય આપણને ? રાગ આવે કે દ્વેષ આવે ?

**પ્રશ્નકર્તા :** એકદમ દ્વેષ આવે.

**દાદાશ્રી :** ભૂખ લાગી હોય ને અટકાવે શું થાય ? રાગ એટલે પોતાની મુન્સફી, પોતાનો સ્વતંત્ર છે. દ્વેષમાં સ્વતંત્ર છે જ નહીં. હવે આ તો શાસ્ત્ર વાંચે કે ઝીણવટથી વિચાર કરે ?

**પ્રશ્નકર્તા :** દાદા, ઝીણવટથી ક્યાંથી વિચાર કરે ?!

**દાદાશ્રી :** શાસ્ત્રોમાં વાંચે. શાસ્ત્રો તો લખ્યા છે તે બધાને માટે ભેગાભેગી દવા મૂકી છે. જેને જે અનુકૂળ આવે એ દવા લેજો. ખોટાં બૈરી છોડીને નાસી જશો નહીં. જેને કર્મનો ઉદય હોય તે છોડજો. કર્મના ઉદય ના હોય તો તેવું. કર્મના ઉદયવાળાને અહીં આગળ સંસારી બનાવી એને તો નાસી જાય ત્રીજે દા'ડે નાસી જાય.

## દ્વેષ જ પ્રથમ, પછી રાગ !

પોતાની સ્ત્રી જોડે જરાય દ્વેષ ના થાય ને, તો સ્ત્રી પર રાગ જ ના થાય. એવો નિયમ છે. એટલે ના છૂટકે સ્ત્રી પર રાગ કરે છે બિચારો. આ તો દ્વેષ થાય છે, માટે એ દ્વેષ જ એને ધક્કો મારીને રાગમાં પાડી નાખે છે. જો દ્વેષ ના થતો હોયને તો સ્ત્રી પર રાગ જ ના થાય. એ થોડાક જ વિચારથી સમજી જાય કે આ રાગ કરવા જેવી ચીજ જ ન્હોય. ભરત રાજાને તેરસો રાણીઓ હતી, પણ રાગ થયો હશે પણ દ્વેષ નહીં થયો હોય એમને ! વીતદ્વેષ થયેલા હતા, ભરત રાજા !

આ તો એક સ્ત્રી પૈણી લાવ્યો અને કાળી હોય, ત્યારે બીજી કોઈ ગોરી સ્ત્રી હોય તો એની પર રાગ થાય જ. અરે, તારે વહુ છે ને ? ત્યારે કહે, પણ ગોરી નથી ને ! એટલે બિલકુલ ગોરી હોય જ નહીં તો રાગ થાય એને ?

**પ્રશ્નકર્તા :** ન થાય.

**દાદાશ્રી :** બસ, મૂળ દ્વેષનું જ કારણ છે. સ્ત્રીની જરૂર છે, આ ઈન્દ્રિયો એવી છે કે જ્યાં સુધી 'જ્ઞાન' ના થાય તો એને સ્ત્રીની, બધી વસ્તુની જરૂર છે બધી.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન થાય પછી જરૂર નથી ?

**દાદાશ્રી :** જ્ઞાન થયા પછી જરૂર નથી, એટલે સ્ત્રી એકલીનું (વિષય વિકાર) અટકી જાય. બીજું બધું, ખોરાક તો જોઈએ ઠેઠ સુધી, દેહ જીવે છે ત્યાં સુધી.

## બાળકો પૂર્વના દ્વેષના પરિણામે !

દ્વેષ ન હોય તારે બૈરાં-છોકરા જોડે, તો રાગ જ ઉત્પન્ન ના થાય.

**પ્રશ્નકર્તા :** એ કઈ રીતે ? ગમતી હોય એવી વસ્તુ, જેના ઉપર રાગ હોય, એના ઉપર દ્વેષ હોય ?

**દાદાશ્રી :** દ્વેષ જ હોય, ત્યારે જ રાગ થાયને ! દ્વેષ વગર રાગ ના થાય.

**પ્રશ્નકર્તા :** પહેલો દ્વેષ હોય એમ ?

**દાદાશ્રી :** દ્વેષ વગર રાગ જ ના થાય. રાગમાંથી દ્વેષ ને દ્વેષમાંથી રાગ. છોકરાંને દવા પાઈએ તો આમ ફૂંક મારીને આપણા આંખમાં નાખે તો ?

**પ્રશ્નકર્તા :** તો દ્વેષ થાય.

**દાદાશ્રી :** તો દ્વેષ થાય. એટલે પહેલો દ્વેષ જાય તો પછી રાગ જતો રહે. અત્યારે તમારે દ્વેષ જતો રહ્યો છે. કોઈની ઉપર દ્વેષ ના થાય, પણ રાગ તો રહેવાનો. પણ તે નિકાલી રાગ. આ તો નિકાલી દ્વેષે ય નહીં.

**પ્રશ્નકર્તા :** મને દ્વેષમાંથી રાગ થાય એ હજી બરાબર ન બેઠું, કહે છે. બાળકને જોઈને પહેલો તો રાગ થાય છે આપણને.

**દાદાશ્રી :** જ્યાં દ્વેષ થયો હોય ત્યાં જ રાગ થાય, નહીં તો રાગ જ ના થાય.

**પ્રશ્નકર્તા :** પૂર્વભવનાં કોઈ કર્મને કારણે દ્વેષ થયો હોય ?

**દાદાશ્રી :** તેનાં પરિણામે આ રાગ થાય છે. અને એની ઉપર બહુ જ દ્વેષ થયા કરતો હોય ને તે આ ફેરે છોકરાને ત્યાં છોકરો થઈને ખોળામાં રમવા આવે ને આપણે એને બચીઓ ભરે એ. અલ્યા મૂઆ, નહોતો ગમતો ને આ શું કામ બચીઓ ભરે છે ?

## રાગમાંથી દ્વેષ, દ્વેષમાંથી રાગ !

ક્લેશનું કારણ દ્વેષ છે. બહુ રાગ થાય ત્યારે અણગમો ઉત્પન્ન થાય. અમુક હદ સુધીનો પરિચય રાગમાં પરિણમે છે અને 'રીજ પોઈન્ટ' આવે તે પછી આગળ વધે તો દ્વેષમાં પરિણમે. દ્વેષ થાય છે તે વખતે જ રાગનાં કારણો સેવાય છે. અને આ બધાનાં મૂળમાં રાગ-દ્વેષ એ 'ઈફેક્ટ' છે ને અજ્ઞાન એ 'કૉઝ' છે !

**પ્રશ્નકર્તા :** એક જગ્યાએ વાંચ્યું છે આપ્તવાણીમાં કે રાગથી દ્વેષના બીજ પડે છે અને દ્વેષથી રાગના બીજ પડે છે એ જરા સમજાવો, એ કેવી રીતે બને ?

**દાદાશ્રી :** કેમ ? નહીં તો શું લાગે છે તમને ?

**પ્રશ્નકર્તા :** દ્વેષથી રાગ એ વાત સમજાય છે, પણ રાગથી દ્વેષ નથી સમજાતું.

**દાદાશ્રી :** શું સમજાય છે, દ્વેષથી રાગમાં ?

**પ્રશ્નકર્તા :** આપે એમ કહેલું કે આનું મોઢું મારે જોવું નહીં અને એ પછી પુત્ર તરીકે પેદા થયો.

**દાદાશ્રી :** ત્યાં બચીઓ કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** પણ એ દ્વેષથી રાગ ઊભો થયો એનો અર્થ એ થયોને ?

**દાદાશ્રી :** બેઉ સામસામી જ છે. પેલું પેલું ઊભું કરે અને પેલું પેલું ઊભું કરે. વીતરાગને અડે નહીં.

**પ્રશ્નકર્તા :** રાગથી દ્વેષ કેવી રીતે ઊભો થાય એ જરા સમજાવો.

**દાદાશ્રી :** તમને બહુ રાગ હોયને તોય છે તે અતિ થાય એટલે દ્વેષ થાય.

**પ્રશ્નકર્તા :** અતિ થાય એટલે દ્વેષ થાય એક સિદ્ધાંત થયો, પણ એ સિદ્ધાંતનો દાખલો આપીને સમજાવોને.

**દાદાશ્રી :** આ રોજ ઘરમાં કકળાટ છે, એનું કારણ જ એ છે. રાગનું કારણ છે. એ અતિ થાય એટલે દ્વેષ થાય. રોજ રાગનું પરિણામ આ દ્વેષ આવે છે.

**પ્રશ્નકર્તા :** એક સ્ત્રીને પોતાના ધણી પ્રત્યે બહુ જ રાગ હોય એટલે પછી એમાં તકરાર ઊભી થાય ?

**દાદાશ્રી :** હા, પછી છે તે એ કંઈક બહાર ગયો ને ના અવાયું તો ચિઢાયા કરે. વીતરાગને કશું ના થાય. બધું રાગવાળાને ઝઘડા જ થયા કરે.

**પ્રશ્નકર્તા :** બહુ રાગ હોય તો થાય એ વાત ખરી છે.

**દાદાશ્રી :** ઓછો હોય તોય થાય, બળ્યું.

**પ્રશ્નકર્તા :** ઓછો હોય તો થોડોક થાય અને પેલું વધારે થાય.

**દાદાશ્રી :** પણ થયા કરે ખરો. છોકરા ઉપર બહુ રાગ હતો, એકનો એક છોકરો, તે મુંબઈથી એના બાપા આવ્યા છ મહિને, એટલે છોકરો 'પપ્પાજી' કહેવા માંડ્યો એટલે એમણે ઊંચકી લીધો એકદમ. ઊંચકીને જે દબાવ્યો, તે પેલો બહુ દબાઈ ગયો એટલે બચકું ભરી લીધું. અતિરેકથી બગડે બધું. બધું પ્રમાણ શીખી લેવું જોઈએ. સપ્રમાણ કરતાં કરતાં વીતરાગ થાય. ધીમે ધીમે પ્રમાણમાં લાવતાં લાવતાં વીતરાગ થાય. બચકું ભરી લે કે ના ભરી લે છોકરું ?

**પ્રશ્નકર્તા :** હા, હા. બચકું ભરી લે.

**દાદાશ્રી :** એ કાયદેસર હતો કે છોકરો કાયદેસર ?

**પ્રશ્નકર્તા :** છોકરાએ કાયદેસર કર્યું. હા, બરાબર છે.

**દાદાશ્રી :** તોય મૂઆ દબાવ દબાવ કરે તે.

**પ્રશ્નકર્તા :** બહુ રાગ કર્યો એમાં પેલા છોકરાને દ્વેષ થયો.

**દાદાશ્રી :** ના, એટલે બહુ રાગ થયો માટે દ્વેષ થયો. પછી પેલું બચકું

ભર્યું એટલે પેલાને દ્વેષ થયો. છોકરાને ઉતારીને માર્યો. તોય પેલો બાપોય સમજતો નથી. છોકરાને વધારે દબાવ્યો. એ તો એમ જાણે કે મેં પ્રેમ કર્યો તોય બચકું ભરી લીધું !!

આવી છે દુનિયા બધી, અંધારામાં આંધળા ચાલે છે. પણ શું થાય ? એટલે મેં ચશ્માં આપ્યાં તે પહેરીને ચાલજો નિરાંતે લહેરથી. ચશ્મા તો સારાં છે, ઠોકર નહીં વાગતીને ?

કોઈ દહાડો જગતને ફોડ પડે નહીં, એવા ફોડ મેં પાડ્યા છે, ઝીણામાં ઝીણી બાબતના.

## અક્રમ વિજ્ઞાને બનાવ્યા વીતદ્વેષ !

વીતરાગ એકલું જ કહેવામાં આવ્યું છે. એટલે આપણે અહીં જ્ઞાન આપતાંની સાથે જ દ્વેષ પહેલો જતો રહે છે ગમે તેને. કોઈ ગાળ ભાંડે તોય 'સમભાવે નિકાલ' કરે એની જોડે, પણ દ્વેષ ના કરે. એવું તમને અનુભવમાં આવે છે થોડું ઘણું ? પૂરેપૂરું અનુભવમાં આવે છે.

**પ્રશ્નકર્તા :** નિરંતર અનુભવમાં આવે છે.

**દાદાશ્રી :** ગાળ ભાંડે છે તોય ! નહીં તો ગાળનું પરિણામ તો શું થાય ? પેલો ગાળ ભાંડે તે શું થાય ? દ્વેષ આવે કે રાગ ?

**પ્રશ્નકર્તા :** દ્વેષ જ આવે. આ જ્ઞાન પછી દ્વેષ જેવી જગ્યા હોય ત્યાં પણ હવે દ્વેષ ના થાય.

**દાદાશ્રી :** દ્વેષ થાય તેવા માણસના ઘરમાં મૂકે તોય તમને દ્વેષ ના થાય, ત્યારે જાણવું કે આ વીતરાગ થવાને માટે લાયક થયો !

દ્વેષની જગ્યાએ દ્વેષ થાય છે, એ તો મિનિંગલેસ વસ્તુ છે. તમને હવે પહેલાં જેવો દ્વેષ નથી થતો ને કોઈ જગ્યાએ ?

**પ્રશ્નકર્તા :** એક જગ્યાએ થાય છે.

**દાદાશ્રી :** એક જગ્યાનો વાંધો નહીં. એક જ જગ્યાએ હોય તો તો

એ મને સોંપી દેવી. પણ બીજે બધે, આખી દુનિયામાં કોઈ જગ્યાએ દ્વેષ નથી થતો ને ? એક જગ્યાએ જે તમને થાય છે, એ તો તમારી દૃષ્ટિમાં ભૂલ છે, સમજવામાં ભૂલ છે. ખરેખર તો ત્યાં ય થતો નથી, અને બીજી જગ્યાએ થતો નથી ને ? એટલે કોઈ જગ્યાએ દ્વેષ થતો નથી ને ?

**પ્રશ્નકર્તા :** નહીં, ક્યાંય નહીં.

**દાદાશ્રી :** તમારી જોડે મોટરમાં ચાર જણ બેઠાં હોય અને એમાંથી એક ભાઈ, 'પાંચ મિનિટ દર્શન કરીને આવું છું.' એમ તમને કહે, તો તમે ચાર જણ બેઠાં બેઠાં આ ગયો, એને ગાળો ભાંડો ? શું કરો તમે ?

**પ્રશ્નકર્તા :** એ તો સંજોગ આવ્યો એને જોવાનો છે. એટલે એમાં દ્વેષ તો થાય જ નહીં અમને.

**દાદાશ્રી :** ના, પણ તમે શું કરો ? સમભાવે નિકાલ કરો ? પછી એમની પર દ્વેષ ના કરો ને ? પા-અડધો કલાક થઈ જાય તોય ?

**પ્રશ્નકર્તા :** હા, તોય દ્વેષ ના થાય.

**દાદાશ્રી :** એ વીતદ્વેષ કર્યા છે તમને.

એટલે મેં તમને કયા જ્ઞાન ઉપર મૂક્યા છે ? તમારો દ્વેષ બિલકુલ નીકળી ગયો છે. એટલે તમારા રાગને મેં આંતર્યા નથી. મેં તમને કહ્યું, 'હાફૂસની કેરીઓ, રસ-રોટલી બધું ખાજો-પીજો. કપડાં પહેરજો, સિનેમા જોવા જજો !' શાથી કહ્યું છે ? એની જોડે તમને વેર નથી થતું એટલે. મેં તમારો દ્વેષ બંધ કરાવડાવ્યો એટલે આખો દહાડો તમે સંયમમાં રહો. આ દ્વેષથી અસંયમ છે બધો. રાગ આખો દહાડો હોય નહીં માણસને, દ્વેષ જ હોય !

એટલે એવું છે ને, દ્વેષનું પરિણામ ઘટયું હશે ને, તો રાગ હશે તો વાંધો નથી. તે અત્યારે તમને વીતદ્વેષ કર્યા પછી છોડી દીધાં છે, છતાં તમને વીતરાગ કોઈ કહે નહીં. પણ તમે ક્યાં સુધી પામી ગયા ? વીતદ્વેષ થઈ ગયા. તમારે આર્તધ્યાન ને રૌદ્રધ્યાન બંધ થઈ ગયા. આ આર્તધ્યાન

ને રૌદ્રધ્યાન એ દ્વેષ છે. આર્તધ્યાન ને રૌદ્રધ્યાન એ દ્વેષ કહેવાય કે રાગ કહેવાય ? આ દ્વેષ છે એ તો. જ્યાં રાગ હોય ત્યાં રૌદ્રધ્યાન હોય? રાગ હોય તે વખતે રૌદ્રધ્યાન ના હોય. દ્વેષ હોય ત્યાં રૌદ્રધ્યાન હોય.

## વીતદ્વેષ કેમ નહીં ?

વીતદ્વેષ થયા પણ વીતરાગ થયો નથી ને ! ત્યારે પછી આ રાગ જાય. હવે એ રાગ શી રીતે જાય ? એવું છે ને, કડવું છોડી દો ખરાં અને કડવાં ઉપર તમે દ્વેષ છોડી દો. પણ ગળ્યું છોડી દેતાં તમને વાર લાગશે અને એના પર રાગ જતાં ય વાર લાગશે. કડવું છોડી દેતાં સહુ કોઈને આવડે અને ગળ્યું છોડી દેતા ?

**પ્રશ્નકર્તા :** એ વાર લાગે, બરોબર.

**દાદાશ્રી :** હવે એટલે એવું કહ્યું કે કડવું છૂટયું છે એ જ મોટામાં મોટું જોખમ હતું દ્વેષનું.

**પ્રશ્નકર્તા :** એટલે મૂળ દ્વેષમાંથી ઊભું થયું હોય ?

**દાદાશ્રી :** મૂળ દ્વેષમાંથી ઊભું થયું છે આ બધું. અને એનાથી આગળ જઈએ તો વેરમાંથી ઊભું થયું છે. એટલે મૈત્રી થાય તો કામ થાય, નહીં તો વેર રહેશે ત્યાં સુધી બાંધશે. આટલી જો ચોવીસ તીર્થંકરોની એક જ વાત સમજે તો જગતનું કલ્યાણ થઈ જાય. આ એક જ વાત, ચોવીસ તીર્થંકરોની કે 'વીતદ્વેષ થાવ !'

**પ્રશ્નકર્તા :** બહુ મોટી વાત છે.

**દાદાશ્રી :** હા. બહુ ઊંડી વાત છે, કોઈક ફેરો આવી વાત નીકળી જાય. વીતદ્વેષ ને વીતરાગ ! વીતદ્વેષ તો જગતે સાંભળ્યો જ નથી ને શબ્દ !

**પ્રશ્નકર્તા :** અને જાય તો પણ પહેલાં દ્વેષ જાય ને પછી રાગ જાય.

**દાદાશ્રી :** હા. દ્વેષ પહેલો જાય. દ્વેષ પહેલો જવો જ જોઈએ. એ ના જાય, તો પછી મોક્ષ થાય નહીં. ગમે કેટલાં રાગ કાઢશે તોય દા'ડો વળશે નહીં.

## 'હું ચંદુ'માં રાગ તો સ્વરૂપમાં દ્વેષ !

'હું ચંદુલાલ છું' એ જ આરોપિત જગ્યાએ રાગ છે અને બીજી જગ્યાએ દ્વેષ છે. એટલે કે સ્વરૂપમાં દ્વેષ છે, એક બાજુ રાગ હોય તો તેની સામી બાજુએ, સામે ખૂણે દ્વેષ હોય જ. અમે સ્વરૂપનું ભાન કરાવીએ, શુદ્ધાત્માનું લક્ષ બેસાડીએ, એટલે તે જ ક્ષણે તે 'વીતદ્વેષ'માં આવ્યો અને જેમ જેમ આગળ વધ્યો તેમ તેમ વીતરાગ થતો જાય. વીતરાગ એટલે મૂળ જગ્યાનું, સ્વરૂપનું જ્ઞાન-દર્શન તે.

## થયાં વીતદ્વેષ, જ્ઞાન મળતાં જ !

**પ્રશ્નકર્તા :** આ વીતરાગ જે છે, એમને રાગ ના જ હોય પણ આપના પ્રત્યે અમને રાગ છે.

**દાદાશ્રી :** મારી જોડે રાગનો વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** એટલે અહીંયા આવવાનું મન થઈ આવે.

**દાદાશ્રી :** મારી જોડે તો રાગ હોય જ.

**પ્રશ્નકર્તા :** તો વીતરાગ એટલે શું ?

**દાદાશ્રી :** વીતરાગ એટલે, વીતરાગને ખરી રીતે જોવા જતાં એવું બોલવું જોઈએ કે વીતરાગ-દ્વેષ. પણ વીતરાગ કેમ કહે છે ? ત્યારે કહે છે, એમને આત્માની જ્યારે જાગૃતિ થઈ ગઈ, સમ્યક્દર્શન થઈ ગયું. ક્ષાયક સમ્યક્દર્શન તે વખતે વીતદ્વેષ તો થઈ જ જાય છે. અમે તમને જ્ઞાન આપીએને ત્યારે વીતદ્વેષ એટલે તમારામાં દ્વેષ નામની વસ્તુ ખસી જાય છે.

દ્વેષ ચાલ્યો જાય. એટલે ક્રોધ થાય એ તમને ગમે નહીં. એના તરફ તિરસ્કાર થાય તો ગમે નહીં. એ બધું જેને દ્વેષ કહેવામાં આવે છે, જેને તિરસ્કાર કહે છે એ ના હોય. એટલે વીતદ્વેષ તો થઈ ગયા છો.

## વીતદ્વેષ પછી રહ્યો ડિસ્ચાર્જ રાગ !

**પ્રશ્નકર્તા :** રાગ હોય તો પછી દ્વેષ થાય. રાગ લોભનો પર્યાય છે અને છેલ્લામાં છેલ્લો જાય. તેથી રાગ હોય પણ દ્વેષ ના હોય એમ પણ બને, પણ જ્યાં રાગ ના હોય ત્યાં દ્વેષ નથી. રાગ મુખ્ય છે, એના ક્ષયથી સંપૂર્ણ આત્મસ્વરૂપ અર્થાત્ મોક્ષ પ્રાપ્ત થાય છે, સમજાવો.

**દાદાશ્રી :** દ્વેષનો સ્વભાવ કડવો છે, એટલે કડવો ભાવ છૂટી જાય છે અને પેલો મીઠો છે એટલે રહે છે. એ કડવો છે ને તે ગમતો નથી પણ પેસી ગયો છે હવે પણ તોય શું કરે ? પણ પછી દ્વેષ છૂટી જાય, જ્ઞાન મળે ત્યારે અગર એને દૃષ્ટિ બદલાય, આત્મદૃષ્ટિ થાય. આત્મદૃષ્ટિ થાય એટલે દ્વેષ ઊડી જાય. કારણ કે કડવો છે એટલે. જો મીઠો હોય તો આ ઊડવા જ ના દે ત્યાં ! એટલે ઠેઠ સુધી રાગ રહે છે.

**પ્રશ્નકર્તા :** દાદા, આ જ્ઞાન જ્યારે આપ આપો છો ત્યારે જે રાગ ને દ્વેષ છે, એમાં દ્વેષ તે જ ઘડીએ ઊડીએ જાય છે. એ કેમ બને છે ?

**દાદાશ્રી :** એ દ્વેષ પહેલો જ ઊડી જાય, કારણ કે પાપો નાશ થાય છે માટે. પછી રાગ એકલો રહે છે. એ રાગ ય ધીમે ધીમે ઘસાતો જાય અને તે ય ડિસ્ચાર્જ ભાવે છે રાગ, ચાર્જ ભાવે નથી. ધીમે ધીમે ધીમે ઓછો થતો જાય અને છેવટે વીતરાગ કહેવાય. રાગેય પણ જતો રહે ત્યારે વીતરાગ કહેવાય.

**પ્રશ્નકર્તા :** દાદા, જો રાગ ડિસ્ચાર્જ રૂપે જ હોય તો, દ્વેષ પણ પછી ડિસ્ચાર્જ રૂપે રહે ખરો કે નહીં ?

**દાદાશ્રી :** ના, દ્વેષ તો ઊડી જાય જ છે. દ્વેષ હોય તો નવા કર્મ બંધાય. દ્વેષ હોય ત્યાં સુધી ચિંતા થાય. આ તો ચિંતા એકુંય થતી નથી. એનું કારણ શું છે કે, દ્વેષ ખલાસ થઈ જાય છે, પહેલે જ દિવસે.

**પ્રશ્નકર્તા :** પહેલે દિવસે નહીં, એ જ ઘડીએ ખલાસ થઈ જાય છે.

**દાદાશ્રી :** એટલે એ જીતેન્દ્રજિન તે જ ઘડીએ થાય છે. પણ

જીતેન્દ્રજિન બધી જ ઈન્દ્રિયો જીતી ગયો માટે, તેને તે ઘડીએ થાય છે. એટલે વીતદ્વેષ થઈ જાય છે. ઈન્દ્રિયો બધી જીતી જાય છે.

**પ્રશ્નકર્તા :** પણ દ્વેષ તો ડિસ્ચાર્જ ભાવે રહે કે નહીં ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** ન રહે. આમ અનુભવ એમ દેખાય છે કે જેને આપણા દુશ્મનો આપણે સમજ્યા હોઈએ, તેના પ્રત્યે દુશ્મનાવટ રહેતી નથી.

**દાદાશ્રી :** રહે જ નહીં. વીતદ્વેષ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આપણો દ્વેષ જાય પણ સામાનો દ્વેષ જાય એના માટે શું ?

**દાદાશ્રી :** પ્રતિક્રમણ કર્યા કરવાનું. દ્વેષમાંથી રાગ ઉત્પન્ન થયો, બેઉ કારણ-કાર્યનો સંબંધ છે. એટલે દ્વેષ નથી થતો એટલે બધું કારણ બંધ થઈ ગયું, વીતદ્વેષ !

**પ્રશ્નકર્તા :** પછી દાદા, રાગ તો હોય છે. સ્ત્રી હોય, છોકરાં હોય, ઑફિસ હોય, ધંધો હોય તો પછી રાગ તો રહ્યોને ? એ રાગ ડિસ્ચાર્જ રૂપે કહેવાય ?

**દાદાશ્રી :** એ રાગ ડિસ્ચાર્જ રૂપે છે. રાગ ખરેખરો ક્યાં હોય ચાર્જ રૂપે કે 'હું ચંદુભાઈ છું' એ ભાન હોય તો ત્યારે ખરેખર રાગ હોય. પણ 'હું શુદ્ધાત્મા છું' એ ભાન, તે ઘડીએ ખરેખરો રાગ ના હોય. ડિસ્ચાર્જ રૂપે હોય.

## એટેક ગયો તે ભગવાન થયો !

ધર્મ તો કોને કહેવાય કે કોઈ પણ સંજોગોમાં રાગ-દ્વેષ ના થાય, એનું નામ ધર્મ. ભલે રાગ થાય, પણ દ્વેષ તો ના જ થવો જોઈએ. અને આમને તો ફેણ માંડે.

એટેક નથી આવતો એટલું જ જોઈ લેજો અને એટેક આવે ત્યારે

મને કહેવું કે એટેકના મને વિચારો આવે છે. તે વિચાર ભલે આવતાં હોય, પણ તારા પોતાનો એટેક નથી ને ? ત્યારે કહે, ના, નથી. તો એમાં કશું નહીં.

તારા ભાવમાં એટેક નથી તો તું મહાવીર જ છું, શાસ્ત્રો કહે છે. તે જ્યારથી મારા એટેક બંધ થઈ ગયા ત્યારથી મારી જાતને મહાવીર જ માનતો'તો, હું કહું નહીં એટલું જ. ભગવાને કહ્યું છે તે જ વસ્તુ હશે, મારી પાસે બીજી વસ્તુ ખોળવાની રહી નહીં. એટેક બંધ થઈ ગયેલો માણસ આ વર્લ્ડમાં ખોળી કાઢો, હોઈ શકે નહીં. જરાક આમ 'મેરેકુ', 'હમકુ' આ 'હમકા'ના લીધે મૂઆ અહીંથી ટળતું નથી. 'હમકુ' ટળે ને તો બધું જ દુનિયા ટળી જાય. એવો કોઈ ઉપદેશક નથી કે જે એટેક બંધ કરી શક્યો હોય.

## રાગ-દ્વેષના ભોગવટાનો અનોખો હિસાબ !

**પ્રશ્નકર્તા :** રાગ જેમાં હોય તે પછી દ્વેષથી ભોગવવું પડે અને દ્વેષ જેમાં હોય તે પછી રાગથી ભોગવવું પડે. આ સૂત્ર જરા સમજાવો.

**દાદાશ્રી :** રાગ તો એમ ને એમ થાય નહીં કોઈ દહાડો ય. રાગ તો કંઈક ઝટકો-બટકો વાગ્યો હોયને ત્યારે થાય. કોઈ મિત્ર જોડે કંઈ બાબતમાં અબોલા થયા હોય, તે એ અબોલા છ મહિના-બાર મહિના રહે તો બહુ રાગ ઉત્પન્ન થાય એમાં. એ જ્યારે ફરી બોલવાનું થાયને ત્યારે ભેટે મૂઆ. હવે દ્વેષથી અબોલા થયા હતાં અને દ્વેષમાંથી રાગ જે જન્મ્યો જન્મ્યો, તે છેવટે ભેટીને તે એટલી બધી એકતા આવી જાય છે ભાઈબંધીની, મિત્રાચારીની કે ન પૂછો વાત ! એવી રીતે આ જગત બધું ચાલે છે.

તમારો હિસાબ હોય ત્યાં જ આકર્ષણ થાય. રાગ કોનું નામ કહેવાય કે આપણે ખુશ થઈને આકર્ષણ ઊભું કરીએ. અને આ રાગ નહીં એનું શું કારણ કે તમારી ઈચ્છા નથી છતાં આકર્ષણ થાય છે. એવું બને કે ના બને ?

**પ્રશ્નકર્તા :** બને, બને.

**દાદાશ્રી :** તો એ રાગ ના કહેવાય. રાગમાં તો પોતાની ઈચ્છા પ્રમાણે થાય. અને પોતાની ઈચ્છા ના હોય અત્યારે. અમે આ જ્ઞાન આપ્યા પછી આ બધાને સ્ત્રીઓ છે પણ ઈચ્છા વગરનું હોવું જોઈએ, આકર્ષણ પૂરતું જ !

દ્વેષ વિકર્ષણ છે અને રાગ આકર્ષણ છે. આકર્ષણ-વિકર્ષણ થયા જ કરે, એ પુદ્ગલનો સ્વભાવ છે. આત્મસ્વભાવ તેવો નથી.

## આ છે સંપૂર્ણ વિજ્ઞાન !

જ્ઞાની પુરુષને મળ્યાને ત્યારથી જ વીતદ્વેષ કર્યા છે. પછી જેમ જેમ ફાઈલોનો નિકાલ થયે વીતરાગ થતાં જાય અને સર્વસ્વ ફાઈલોનો નિકાલ થઈ ગયો એ વીતરાગ થઈ ગયો. એવાં જ્ઞાની પુરુષ સંપૂર્ણ વીતરાગ હોય. એક-બે અંશ જરા કચાશ હોય, બાકી સંપૂર્ણ વીતરાગ !

વીતરાગતા જેમ જેમ વધતી જતી હોય, તેટલી રાગ-દ્વેષ રહિતતા થાય. અને તેટલો મોક્ષ આપણને સમજાતો થાય, પૂર્ણ દશા ઉત્પન્ન થતી જાય. સંપૂર્ણ વીતરાગતા એ ભગવાન કહેવાય.

આ વૈજ્ઞાનિક ઢબ છે આપણું આ બધું ! સંપૂર્ણ વિજ્ઞાન છે આ તો ! આખું ય વિજ્ઞાન છે. આ સત્યાવીસ વર્ષથી હું બોલું છું બધું, સંપૂર્ણ વિજ્ઞાન છે. શબ્દે શબ્દ વિજ્ઞાન છે. વિજ્ઞાનને સિદ્ધાંત કહેવાય.

❖ ❖ ❖ ❖ ❖

# [૨.૪]

# પ્રશસ્ત રાગ

## નિરંતર ભૂલાય ના તે પ્રશસ્ત રાગ !

પહેલાં વીતદ્વેષ થાય પછી વીતરાગ થાય. વીતદ્વેષ ઉત્પન્ન થયા પછી રાગ એકલો રહે. રાગ પછી જ જાય એવો એનો સ્વભાવ છે. કારણ કે રાગ છેવટે અહીંથી ઊઠ્યો હોય પુદ્‌ગલમાંથી, તો જ્ઞાની પુરુષ ઉપર એ બેસે. તે રાગ પણ કેવો ? પ્રશસ્ત રાગ. જે જ્ઞાનીએ જ્ઞાન આપ્યું હોય તે જ્ઞાની ઉપરનો રાગ અગર તો શાસ્ત્રો દેખાડ્યા હોય તો શાસ્ત્ર ઉપરનો રાગ. એટલે આત્મા સંબંધીના જે સાધનો છે, તેમાં રાગ રહ્યો તે પ્રશસ્ત રાગ. અને તે રાગ ધીમે ધીમે કમી થઈ અને છેવટે પછી રાગ જાય ત્યારે વીતરાગ થાય. જ્ઞાની પુરુષ અને બધા ઉપર બેસે તે ય રાગ પછી છેવટે કાઢવો જ પડશે ને જ્યારે-ત્યારે ?

**પ્રશ્નકર્તા :** તો રાગ હોય તો દ્વેષ હોય એવું નહીં, દાદા ?

**દાદાશ્રી :** એ પૌદ્‌ગલિક રાગ હોય તો દ્વેષ હોય. આને પ્રશસ્ત રાગ કહેવાય છે, એને દ્વેષ ના હોય. પ્રશસ્ત રાગ એ દ્વેષવાળો ના હોય. આ રાગ અજાયબ રાગ છે અને જે રાગ જ મોક્ષ આપે. પ્રશસ્ત રાગ જ્ઞાની પુરુષ પર હોય.

**પ્રશ્નકર્તા :** તે રાગ નથી પણ પ્રેમ છે.

**દાદાશ્રી :** એ પ્રેમ પણ પ્રશસ્ત રાગ કહેવાય છે. એ જો થઈ ગયો તો થઈ રહ્યું.

**પ્રશ્નકર્તા :** પ્રશસ્ત રાગનો શબ્દાર્થ શું છે એ સમજાવો.

**દાદાશ્રી :** એ તો બહુ ઊંચા પ્રકારનો રાગ છે. એ બંધન ના થાય એવો રાગ કહેવાય છે. જેનું ફળ બંધન ના આવે. બીજા બધાં રાગથી બંધન થાય, આ રાગ મુક્તિ આપે.

નિરંતર દાદા ભૂલાય નહીં એ પ્રશસ્ત રાગ. નિરંતર દાદા ના ભૂલાય એવું થાય છે કોઈને ? આંગળી ઊંચી કરો જોઈએ. એક-બે-ત્રણ... બધાને થાય છે એવું ?! શું વાત છે ? એ નિરંતર ભૂલાય નહીં. દાદાને ના ભૂલાય એ આત્માને ના ભૂલ્યા બરાબર થાય. કારણ કે એ જ્ઞાની પુરુષ એ જ પોતાનો આત્મા છે.

**પ્રશ્નકર્તા :** આપની પાસે ના આવીએ તો લાગે કે કંઈક ખૂટ્યા કરે છે.

**દાદાશ્રી :** જ્યાં સુધી પોતાના આત્માનો સ્પષ્ટ અનુભવ નથી ત્યાં સુધી જ્ઞાની પુરુષ એ જ પોતાનો આત્મા છે અને જો એમની પાસે રહ્યો તો બધું આવી ગયું. બહુ સહેલી વાત છે ને ! કંઈ અઘરી નથી.

## જ્ઞાની માટે ઘેલછા !

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીને જો જો કરવાથી મુક્તિ મળે એટલે શું પણ ?

**દાદાશ્રી :** જેને જુએ તે રૂપ થઈ જવાય. નિરીક્ષણ કર્યા કરો તે રૂપ થઈ જવાય.

**પ્રશ્નકર્તા :** બીજાને સામાન્યરૂપે જોઈએ છે તો અંદર શુદ્ધાત્મા ભાવ દેખાય છે. તમારામાં એ વિચાર જ નથી આવતો. તમારા શરીરમાં જ મન ચોંટી જાય છે.

**દાદાશ્રી :** આ આખો જ દેહ સાથે શુદ્ધાત્મા કહેવાય.

**પ્રશ્નકર્તા :** અમને તમારા પ્રત્યે બહુ ભાવ આવે, તો તમારા માટે ઘેલછા ઉત્પન્ન થઈ જાય તો જે મૂળ વસ્તુ પ્રાપ્ત કરવાની છે તે બાજુએ ના રહી જાય ?

**દાદાશ્રી :** ના, ના. ઘેલછા ઉત્પન્ન થતી નથી. ઘેલછા પોતાને સમજાય ને પોતે આત્મા છે, પછી ઘેલછા ના સમજાય ?

**પ્રશ્નકર્તા :** ગૌતમ સ્વામીને કેમ એવું થયેલું ?

**દાદાશ્રી :** એ થયેલું પણ એ એને લીધે કંઈ જ્ઞાન અટકે-કરે, પણ જ્ઞાન જતું રહેતું નથી. જ્ઞાન અટકે પણ એ પ્રશસ્ત રાગ કહેવાય છે. પ્રશસ્ત રાગનું ફળ શું ? વીતરાગપણું. આ સંસારિક રાગ હોયને તેનું ફળ છે તે રાગ-દ્વેષ.

એટલે વીતદ્વેષ થયા પછી કયો રાગ રહે ? ત્યારે કહે, પ્રશસ્ત રાગ રહે. જે રાગ મોક્ષનું પ્રત્યક્ષ કારણ છે. એમાં સંસારી રાગનો છાંટો ય ના હોય.

**પ્રશ્નકર્તા :** પ્રશસ્ત રાગ સહજમાં ચાલ્યો જાય ?

**દાદાશ્રી :** એનો વાંધો નહીં. પ્રશસ્ત રાગ ના ચાલ્યો જાય તોય વાંધો નથી. કારણ કે એ મોક્ષ આપીને જ જંપે. એટલે એ સંબંધી કોઈ ચિંતા કરવી નહીં. પ્રશસ્ત રાગ, જેમ ગૌતમ સ્વામીને મહાવીર ભગવાન ઉપર હતો. તે હમણે ના હોત તો થોડા વખત પછી એની મેળે જ ઓગળે, ઓગળ્યા જ કરે.

**પ્રશ્નકર્તા :** એમાં તો એમનો મોક્ષ અટકી ગયો, ગૌતમ સ્વામીનો.

**દાદાશ્રી :** એમાં શું અટક્યો કહેવાય ? છ અથવા બાર વરસ પછી થાય, પંદર વરસ પછી થાય, બીજા અવતારમાં થઈ જાય. એનો પ્રશસ્ત રાગનો ભય નથી, આ સંસારી રાગનો ભય છે. પ્રશસ્ત રાગ ગમે એટલો હોય, તેનો ભય રાખવા જેવો નથી.

**પ્રશ્નકર્તા :** પ્રશસ્ત રાગથી કેવળજ્ઞાન ના થાય ને ?!

**દાદાશ્રી :** આપણે કેવળજ્ઞાનની શું ઉતાવળ છે ? તારે આવવું હોય તો આવજે, કહીએ. એવું છે ને, આપણે ટ્રેનમાં બેઠાં છીએ તે ?! કેવળજ્ઞાન તો છેલ્લામાં છેલ્લું સ્ટેશન છે. એની મેળે આવશે. એની ઉતાવળ શું છે ? કેવળજ્ઞાન તો હાથમાં જ આવી ગયા જેવું છે. જ્યારથી સ્પષ્ટ વેદન થયુંને ત્યારથી કેવળજ્ઞાન જ કહેવાય એને.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન નહીં, પણ જ્ઞાન તો અટકે ને ?!

**દાદાશ્રી :** ના. જ્ઞાન તો કશું અટકે નહીં. જ્ઞાન તો વધે ઊલટું. એવું છે ને, એવું થાય કોને ? બહાર બહુ ગૂંચાયેલો માણસ હોયને, તેને આવું થાય એટલે પછી પેલી ગૂંચો ઊખડી જાય ને એક જ દૃષ્ટિ થઈ જાય. દરેકને એવું ના થાય. બહાર બહુ ખૂંપી ગયેલો હોય, બહાર બહુ જગ્યાએ ચિત્ત ચોંટી ગયેલું હોયને તો અહીં આગળ ચોંટે એટલે પેલું ઊખડી જાય બધું ત્યાંનું. અહિતકારી નથી એ. પ્રશસ્ત રાગ કહ્યું છે એને. એ રાગ ઉત્પન્ન જ નહીં થતો બહુ. થાય તો ઉત્તમ કાર્ય કરે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની ઉપર પૌદ્‌ગલિક રાગ ઉત્પન્ન થાય પ્રશસ્ત રાગ સિવાય ?

**દાદાશ્રી :** પૌદ્‌ગલિક રાગ, એ તો ઉખડી જાય જ હંમેશાં ય. એ રાગ ચોંટે, પુદ્‌ગલથી ચોંટે પણ પછી ઉખડી, છેવટે પછી પ્રશસ્ત રાગ તરીકે જ રહે છે. આવું બનેલું, પહેલાં ય બનેલું જ ને ? ! કંઈ આ નવી વસ્તુ નથી.

એ થાય પણ છેવટે બીજે બધે છૂટી જાય આમાંથી. બીજે જે ઝાંખરા હોયને બધાં, એ બધાં છૂટી જાય ને એક જગ્યાએ આવી જાય. તેથી આ લોકોએ સારામાં સારું સાધન ગણ્યું છે પ્રશસ્ત રાગને. બીજું બધું ઝાંખડ, બધું ઉખડી જાય.

## પ્રશસ્ત રાગ એ સ્ટેપીંગ છે !

પ્રશસ્ત રાગ એટલે મોક્ષને આપનારો રાગ. સ્ટેપીંગ લેવડાવે છે આ રાગમાં. દ્વેષ એમ ને એમ ઉડાડી મેલે છે, ફર્સ્ટ સ્ટેપથી જ. એટલે બધાનો અમારી પર રાગ ખરો પણ તે પ્રશસ્ત રાગ કહેવાય. એ સંસારિક રાગ

નથી. એમાં સંસારી ભાવ નથી, ભૌતિક નથી.

## પ્રશસ્ત રાગ અને પ્રશસ્ત મોહ !

આ તો પ્રશસ્ત રાગ તો નિરંતર રાખવા જેવો છે. પ્રશસ્ત એટલે માઠો નહીં તેવો રાગ, હિતકારી. જ્ઞાનીઓએ વખાણ્યો છે એવો. અને અપ્રશસ્ત એટલે માઠાં, સંસારમાં ભટકાવનારાં.

**પ્રશ્નકર્તા :** રાગ અને પ્રશસ્ત રાગમાં શું ફેર ?

**દાદાશ્રી :** પ્રશસ્ત રાગ મોક્ષમાં લઈ જનારો રાગ અને આ રાગ સંસારમાં ડૂબાડનારો. ભૌતિક સુખને માટે જે રાગ થાય એ રાગ કહેવાય અને ભૌતિક છોડવા માટેનો જે રાગ મૂકાય એ પ્રશસ્ત રાગ.

**પ્રશ્નકર્તા :** પ્રશસ્ત રાગ અને પ્રશસ્ત મોહમાં શું ફરક ?

**દાદાશ્રી :** પ્રશસ્ત રાગ ખસી શકે, ધોવાઈ જાય. મોહ જરા ધોવાતા વાર લાગે. રાગ ચોંટાડેલી વસ્તુ અને મોહ ચોંટેલી વસ્તુ. પછી આ તો છૂટી જાય, આ રાગ પછી ચીકાશ નથી હોતી. પ્રશસ્ત રાગમાં ચીકાશ હોય કોઈ જગ્યાએ ? સંસારી રાગ ચીકાશવાળો હોય અને પ્રશસ્ત રાગ ચીકાશવાળો ના હોય.

## જ્ઞાનીની ભક્તિ એ શુદ્ધ લોભ !

**પ્રશ્નકર્તા :** દાદા તરફ ભક્તિના ભાવ થાય, ઉમળકો આવે, એને શેમાં મૂકશું ? ક્રોધ-માન-માયા-લોભમાં શેમાં મૂકશું ?

**દાદાશ્રી :** એ છે તે લોભમાં જાય. લોભ એકલામાં જ.

**પ્રશ્નકર્તા :** એ પ્રશસ્ત રાગ નહીં, દાદા ? આ ક્રોધ-માન-માયા-લોભમાં કઈ રીતે આવે ? પ્રશસ્ત રાગ થયોને મહાત્માને.

**દાદાશ્રી :** એટલે લોભને ?

**પ્રશ્નકર્તા :** લોભ, બરોબર છે.

**દાદાશ્રી :** કપટવાળો લોભ નહીં. ખરો રાગ છે તે કપટને ને લોભને બે ભેગું કરાય છે. આ પ્રશસ્ત રાગ તે લોભ એકલો જ.

**પ્રશ્નકર્તા :** મોક્ષ માટેનો લોભ.

**દાદાશ્રી :** લોભ.

**પ્રશ્નકર્તા :** આ મહાત્માઓને જગત કલ્યાણની ભાવના થયા કરે છે, અંદર રહ્યા કરે એ શું છે ?

**દાદાશ્રી :** એટલે એનો અર્થ એટલો કે જેનું પોતાનું કલ્યાણ થાય તેને જ એવો વિચાર આવે. નહીં તો વિચાર કોઈને આવેલો નહીં આ દુનિયામાં. બીજાને તો આ વિચાર જ શેનો આવે ? મૂઆ, એના જ ઘરમાં ડખો પાર વગરનો ! એક કૃપાળુદેવને આવેલા બાકી આપણા સાધુ-સંન્યાસીને ય નહીં. કારણ કે એ એના શિષ્યથી જ કંટાળી ગયેલા હોયને, શું કરે ?

**પ્રશ્નકર્તા :** એ પણ લોભ કહેવાય, એ જગત કલ્યાણના જે ભાવ આવે ?

**દાદાશ્રી :** હા. એ પણ લોભને. એક પ્રકારનો રાગ છે ને, પ્રશસ્ત રાગ. પોતાનું કલ્યાણ થયેલું હોય તે એવું ખોળે. હવે આ છોકરાઓ બ્રહ્મચારીઓ બધાં તે આખો દહાડો એ જ કરે છે. ઓહોહો... આવાં માણસો નથી. લોકો આફ્રિન થઈ જાય એમને જોઈને. કારણ કે જેને કશું જોઈતું નથી, કશું જેને લાભ ઉઠાવવો નથી !

**પ્રશ્નકર્તા :** દાદા, તો આ મહાત્માઓને અત્યારે તો આવો લોભ હોય એ સારું ને ? આ પ્રશસ્ત રાગવાળો લોભ ?

**દાદાશ્રી :** આ લોભ કરવાથી, પેલા બધામાંથી તમારી વૃત્તિઓ બધી ઊઠી જશે અને વૃત્તિ એક જ જગ્યાએ ચોંટશે. દાદાની ઉપર ચોંટશે તો દાદા આપણને આવતે ભવ કામ આવશે, એમાં શું બગડી ગયું ! માટે પેલી વૃત્તિઓ ઊઠી જાય, આ બીજી જગ્યાએ વૃત્તિઓ બહુ ના જાય.

એટલે બહુ થઈ ગયું આ.

**પ્રશ્નકર્તા :** પ્રશસ્ત રાગ જો આવ્યો તો બીજી વૃત્તિઓ સાવ તૂટી જાય ?

**દાદાશ્રી :** તૂટી જાય. એટલે અમે કહીએ ને પ્રશસ્ત રાગ કરજે બા. અને તે એકલો રાગ તે ઉઘાડો હઉ રાગ કરજે, બા ! એટલે વાંધો નહીં.

આવાં ઉપકારી ઉપર પ્રશસ્ત રાગ ના થાય તો ક્યાં થાય ?! ગૌતમસ્વામીને પ્રશસ્ત રાગ શાથી હતો ભગવાનનો, કે ભગવાન મહાવીરનો ઉપકાર હતો. એ જબરજસ્ત ઉપકાર હતો. બોલાવીને મોક્ષમાર્ગ આપ્યો હતો. ગણધર પદ આપ્યું. પછી ભગવાને છોડાવવા માટે બહાર મોકલ્યા એ ઉપકાર હતો. પછી મહીં થયું કે આ આવડો મોટો પેસી ગયેલો રાગ. 'તું પ્રમાદ છોડ છોડ.' પછી ભગવાને ચમત્કાર કર્યો, બહાર મોકલ્યા ને પછી નિર્વાણ પામ્યા. એટલે તરત જ થયું કે 'અરે ! આ મહીં ધ્રાસકો પડ્યો કે ભગવાન આવું કરે ! એમને એમ લાગ્યું કે આ ભગવાન એવું કાર્ય કરે ..... પછી જ્યારે ભગવાન તો આવી ભૂલ કરે નહીં. આ તો મારી ભૂલ થતી હોય. તપાસ કરી ને ખબર પડી કે ઓહોહો ! એ તો વીતરાગ હતા, પણ મને છે તે આ રાગ. એટલે મારો આ રાગ કાઢવા માટે ભગવાન કહીને ગયા. એટલે કેવળજ્ઞાન થઈ ગયું, કેવળજ્ઞાન પ્રગટ થઈ ગયું. આટલા હારુ અટકેલું હોય.

**પ્રશ્નકર્તા :** દાદા, અમારો ય પછી પ્રશસ્ત રાગ છેવટની ઘડી જતો રહેવાનો ? છેવટે જતો રહેવાનો ને ?

**દાદાશ્રી :** છૂટી જવાનો ત્યાં. ત્યાં છે તો સીમંધર સ્વામીના દર્શન કરશોને તેની સાથે બધું ઊખડી જાય. આ તો ઉપરનું ઊંચું દર્શન કરવાનું મળે અહીં આગળ, તો હમણે ય ઊખડી જાય.

**પ્રશ્નકર્તા :** પણ સીમંધર સ્વામી પાસે જવા માટે આ રાગ તો અમારે ચોંટાડી રાખવો પડશે ને ?

**દાદાશ્રી :** એ તો ચોંટીને રહે જ. એ ઉખાડો તોય ના ઉખડે.

**પ્રશ્નકર્તા :** પછી ત્યાં સીમંધર સ્વામી પાસે જઈએ ત્યારે ભલે ઊખડી જાય.

**દાદાશ્રી :** એની મેળે ઊખડી જશે. એ તો તમારે કશી આ લેવા-દેવા નહીં. બહારનું ઊખડી જવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** અહીંયા ચોંટે તો પછી બહારનું ઊખડી જ જવાનું.

**દાદાશ્રી :** બહારનું ચોંટેલું હોયને તો પાછું એક અવતાર કરવા આવવું પડશે, એ આપણે ચૂકી જઈએ !

## ભગવાને ય વખાણ્યો પ્રશસ્ત રાગને !

**પ્રશ્નકર્તા :** એટલે દાદાનો રાગ થઈ જાય, એ રાગ તો જરૂરનો છે.

**દાદાશ્રી :** એ તો થાયને ! એ રાગ તો કામનો છે. એ રાગ તો નિરાલંબ થતાં સુધી કામનો છે. એ અવલંબન છે, છેલ્લું અને આ રાગ તો અહીં થાયને એટલે બીજી જગ્યાએથી બંધ થઈ જાય. એક જ જગ્યાએ હોય માણસ. અહીં હોય તો ત્યાં ના હોય. ત્યાં હોય તો અહીં ના હોય.

**પ્રશ્નકર્તા :** દાદા, એવું જ થાય છે. એવું જ થયું છે હવે તો. અહીંયા રાગ થયો છે એટલે બીજો રાગ બધો ઊડી જ જાય છે.

**દાદાશ્રી :** એટલા માટે ભગવાને પણ આ પ્રશસ્ત રાગને વખાણ્યો બીજા રાગો ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** દાદા, પણ તોય વ્યવહારમાં રહીએ છીએ તો એમ થાય કે કોઈ ખેંચે છે આપણને, ખેંચાવું પડે છે.

**દાદાશ્રી :** ખેંચાવાનો કશો અર્થ નથી. એ નિકાલી બાબત છે.

**પ્રશ્નકર્તા :** ના. પણ એ પહેલાં રાગ હતોને ત્યાં.

**દાદાશ્રી :** ઊડી ગયો. એટલે હવે તમને માથે પડ્યા જેવું લાગે. માન આપે તોય માથે પડ્યા જેવું લાગે.

**પ્રશ્નકર્તા :** હંઅ... એવું જ લાગે છે.

**દાદાશ્રી :** માન આપે તોય ના ગમે હવે તો. ચંદુભાઈને 'ચંદુભાઈ સાહેબ, અમારે ત્યાં પધારો, પધારો' તોય તમને મહીં ના ગમતું હોય. કહેશે, આ શું વળી પાછી ડખલ ? અને પહેલાં જે મીઠું લાગતું હતું, એ અત્યારે ના ગમે.

## વીતરાગ પ્રતિ પ્રસ્થાન !

**પ્રશ્નકર્તા :** રાગથી શું થાય ?

**દાદાશ્રી :** મૂર્છા થાય. મૂર્છા, બેભાનપણું ! એ રાગનું ફળ બેભાનપણું હોય અને દ્વેષનું ફળ ભય. આ બે જાય ત્યારે વીતરાગ થાય. ત્યાં સુધી વીતરાગ ના થાય. આપણા મહાત્માઓ વીતરાગ થવાને માટે તૈયારી કરી રહ્યા છે. કોઈ પૂછે કે કંઈક થયા છે ? ત્યારે કહે, હા, થયા છે ખરાં. વીતદ્વેષ થયા છે.

હવે વીતરાગ થવાનું છે. બે હતું, તેમાં એક ઓછું થયું. ત્યારે કહે, વીતદ્વેષ થયા પછી રાગ ક્યાં રહ્યો ? ત્યારે કહે, જ્ઞાની ઉપરનો રાગ થાય. જ્ઞાની ઉપર, મહાત્માઓ ઉપર, તે આ સંસારમાંથી રાગ ઉઠ્યો ને અહીં પેઠો. પણ આ રાગ પ્રશસ્ત રાગ કહેવાય છે.

એ પ્રશસ્ત રાગ વીતરાગતાનું કારણ છે. આ એકલો જ રાગ એવો છે કે જે વીતરાગ બનાવે. આપણા આ બધા મહાત્માઓની ઉપર તમને રાગ બેઠો કે નથી બેઠો ?

**પ્રશ્નકર્તા :** બેઠો.

**દાદાશ્રી :** જ્ઞાની પુરુષ ઉપર બેસે, મહાત્માઓની ઉપર બેસે એ રાગ હિતકારી રાગ કહેવાય છે. એ પ્રશસ્ત રાગનું ફળ શું, ત્યારે કહે, વીતરાગ. આનું ફળ જ આવશે. એમ ને એમ, બીજું કશું કરવાનું નહીં, આનું ફળ

જ. આપણે બીજ રોપ્યું, મકાઈનો દાણો રોપીએ, પાણી નાખ્યું, બધું નાખ્યું પછી ડૂંડો એની મેળે આવે ને કે આપણે મહીં બનાવવું પડે?

## જ્ઞાની એ જ તારો આત્મા !

પ્રશસ્ત રાગ એટલે સર્વ દુઃખને મુક્ત કરનારો રાગ. સર્વ દુઃખનો, સંસારિક દુઃખનો અભાવ કરનારો એ રાગ. એટલે દ્વેષ તમારે છૂટી ગયો છે પણ તમારો રાગ છૂટ્યો નથી. એ રાગ બધે ચોંટેલો છે ને, તે ત્યાંથી મારી પર બેસી જાય છે. પેલો રાગ દુઃખદાયી લાગે છે. એટલે કહેશે, 'દાદા ઉપર રાગ છે તે ?' એ તો પ્રશસ્ત રાગ કહેવાય. જે રાગ પ્રત્યક્ષ મોક્ષનું કારણ છે ! અને રાગ એ જ્ઞાની પુરુષ પર બેસી જાય તો સારું ને ! પછી બધી ભાંજગડ છૂટી ગઈ !

અને કૃપાળુદેવે પાછો તાળો મેળવી આપ્યો કે સત્પુરુષ એ જ તારો આત્મા છે. એટલે આ પાણી ત્યાંનું ત્યાં જ જાય છે ! બધાં તાળાં મળે એવાં છે !

## જ્ઞાન મળતાં જ દાદા પર રાગ !

**પ્રશ્નકર્તા :** દાદા, આપે કહ્યું ને કે ગૌતમ સ્વામીનું કેવળજ્ઞાન એ પ્રશસ્ત રાગને લીધે જ અટક્યું'તું !

**દાદાશ્રી :** હા. બીજું શું ત્યારે ? એ રાગથી અટકે તો વાંધો નહીં. એ પાંચ જન્મ સુધી એ રાગથી અટકે તોય વાંધો નહીં. આ રાગના જેવો તો રાગ જ નથી દુનિયામાં. બીજું ભૂત ના પેસેને સંસારનું ! અને આ રાગ તો બહુ હિતકારી. પણ એ રાગ બેસે જ નહીં ને ! આ બેસવો મુશ્કેલ છે ! આ તો આ અક્રમ વિજ્ઞાન છે, એટલે પેલું એકદમ ઠંડક થઈ જાય. એટલે તરત દાદા પર રાગ બેસી જાય, નહીં તો રાગ બેસે નહીં. બેસાડી બેસાડીને ચોંટાડીએ તોય ચોંટે નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, આપની પાસે આવ્યા પછી લગભગ ઘણાંનો એવો અનુભવ થાય છે. અંદર શાંતિ થાય છે. એટલે પછી રાગ બેસે છે.

**દાદાશ્રી :** શાંતિ થાય એટલે રાગ બેસે જ હંમેશાં. આ સંસારમાં ય છે તે એ રાગ, એ બધો પેસે છે ને, તે શાંતિને લઈને બેસે, પણ એ શાંતિ એ આસક્તિવાળી શાંતિ, તે થોડો કાળ રહીને પછી જતી રહે. એટલે વઢે પાછો. અને આ તો રાગ બેઠો આમાં બીજું હોય નહીં ને ! આ તો અજાયબી આ કાળની, જો સમજે તો કામ કાઢી નાખે. અને આડું ચાલે તો ઊંધું ય થઈ જાય. પ્રશસ્ત રાગ કોઈ કાળે બેઠો જ નથી ને ! જો બેઠો હોત તો આજે આ દશા જ ના હોય ને !

## પ્રશસ્ત રાગ એ જ આ કાળનો મોક્ષ !

આ પ્રશસ્ત રાગ એ વીતદ્વેષ કહેવાય છે. પણ વીતરાગ નથી કહેવાતું. વીતરાગ તો આ પ્રશસ્ત રાગે ય ઊડી જાય પછી. પ્રશસ્ત રાગ તો આ કાળમાં બહુ હિતકારી છે. આ પ્રશસ્ત રાગ રહેને તો જાણવું કે આપણો મોક્ષ થઈ ગયો. કારણ કે બધાં રાગને તોડી નાખે. બહારનાં બધાં ય મોજશોખ, બધાંય રાગોને તોડી નાખે આ રાગ. એટલે આ પ્રશસ્ત રાગ ઉત્પન્ન થયો, તેને આ કાળમાં મોક્ષ કહેવો.

**પ્રશ્નકર્તા :** પ્રશસ્ત રાગનું કાર્ય શું ?

**દાદાશ્રી :** ત્યારે કહે, પ્રશસ્ત રાગ બીજી જગ્યાએથી, વિનાશી ચીજોમાંથી રાગ ઉઠાડે અને અવિનાશી તત્ત્વ પ્રગટ્યું છે જ્યાં તેની ઉપર એટલે જ્ઞાની પુરુષ ઉપર રાગ બેસવાથી એનો જલદી ઉકેલ આવી જાય છે.

પ્રશસ્ત રાગ બેઠાં પછી, આ બેસી રહેલો રાગ પાછો ઉખડી જાય. આ બેઠાં પછી પાછું ઉખાડવાનું, ચૂલો સળગાવવાનો, ખાવાનું કરી રહ્યા પછી ઓલવવાનો. ખાવાનું થઈ રહ્યાં પછી ઓલવવાનું નહીં ?

**પ્રશ્નકર્તા :** ઓલવી નાખવાનું.

**દાદાશ્રી :** ત્યારે ઓલવવાનો તો સળગાવ્યો શું કરવાં ? કહેશે. પ્રશસ્ત રાગ બેસાડ્યોને એટલે ઉતારવો પડ્યો. આ તમારો બેઠો નથી. તમારે બેસાડવાનો. બેસે એટલે પેલો બહારનો રાગ બંધ થઈ જાય, પૂરો થઈ

જાય ! પછી આ બેઠાં પછી આમાંથી કાઢવાનો, ખેંચવાનો. ઉકેલ લાવી નાખે.

## પરમાર્થ રાગથી મળે જ્ઞાની !

**પ્રશ્નકર્તા :** તમે જે કીધું ને, મેં પહેલાં પ્રશ્ન કર્યો કે આવતે જન્મે પણ જ્ઞાની મલશે ? તમે કીધું જરૂર મળે. ત્યારે કહે કે દાદા તો એમ કહે છે કે દસ લાખ વર્ષે જ જ્ઞાની તો આવે. તો પછી આવતા ભવમાં ક્યાંથી મળવાના જ્ઞાની ?

**દાદાશ્રી :** જેણે જેણે હિસાબ બાંધ્યો છે તેને તો આવે ને ! જેણે હિસાબ એમની જોડે બાંધ્યો તે. જ્યાં રાગ કર્યો તે છોડે કે ?! હું ના કહું તોય છૂટે નહીં અને તમે ના કહો તોય છૂટે નહીં. તેથી હું કહું છું ને, વાંધો ના રાખશો. ગભરાશો નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, ત્યારે આપણે આગળ કંઈ મળ્યા હોઈશું કે નહીં મળ્યા હોય ?

**દાદાશ્રી :** હા, પરમાર્થિક રાગ અને સંસારી રાગ એ બેનાં સંબંધથી ભેગાં થયા છે. સંસારિક રાગ તો બધો હોય છે જ, પણ પરમાર્થે રાગ એ ય રાગ કહેવાય. અને એ રાગના આધારે પરમાર્થ પૂરો થાય. રાગ ના હોય તો ? વીતરાગ થઈ ગયો હોય તો મારી જોડે કશું તમારું કામ પૂરું થાય નહીં. એટલે આ છેવટે પરમાર્થ રાગ કહેવાય છે. એ પ્રજ્ઞાનો રાગ છે. કોઈ દા'ડોય બંધન ના આવવા દે અને મુક્તિ અપાવડાવે.

❖ ❖ ❖ ❖ ❖

# [૨.૫]

# વીતરાગતા

## રાગમાં વીતરાગ !

જ્ઞાનીઓનો સમભાવ જગતે જોયો નથી દુષમકાળમાં, પાંચમા આરામાં. સમભાવ ને રાગમાં વીતરાગ. આ તો, આમને તો વીતરાગતામાં વીતરાગ. અરે મૂઆ, એવું ના બને, રાગમાં વીતરાગતા હોય તે સાચી વીતરાગતા. તો તમે રાગ વગર વીતરાગતા કરવાં માંડ્યા. અરે મૂઆ, બીજ તો છે નહીં. શેનો આધાર ? કંઈ આધાર જોઈશે કે ના જોઈએ ? કહે છે, રાગ બધાં છોડી દો. ત્યારે પણ વીતરાગતા શી રીતે લાવીશ ? રાગ તો જ્ઞાની પર બેસે તો, પ્રશસ્ત રાગ, એ જ મોક્ષે લઈ જાય. જે તમારો ગાંડો રાગ હતો, અપ્રશસ્ત રાગ હતો, તે જ્ઞાની મળવાથી એ પ્રશસ્ત થઈ ગયો. એ જ મોક્ષે લઈ જાય. મોક્ષે જતાં પ્રશસ્ત રાગની જરૂર ખરી કે નહીં ?

**પ્રશ્નકર્તા :** જરૂર, જરૂર.

**દાદાશ્રી :** એની જ મુખ્ય જરૂર. તેથી તો આ દાદા પર તો બધાને ભયંકર રાગ છે. હા, છો ને રહ્યો રાગ, એનો વાંધો નહીં. એ મોક્ષે લઈ જાય.

**પ્રશ્નકર્તા :** એને દાદા, ભયંકર ઉપમા અપાય ?

**દાદાશ્રી :** કહેવાય, કહેવાય. આ કાળમાં આવું બોલવું પડે.

## પ્રશસ્ત રાગને કારણે નથી વીતરાગ !

જ્ઞાનીઓ એટલે તો વીતરાગ કહેવાય. પૌદ્ગલિક રાગ જ્યાં સ્હેજે નથી એવા વીતરાગ. પૌદ્ગલિક રાગ-દ્વેષ નથી રહ્યાં. તમેય વીતરાગ કહેવાઓ પણ તમને હજુ પ્રશસ્ત રાગ છે.

**પ્રશ્નકર્તા :** દાદા ભગવાનને પ્રાર્થના કરો કે આ જન્મમાં જ્ઞાની પુરુષ વીતરાગ ન થઈ જાય. જો વીતરાગ થઈ જશે તો કોઈના ભાગે નહીં આવે.

**દાદાશ્રી :** હા, એ બરોબર છે. થાય એવા ય નહીં ને ! કાળે ય એવો છે, વીતરાગ થાય એવું નથી.

**પ્રશ્નકર્તા :** આ કાળમાં થાય એમ જ નથી ?

**દાદાશ્રી :** થાય એમ જ નથી. એ તો તમારે સીફારશ નહીં કરવી પડે.

**પ્રશ્નકર્તા :** એટલે અમારે ચિંતા કરવાની જરૂર નથી.

**દાદાશ્રી :** ના, ચિંતા કરવાની જરૂર નહીં. આ કાળની વાડ એવી છે કે સંપૂર્ણ વીતરાગ થઈ શકે નહીં. થાય જ નહીં, સંપૂર્ણ વીતરાગતા.

## સમત્વની સમાલોચના !

**પ્રશ્નકર્તા :** સમત્વ એટલે શું ?

**દાદાશ્રી :** વીતરાગતા. ગાળ ભાંડે તેની ઉપર દ્વેષ નહીં, માન આપે તેની પર રાગ ના થાય. માન આપે તો ગમે. એને આપણે છૂટ આપીએ છીએ. એને લાઈક-ડીસ્લાઈક કહીએ છીએ. પેલું સંપૂર્ણ વીતરાગતા એ જુદું પદ છે. હવે આ તો માન આપે તો ગમે, રાગ ના થાય. માન આપનાર જે હોયને તે ગમે, તેનું નામ રાગ કહેવાય. આ તો માન આપે તે અવસ્થા ગમે છે.

**પ્રશ્નકર્તા :** પાર્શ્વનાથના વીતરાગની વાત છેને, કે ધરણેન્દ્રદેવ છે તો એમણે રક્ષણ કર્યું અને કમઠ છે તે એમણે ઉપસર્ગ કર્યા, તોય

ભગવાનની સમદૃષ્ટિ એટલે બંને પર સરખો જ ભાવ. આની પર દ્વેષ નહીં, આની પર રાગ નહીં.

**દાદાશ્રી :** કમઠ ઉપર બિલકુલ જેને દ્વેષ નથી અને ધરણેન્દ્ર ઉપર જેને રાગ નથી. ઉપકારી પ્રત્યે રાગ નથી અને ભયંકર અપકારી છે, તેની ઉપર કિંચિત્‌માત્ર દ્વેષ નથી.

પણ એ વીતરાગની પાસે વિગત હોય કે આ એના પુણ્યકર્મનો ઉદય છે, એટલે એ પુણ્યકર્મનો ઉદય ભોગવી રહ્યો છે. આ પાપકર્મનો ઉદય છે. આ પાપકર્મનો ઉદય ભોગવી રહ્યો છે. વીતરાગ પોતે વીતરાગતામાં રહે છે, જાણે તો બધું ય. એ કંઈ એવા નથી કે પાછળ થાય છે તે ના જાણતા હોય.

## ઉદાસીનતાથી શરૂઆત !

જે ગંધાય છે તેની ઉપર દ્વેષ થાય છે અને સુગંધી આવે છે તેમાં રાગ થાય છે. એ આ બે ડખા ઊભા ને તેનાથી સંસાર ઊભો થયો છે. અને તેમાં આમાંનું કશું છે જ નહીં. આ બધું સંસાર વ્યવસ્થા જ છે. આ બધું સમાજ વ્યવસ્થા, સારું ને ખોટું ને આમ ને તેમ !

દરેક જોવાની વસ્તુ, જ્ઞેય વસ્તુને જુએ એ. જુએ પણ રાગ-દ્વેષ નહીં, એનું શું કારણ કે જ્ઞેયને જ્ઞેય સ્વરૂપે જ જુએ છે. આ સારું-ખોટું ત્યાં હોય નહીં. સારું-ખોટું આ બધુંય ભ્રાંતિ છે.

હા, આપણા લોકો ગાયનો પોદળો ઝાલે અને માણસનો ના ઝાલે. આ તો એય પોદળા જ છે ને ! એનું કારણ શું ? ત્યારે કહે, એના મનમાં એમ કે આહાહા... એટલે એને પોતાને જ બધી આ એની કિંમત ગોઠવેલી છે, વેલ્યુએશન પોતે જ કરેલી છે આ. કુદરતને ઘેર આવું કશું છે નહીં. સુગંધ હોય કે દુર્ગંધ હોય બેય સરખું છે કુદરતને ઘેર. અને ત્યાં સરખું છે અને અહીં સરખું નથી. ત્યાં સરખું શી રીતે છે ? ત્યારે કહે, બધું જ્ઞેય સ્વરૂપે છે.

**પ્રશ્નકર્તા :** તો જ્ઞાતા-દ્રષ્ટા થયા એટલે ઉદાસીનતા સહેજે રહે જ્ઞેયો પ્રત્યે ?

**દાદાશ્રી :** હા ! એ તો સ્વભાવે જ ઉદાસીનતા, એનો બીજો ગુણ

જ નથી ત્યાં પછી, ઉદાસીન જ છે ને ! અહંકાર સાથે વીતરાગતા રહે એ ઉદાસીનતા. એને વીતરાગતા ના બોલાય. કારણ કે હજુ અહંકારનું પોઈઝન છે અને આ પોઈઝન વગરનું છે એટલે વીતરાગતા કહેવાય.

હવે આ ક્રમિક માર્ગમાં ઉદાસીનતા કહેવાય. છેલ્લા અવતારમાં વીતરાગ. અહીં છે તો જ્ઞાન મળતાંની સાથે જ વીતરાગ. ખાલી સમજવાનું જ છે, કરવાનું કશું નથી.

## દાદા દેખે વિશાળતાથી ને માણે ઐશ્વર્ય !

**પ્રશ્નકર્તા :** એટલે ઘણીવાર એમ થાય કે ઈન્દ્રિયો બધી વીતરાગને ?

**દાદાશ્રી :** એટલે ?

**પ્રશ્નકર્તા :** વીતરાગ નહીં, પણ એને રાગ-દ્વેષ ના હોય કંઈ. આંખથી કોઈ વસ્તુ જોઈ હોય આપણે, તો આંખને તો એને દેખાડવાનો જ ગુણને ?

**દાદાશ્રી :** બતાવે, બસ. આપણે અહીંયા આગળ એક દૂરબીન માંથી જોઈએ, તે દૂરબીન બિચારું શું કરે ? એ દૂરબીનમાંથી જોનારામાં રાગ છે તેથી પેણે રાગ છે. એટલે તમારામાં અજ્ઞાન હોય તો બધું ઊંધું દેખાય. ઈન્દ્રિયો બિચારી શું કરે ? મને લોકો કહે કે, 'દાદા તમને દુનિયા કેવી દેખાય છે ?' મેં કહ્યું, 'સૂર્ય પડી ગયેલો દેખાય છે મને.' મૂઆ ગાંડો છું કે શું, કંઈ ભાન છે ? મને આ કંઈ તારાથી જુદી જાતનું દેખાતું હશે ? તને દેખાય છે એમાં તને રાગ-દ્વેષ છે અને મને એમાં રાગ-દ્વેષ નથી એટલો જ ફેર. તને જે દેખાય છે એવું મને દેખાય છે.

અને બીજું, તને ના દેખાતું હોય એવું મને અનંત બધું દેખાય એ મારા જ્ઞાનની વિશાળતા છે અને ઐશ્વર્યપણું છે. પણ તને તારા ઐશ્વર્ય પ્રમાણે, દેખાય તને. તારી વાડ પ્રમાણે, કમ્પાઉન્ડ પ્રમાણે. ઐશ્વર્યપણું એટલે કમ્પાઉન્ડ. આખા જગતનું કમ્પાઉન્ડ થઈ જાય એ ઐશ્વર્યપણું, પૂર્ણ !

## વીતરાગતા પ્રગટ ક્યારે ને કેવી રીતે ?

**પ્રશ્નકર્તા :** અમને મહાત્માઓને સંપૂર્ણ વીતરાગતા ક્યારે પ્રગટ થાય ?

**દાદાશ્રી :** એકડે એકથી સો સુધી લખતો હોય તો કંઈ એકદમ સો આવી જાય ?

**પ્રશ્નકર્તા :** નથી આવતા.

**દાદાશ્રી :** એટલે વીસ લખ્યા પછી એકવીસ, બાવીસ, ત્રેવીસ, ચોવીસ આપણે આગળ લખાય છે કે નહીં એ જોવું. એટલે એ તો પૂરું થઈ જાય. એ જ પૂરું કરે છે. આપણે પૂરું કરવાની જરૂર નથી. એ સ્પીડ જ પૂરું કરશે.

પહેલાં છે તે રાગ-દ્વેષ કેમ ઓછાં થાય એ જોવું. હવે પલ્ટી ખાધી અવળાપણાની સવળાપણામાં, એટલે હવે વીતરાગતા કેમ વધે, પૂર્ણ થાય એ તરફ દ્દષ્ટિ ગઈ. પહેલાં રાગ-દ્વેષ ઓછાં કરવાની હતી. જગત આખું રાગ-દ્વેષ ઓછાં કરવા હારુ માથાકૂટ કરે છેને ! આખો દહાડો જો ઉપાધિ, જો ચિંતા, જો વરીઝ, ત્રિવિધ તાપ ભયંકર.

વીતરાગતા કેવી આપણને, થોડી અમથી વીતરાગતા, એક અંશ પણ વીતરાગતા. રાગ-દ્વેષનું સર્વાંશપણું ગયું કહેવાય એ ! એક અંશ પણ વીતરાગતા રાગ-દ્વેષના મહીં રસ સર્વાંશપણે ઉડાડી દે. દેખાય ખરાં રાગ-દ્વેષ, પણ રસ ના હોય મહીં. એ વીતરાગતા તો જુઓ !!!

**પ્રશ્નકર્તા :** આપની વીતરાગતા મહાત્માઓમાં ક્યારે ને કેવી રીતે ઉતરશે ?

**દાદાશ્રી :** જેમ જેમ મારા ટચમાં રહેશે તેમ તેમ એ, આ તો ગોખીને શીખવાનું નથી, જોઈને શીખવાનું છે.

આંખ્યો સામું જુએ લોકો. આંખ્યોમાં કેમ લોકો, જીવમાત્ર જુએ છે, ત્યારે કહેશે, 'આંખમાં બધું વંચાય, ભાવ ! શું ભાવ છે તે બધુંય વંચાય.' એટલે લોક સમજી જાય કે ભઈ છે એને ઘરમાં પેસવા ન દેશો. એની આંખમાં બરોબર સારા ભાવ નથી, કહેશે. એવી રીતે જ્ઞાનીની આંખમાં વીતરાગતા દેખાય, કોઈ જગ્યાએ રાગ કે દ્વેષ એવું કશું દેખાય નહીં.

કુરકુરીયા રમતા ના હોય કોઈ જાતનાં. લક્ષ્મીની ભીખ ના હોય, બધું કશું હોય નહીં, એકલી વીતરાગતા હોય. એ જોતાં જોતાં પોતાને આવડી જાય. બીજું કશું આમાં છે નહીં.

આ તો ધંધાની વાત કરું છું કે, એક ફેરો મેં એક જણને કહ્યું, આ આમાં શું કરવાનું છે તે ? નહીં જેવી ચીજમાં આ તેં આટલો ટાઈમ બગાડ્યો'તો. ત્યારે કહે, 'પણ મને કોઈએ કરી બતાવ્યું નથી. નહીં તો હું જલ્દીથી કરી નાખત.' ત્યારે મેં એક દા'ડો કરી બતાવ્યું, તે બીજે દહાડે એણે કરી બતાવ્યું. નહીં તો બે મહીનાથી થતું ન્હોતું. તો એની જે કળા હતી, એ દેખાડી દીધી. એય કળા શીખી ગયો ને એય કરવા માંડ્યો.

એટલે આ આમ થિયરેટીકલથી નહીં દા'ડો વળે, પ્રેક્ટિકલી જોઈશે. થિયરેટીકલ તો ખાલી જાણવા માટે જ છે. પ્રેક્ટિકલી એટલે શું ? પ્રેક્ટિકલમાં તો જ્ઞાની પુરુષને જોવાથી, એની પાસે ટચમાં આવવાથી બધું પ્રાપ્ત થઈ જાય. સહેજાસહેજ પ્રાપ્ત થાય. એ તો તમને ઉદયનો અવસર હોય નહીં. નહીં તો મને ટૈડકાવનારો ભેગો થયો હોય ને તમને તે જોવાનું મળે ત્યારે ખરી મજા આવે !

## વીતરાગ દૃષ્ટિથી વીતરાગતા !

**પ્રશ્નકર્તા :** બધું વીતરાગ દેખાય તો એ વીતરાગ થાય, તો એને બધું વીતરાગ દેખાતું નથી તો એ પોતે રાગી-દ્વેષી છે અત્યારે ?

**દાદાશ્રી :** ના. એ રાગી-દ્વેષી નથી, પણ વીતરાગ થવું છે. પણ હજુ થયો નથી એ સ્થિતિમાં, એ દૃષ્ટિ આવી નથી પૂરી. પૂરી દૃષ્ટિ ખૂલી નથી.

**પ્રશ્નકર્તા :** તો એની સ્થિતિ કઈ કહેવાય ?

**દાદાશ્રી :** એ થોડા વખતમાં પછી થશે.

**પ્રશ્નકર્તા :** એટલે આ જ્ઞાન છે જેને એ લોકો માટે જ ને ?

**દાદાશ્રી :** હંઅ. બીજાને નહીં.

**પ્રશ્નકર્તા :** બીજાનું કેવું હોય ?

**દાદાશ્રી :** બીજાનું તો એ ચાલુ જ છે ! રાગ-દ્વેષ સિવાય બીજું હોય નહીં.

**પ્રશ્નકર્તા :** એનું પણ મિશ્રચેતન વીતરાગ કીધું.

**દાદાશ્રી :** એ પોતે આખોય વીતરાગ છે. વીતરાગ છે, એવું જો સમજાય તે તો સંપૂર્ણ વીતરાગ થઈ ગયો અહીં આ દુનિયામાં.

**પ્રશ્નકર્તા :** એટલે આપણે એને વીતરાગ સમજવાનો છે એમ ?

**દાદાશ્રી :** હા, એવું જો સમજાય તો સંપૂર્ણ વીતરાગ થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** એ કઈ દૃષ્ટિએ એવું સમજાય ?

**દાદાશ્રી :** વાત એ એમ જ છે પણ એ વાત સમજાવી જોઈએ. જો પોતે સંપૂર્ણ વીતરાગ થઈ જાય, તો જગત વીતરાગ દેખાય. એવો દૃષ્ટિફેર થઈ જાય, તો કામ જ થઈ જાયને !

આ પાંચસો ગાયો જતી હોય પણ આપણને એમાં સરખું જ લાગેને ! વીતરાગ રહેતા નથી, મૂઆ ? સરખું જ લાગે છેને ?

**પ્રશ્નકર્તા :** હા, હા. સરખું જ લાગે.

**દાદાશ્રી :** આ તો મનુષ્ય એકલામાં જ બધી ભાંજગડ છે ને આપણને ! અને તેય તમે અમેરિકા, બીજે બધે વીતરાગ જ છોને તમે. આ તમારી ફાઈલો પૂરતી જ છેને ભાંજગડ. ક્યાં ક્યાં ભાંજગડ છે ?

**પ્રશ્નકર્તા :** ફાઈલ પૂરતી.

**દાદાશ્રી :** અને ફાઈલો તો તમારે હિસાબ આપવા માટે જ ભેગી થયેલી છે અને તે વીતરાગ જ છે.

**પ્રશ્નકર્તા :** આપે જે કીધું કે જગત માત્ર આખું નિર્દોષ છે, એ...

**દાદાશ્રી :** નિર્દોષ છે એ તો વીતરાગ રસ્તો છે પણ વીતરાગતા ના કહીએ. વીતરાગ કહીએ તો વીતરાગના ઉપર વિરાધના થઈ કહેવાય. વીતરાગ એટલે ભગવાન કહેવાય. એટલે નિર્દોષ કહીએ છીએ.

**પ્રશ્નકર્તા :** તમે હમણાં જે કીધુંને કે આમાં રેકર્ડ બોલે, 'તું ચોર છો, ચોર છો' તો દાદા એમ વિચાર થાય કે ખરેખર હું શું છું ? એ જાણવાની ઈચ્છા થાય ખરી અને અંદર ઉતરી અને શોધી કાઢવાનું ચોર છે કે નહીં એની પૃથ્થકરણ કરવાની ઈચ્છા થાય.

**દાદાશ્રી :** ના, એવું નથી. ચોર હશે તોય વાંધો નથી કે ચોર નહીં હોય તોય વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** તો પછી આ વાક્ય એવું થાયને જગત વીતરાગ દેખાય તો ઉકેલ આવી ગયો.

**દાદાશ્રી :** જગત વીતરાગ છે એવું ના બોલાય. જગત નિર્દોષ છે બોલાય. નિર્દોષ દેખાય છે આ જગત.

**પ્રશ્નકર્તા :** આ બધી જે દેખાવમાં આવે છે એ બધી મિકેનીકલ પ્રક્રિયાઓ છે.

**દાદાશ્રી :** એ જાણે કે આ વીતરાગ આને કહેવાયને ! આ ના કહ્યું કે ભઈ આ ટેપરેકર્ડ બોલે છેને ! એના જેવી બધી ક્રિયાઓ છે.

જગત નિર્દોષ છે, ભોગવે એની ભૂલ છે, આ બધું શું સૂચવે છે ? જગત નિર્દોષ દેખાયને તો વીતરાગ જ દેખાયું કહેવાય. વીતરાગ સિવાય કોઈ નિર્દોષ હોઈ શકે નહીં. તમને સમજાય ખરું કે આ વાક્ય ?

**પ્રશ્નકર્તા :** હા, બરોબર સમજાય છે.

## 'હું' - 'મારું' ગયે વીતરાગ !

**દાદાશ્રી :** આ મિશ્રચેતનમાં, જે હુંપણું છે, મારાપણું છે તે કાઢી લીધું એટલે થઈ રહ્યું મિશ્રચેતન વીતરાગી. હું-મારાપણું કાઢી નાખ્યું એટલે

વીતરાગી થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** એ તો આ જ્ઞાન હોય તો જ બની શકે ને ?

**દાદાશ્રી :** હા, પણ નહીં તોય વીતરાગી છે. પણ હું-મારાપણાને લીધે જ રાગ-દ્વેષ થાય છે. હું-મારાપણું વાપરે નહીં, જ્ઞાન ના હોય તો વીતરાગ જ છે.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનતા હોય એટલે એકાકાર હોય જ ને, હુંપણું-મારુંપણું...

**દાદાશ્રી :** હા, પણ તોય કહે છે, વાપરે નહીં એટલે કશું નહીં. વાપરે એટલે ગોન. મિશ્રચેતન તો એવું જ છે, વીતરાગી જ છે !

**પ્રશ્નકર્તા :** એટલે સામા માટે વીતરાગ છે. પોતાના માટે એવું કાંઈ જુદું છે ? એટલે સામી વ્યક્તિ પોતાને માટે વીતરાગ જ હોય છે એવું કહેવા માંગો છો ?

**દાદાશ્રી :** ના ! એ આપણી હઉ, બધું વીતરાગ જ છે. ડખોડખલ ફક્ત આ અહંકાર ને મમતા બેનો છે. એ બે ના હોય તો કશું છે નહીં.

રાગ-દ્વેષ ના હોય તો સહજ હોય ! સહેજે પ્રકૃતિ ફર્યા કરે, બસ.

**પ્રશ્નકર્તા :** એમાં ડ્રામેટીક અહંકાર-મમતા પણ હોય.

**દાદાશ્રી :** એનો વાંધો નહીં. ડ્રામેટિક અહંકાર એય વીતરાગ કહેવાય. એને (નાટકની) પિંગળા થવામાં રાગેય નથી ને દ્વેષેય નથી. ડીસાઈડેડ છે માટે થાય છે. એ રાગ-દ્વેષ નથી. જેથી જગત નિર્દોષ ગણાયને. મિશ્રચેતન નિર્દોષ કેમ કહેવાય છે ?

**પ્રશ્નકર્તા :** એટલે મિશ્રચેતનમાં રાગ-દ્વેષ જે હોય, એ આવતા ભવના માટેનું કારણ છેને ? એટલે અત્યારે આ ભવમાં તો વીતરાગ જ ગણી શકાય એવું ?

**દાદાશ્રી :** એ વીતરાગ છે જ એ તો. તેથી તો આખા જગતને

નિર્દોષ જોઈ શકે.

**પ્રશ્નકર્તા :** પોતાનો અહંકાર-મમતાનો ડખો છે એટલે પેલું રાગી-દ્વેષી બને તો ?

**દાદાશ્રી :** એ બને તેને નુકસાની છે, બીજાને શું નુકસાન ? બીજાને શું લેવા-દેવા ? જેને બને તેને નુકસાન, તેને આવતા ભવનું કારણ.

**પ્રશ્નકર્તા :** અને છતાં અત્યારે આ મશીનરી જે પ્રવર્તના કરે એ વીતરાગમાં ગણાય ?

**દાદાશ્રી :** વીતરાગ જ છે. આ આંખેય વીતરાગ છે, કાનેય વીતરાગ છે. કોઈ જો ગાળો ભાંડે તો કાન છે તે કૂદાકૂદ ના કરે, મહીંવાળો કૂદાકૂદ કરે.

**પ્રશ્નકર્તા :** મહીંવાળો એટલે કોણ ?

**દાદાશ્રી :** અહંકાર ને મમતા.

**પ્રશ્નકર્તા :** કૂદાકૂદ વીતરાગતામાં ના જાય ? એ અસર થઈ છે એમ ?

**દાદાશ્રી :** કૂદાકૂદેય ચાલે પણ તે સહજ હોવું જોઈએ. કૂદાકૂદેય ચાલે, મારંમારેય ચાલે ને વીતરાગ રહે, મારંમારા પણ કરી શકે, રાગ-દ્વેષ રહિત. આ જ્ઞાન હોય તો રહી શકે.

આ જલેબી વીતરાગ છે, પોઈઝનેય વીતરાગ છે, અમૃતેય વીતરાગ છે. બધી ચીજ વીતરાગ છે.

**પ્રશ્નકર્તા :** આ જીવતાં દેખાય છે એ બધાં ?

**દાદાશ્રી :** એય બધાં વીતરાગ છે. એટલું જો સમજી જાય તો કામ થઈ જાય. એ સમજીને આ વ્યવહારમાં રહેનારા પોતે તો વીતરાગ થઈ ગયા. આ બધાને વીતરાગ જુએને, વીતરાગ એટલે શું ? આપણે શું કહીએ છીએ ? વીતરાગ કહેતા નથી, વીતરાગ કહેવું ગુનો છે. કારણ કે અસલ વીતરાગને, આ વીતરાગને એની વેલ્યુ ના રહે. એટલે વીતરાગ નહીં

કહેતા. આપણે શું કહીએ છીએ કે જીવમાત્ર, તમામ જીવો નિર્દોષ જ છે. દોષિત દેખાય છે તે જ ભ્રાંતિ છે. એટલે વીતરાગ ના કહીએ. વીતરાગનું છે તે ડિવેલ્યુ થાય, વીતરાગ ના બોલીએ. બાકી જો વીતરાગ છે એવું સમજી જાયને થઈ રહ્યું, ખલાસ જ થઈ ગયું.

આ રેકર્ડ ગાળો ભાંડતી હોય તો ? રેકર્ડ ગાળો ભાંડે કે, 'ચંદુ તું ચોર છે, ચંદુ તું ચોર છે, ચંદુ તું ચોર છે' તો શું કરું ?

**પ્રશ્નકર્તા :** રેકર્ડ હોય એટલે હસવું આવે પછી.

**દાદાશ્રી :** આય રેકોર્ડ છે તે. પણ તું માની બેઠો છે કે એ બોલ્યો અને બોલનારોય માની બેઠો કે હું બોલ્યો. એવું છેને, આ પાછાં બહુ ફોડ કરવા જેવા નહીં. અતિશય ફોડ કરીએને ત્યારે પછી વૈરાગ્ય આવી જાય. શું આવી જાય ?

**પ્રશ્નકર્તા :** વૈરાગ લાવવામાં બાકી શું રાખ્યું છે ?

**દાદાશ્રી :** કશું બાકી નહીં રાખ્યું. પણ તોય થોડું ઘણું રહ્યું હોય તો રહેવા દેવુંને ?

તમને અત્યારે રસ્તામાં જતાં કહે કે 'તમે નાલાયક છો, ચોર છો, બદમાશ છો' એવી તેવી ગાળો ભાંડી દે, ને તમને વીતરાગતા રહે તો જાણવું કે આ બાબતમાં તમે આટલા ભગવાન થઈ ગયા. જેટલી બાબતમાં તમે જીત્યા એટલી બાબતમાં તમે ભગવાન થયા. અને તમે જગત જીતી ગયા એટલે પછી આખા, પૂર્ણ ભગવાન થઈ ગયા. પછી કોઈનીય જોડે મતભેદ પડે નહીં.

## રમતો મૂક તારા દેહને !

વાતોચીતો બધું થાય, રાગ-દ્વેષ ન થાય. દેહને રમતો મૂકવાનો. જેમ ભમરડાને આપણે ફેરવીએ ને પછી એની મેળે ફર્યા કરતો હોય, રમતો મૂકવાનો. એટલે રાગ-દ્વેષ થાય નહીં ને ! 'હું' ને 'મારું' ગયું એટલે રાગ-દ્વેષ ગયા. 'હું' ને 'મારું' જતાંની સાથે જ વીતદ્વેષ થઈ જાય. પછી એ

પેલો ફાઈલોનો નિકાલ કરેને સમભાવે ત્યારે વીતરાગ થઈ જાય એ.

**પ્રશ્નકર્તા :** દેહને રમતો મૂકવાનો એટલે શું ?

**દાદાશ્રી :** આ ભમરડો નાખ્યા પછી જે રમત કરે એ બરોબર. પછી હવે ફરી એને દોરી વીંટવાની જરૂર નહીં. પછી ભમરડો પાછો આમ ફરે-હરે, પાછો ઊંચો થઈને કૂદે, એ પાછો એક જગાએ બેસી જાય. પાછું આમ, આમ થાય. એટલે આપણે જાણીએ કે દવાખાનામાં હેંડ્યા, દવાખાનામાંથી પાછો આવે તે સીધો થઈ જાય. ઘાત ગઈ ખબર પડે ને ?

**પ્રશ્નકર્તા :** પાછો થોડો ઊંધો હઉ ફરે.

**દાદાશ્રી :** હા, ઊંધો હઉ ફરે. એને કહેવાય નહીં, ભમ્મરડો !

**પ્રશ્નકર્તા :** જે તે રસ્તે રાગ-દ્વેષથી રહિત થવું એ વીતરાગ માર્ગ.

**દાદાશ્રી :** કિંચિત્માત્ર રાગ નહીં અને કિંચિત્માત્ર દ્વેષ નહીં. એકદમ થઈ ના જવાય. પણ એ ભાવના કરવાથી એમ કરતાં કરતાં ય ધીમે ધીમે જ્ઞાન મળ્યું હોય તો થાય, નહીં તો થાય નહીં, લાખ અવતારે ય થાય નહીં.

એ પુદ્ગલ શું કહે છે કે તું શુદ્ધાત્મા થઈ ગયો માટે તું છૂટો થઈ ગયો એવું માનીશ નહીં. તેં મને બગાડ્યો હતો, માટે તું શુદ્ધ અમને કર, એટલે તું છૂટો અને અમે છૂટા. ત્યારે કહે, શી રીતે છૂટા કરું ? ત્યારે કહે, અમે જે કરીએ એ તું જો. બીજું ડખલ ના કરીશ. રાગ-દ્વેષ રહિત જોયા કર.

**પ્રશ્નકર્તા :** રાગ-દ્વેષ રહિત જોયા કરવાનું ?

**દાદાશ્રી :** જોયા કર, બસ. એટલે અમે છૂટા. રાગ-દ્વેષથી અમે મેલા થયેલા છીએ, તારા રાગ-દ્વેષને લઈને તારી વીતરાગતાથી અમે છૂટા. શુદ્ધ પરમાણુ થાય.

## સમ્યક્ દર્શન અને આત્મસાક્ષાત્કાર !

**પ્રશ્નકર્તા :** સમ્યક્ દર્શન અને આત્મસાક્ષાત્કાર એ બંને એક જ

વસ્તુ છે ?

**દાદાશ્રી :** હા, એક જ, એમાં જરાય ફેર નથી. સમ્યક્ દર્શન એટલે જ સાક્ષાત્કાર. જે ભૌતિક જોતા'તા, તે આ અવિનાશી જોયું. ભૌતિક વિનાશી જોતા'તા અત્યાર સુધી, તેમાં પ્રેમ હતો. આમાં પ્રેમ ઉત્પન્ન થયો તો અવિનાશી જોયું. અવિનાશી જોયું, વીતરાગ થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** એટલે સમ્યક્ દર્શન અને વીતરાગ બે વચ્ચે ફેર ખરો કે ?

**દાદાશ્રી :** સમ્યક્ દર્શન વીતરાગતાની શરૂઆત છે, બિગિનિંગ છે. અને વીતરાગતા પછી જેટલી જેટલી ઉત્પન્ન થઈ એટલું એનું પ્રમાણ વધતું જાય અને સંપૂર્ણ વીતરાગતા એ છેલ્લું પદ છે. સંપૂર્ણ વીતરાગતા એ કેવળજ્ઞાન કહેવાય.

## શું પ્રતિષ્ઠિત આત્મા વીતરાગ થાય ?

**પ્રશ્નકર્તા :** તો જે જીવ કેવળજ્ઞાન પ્રાપ્ત કરે, એના વર્તન, વિચાર, વાણી કેવાં હોય ?

**દાદાશ્રી :** રાગ-દ્વેષ રહિત હોય. એ ગાળ ભાંડે તોય રાગ-દ્વેષ ના હોય. એ ધોલ મારે તોય રાગ-દ્વેષ ના હોય. અને આ ધોલ ના મારતો હોય તોય રાગ-દ્વેષ હોય અજ્ઞાનીને. એટલે વર્તન રાગ-દ્વેષ રહિત હોય, ભય વગરનું, નિર્ભયતા હોય !

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠિત આત્મા પણ વીતરાગ થઈ શકે ?

**દાદાશ્રી :** ના, એ પાવર આત્મા છે. વીતરાગતાના ગુણો આવે. ખરેખર એ વીતરાગ હોય નહીં. વીતરાગતાનો પાવર આવે. મહાવીર ભગવાનમાં હતો જ ને !

## સ્પષ્ટ વ્યાખ્યાઓ વીતરાગતા તણી !

**પ્રશ્નકર્તા :** ભગવાન મહાવીરની વીતરાગતા અન્ય વીતરાગોની વીતરાગતા કરતાં કઈ રીતે ભિન્ન હોઈ શકે ?

**દાદાશ્રી :** કોઈ રીતે ભિન્ન છે નહીં, વીતરાગતામાં ફેર હોતો નથી. વીતરાગતા રાખનારમાં ફેર હોય છે.

**પ્રશ્નકર્તા :** વીતરાગતા એ મનોદશા કે આંતરિક સ્થિતિ છે ?

**દાદાશ્રી :** વીતરાગતા એ મનોદશા ય નથી ને એ આંતરિક સ્થિતિ ય નથી. એ જ્ઞાનદશા છે. એની પોતાની જ્ઞાનની દશા છે આ. આ જ્ઞાનનું પરિણામ છે.

**પ્રશ્નકર્તા :** વીતરાગતા એ આત્મપુરુષાર્થથી એચીવ કરેલી સ્થિતિ છે કે કુદરતી રચનાનો અંશ છે ?

**દાદાશ્રી :** એ આત્મપુરુષાર્થથી કરેલી સ્થિતિ છે. કુદરતી રચનાનો અંશ નથી. કુદરતી રચનામાં તો લીંબુ થાય, જામફળ થાય, દાડમ થાય, કંઈ વીતરાગતા ના થાય. કોઈ જગ્યાએ વીતરાગતાનું ઝાડ ના હોય કે એનું ફળ આવું ને આવું આવે એ.

**પ્રશ્નકર્તા :** એટલે કુદરતી રચનામાં એટલે એવો કોઈ સંયોગ ઊભો થાય ને અમે વીતરાગ થઈ જઈએ કે પછી પુરુષાર્થથી જ થવાય ?

**દાદાશ્રી :** ના, કુદરતી રચનાને આમાં કશું લાગતું જ નથી. એ પુરુષાર્થ વગર વીતરાગતા ન આવે. કારણ કે પ્રકૃતિ ને પુરુષ બે જુદાં પડ્યા પછી, જેટલું તમે આ આજ્ઞાનો પુરુષાર્થ રાખો તો એટલી વીતરાગતા ઉત્પન્ન થાય. અને આત્મપુરુષાર્થ તો પ્રકૃતિ ને આત્મા બે જુદાં થયા સિવાય થાયે ય નહીં. બીજો આ સંસારના લોકોને જે પુરુષાર્થ છે એ ભ્રાંત પુરુષાર્થ છે.

**પ્રશ્નકર્તા :** વીતરાગનું વિજ્ઞાન હોય તો એની પ્રાપ્તિમાં સંકલ્પનો ફાળો ખરો કે ?

**દાદાશ્રી :** શરૂઆત તો સંકલ્પની કંઈ પ્રાપ્તિ હોય તો જ વીતરાગ રહે. તો જ એ જાય ને ! એટલે સંકલ્પ તો પહેલો જોઈએને ! પછી સંકલ્પ છૂટી જાય એ દશા આવ્યા પછી. અહીંથી સ્ટેશને જવું હોય, તો અહીંથી જ કંઈ ગાડીમાં બેસાય ? ત્યાં રીક્ષા કરવી પડે. રીક્ષાનો ફાળો ખરો ?

અહીંથી મુંબઈમાં જવામાં ? તો કહે, હા, પણ ક્યાં સુધી ? સ્ટેશન સુધી, પછી નહીં. એવું ય આ સંકલ્પનો ફાળો ખરો !

## શા આધારે એ થયા વીતરાગ ?

**પ્રશ્નકર્તા :** રામચંદ્રજી અને મહાવીર હતા, તે વખતે સંપૂર્ણ વીતરાગ થયેલા ? જ્ઞાનના આધારે કે પૂર્વની કોઈ ક્રિયાઓના આધારે ?

**દાદાશ્રી :** જ્ઞાનના આધારે.

**પ્રશ્નકર્તા :** બન્ને ? અને એમના પુદ્ગલ પણ સંપૂર્ણ વીતરાગ થયેલા હતા એ જ જનમમાં ?

**દાદાશ્રી :** હા !

**પ્રશ્નકર્તા :** રામચંદ્રજી અને મહાવીર ભગવાન.

**દાદાશ્રી :** રામચંદ્રજી મોક્ષે તે જ અવતારમાં ગયેલાં.

**પ્રશ્નકર્તા :** તે ખરેખર બધા રાગ-દ્વેષ એમના પુદ્ગલના ય જતાં રહેલાં ?

**દાદાશ્રી :** બધા ય ગયેલાં.

**પ્રશ્નકર્તા :** ડ્રામેટિક. ફક્ત ડ્રામા એમણે બધો કર્યો. આખું રામાયણ ડ્રામા થયું, એ પૂર્વના કર્મોના આધારે?

**દાદાશ્રી :** હા, વસિષ્ઠ મુનિ જ્ઞાની મળ્યા હતા.

**પ્રશ્નકર્તા :** એમની પાસેથી જ્ઞાન લીધેલું.

**દાદાશ્રી :** એ ને એ અવતારમાં જ મોક્ષે ગયાં. કારણ કે તૈયાર થયેલો જીવ ! ફક્ત જ્ઞાનીની અડવાની જરૂર, નિમિત્તની જરૂર.

## વીતરાગત્વ પ્રાપ્તિની વાટ !

**પ્રશ્નકર્તા :** વીતરાગ દશામાં રહેવા માટે શું કરવું જોઈએ ?

**દાદાશ્રી :** કોઈની જોડે રાગ-દ્વેષ, ક્રોધ-માન-માયા-લોભ નહીં કરવા એ વીતરાગ. એ કર્યું એટલે વીતરાગ દશા ચૂક્યા. એ થઈ ગયું તો જાણવું કે આ ચૂકી ગયા. પાછાં ફરી પાછું સાધવું. ચૂકે ફરી સાધવું એમ કરતાં કરતાં સ્થિર થવાશે. જેને તેમ કરવું છે એ લાવે જ ને, નિવેડો તો લાવે ને ! આ નાના છોકરાંય ઊભાં થાય, પાછાં પડી જાય, પેલી ઠેલણગાડી પાછી ધકેલે. પાછો પડી જાય. પાછું ઊભું થઈને પાછું ઠેલણ ગાડી ધકેલે. એમ કરતું કરતું ચાલતું-ફરતું થઈ જાય ને ! એટલે રાગ-દ્વેષ થાય છે ખરાં ? ક્રોધ-માન-માયા-લોભ ? નહીં ને ! તો પછી એ વીતરાગતા જ છેને પછી. આ બીજું ખોળવાનું ના રહે, એ જ વીતરાગતા. વીતરાગતા બીજું હોય નહીં. આમ તો માણસ બોલે, ના, ના, મને કંઈ રાગ-દ્વેષ નથી. રાગ-દ્વેષ ના વાળા આવ્યા... ? જુઓ તો ખરાં ! આવું ફોડ પાડીએ, ક્રોધ-માન-માયા-લોભ. ત્યારે કહે, એ ખરાં. તો મૂઆ તું સમજતો જ નહીં રાગ-દ્વેષને !

ક્રોધ-માન-માયા-લોભનું ટૂંકું સ્વરૂપ રાગ-દ્વેષ છે, શોર્ટ સ્વરૂપ. કષાયોમાં આ ચાર જ યોધ્ધા, ક્રોધ-માન-માયા-લોભ અને એનું ટૂંકું સ્વરૂપ રાગ-દ્વેષ. આ કષાયથી જગત ચાલી રહ્યું છે. હિન્દુસ્તાનનું જગત કષાયથી ચાલી રહ્યું છે. મજૂરો-બજૂરો બધાય કષાયમાં અને ફોરેનવાળા કષાયમાં નહીં, વિષયમાં હોય.

કાં તો વિષયમાં હોય, કાં તો કષાયમાં હોય, કાં તો અકષાય એટલે ભગવાન પદમાં હોય. તે અકષાય પદ ત્યાંથી તો ભગવાન પદ ગણાય એને. પણ લોકોમાં કહેવાય નહીં. કહેવાથી લોકો ઊંધું બોલે આ. 'આ મોટા ભગવાન થઈ ગયા' ! આપણે સમજવાનું મનમાં કે આપણે આ છેલ્લા સ્ટેશને આવ્યા છીએ. કોઈને કહેવાની જરૂર નહીં. તમારાથી મને કહેવાય ! કો'કને કહે તો શું કહે લોકો ?

**પ્રશ્નકર્તા :** મૂરખ કહે.

**દાદાશ્રી :** એને ક્યારેયે કહેવાય નહીં. બાકી આ અકષાય પદ એ ભગવાન પદ.

## વીતરાગ, નિર્ભય જે થાય, તે ભગવાન !

**પ્રશ્નકર્તા :** કૃષ્ણને ભગવાન કહે છે, પછી વળી પાછાં કહે છે કે તમારી અંદર ભગવાન છે, તો દાદાની દૃષ્ટિએ યથાર્થ રીતે ભગવાન એટલે શું સમજવું ?

**દાદાશ્રી :** જ્યાં સુધી રાગ અને દ્વેષ હોય, ત્યાં સુધી જીવાત્મા કહેવાય. અને વીતરાગ થાય એટલે ભગવાન. જેને ગાળ ભાંડીએ તો દ્વેષ નથી, ફૂલ-હાર ચઢાવે તો રાગ નથી એ ભગવાન. દ્વંદ્વથી પર થયા, એનું નામ ભગવાન. દ્વંદ્વ તમે સમજ્યા કે નહીં? શેને સમજો છો ? એક હોય ત્યારે બીજું હોય જ, અવશ્ય હોય. નફો હોય ત્યાં ખોટ હોય જ. દ્વંદ્વથી પર થઈ ગયા હોય, એને દુઃખેય નહીં, સુખેય નહીં. ગાળો ભાંડવાથી દુઃખ નહીં, ફૂલ-હાર ચઢાવે તો સુખ નહીં, વીતરાગ કહેવાય, નિર્ભયતા હોય.

પછી આત્મા વીતરાગ છે, તેને ભગવાન કહેવાય. અને આત્મા જે અંદર છે તે પરમાત્મા કહેવાય. બહાર ભગવાન થયેલો હોય, તેનો અંદર આત્મા પરમાત્મા હોય. અંદર પરમાત્મા સ્ટેજ ઉપર થાય ત્યારે આ ખોખું પણ ભગવાન થઈ ગયું હોય. થોડું સમજાયું આ હું શું કહેવા માંગું છું, પોઈન્ટ ઑફ વ્યૂ ?

**પ્રશ્નકર્તા :** તો પછી આ કૃષ્ણ ભગવાન જે કહેવાય છે...

**દાદાશ્રી :** હા, એવું જ, એવું જ. ગમે તે થઈ શકે, કોઈનું લાઈસન્સ નથી આ મહાવીરનું કે કૃષ્ણનું, આ જે થઈ શકે એના બાપનું !!! વીતરાગ થઈ શકે અને નિર્ભય થઈ શકે એ ભગવાન.

**પ્રશ્નકર્તા :** એટલે ભગવાન એ ગુણ છે, એ કોઈ વ્યક્તિ નથી. એ વિશેષણ જ છે ભગવાન એ ?

**દાદાશ્રી :** છેલ્લી કક્ષા છે આ પુદ્ગલની. આ પુદ્ગલની છેલ્લી કક્ષા જ્યારે ભગવાનની હોય ત્યારે આત્માની છેલ્લી કક્ષા પરમાત્મા હોય. તે ભગવાન આત્માને કહેતા નથી. ભગવાન એ પુદ્ગલની છેલ્લી દશા છે. એટલે અમે ના કહીએ છીએ કે અમે ભગવાન નથી. અમને

ભગવાન જો અમે કહીએ તો આત્મા મહીં પરમાત્મા થઈ ગયો ને પરમાત્મા આત્માને ખટપટ ના હોય. અમે તો ખટપટ કરીએ કે ચંદુભાઈ આવજો. મારા પોતાની જાત, અંગત માટે નહીં, તમારા માટે. મેં શું નક્કી કર્યું હોય કે હું જે સુખ પામ્યો છું એવું સુખ બીજા પામો. એ તો મને ગરજ પડી છે આ લોકો સુખને પામે, મોક્ષે જાય જ્યારે પરમાત્માને ગરજ ના હોય કોઈ જાતની.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ આપણને જે ગરજ થઈ છે એ તો નિષ્કામ કરુણાને ?

**દાદાશ્રી :** નિષ્કામ કરુણા પણ એ કરુણા પણ ગરજ છેને ! એ પદ આવ્યા પછી છે તે પેલું પદ આવે. આ પદ આવવાથી જે છેલ્લું પદ આવે છે તે જગત ખુશ થઈ જાય એવું આવે છે. એ તીર્થંકર પદ છે. લોકોના કલ્યાણ માટે જ જીવે એ. પોતાના માટે જીવતા ન હોય. થોડું સમજાયું હું શું કહેવા માગું છું ?

**પ્રશ્નકર્તા :** હા. દાદાને જ્યારે જ્ઞાન થયું ત્યારે આ જગત કલ્યાણ કરવાનું કોણે કીધું ? કઈ શક્તિએ કીધું ?

**દાદાશ્રી :** કોઈએ કહ્યું ન્હોતું. પહેલેથી ભાવના જ હતી કે આ જગત આવું ન હોવું જોઈએ, કલ્યાણ થવું જોઈએ. તે આ કારણો છોડ્યા ! એ જ્ઞાન કોઈને થજો અને લોકોનું કલ્યાણ થાય એવું. અને તે આ જ્ઞાન મને જ થઈ ગયું. મને ખબર નહીં કે આવું જ્ઞાન થશે.

**પ્રશ્નકર્તા :** એટલે વ્યવસ્થિતે આપને પસંદ કર્યા.

**દાદાશ્રી :** વ્યવસ્થિતના નિયમે.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલને તો કંઈ ઈચ્છા હોય જ ના કે મને બધા ભગવાન કહે.

**દાદાશ્રી :** પણ પુદ્ગલની ઈચ્છા ના હોય પણ પુદ્ગલ એના જેવું જ થાય, એક્ઝેક્ટ, ભગવાન સ્વરૂપ જ પડછાયો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** ત્યારે જ છૂટાય ને !

**દાદાશ્રી :** હા.

## વીતરાગતા એ દશા !

**પ્રશ્નકર્તા :** વીતરાગતા અને કરુણા વચ્ચે સંબંધ ખરો ?

**દાદાશ્રી :** વીતરાગતા ઉત્પન્ન થયા પછી કરુણા હોય. કરુણા ઉત્પન્ન થયા પછી વીતરાગતા ના હોય. એટલે કરુણા પહેલી ના હોય. વીતરાગતા એનું કારણ છે.

**પ્રશ્નકર્તા :** એ એનો વ્યવહાર કેવો હોય કરુણાવાળાનો ?

**દાદાશ્રી :** એનાં વ્યવહારમાં છે તે પોતાના દેહનું માલિકીપણું ના હોય, વાણીનું માલિકીપણું ના હોય અને મનનું માલિકીપણું ના હોય, ત્યારે કરુણા ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** અમે મૂર્તરૂપે આપનામાં કરુણા જોઈએ છીએ. વીતરાગતા જોઈએ છીએ.

**દાદાશ્રી :** હા, પણ તે જેનામાં આ દેહનું માલિકીપણું જશે એટલે કરુણા ઉત્પન્ન થયા વગર રહે નહીં. કારણ કે પોતાનાં દેહમાં જ્યાં સુધી માલિકીપણું કંઈક છે, વધારે નહીં તો કંઈક પણ, ત્યાં સુધી કરુણા ઉત્પન્ન ના થાય.

**પ્રશ્નકર્તા :** વીતરાગતામાં ગમો-અણગમો રહે ખરો ?

**દાદાશ્રી :** એ વીતરાગતામાં ગમો-અણગમો હોય તેથી વીતરાગતાની નીચલી સ્થિતિ કહેવાય એ. તે વીતરાગતાની શરૂઆત કહેવાય. બાકી વીતરાગતાની એન્ડ કહેવાય નહીં. શરૂઆતમાં ગમો-અણગમો એટલે લાઈક અને ડિસ્‌લાઈક બે હોય. તે રાગ-દ્વેષ નહીં પણ લાઈક અને ડિસ્‌લાઈક.

**પ્રશ્નકર્તા :** કરુણાને આત્માનો મૂળ ગુણ કહી શકાય ?

**દાદાશ્રી :** આત્માનો ગુણ જ ન્હોય એ કરુણા. કરુણા તો આત્મા પ્રાપ્ત થયો છે, એ વીતરાગ થયા છે એનું લક્ષણ છે. લક્ષણ ઉપરથી શું વસ્તુ છે એની ખબર પડે આપણને. આ ક્રોધ એ મૂળ ગુણ નથી આત્માનો, ચેતનનો અને જડનોય મૂળ ગુણ નથી. એ વ્યતિરેક ગુણ છે. ત્યારે એનો સામો પ્રતિપક્ષ એ ક્ષમા પણ આત્માનો ગુણ નથી. ક્ષમા ઉપરથી તમે જાણી શકો કે આ વીતરાગ થયેલા છે. ક્ષમા પણ સહજ ક્ષમા હોવી જોઈએ. 'અમે તમને ક્ષમા આપીએ છીએ' એવું નહીં. તેય માંગવી ય ના પડે ક્ષમા, આપ્યા જ કરે. એટલે આટલાં ગુણો સહજ હોય, સહજ વિનમ્રતા હોય. ક્ષમા સહજ હોય. સરળતા સહજ હોય. સરળતા કરવી ના પડે. પછી સંસારમાં સંતોષ સહજ હોય. એટલે બધાં સહજ ગુણો ઉત્પન્ન થયેલાં હોય. પણ એ આત્માનાં ગુણો નથી. આ ગુણો ઉપરથી આપણે માપી શકીએ કે આત્મા આટલે સુધી પહોંચ્યો. આત્માના ગુણો નહીં. આત્માના ગુણો પોતાનાં ત્યાં ઠેઠ જાય છે એ બધાં ગુણો આત્માનાં. અને વ્યવહારમાં આ આપણે કહેલાં તે લક્ષણ છે એનાં. આપણે કોઈને ધોલ મારીએ અને એ આપણી સામો હસે, ત્યારે આપણે જાણીએ કે આમને સહજ ક્ષમા છે. ત્યારે આપણને સમજાય કે ના, વાત બરોબર છે.

**પ્રશ્નકર્તા :** કરુણાની જેમ વીતરાગતા પણ લક્ષણ જ કહેવાયને ?

**દાદાશ્રી :** વીતરાગતા એ લક્ષણ કહેવાય. એનો ગુણ નથી. રાગ-દ્વેષેય એનો ગુણ નથી અને વીતરાગતા ય એનો ગુણ નથી. આ તો વ્યવહારને લઈને લક્ષણ ઊભાં થયાં. કારણ કે ત્યાં શબ્દરૂપ કશું છે નહીંને! આ શબ્દ છે ત્યાં સુધી વ્યવહાર છે. એ શબ્દવાળા ગુણ જ નથી ત્યાં.

## કરુણાની પરાકાષ્ઠા ક્યાં ?

**પ્રશ્નકર્તા :** સંપૂર્ણ વીતરાગ એવા તીર્થંકરોની કરુણા અને ખટપટીયા વીતરાગ, એવા સજીવનમૂર્તિ દાદાની કરુણા વચ્ચે શું ફેર ?

**દાદાશ્રી :** અહીં વ્યક્તિગત થઈ જાય. પેલું સામાન્યપણે સરખું હોય

બધું. આ તો ફલાણા આવ્યા, પેલાં આવ્યાં, તે વ્યક્તિગત થઈ જાય. પેલું વ્યક્તિગત ના હોય, સરખું સમાન. તેમની દીકરી આવે કે બીજું કોઈ પણ આવે તોય સમાન.

**પ્રશ્નકર્તા :** એનાં પરિણામ અને આના પરિણામ કંઈ ફેર પડે ખરો ?

**દાદાશ્રી :** પરિણામ તો એક જ પ્રકારના. પરિણામમાં ફેર ના પડે. પણ આમ દેખાવમાં આવું આવે, વર્તનમાં. પરિણામ ચોખ્ખા હોય પણ વર્તન આવું આવે. વર્તન તો પહેલાં જે પ્રતિતી હતી તેનાં આધારે છે. એટલે થોડો ફેર દેખાય આમાં.

વીતરાગોને તો સહેજે ય રાગ-દ્વેષ નહીં. એટલે કરી શકે જ નહીં અને અમારે તો સ્હેજ આ ચાર ડિગ્રી ઓછી છે એટલે અમારામાં કરી શકવાની શક્તિ. એટલી જ ભાંજગડ છે. આ કામ ફુલ કરે. પેલામાં કરી શકવાની શક્તિ નહીં અને આમનામાં શક્તિ, એટલો જ ફેર. કારણ કે આ ચાર ડિગ્રી ફેલ છે અને પેલા પૂર્ણાહૂતિ છે. એટલે આવો વારો કોઈ દા'ડો આવતો નથી.

આ અમારે તો હજુ એક-બે અવતાર બાકી હોય એટલે ખટપટીયા હોઈએ, ખટપટીયા વીતરાગ ! અમે તો કહીએ, પેલા ભઈને અહીં તેડી લાવજો બા. આમ કરજો, તેમ કરજો, આમ કરજો, તેમ કરજો. અને એ વીતરાગ તો કશુંય નહીં. એમના દર્શનથી જ આપણું કલ્યાણ થઈ જાય. કેવું કે સાચાં દર્શન થઈ ગયા, કરતાં આવડવા જોઈએ. જેવું જેને આવડે એવું એને લાભ. બસ, એ વીતરાગ, પણ એની વીતરાગતાને જેણે ઓળખી, એના બાપની વીતરાગતા. જેટલી જેટલી ઓળખી એટલો એને લાભ. એ પોતે કશું આવી બાબતમાં હાથ ઘાલે નહીં. વાણી સહજ ભાવથી નીકળ્યા કરે, બસ. એટલે એ ખટપટીયા નહીં. અમે ખટપટીયા, કે આ બેનને તેડી લાવજો. કારણ કે અમે જાણીએ છીએ કે અમારો છેલ્લો અવતાર નથી. એટલે અમારાથી આ બધું બોલાય અહીં આગળ. અને એ એવું ના બોલે કે તમારો કોઈ ઉપરી નથી કે તમારામાં કોઈ આંગળી ઘાલી દે એવું નથી. એવું તેવું ના બોલે. કારણ કે એમને તો જે મોક્ષમાં જવાના હોય તે દર્શન

કરીને પામો, ન જવાના હોય તે ન પામો, વીતરાગ. જે પામવાના હોય તે પામો, ના પામવાના ના પામો. અને અમારે આટલો આગ્રહ હોય. હજુ અમે ખટપટ કર્યા કરીએ. અમે ખટપટીયા વીતરાગ કહેવાઈએ.

**પ્રશ્નકર્તા :** એ તો દાદા, જે આપની પાસે આવે અને સમજે તો એનો મતભેદ જાય, પણ ન આવે એને તો મતભેદ રહેને ? તીર્થંકરોના વખતમાં પણ એવું જ હશેને ?

**દાદાશ્રી :** એ બરોબર છે, પણ એ ખટપટ ના કરે ને ? અમે ખટપટ કરીએ ને ! અમે તો આમથી બચાવી લઈએ ને આમથી આમ બચાવીએ. પેલા તો બોલે એટલું જ. ના ઠીક લાગે તો જતો રહે. અમારે તો ખટપટ, બેસાડી બેસાડીને બોલ બોલ કરીએ.

**પ્રશ્નકર્તા :** રાતનો ઉજાગરો કરીને પણ !

**દાદાશ્રી :** હા, રાતનો ઉજાગરો કરીને. આ ભાઈ ત્રીસ વરસથી આશ્રમમાં જતાં હતાં તે પછી મેં સમજણ પાડી કે તારું ખોટું નથી, પણ જો આત્મા જાણવો હોય તો આ ન્હોય. આત્મા ક્યાંથી લાવે લોકો ? લોકોનું ગજું જ નહીંને આમાં !

## જગતનું કલ્યાણ થઈને જ રહેશે !

આ અમે ખટપટ કરીએ છીએ તે, 'આમ આવો ને તમને મોક્ષ આપીએ.' આ ભાઈને ફાઈલ જોડે ભાંજગડ થાય તો છૂટી કરી આપીએ.

**પ્રશ્નકર્તા :** સત્સંગમાં જ રહો એમ કહીએ આપણે એમને.

**દાદાશ્રી :** હા. આ બધું અમારે ખટપટ એટલા જ માટે કરવી પડે છે ને ? પોતાને કંઈ પણ જોઈતું નથી, એનું નામ વીતરાગ ! ખટપટ શી ? તો કહે, સામાને કંઈક પોતાના જેવું થાય એવી ગણતરી.

મહાવીર ભગવાન ખટપટીયા વીતરાગ નહોતા, હું તમને બોલાવું કે આવજો. તમારા સર્વસ્વ દુઃખો જતાં રહેશે. મહાવીર ભગવાનને એવું નહોતું. સંપૂર્ણ વીતરાગ કોઈ ડખો જ નહીં ને ! ડખો નહીં, ખટપટ નહીં.

જેને કંઈ જ જોઈતું નથી વર્લ્ડમાં. કોઈ ચીજ જોઈતી નથી વર્લ્ડમાં સાવ સોનું આપી દે તોય જોઈતું નથી. સ્ત્રીઓનો વિચાર મને આવતો નથી. જે પુરુષ બંધનમુક્ત થયેલાં છે, એને તો શું જોઈએ ? પણ આ એકલું જ, જગતનું કલ્યાણ થવું જોઈએ અને થવાનું છે જ. અને નવી જ રૂપે આ જગત થશે. નવી જ ઢબ, નવું રૂપ.

**પ્રશ્નકર્તા :** એ તો આટલી બધી આસ્થા હોય તો જ આ કામ થશે. આટલું મોટું આયોજન !

**દાદાશ્રી :** મેં તો દેખીને કહ્યું છે. શું થવાનું છે એ દેખીને કહ્યું છે ને ૨૦૦૫માં આ હિન્દુસ્તાન વર્લ્ડનું કેન્દ્ર થઈ ગયું હશે ! એવું ૧૯૭૧માં પુસ્તકની અંદર લખેલું છે. ઈન્ડિયા મારો દેશ છે, એટલે નથી કહેતો. જેમ છે તેમ વીતરાગતાથી કહું છું. અમને એવું ના હોય કે આ મારું છે. વ્યવહારથી કહેવાય, ખરી રીતે નહીં.

## ભેખ અમારો જગત કલ્યાણનો !

ખટપટીયા એટલે આ ખટપટ કરવા રહ્યા અમે. એટલે અમે ખટપટીયા વીતરાગ કહેવાઈએ. ફક્ત આટલી ઈચ્છા છે, બીજી કોઈ ઈચ્છા નહીં. લોકો કેમ કરીને શાંતિને પામે એને માટે જ ભેખ લીધેલો છે. રોજ અગિયાર કલાક આ સત્સંગ કરું છું.

**પ્રશ્નકર્તા :** આ ઈચ્છા આપને રહીને, તો એનાંથી પછી આ ચાર ડિગ્રી આપની પૂરી ના થાય ને ? બંધનરૂપ બને ને આ ઈચ્છા ?

**દાદાશ્રી :** ના, આ ઈચ્છા જે રહી, એ છે તે ડિસ્ચાર્જ ઈચ્છા છે. ચાર્જમાં એવું નથી. ચાર્જ બંધ થઈ ગયું છે. ચાર્જ જો બંધ હોય તો વાંધો નથી.

'દાદાની સાંકળ' ખેંચે તેનું કામ થઈ જાય. કારણ કે કોઈ કાળે વીતરાગ હોતા નથી ને અને આ કાળમાં પૂરા હોય નહીં વીતરાગ, પણ તમામ જીવો માટે અમે તો સંપૂર્ણ વીતરાગ જ છીએ. તમામ જીવમાત્ર જોડે. ફક્ત અમારા કર્મો જોડે જ અમારે રાગ રહે છે. કર્મો ખપાવવા

પૂરતો. થોડોક રાગ રહી ગયો, તે ય જગત કલ્યાણ કરવાની ખટપટ માટે, ને તે નુકસાનકારક હોય નહીં ને ? આ ય રાગ કહેવાય. અમારી ગરજ હતી કે ત્યાંથી ઊઠીને આવ્યાં અહીં !

**પ્રશ્નકર્તા :** એટલે આપ કહો છો કે અમે ખટપટીયા વીતરાગ છીએ !

**દાદાશ્રી :** હા, તો બીજું શું કહેવાય ? ખટપટિયા પણ વીતરાગ છે. ખટપટિયો ખોળી લાવોને, વીતરાગ હોય તો ! કોઈ દિવસ એવો નથી આવ્યો કે સાડા અગિયારથી ઓછું થયું હોય. એટલે અમને નવાઈ કશી હોતી જ નથી ને! અને પછી રાત્રે ત્રણ કે સાડા ત્રણે ઉઠવાનું. તે પછી દોઢ કલાક પદ્માસનવાળીને બેસવાનું અને બધું ફોરેન ને ફોરેન બધે ફરવાનું. અમે પાછું ઘડીવાર પછી પાછાં સૂઈ જઈએ. સાડા પાંચ-છ થાય ત્યારે એટલે અડધો કલાક સૂઈ જઈએ. બાકી શરીરે પીડા ના કરે, કશું કરે નહીં. આ દબાવનારા કહે છે, અમને લાભ થાય છે. તો હું કહું કે દબાવ્યા કરો ને! તે અમને કશો વાંધો ના આવે. રોજ દબાવો ને તો એ ટેવ પડી જાય. પણ અમને ટેવ-બેવ ના પડે, કશું ય નહી. બીજાને ટેવ પડી જાય. આ શરીર તેવું થઈ જાય.

## ગુરુપૂનમે પૂર્ણ અદ્વૈત ભાવમાં !

**પ્રશ્નકર્તા :** આપ સત્સંગ કરો છો અને ગુરૂપૂર્ણિમાને દિવસે દર્શન આપો છો તો એ બન્નેમાં ફેર ખરો કે ?

**દાદાશ્રી :** બહુ ફેર. આ તો બહાર નીકળેલો કહેવાય. પેલું દર્શન બહુ ઓહોહો, એ તો પૂર્ણ દર્શન કહેવાય. એક ફેરો દર્શન કરી ગયો તો બહુ થઈ ગયું. તે દહાડે અમે 'આવો ચંદુભાઈ કે આવો ફલાણાભાઈ', એમાં અમે ના પડીએ. પૂર્ણ ભાવમાં રહીએ અને આમ તો અહીંયા આગળ તો આડાઅવળી દહાડે અમે બોલાવીએ, ઓળખીએ હઉ, ત્યાં તો ઓળખીએ ય નહીં ને બોલાવીએ ય નહીં.

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં.

**દાદાશ્રી :** એ વખતે અદ્વૈત ભાવમાં હોઈએ અને અત્યારે દ્વૈતમાં રહેવું પડે.

**પ્રશ્નકર્તા :** વીતરાગતા ને સાક્ષીપણામાં ફરક છે ?

**દાદાશ્રી :** અહંકારથી જુએ અને સાક્ષી રહે, તે સાક્ષીપણું અને આત્માથી જુએ, તે જ્ઞાતા-દ્રષ્ટાપણું, વીતરાગતા. એટલે સાક્ષીપણું નહીં પણ જ્ઞાતાપણું. વીતરાગતા એટલે જ્ઞાયકપણું, જ્ઞાયક !

## છતાં રહ્યો ફેર ચૌદશ-પૂનમમાં !

એટલે જગતમાં ક્યારેય પણ જોયો ના હોય એવો પ્રેમ ઉત્પન્ન થયો છે. કારણ કે જ્યાં પ્રેમ ઉત્પન્ન થાય એવી જગ્યા હતી, તે સંપૂર્ણ વીતરાગ હતા. એટલે ત્યાં પ્રેમ દેખાય નહીં. અમે કાચા રહી ગયા, તે પ્રેમ રહ્યો ને સંપૂર્ણ વીતરાગતા ના આવી.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે અમે પ્રેમ સ્વરૂપ થયા, પણ ત્યારે સંપૂર્ણ વીતરાગતા ના ઉત્પન્ન થઈ. એ જરા સમજવું હતું.

**દાદાશ્રી :** પ્રેમ એટલે શું ? કિંચિત્‌માત્ર કોઈના તરફ સહેજ પણ ભાવ બગડે નહીં, એનું નામ પ્રેમ. એટલે સંપૂર્ણ વીતરાગતા, એનું નામ જ પ્રેમ કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો પ્રેમનું સ્થાન ક્યાં આવ્યું ? અહીં કઈ સ્થિતિમાં પ્રેમ કહેવાય ?

**દાદાશ્રી :** પ્રેમ તો, જેટલો વીતરાગ થયો એટલો પ્રેમ ઉત્પન્ન થયો. સંપૂર્ણ વીતરાગને સંપૂર્ણ પ્રેમ ! એટલે વીતદ્વેષ તો તમે બધા થઈ ગયેલા જ છો. હવે વીતરાગ ધીમે ધીમે થતા જાવ દરેક બાબતમાં, એમ પ્રેમ ઉત્પન્ન થતો જાય.

**પ્રશ્નકર્તા :** ત્યારે અહીં આપે કહ્યું કે અમારે પ્રેમ કહેવાય. વીતરાગતા ના આવી એ શું ?

**દાદાશ્રી :** વીતરાગતા એટલે આ અમારો પ્રેમ છે. તે આમ પ્રેમ દેખાતો હોય ને આ વીતરાગોનો પ્રેમ આમ દેખાય નહીં. પણ ખરો પ્રેમ તો એમનો જ કહેવાય અને અમારો પ્રેમ લોકોને દેખાય. પણ તે ખરો પ્રેમ ના કહેવાય. એક્ઝેક્ટલી જેને પ્રેમ કહેવામાં આવે છેને, એ ના કહેવાય. એક્ઝેક્ટલી તો સંપૂર્ણ વીતરાગતા થાય ત્યારે સાચો પ્રેમ અને અમારે તો હજુ ચૌદશ કહેવાય, પૂનમ ન્હોય !!

**પ્રશ્નકર્તા :** એટલે પૂનમવાળાને આના કરતાં પણ વધુ પ્રેમ હોય ?

**દાદાશ્રી :** એ પૂનમવાળાનો જ સાચો પ્રેમ ! આ ચૌદશવાળામાં કોઈ જગ્યાએ કચાશ હોય. એટલે પૂનમવાળાનો જ સાચો પ્રેમ હોય.

**પ્રશ્નકર્તા :** સંપૂર્ણ વીતરાગતા હોય ને પ્રેમ વગરનો હોય, એવું તો બને જ નહીં ને ?

**દાદાશ્રી :** પ્રેમ વગર તો હોય જ નહીંને એ !

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, ચૌદશ અને પૂનમમાં આટલો ફેર પડી જાય છે, આટલો બધો તફાવત એમ ?

**દાદાશ્રી :** ઘણો તફાવત ! આ તો આપણને પૂનમ જેવો લાગે પણ તે ઘણો તફાવત ! અમારા હાથમાં કશું છે જ શું તે ?! અને એમનાં, તીર્થંકરોના હાથમાં તો બધું જ !! અમારા હાથમાં શું છે ? છતાં પણ અમને સંતોષ રહે પૂનમ જેટલો ! અમારી શક્તિ, પોતાના માટે શક્તિ એટલી કામ કરતી હોય કે પૂનમ આપણને થયેલી હોય એવું લાગે !!

❖❖❖❖❖

[ ૩ ]

# મેલું કરે તે ય પુદ્ગલ, ચોખ્ખું કરે તે ય પુદ્ગલ !

## જ્યાં શબ્દ-વાણી વીરમે ત્યાં પોતે વીતરાગ !

વીતરાગ એટલે શુદ્ધ. જ્યાં વાણી, શબ્દ ના હોય ત્યાં વીતરાગ હોય. શબ્દ હોય ત્યાં એ ના હોય. શબ્દ પૂરા થયા પછી 'પોતે' જ રહે. શબ્દ હોય ત્યાં તો શબ્દેય રહે ને એય રહે.

**પ્રશ્નકર્તા :** પછી કહેનારો અને જાણનારો બન્ને એક થઈ જાય?

**દાદાશ્રી :** હોય ?! એક થયેલાં ત્યારે તો આ દશા થઈ છે !

**પ્રશ્નકર્તા :** તો છૂટાં પડી જાય ?

**દાદાશ્રી :** પૂરેપૂરાં છૂટાં પડી જાય. આમ છૂટાં તો પડ્યાં. જેટલાં શુદ્ધ થયા એટલાં છૂટાં પડ્યાં.

**પ્રશ્નકર્તા :** હા, બરાબર. એટલે પછી પુદ્ગલ પણ કહે કે હવે અમે પણ શુદ્ધ થઈ ગયા ને હવે છૂટા આપણે ?

**દાદાશ્રી :** નહીં, નહીં. આ તો પોતે શુદ્ધ થયા એટલે પેલાં શુદ્ધ જ થાય. આમને લીધે પેલાં બગડે છે. આ જો પોતે કૉઝ ના કરતાં હોય તો પેલાં શુદ્ધ જ છે.

## ભૂલ પકડનારો કોણ ?

તું કેમ હમણાંનો પાછો પડી ગયો છું ? શું ભૂલ થાય છે ?

**પ્રશ્નકર્તા :** એનું સંશોધન કરું છું, ભૂલ પકડાતી નથી.

**દાદાશ્રી :** એમાં તને શા માટે અસર થાય ? પછી પકડાયું ? પકડાયું તે ય પુદ્‌ગલ, નથી પકડાયું તે ય પુદ્‌ગલ અને પકડનારો તે ય પુદ્‌ગલ. 'તું' તો જાણનારો, આમાં તારે શી લેવા-દેવા ? તું તો પકડવા ગયેલોને ? એવું થયું ?

**પ્રશ્નકર્તા :** એવું જ થયેલું છે. ચારેય બાજુની ફાઈલો આવી એટલે એકદમ જરા ફાઈલનું એ(એનાલિસીસ) કરું. તો વધારે સફોકેશન થઈ ગયું. પછી એનું આ કયા આધારે છે એ હજી પકડાતું નથી.

**દાદાશ્રી :** પણ આ આધાર પકડનારો તું શું કરવાં થઉં છું ? તું જાણ. તું તો પકડનારો થયો એટલે બોજો આવ્યો, એટલે મોઢું બગડી ગયું.

**પ્રશ્નકર્તા :** પણ ઊભું થયું કેવી રીતે ? એ જોવાં જઉં છું.

**દાદાશ્રી :** અરે, ઊભું થયું પુદ્‌ગલમાંથી, ઊભું પુદ્‌ગલમાંથી થશે. એ હતું તે જ સામાન પાછો. કંઈ નવો સામાન આવવાનો છે નહીં. એટલું તો કહ્યું છે. છતાં આમ કેમ કરે છે ?

**પ્રશ્નકર્તા :** હવેથી એવી ભૂલ નહીં થાય.

**દાદાશ્રી :** પણ ચંદુભાઈનો શો દોષ ? 'આપણે' મહીં પેસી જઈએ છીએને ! એ ખોળવા ગયો મહીં કે આનું મૂળ કારણ શું છે ?! એ જાણવાની જરૂર, આપણે કંઈ ખોળવા જવાનું નહીં. એ તો ડી.એસ.પી.ને જ મોકલી દેવાના ડી.એસ.પી.ને કહીએ, જાવ, તપાસ કરો. ડી.એસ.પી.ને બદલે આપણે જઈએ તો શું થાય ? અને પગાર ડી.એસ.પી. મહીં ખાયા કરે આખો દહાડો, આઈસ્ક્રીમ ખાય, ફલાણું ખાય. હવે નહીં થાયને ભૂલ ?

**પ્રશ્નકર્તા :** નહીં થાય.

**દાદાશ્રી :** રાગ-દ્વેષ થાય છે ?

**પ્રશ્નકર્તા :** અભાવ થાય.

**દાદાશ્રી :** કોની ઉપર ?

**પ્રશ્નકર્તા :** કાર્યો ઉપર. જે કાર્યો કરતાં'તાં, એની પર અભાવ થાય.

**દાદાશ્રી :** ઓહોહો, એનો પસ્તાવો રહ્યાં કરે છે ને ! એ અભાવ ના કહેવાય, પસ્તાવો. પણ ચંદુભાઈને રહે છે કે તને રહે છે ?

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈને રહે છે.

**દાદાશ્રી :** ત્યારે પછી તું શું કરવાં માથે લે છે ? આપણે તો, પસ્તાવો ના કરતો હોય તો કહેવું જોઈએ, કે 'પસ્તાવો કરો. કેમ કર્યું આવું ? અતિક્રમણ કેમ કર્યું ? પ્રતિક્રમણ કરો.'

## કચરો દેખાડે કોણ ?

**પ્રશ્નકર્તા :** ઘણી વખત આપણે જાણીએ કે આ વસ્તુ કરવાની નથી. આપણે ના પણ કહીએ કે ચંદુભાઈ આ કરવા જેવું નથી. છતાંય ચંદુભાઈ કરે છે, તો એ શું સમજવું ?

**દાદાશ્રી :** એ એનો એંઠવાડો કર્યો છે, એ ધૂએ છે. આપણે કંઈ એંઠવાડો કર્યો નથી, કરવાના નથી. જેણે કર્યો એણે ધોઈ નાખ્યો. આપણે કહીએ, 'હવે કરીશ નહીં એંઠવાડો.' એ બધું ધોઈ નાખતા હોય તો આપણે સમજીએ કે પહેલાં કર્યો હશે એટલે ધોતા હશે. એટલે આપણે જોયા કરવાનું. પછી ફરી પાછું કહેવાનું, 'હવે કરીશ નહીં'.

એટલે હવે પૂંજા (કચરા) કાઢ કાઢ કરવાના. જે આગળ નવું કામ હોય તે આપણે દેખાડવાનું. આપણને જ કામ જડશે, કે શું કામ કરવાનું બાકી રહ્યું તે ? કોઈ જગ્યાએ જોવા જઈએ તો કહીએ કે તમે બધું જોઈ

લો. એટલે આપણે એક જોયું તો કહેવું કે આ ચોખ્ખું કરી નાખો ! પછી બીજું ય દેખાડી દેવાનું કે ભઈ, આ નથી થયું, આ નથી થયું. આપણે દેખાડનારા. એટલે આત્મા દેખાડે નહીં. આ તો આત્માની પ્રજ્ઞા નામની શક્તિ દેખાડે.

પુદ્ગલ કર્યા કરે ને આપણે જોયા કરવાનું. આપણે દેખાડ્યા કરવાનું કે જો આ રહી ગયું છે. એટલે આપણે કહીએ તો આપણે ચોખ્ખા થયા. પછી એ કરે એટલે એ ચોખ્ખો થયો.

**પ્રશ્નકર્તા :** આપણે કહીએ એટલે આપણે ચોખ્ખાં થયા...

**દાદાશ્રી :** ચોખ્ખા થયા પણ એ કરે તો આપણે ચોખ્ખા એ ચોખ્ખો થાય તો આપણે ચોખ્ખા થઈએ.

**પ્રશ્નકર્તા :** આમાં આપણે એટલે કોણ ? આપણે એટલે કોને ચોખ્ખા થવાનું કહો છો તમે ?

**દાદાશ્રી :** આપણે એટલે શુદ્ધાત્માને જ. એક બાજુ આત્મા ને એક બાજુ પુદ્ગલ. પ્રજ્ઞા પોતે અહંકારને શું કહે છે ? જેટલા તમે ચોખ્ખા થયા એટલા તમે 'આમાં' (આત્મામાં) આવ્યા.

**પ્રશ્નકર્તા :** એટલે અહંકારને કરવાનું છે.

**દાદાશ્રી :** હંઅ. અહંકાર એટલે પુદ્ગલ ને આત્મા બે ભેગાં થયેલાં તે ! તે પુદ્ગલ કર્તાભાવથી ભેગું થયું અને આત્મા જ્ઞાતાભાવથી ! એટલે પોતાનું જ્ઞાતાપણું થયું એટલે એ છૂટ્યો અને પેલાનું કર્તાપણું થયું એટલે પેલો છૂટ્યો.

**પ્રશ્નકર્તા :** બેઉ છૂટ્યા.

**દાદાશ્રી :** એટલે આમ દીવા જેવી વાત છે. દેખાડવામાં શું જાય છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** મેં તમને કશું દેખાડ્યું, ત્યારે તમારું કર્તાપણું છૂટ્યું,

અહંકારનું. પણ પછી આગળ આગળ દેખાડવામાં વાંધો ખરો ? કોણ દેખાડે એ ? પ્રજ્ઞા દેખાડે છે બધું.

## પરાક્રમ કરે તે ય પુદ્ગલ !!!

**પ્રશ્નકર્તા :** એક દાખલો એવો આપ આપતા હતા કે રાત્રે બાર વાગ્યે કોઈ આવે અને આપણો ભાવ ના બગડે એ પુરુષાર્થ અને અસર જ ના થાય એનું નામ પરાક્રમ.

**દાદાશ્રી :** તે ભાવ આપણે નહીં કરવાનો, એ તો આપણે જોવાનું. અવળો ભાવ ન થાય, તો એ અવળો ભાવ આપણે નથી કરતા. એ જે ભાવ કરે છે તે જુદો છે. આપણે તો જોવાનું. એ અમે તમને દાખલો આપીએ, તો જ તમે સમજોને, નહીં તો શી રીતે સમજો ?

અવળો ભાવ કરો એટલે એ કરનાર છે તે પુદ્ગલ ને તમે શુદ્ધાત્મા. અવળો ભાવ કરે છે, તે પુદ્ગલ કરે છે ને સવળો કરે છે તે ય પુદ્ગલ કરે છે. પણ એ સવળો કે અવળો ભાવ કરે, તેના જાણનાર તે શુદ્ધાત્મા. પણ તેય અમે તમને એવું જ કહીએ ને, તમે અવળો કર્યો એટલે એ જો સવળો કરીને આવે તો તે, બેય તમારે જોવાના. પણ અવળો ન હોવો જોઈએ. એવું કહેવા માંગીએ છીએ અને હોય તોય પણ જ્ઞાતા-દ્રષ્ટા રહેવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ હજી એક વસ્તુ બરાબર સમજાતી નથી. સારો કે ખરાબ ભાવ બધો પુદ્ગલ જ કરે છે, તો પરાક્રમ કોણ કરે છે ?

**દાદાશ્રી :** એય પુદ્ગલનું પરાક્રમ છે.

**પ્રશ્નકર્તા :** એ પુદ્ગલનું જ પરાક્રમ છે ?

**દાદાશ્રી :** ત્યારે બીજા કોનું તે પરાક્રમ ? ગયા અવતારે જે પુરુષાર્થ કરેલો, જેને પુરુષાર્થ આપણે માનતા હતા અજ્ઞાનતાથી, એ પરાક્રમરૂપે આજે આવ્યું. હવે આપણે જ્ઞાતા-દ્રષ્ટા થયા અને પેલું કર્તા. તે દહાડે કર્તા, હતા, એટલે પરાક્રમ કર્યું હતું. તે આજે જ્ઞાતા-દ્રષ્ટા તરીકે આવ્યું.

**પ્રશ્નકર્તા :** એટલે હવે તો આપણે જ્ઞાન લીધેલાઓ માટે પરાક્રમ

કે પુરુષાર્થ એવું કશું રહ્યું જ નહીંને ? જોવાનું જ ને ખાલી ?

**દાદાશ્રી :** જોવાનું રહ્યું, પણ ગયા અવતારે આપણે અણસમજણમાં શું પુરુષાર્થ કર્યો તે આપણે જો જો કરવો. એટલે ચંદુભાઈને આપણે કહેવું પડેને કે તું કરજે આ. તમારે ચંદુભાઈને કહેવું કે આવો ભાવ કરવાનો. તે ચંદુભાઈ કરે છે કે નહીં આ, એ તમારે જોવાનું.

**પ્રશ્નકર્તા :** હા, એ તો બરોબર. તો મુક્ત એ રીતે.

**દાદાશ્રી :** હવે વેદના જે છે તે ચંદુભાઈની, અને તે ડિસ્ચાર્જ રૂપે છે અને ડિસ્ચાર્જ તો કોઈને છૂટકો જ ના થાય ને ! ભગવાન મહાવીરને અહીં કાનમાં બરું પેસી ગયા હતાં, તે મોઢાં પર એ જે છ-આઠ મહિના રહ્યું. તે મોઢા ઉપર શું રહેતું હશે ભગવાનને ? વ્યથિત રહેતા હતા.

**પ્રશ્નકર્તા :** દર્દ થાય એટલે વ્યથિત રહે ને !

**દાદાશ્રી :** તેથી કંઈ કર્મ ચોંટી પડ્યું ? ના. અને તોય ઉકેલ જ આવ્યો. નિવારણ જ થઈ ગયું એમને. વ્યથિત થવાથી કંઈ ચોંટી પડ્યું નથી. કારણ કે પોતે વ્યથિત નથી. દેહ વ્યથિત છે. એવી રીતે તમે પોતે ક્રોધ-માન-માયા-લોભ કષાયમાં નથી.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ છે.

**દાદાશ્રી :** હં, પુદ્ગલનું તો નિવેડો આવી જાય છે. તેનો નિકાલ થવો જ જોઈએ. એનાથી કંટાળવાનું નહીં, એવું હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** આ કષાય જે છે એ પુદ્ગલને આધીન જ છે ને ? પુદ્ગલથી જ પરિણામ પામે છેને તે ?

**દાદાશ્રી :** એ પુદ્ગલનો એક ભાગ જ છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાતા-દ્રષ્ટા રહેવું પછી આ પ્રતિક્રમણ કરવાની જે વાત છે, એનો કંઈ અર્થ જ નહીં ને ?

**દાદાશ્રી :** અર્થ જ નહીં. જ્ઞાતા-દ્રષ્ટા રહેવું ને પ્રતિક્રમણ ?! આ

તો જ્ઞાતા-દ્રષ્ટા જ્યારે જરા કાચું રહેતું હોયને....

**પ્રશ્નકર્તા :** તો પ્રતિક્રમણ કરવાનું ?

**દાદાશ્રી :** હા, પણ તે પ્રતિક્રમણ તો આપણે જાતે કરવાનું નહીં હોતું. આ અક્રમ વિજ્ઞાન છે ને, એટલે કષાયો જરાક જાડાં રહેલાં હોય. હવે ચંદુભાઈએ કો'કને ટૈકડાવ્યો, તે પેલાને દુઃખ થાય એવો ટૈડકાવ્યો. એટલે તમારે ચંદુભાઈને કહેવું કે, 'ભઈ, તમે અતિક્રમણ કેમ કર્યું ? માટે પ્રતિક્રમણ કરો. આપણે પ્રતિક્રમણ નહીં કરવાનું.

**પ્રશ્નકર્તા :** જ્ઞાતા-દ્રષ્ટામાં જરા ગૂંચવણ રહે છે. જ્ઞાતા-દ્રષ્ટા એ તો આત્માનો ભાગ છે અને પ્રતિક્રમણ એ પુદ્‌ગલને કરવાનું છે ?

**દાદાશ્રી :** હા, પુદ્‌ગલનો ભાગ છે. તે અતિક્રમણ પુદ્‌ગલનું ને પ્રતિક્રમણે ય પુદ્‌ગલનું !

**પ્રશ્નકર્તા :** હા. એ જો સમજાય તો પછી બહુ ગૂંચ નથી રહેતી.

## કરે પુદ્‌ગલ, માને 'મેં કર્યું' !

**દાદાશ્રી :** મેલું કર્યું તેય પુદ્‌ગલ અને ચોખ્ખું કરે છે તેય પુદ્‌ગલ જ. અને આ મેલું કરતું હતું એ પુદ્‌ગલ કરતું હતું તોય આપણે 'મેં કર્યું' કહેતા હતા. હવે ચોખ્ખું કરતી વખતે પુદ્‌ગલ જ કરે છે, પણ પાછું આપણે 'મેં કર્યું' કહીએ કે ફરી હિસાબમાં આવી ગયા. એટલે ચોખ્ખું કરનારા ને મેલું કરનારા ને ગંદુ કરનારા બધુંય આપણે ન્હોય. એ ગંદુ કરતી વખતે 'આપણે ન્હોય' એવું બોલ્યા નથી તેથી તો આ ચાલ્યું. હવે ચોખ્ખું કરતી વખતે 'આપણે ન્હોય' એવું બોલીએ તો છૂટા.

ખરી રીતે આપણે મેલું કર્યું નથી છતાં આપણે માન્યું કે 'મેં કર્યું' એટલે આપણે જવાબદારી આવી. હવે ચોખ્ખું કરતી વખતે ચોખ્ખું કરે તે ઘડીએ 'હું નથી કરતો' કહીએ તો જવાબદારી છૂટી.

આખું જગત, મેલું કરી રહ્યું છે, એ તો પુદ્‌ગલ કરે છે ને કહે છે 'હું જ કરું છું'. ગાયનું દૂધ કાઢે છે તેય પુદ્‌ગલ કાઢે છે અને પોતે કહે

છે, 'હું કાઢું છું.' ગાયને કોણ દોહે છે ? પુદ્ગલ. અને આપણે શું કહીએ છીએ ? 'મેં દોહી.' અને એ પાછું એનું પરિણામ આવે ચોખ્ખું કરવાનું ત્યારે ? 'મેં ચોખ્ખું કર્યું' કહે. તે આવી જવાબદારી. પેણે જવાબદારી લીધી આપણે ભૂલથી. જગત આખું જવાબદારીના ઉપર ઊભું રહ્યું છે અને આપણે જવાબદારી છોડી રહ્યા છીએ.

પુદ્ગલે મેલું કરતી વખતે આપણે કહ્યું કે 'મેં મેલું કર્યું'. જરાય તેણે ઊંચું કર્યું હોય તો 'મેં ઊંચું કર્યું'. પુદ્ગલ ઊંચું કરે છે, નફોય પુદ્ગલ કમાય છે, ખોટ ય પુદ્ગલ કરે છે. એમાં 'મેં કર્યું' કહે છે. એથી તો આપણે મુશ્કેલીમાં મૂકાયા. 'મેં કર્યું' એ કહે છે અહંકાર અને 'મેં આમાં કશું નથી કર્યું' એ શુદ્ધાત્મા.

'મેં કર્યું' એવી ઊંધી માન્યતા, એનું નામ મિથ્યાત્વ અને 'મેં નથી કર્યું', એનું નામ સમ્યક્ત્વ. 'કરે છે કોણ' એ સમજે તો કાયમી કોયડો ઉકલે.

મેલું કરે છે એ પુદ્ગલ કરે છે, એ પુદ્ગલે મેલું કર્યું છે ને ચોખ્ખું કરવાનું કહીએ તો પોતે ચોખ્ખું કરવા પાછો લાગી જાય. તે ચોખ્ખું કરવા લાગી જાય પોતે તે ઘડીએ, એ પોતે જાતે 'હું કરું છું' એવું માને છે. ત્યાં પાછો ભૂલ ખાય છે. ચોખ્ખું કરનારો થઈ જાય છે. મેલું કરનારો મટી ગયો ને હવે ચોખ્ખું કરનારો થયો. એનો એ જ એ. ત્યાં લોકો અટક્યા છે. એનાથી બોજો છે બધો !

## શ્રદ્ધા - દર્શન - અનુભવ - વર્તન !

આ તો તમે સાંભળ્યું હોય એટલું જ, કંઈ એ ઓછું વર્તનમાં આવી જાય ? શ્રદ્ધા બેઠી પણ વર્તનમાં આવે નહીંને ? આવે જ નહીંને ?

**પ્રશ્નકર્તા :** દાદા, વર્તનમાં આવે તે એ કેવું હોય ?

**દાદાશ્રી :** એ જુદી જાતનું હોય.

**પ્રશ્નકર્તા :** હવે આજે અમે સાંભળ્યું શ્રદ્ધા બેઠી, અંદર મહીં ફીટ થયું અને હંડ્રેડ પરસેન્ટ આ વાત જ કરેક્ટ છે એવું લાગ્યું.

**દાદાશ્રી :** એ લાગે ખરું, પણ વર્તનમાં ના આવે. એટલે એ ખ્યાલમાં ન રહે નિરંતર.

**પ્રશ્નકર્તા :** હા, નિરંતર ખ્યાલમાં ન રહે.

**દાદાશ્રી :** નિરંતર એ વર્તનમાં હોય તો નિરંતર ખ્યાલમાં રહે. જેવું વર્તનમાં હોય એવું ખ્યાલમાં હોય. એટલે એ વર્તનમાં હોય નહીંને ? એ ધીમે ધીમે ટપકે ટપકે વધતું જાય. પણ જાણે તો ટપકે ટપકે વધશે, રસ્તો જાણે તો. બધાય એ રસ્તે જઈ રહ્યા છે, પણ એ છેવટે માર ખાય છે. સાફ કરવા જાય છે, ચોખ્ખું કરવા જાય છે, પણ જે આજે કરવા જાય તે રૂપ થઈ જાય એકવાર. એ સમજો છો ખરા ?

**પ્રશ્નકર્તા :** તમે પેલું જે ઠપકો આપવાનું કહ્યું હતુંને, તે બે દિવસ મને અંદર એ ઠપકાનું જ ચાલ્યું. આખો દિવસ એનું એ જ ચાલ્યા કરે. એટલે પછી મને એક બાજુ બીજી ગૂંગળામણ ઊભી થાય કે આ તો તે રૂપ થઈ જવાય છે. પોતે ઠપકો આપનારો થઈ ગયો.

**દાદાશ્રી :** હંઅ. એ ના થવાય.

**પ્રશ્નકર્તા :** એવું થઈ ગયેલું.

**દાદાશ્રી :** એવું થઈ જાય, બધાંને એવું જ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** તે મને એ મહીં ખૂંચ્યા કરતું હતું કે આ કંઈક તીસરું જ થયું. એ ખબર નહતી પડતી.

**દાદાશ્રી :** ઠપકો આપે છે તેને હું જોઉં છું, કે આ ઠપકો બરોબર આપે છે કે નહીં તે.

**પ્રશ્નકર્તા :** તે પછી તારણમાં આ સમજાયું હતું કે આ ઠપકો આપે છે, ભૂલ કાઢે છે, પ્રતિક્રમણ કરે છે એ બધુંય એનું એ જ છે.

**દાદાશ્રી :** એનું એ જ છે.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા ખાલી લાઈટ આપે છે કે આ...

**દાદાશ્રી :** એ જુએ છે એટલું જ.

**પ્રશ્નકર્તા :** હા. એનો પ્રકાશ દેખાડે છે, બસ.

**દાદાશ્રી :** બધા માણસો એ પ્રકાશમાં આવી શકતાં નથી. એટલે થોડું થોડું આવતાં જાય રોજ રોજ, થોડું થોડું એમ કરતું કરતું વધતું જાયને ! પ્રકાશ એ બધું શ્રદ્ધામાં છે એમને. પણ ઉદય આવે ત્યારે પછી એ દર્શન થાય. ત્યાર પછી એને જ્ઞાન અનુભવમાં આવે. અનુભવમાં આવે ત્યાર પછી વર્તનમાં આવે. હજુ દર્શનમાં આવે છે. અનુભવમાં થોડીવાર વખતે આવે. ત્યારે એટલું વર્તનમાં આવે.

**પ્રશ્નકર્તા :** અમુક ટાઈમ એટલે ચોવીસ કલાકની કેટલી મિનિટો એની કેટલી સેકન્ડો, એમાં કેટલી સેકન્ડ આ દર્શન, જાગૃતિ રહેતી હોય ? અને તમે કહો છો નિરંતર રાખવાનું છે. એ બહુ થોડું રહ્યું તો એનો કંઈ હિસાબ જ નહીંને !

**દાદાશ્રી :** એ રહે નહીં, પણ આમ કરતાં કરતાં આગળ વધશે. નિરંતર આટલું લક્ષ રહે તોય બહુ થઈ ગયું !

## ચેતનભાવવાળું પુદ્ગલ !

આ આપણે પોતાને શુદ્ધાત્મા બોલીએ છીએને, એટલે આ બહારવાળો જે ભૌતિક ભાગ છે ને જેને પુદ્ગલ કહીએ છીએ, તે આ પુદ્ગલ શું કહે છે કે અમારું શું ? હવે તમે શુદ્ધાત્મા થઈ ગયા પણ મુક્ત નહીં થાવ, જ્યાં સુધી અમારો નિવેડો નહીં આવે ત્યાં સુધી તમે છૂટા નહીં થઈ શકો. એ શું કહે છે કે જ્યાં સુધી અમને અમારી મૂળ સ્થિતિમાં નહીં બનાવો, ત્યાં સુધી અમે તમને છોડવાના નથી. કારણ કે મારી મૂળ સ્થિતિને ખરાબ કરનારા તમે છો અને તમે અમને અમારી મૂળ સ્થિતિમાં મૂકી દો !

**પ્રશ્નકર્તા :** પણ એ તો મહીં આપણને કહે છે કે આ ચામડી છે. લોહી છે, હાડકાં છે, માંસ છે. આ પંચભૂતનું બનેલું છે એને અને અમારે શું ? ભઈ એનું શું કામ છે ?

**દાદાશ્રી :** નહીં, નહીં, નહીં. ચંદુભાઈ જીવતાં છે. તમે શુદ્ધાત્મા છો ને ચંદુભાઈ જીવતાં છે. આ ન્હોય લોહી-માંસ-પરૂનું ને બધાનું પૂતળું, આ જીવતું છે. નિવેડો લાવવો પડે એ તો !

**પ્રશ્નકર્તા :** અમે કોઈનું ખરાબ કરતા નથી, વ્યવસ્થિત છે એ પ્રમાણે થયા કરે.

**દાદાશ્રી :** ના, એવું ના ચાલે. આ શું કહે છે કે 'તમે' અમને ખરાબ કર્યાં છે, તમે અમને આ વિકૃત બનાવ્યા. અમે જે પુદ્ગલ ચોખ્ખા હતા, પ્યૉર હતા, શુદ્ધ હતા, તેના અમને અશુદ્ધ બનાવ્યા, ઈમ્પ્યૉર બનાવ્યા, વિકૃત બનાવ્યા તમે. 'આપણે' ભાવ કર્યા ત્યારે વિકૃત થયાને !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, પુદ્ગલને વળી, જડને સ્વકૃતિ શું ને વિકૃતિ શું ?

**દાદાશ્રી :** મહીં પાવર ચેતન છેને ! તમે જુદા ને આ પુદ્ગલ ચેતનભાવવાળું જુદું છે. પુદ્ગલમાં પાવર-ચેતન છે, સાચું ચેતન નહીં.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલને ખરાબ કોણે કર્યું ?

**દાદાશ્રી :** 'આપણે' ભાવ કર્યા તે જ ભાવકર્મ. એ જ પુદ્ગલ ઊભું થયું. જો ભાવકર્મ ના થયા હોત તો આ પુદ્ગલ ઊભું ના થાત. પુદ્ગલને કશું લેવા-દેવા નથી. એ તો વીતરાગ જ છે બિચારું. 'તમે' ભાવ કરો એટલે તરત એ પરિણામ પામી જાય. એટલે અશુદ્ધ પરમાણુ થયા છે, તેને શુદ્ધતાથી શુદ્ધ કરવાના છે એ પરમાણુને. બીજું કશું નહીં.

એટલે જેટલાં ડિસ્ચાર્જ બાકી છે એટલા અશુદ્ધ રહ્યા છે, તે ય અત્યારે તમારા જોઈ જોઈને જવા દેશો એટલે શુદ્ધ થઈને ચાલ્યા જશે.

## પરમાણુ શુદ્ધ કરવા પણ કઈ રીતે ?

આપણે શુદ્ધાત્મા તો થઈ ગયા, હવે આપણે કામ શું રહ્યું કે આ શું કહે છે ? ચંદુભાઈ શું કહે છે ? પુદ્ગલ કહે છે ભઈ, અમે તો ચોખ્ખા જ હતાં, તમે અમને આવાં રૂપમાં કર્યા, માટે અમને ચોખ્ખા કરી નાખો,

જેવાં હતાં તેવાં.

**પ્રશ્નકર્તા :** એટલે પુદ્ગલને ચોખ્ખું કરવાનું પાછું ?

**દાદાશ્રી :** હા, તે પેલું સમભાવે નિકાલ કરો ને એટલું પુદ્ગલ ચોખ્ખું થઈને ગયું.

**પ્રશ્નકર્તા :** એ જેમ આપણે ડિસ્ચાર્જનો સમભાવે નિકાલ કરતાં ગયા બધાં, એમ બધા પુદ્ગલના પરમાણુઓ પવિત્ર થઈ જાય ?

**દાદાશ્રી :** બસ, એ ચોખ્ખાં જ થઈ જાય. પવિત્ર નહીં, ચોખ્ખા ! પવિત્ર થયા ને અપવિત્ર થયા એમ નહીં, પણ પ્યૉર, એના મૂળ ફોર્મમાં !

**પ્રશ્નકર્તા :** બગડેલા પરમાણુ જે ચોખ્ખા કરીને આપવા પડે, એ કઈ રીતે ?

**દાદાશ્રી :** કોઈ ગાળો ભાંડે ને આપણે સમતા રાખીએ તે ઘડીએ બધા પરમાણુ ચોખ્ખા થાય છે.

**પ્રશ્નકર્તા :** પછી સમતા ના રહી તો એ પરમાણુ પાછાં અશુદ્ધ જ રહ્યા ?

**દાદાશ્રી :** ના રાખે તો એટલાં બગડ્યા.

**પ્રશ્નકર્તા :** ને પછી પ્રતિક્રમણ કરી લે તો ?

**દાદાશ્રી :** તોય બગડે.

**પ્રશ્નકર્તા :** પ્રતિક્રમણ કરીએ તો ધોવાઈ જાયને ?

**દાદાશ્રી :** કચરો રહે. સમતા જેવું ચોખ્ખું ના થાય ! આપણે જે જે આવે એને શુદ્ધ કરીને કાઢવાના. સામટું શુદ્ધ થાય નહીં. જેટલું આવે તેમ તેમ, દિવસ ઉગ્યે ને જેટલું આવે એટલું શુદ્ધ. એ પાંચ આજ્ઞાથી બધું શુદ્ધ થાય. ફાઈલોનો સમભાવે નિકાલ કરવાથી શુદ્ધ થઈ જાય બધું. શુદ્ધ સ્થિતિમાં ક્યારે મૂકાય કે એ ડિસ્ચાર્જ થતી વખતે એને 'જોઈને' જવા

દઈએ એટલે શુદ્ધ થયા. ચાર્જ કરતી વખતે રાગ-દ્વેષ કર્યા એટલે અશુદ્ધ થયા અને ડિસ્ચાર્જ કરતી વખતે 'જોઈને' જવા દો એટલે વીતરાગતાથી જવા દો એટલે શુદ્ધ થઈ ગયા.

**પ્રશ્નકર્તા :** દાદા, પણ પુદ્ગલને શું કરવું ? ખરી વસ્તુ તો આત્મા છે !

**દાદાશ્રી :** કશુંય નહીં. તમારો જ્ઞાયક સ્વભાવ છોડશો નહીં. શું થઈ રહ્યું છે એ જોયા કરો, જ્ઞેયને. પુદ્ગલ જ્ઞેય છે અને તમે જ્ઞાયક છો. મનમાં જે વિચારો આવ્યા એ બધાય જ્ઞેય છે અને તમે જ્ઞાયક છો. એ વિચારો સારા-ખોટા તમારે હવે જોવાનું રહ્યું નહીં. તમારે તો એને આ જ્ઞેય છે માટે જોવાના. એને જુઓ એટલે સ્વચ્છ થઈને પછી ઊડી જાય છે. એને શુદ્ધ કરવાની જરૂર. આપણે શુદ્ધ થયા પણ એને શુદ્ધ કરીએ, તો આપણે છૂટા થઈએ, બસ. એ ફાઈલો છે.

**પ્રશ્નકર્તા :** આપે શુદ્ધાત્મા બતાવ્યો, હવે એને બીજું તો કંઈ રહ્યું નહીં.

**દાદાશ્રી :** આપણું પોતાનું ના રહ્યું, પણ આ ગનેગારી રહીને આ પાછલી.

**પ્રશ્નકર્તા :** એ ભોગવી લઈશું, એ વાંધો નહીં. ઉદયમાં એવું કંઈ હોય તો ભોગવી લઈશું.

**દાદાશ્રી :** ના. ભોગવી લે, એવું એકલું ના ચાલે. ભોગવી લે, એ તો તમે ભોગવી લો. પણ તે પાછો ફરી એનો નિકાલ નહીં થાય, એનો નિવેડો નહીં આવે. ત્યારે એ શું કહે છે કે દરેક પુદ્ગલને 'જોઈને' કાઢો કે તમે જ્ઞાયક છો અને આ જ્ઞેય છે પુદ્ગલ. જો તમે જ્ઞાયક-જ્ઞેયનો સંબંધ રાખશો, ત્યારે જ્ઞેય છે તે સ્વચ્છ થઈ, ચોખ્ખા થઈને ચાલ્યા જશે. જ્ઞેય એટલે પુદ્ગલ. જે અસ્વચ્છ છે તે સ્વચ્છ થઈને ચાલ્યા જશે. એટલે જેટલા જેટલા સ્વચ્છ થઈને ગયા એટલી ફાઈલોનો નિકાલ થઈ ગયો. શુદ્ધ કર્યું એટલે પરમાણુ પછી વિશ્રસા થઈ જાય છે. સંવર રહે છે, બંધ થતો નથી.

વિશ્રસા તો આ જીવમાત્રને થાય છે જો કે, પણ એમને બંધ પાડીને વિશ્રસા થાય છે, જ્યારે અહીં બંધ પડ્યા સિવાય સંવરપૂર્વક વિશ્રસા થાય છે.

## સાબુય પોતે ને કપડું ય પોતે !

**પ્રશ્નકર્તા :** એ તો એ વખતે એને એમ તો વિચાર થાયને કે અત્યાર સુધી જે પુદ્ગલ છે એ 'હું છું' એમ માનીને ચાલ્યો તે ય મારી ભૂલ છે ભઈ, હવે હું ભૂલ સુધારું છું. અને તારી જોડે જ સંયોગ થયો તે મહેરબાની કરી ને હવે તું સંયોગ છોડ, આ સિવાય બીજું શું છે ?

**દાદાશ્રી :** ના, ના. એ શું છોડી આપે ? પાવર ચેતન બિચારું ! કઈ રીતે કેટલું કરે ? એ શું છોડવાનું હતું ? આપણા જોવાથી એ છૂટી જ જાય. તે એક-એક દોરો છૂટતો ગયો. તે પણ આવા લાખ દોરા હોય, તે લાખે ય છૂટતા જાય ને ફરી ના બંધાય. આપણે છૂટા થઈ ગયા. દોરો દોરાને ઘેર ગયો, આપણે આપણા ઘેર ગયા, એમાં શું બાકી રહ્યું ?

**પ્રશ્નકર્તા :** તો આપણે આ બધું બોલવાનું છે, એ આપણા પુદ્ગલને શુદ્ધ કરવા માટે જ બોલવાનું છેને ?

**દાદાશ્રી :** બધું પુદ્ગલને શુદ્ધ થવા માટે. હા, ત્યાં સુધી દશા પૂરી થશે નહીં. આપણને દાદાએ શુદ્ધ કર્યા, હવે આ પુદ્ગલનું શુદ્ધિકરણ બાકી છે. એનું અશુદ્ધ થતું બંધ થઈ ગયું. હવે અત્યારે એવું શુદ્ધિકરણ થાયને, તો એક અવતાર પૂરતું ચાલે એવું છે. આજ્ઞામાં રહીએ એટલે શુદ્ધિકરણ થયા કરે.

**પ્રશ્નકર્તા :** આ આખું સાયન્સ પુદ્ગલને શુદ્ધ કરવાનું છે ને ? આ આજ્ઞારૂપી જે પાંચ વાક્યો છે કે આ બધું જે વિજ્ઞાન, એ પુદ્ગલને શુદ્ધ કરવા માટે જ છે ને ? આત્માને કંઈ લેવા-દેવા નથી.

**દાદાશ્રી :** મૂળમાં તો પુદ્ગલને ય શુદ્ધ કરવાની (એટલે કરવાપણાની ક્રિયાની) આપણે કંઈ જરૂર નથી. આપણે જો આપણી જે શુદ્ધ દશા (જ્ઞાતા-દ્રષ્ટા) છે, એમાં અશુદ્ધિ (હું કરું છું) મનાય નહીં, તો

પુદ્ગલ તો શુદ્ધ થવાનું જ છે. પુદ્ગલ તો એની મેળે શુદ્ધ થયા જ કરવાનું !

**પ્રશ્નકર્તા :** પણ અશુદ્ધિ તો પુદ્ગલની જ છેને ?

**દાદાશ્રી :** વળી જગત કોઈ દહાડો પુદ્ગલને અશુદ્ધિ માનતું હશે ? જગત આખું આત્માની જ અશુદ્ધિ માને છે. આત્મા જ મારો પાપી છે, કહે છે. પુદ્ગલની અશુદ્ધિને ક્યાં લોક સમજે છે ? એ તમે સમજ્યા ? પુદ્ગલને જો ડખોડખલ ના થાય ને તો આ તો ચોખ્ખું જ થયા કરે પણ આ ડખોડખલ કરે છે. ડખો કરે ને પછી ડખલ થઈ જાય ! ડખોડખલ કરનારી કોણ ? તે અજ્ઞાન માન્યતાઓ.

**પ્રશ્નકર્તા :** આપ જે બોલો છો પુદ્ગલથી, હું સાંભળું છું.

**દાદાશ્રી :** અજ્ઞાનતા પુદ્ગલમાં હતી. આ શબ્દો એ આવરણ તોડી નાખે છે, શબ્દો ય પુદ્ગલ છે. મેલુ ય પોતે, સાબુ ય પોતે ને કપડું ય પોતે ને છેલ્લે પોતે ચોખ્ખો થઈ જાય છે.

## દાદા આપે સીધો ફોડ !

આ દાદા કહેનાર મળ્યા, બીજો મળે નહીં.

**પ્રશ્નકર્તા :** આ દાદાના સીધા ફોડ છે.

**દાદાશ્રી :** પણ આ સમજાતાં બહુ વાર લાગશે.

**પ્રશ્નકર્તા :** એ તો છેલ્લી વાત તો જુદી જ !

**દાદાશ્રી :** આ શબ્દો તો એના એ જ, પણ આ છેલ્લી વાત છે ! આ પદ્ધતિ ને રીત એક જ વાક્યમાં આવે એવું નથી. અને હું સમજી ગયો છું તે એક્ઝેક્ટ તે રીતે કહું છું, બેઠો બેઠો જોઈને. અને એ તમને સમજવા માટે કહું છું. અને આ તો જે જોઈ ગયો છું, તે હું તમને કહું છું. એટલે એ પોઈન્ટ સારાં સમજે છે, પણ હજુ તો મહીં બહુ સમજવાનું બાકી છે, ઘણું બાકી છે.

## જ્ઞાનખાણમાંથી ઊંચું રત્ન !

કોઈ વખત વાત નીકળી જાય, બહુ નોંધવા જેવી વાત હોય. આમ લાગે સહેલી સટ, પણ નોંધવા જેવી હોય એ વાત. એટલે અમેય કહીએ કે આ રત્નની ખાણમાં આ ઊંચું રત્ન નીકળ્યું.

**પ્રશ્નકર્તા :** હા, દાદા, બહુ સુંદર વાત કરી. બધો ગૂંચવાડો જ નીકળી ગયો. હમણાં આપની વાણી જે નીકળે છેને, તે એકદમ છૂટા પાડવાની જ વાત હોય છે અને છેલ્લા સાયન્સની વાત.

**દાદાશ્રી :** હા, છેલ્લું.

**પ્રશ્નકર્તા :** અહંકારનું સ્થાન, ઉત્પતિ, કઈ રીતે છૂટું પાડવું, પ્રજ્ઞા શું કરે, હવે એથી આગળ દાદા ફોડ પાડતા જાય છે.

**દાદાશ્રી :** સમજાઈ ગયું છેને ?

**પ્રશ્નકર્તા :** હા દાદા, તમે બહુ ચોખ્ખા ફોડ પાડી રહ્યા છો. દાદા હવે ના સમજીએ તો અમારા જેવા મૂર્ખા કોઈ જગતમાં ના કહેવાય.

**દાદાશ્રી :** નહીં. પછી જડશે જ નહીં આ...

**પ્રશ્નકર્તા :** ના જડે.

**દાદાશ્રી :** આવડા મોટા સમુદ્રમાં આ રત્ન ફરી જડશે નહીં, ખોવાઈ ગયું તો..

**પ્રશ્નકર્તા :** દાદા, મને તો આજે એવું થયા કરતું હતું કે અમે કેટલા મૂર્ખા છીએ ! અમને અમારું જ ચોખ્ખું કરવાની જરાય પડી નથી. દાદાને રાત-દહાડો અમારું ચોખ્ખું કરી આપવાની પડેલી છે.

**દાદાશ્રી :** ત્યારે બીજું શું ? અમારે ઈચ્છા એવી છેને કે અમારું કંઈ પણ કર્યું, અમને ચા પાઈ હોય એણે, એને લાભ થાઓ.

❖❖❖❖❖

# [૪]

# જ્ઞાન - અજ્ઞાન

## મૂળ ભેદ, જ્ઞાન-અજ્ઞાન તણો !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન અને અજ્ઞાન વચ્ચેનો બેઝિક તફાવત કયો છે ?

**દાદાશ્રી :** અજ્ઞાન એ પણ જ્ઞાન છે. અજ્ઞાન એ કંઈ બીજી વસ્તુ નથી. એવું કંઈ અંધારું નથી. એ ય પ્રકાશ છે પણ એ પર વસ્તુ બતાવનારો પ્રકાશ છે, વિશેષ પ્રકાશ, વિશેષ અજવાળું. બહારની વસ્તુ બતાવનારો પ્રકાશ છે. અને જ્ઞાન પોતાને પ્રકાશ કરે ને પારકાંનેય પ્રકાશ કરે, બન્નેયને પ્રકાશ કરે. અને અજ્ઞાન તો 'પોતે કોણ છે ?' એ જાણવા ના દે, અનુભવવા ના દે, અને જ્ઞાન તો પોતે પોતાને જાણવા દે.

તમને જે છે ને, એ જ્ઞાન પૌદ્ગલિક જ્ઞાન છે. એ એક પ્રકારનું જ્ઞાન ખરું પણ અજ્ઞાન. એટલે સુખ ના આપે અને સ્વભાવિકતા ના આવે.

જગતનું જે જ્ઞાન છે, એ તો એક પ્રાકૃતિક જ્ઞાન છે. એને અજ્ઞાન કહેવામાં આવે છે. પણ છતાંય અજ્ઞાનને ય પણ જ્ઞાન કહ્યું ભગવાને. આ જગતના લોકોને અજ્ઞાન છે, કઈ સાપેક્ષતાથી ? ત્યારે કહે, આત્માના જ્ઞાનના આધારે આ અજ્ઞાન. પણ જગતના લોકોને માટે તો એ જ્ઞાન જ કહેવાયને ! 'આ મારા સસરા છે' એ જ્ઞાન જ કહેવાય ને ! ના કહેવાય ?

કહેવાય, પણ એ પ્રાકૃતિક જ્ઞાન, બુદ્ધિજન્ય જ્ઞાન. એ વિશેષ જ્ઞાન છે અને મોક્ષને કામનું નથી, એ અપેક્ષાએ એને અજ્ઞાન કહ્યું, બાકી લોકોને અજ્ઞાન કહેવાય નહીં ને ! આપણે આ કોર્ટોમાં બધાં કેસ ચલાવીએ અને પછી આપણાથી એને અજ્ઞાન કહેવાય નહીં ને! પણ મોક્ષના હેતુ માટે આ અજ્ઞાન છે. બુદ્ધિને ય અજ્ઞાનમાં જ ઘાલી છે.

આત્મા પોતે જ જ્ઞાનસ્વરૂપ છે, બીજી કોઈ કલ્પેલી વસ્તુ નથી એ. અને જ્ઞાન કોઈ દહાડો અજ્ઞાન થતું નથી, જ્ઞાન જ્ઞાન જ રહે છે.

**પ્રશ્નકર્તા :** આવરણ આવે છે.

**દાદાશ્રી :** હા, આવરણ આવે તો વિશેષજ્ઞાન થાય છે. પણ તે જ્ઞાન જ્ઞાન જ હોય છે.

માટે મૂળ જ્ઞાન, શુદ્ધ જ્ઞાન હોય તો જ મોક્ષ છે અને શુદ્ધ જ્ઞાન એ જ આત્મા છે, એ જ મોક્ષ છે, એ જ સ્વભાવિક સુખ છે.

સંસારનું જ્ઞાન છે બધું એ વિશેષજ્ઞાન છે, પેલા મૂળ જ્ઞાનના આધારે આ અજ્ઞાન છે. પણ પછી સંસારી આને જ્ઞાન કહે અને આનું પાછું અજ્ઞાન જુદું. આ જ્ઞાનેય જેને ના આવડતું હોય તેનુંય પાછું અજ્ઞાન.

**પ્રશ્નકર્તા :** હા, બરોબર. આ પેલો દાખલો લઈએ આપણે કે કઢી બનાવતા તો આવડતું જ નથી, એનું અજ્ઞાન છે એને.

**દાદાશ્રી :** એને અજ્ઞાન કહ્યું. મૂળ તો આ પોતે જ અજ્ઞાન છે, પાછું એને જ્ઞાન કહ્યું. જો આ લોકોને પાઘડી પહેરવાનું ઠેકાણું છે ? ક્યાંની ક્યાં પાઘડી ઘાલી દે ! એનાં કરતાં આ લોકોને કહીએ, ભઈ, હવે પાઘડી પહેરવી નથી. અમે ચાલ્યા અમારે ગામ.

## છાંયો ના પડે એવો ઉજાશ !

**પ્રશ્નકર્તા :** તમે જે કન્ડિશન મૂકીને દાદા, કે અજ્ઞાન જાય તો જ્ઞાન થાય.

**દાદાશ્રી :** હા, અજ્ઞાન ફીટે તો જ્ઞાન થાય. અંધારાની ગમે તેટલી સ્લાઈસ પાડીએ તો એકુંય અજવાળાવાળી નીકળે ?! એ તો અંધારું જ નીકળે. લોકોએ આશાએ પાડ પાડ કરે છે સ્લાઈસીસ કે કંઈક અજવાળું નીકળશે. એટલે આનો મિનિંગ હોય જ નહીં એમાં. અજ્ઞાનતામાં જેટલી તમે સ્લાઈસો પાડી, એમાં જ્ઞાન ના હોય.

અને જ્ઞાન હંમેશાં સુખ આપે, અજ્ઞાન દુઃખ આપે. આમ જ્ઞાન-અજ્ઞાન બે ભેગા છે ત્યાં સુધી સંસારી છે.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાન ન જાય પણ છતાં જ્ઞાન થાય એવું બને ?

**દાદાશ્રી :** એવું બને નહીં. અંધારું ખસે નહીં ને અજવાળું થાય નહીં, જ્ઞાન અજવાળું હોય.

**પ્રશ્નકર્તા :** અમસ્તો દાખલો આપું છું. અહીં બેઠાં છીએ. અહીં અજવાળું છે, આ સામે અંધારું રહ્યું. એટલે અંધારું હોઈ શકે, અજ્ઞાન હોઈ શકે. અજ્ઞાન ભલે રહે પણ જો જ્ઞાન થાય તો આ અજ્ઞાનની કોઈ ઈફેક્ટ ના રહે.

**દાદાશ્રી :** જ્ઞાન એનું નામ કહેવાય કે અંધારું ઊભું જ ના રહે. આ પ્રકાશ એવો હશે વખતે, આમ કેરી ધરીએને કેરીનો અહીં છાંયો પડે, પેલામાં છાંયો ના પડે. પેલો પ્રકાશ એવો છે કે, છાંયો ના પડે કોઈનો. એટલે આમાં તમે આકાર બતાવી શકો કે જો પેણે અંધારું રહ્યું છે. પેલામાં ના રહે એવું, એ તો પ્રકાશ એટલે પ્રકાશ.

## જ્ઞાન લેનાર કોણ ?

**પ્રશ્નકર્તા :** તો પછી આ જે જ્ઞાન થાય છે, તે કોને થાય છે ? જડને તો થતું નથી !

**દાદાશ્રી :** જેને અજ્ઞાન છે, તેને થાય છે.

**પ્રશ્નકર્તા :** પણ અજ્ઞાનની સાથે ચૈતન્યતા છે.

**દાદાશ્રી :** ના. અજ્ઞાન છે તેને. એ કહે, 'હું', અજ્ઞાની છું એટલે, 'એને', જ્ઞાની બનાવી દે !

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન કોને લેવાનું હોય છે ?

**દાદાશ્રી :** જે ભૂલો પડ્યો હોય ને, તેને જ્ઞાન લેવાની જરૂર છે. કોણ ભૂલો પડ્યો છે તે ખોળી કાઢીએને તો જડી જાય આપણને. ભોગવે છે કોણ, એ ભૂલો પડેલો, ભોગવવાનું ગમતું નથી, એટલે ગુરુ ખોળે છે કે 'ભઈ, રસ્તો બતાડને ! મારે સ્ટેશન જવું છે. મારે જ્યાં જવું છે, ત્યાં જવાનો રસ્તો જડતો નથી.' જડ્યો કે ના જડ્યો તમને ? નથી જડ્યો ?

**પ્રશ્નકર્તા :** વાસ્તવિકતામાં અજ્ઞાનતા છે ખરી ?

**દાદાશ્રી :** વાસ્તવિકતામાં અજ્ઞાનતા હોય નહીં. રિયાલિટીમાં રિલેટીવ હોતું નથી. કેમ આમ પૂછવું પડ્યું ? વાસ્તવિક તો એનું નામ જ કહેવાય કે જ્યાં કશું જ ગોટાળિયું હોય નહીં કંઈ.

**પ્રશ્નકર્તા :** તો પછી આપણે આ જ્ઞાન આપી રહ્યા છીએ, તે કોને આપી રહ્યા છીએ ? શા માટે આપી રહ્યા છીએ ?

**દાદાશ્રી :** હા. આ જે જ્ઞાન આપી રહ્યા છે, ને તે જે ભૂલો પડ્યો છેને, તેને આપી રહ્યા છીએ. ભઈ, આમ નહીં, આમ ચાલ. એટલે સ્ટેશન પર જશે એટલે પ્રગટ થઈ જશે જ્ઞાન. વાસ્તવિકતામાં આવી જશે.

**પ્રશ્નકર્તા :** કોણ ભૂલો પડ્યો છે ?

**દાદાશ્રી :** એ જ, જે ભોગવે છે તે !

**પ્રશ્નકર્તા :** આપણે કહીએ છીએ કે સૌની અંદર આત્મા, પરમાત્મા છે. તો પછી એને જ્ઞાન પ્રાપ્ત કરવાનું કે આ ભૂલો પડવાનું કશું હોય ?

**દાદાશ્રી :** નહીં. એને કોઈ જરૂર જ નથી. પણ એ કહે કે 'મને હવે કશી જ જરૂર નથી' કાયમને માટે એવું બોલે, કાયમને માટે એવું હોય તો કશી જરૂર નથી. પણ એ તો પાછું બીજે દહાડે કહે છે, મને ચિંતા

થાય છે, મને ક્રોધ થાય છે, મને લોભ થાય છે. એટલે જે દુ:ખિયો છે, એને દુ:ખથી મુક્ત કરાવવા માટે કરીએ છીએ ! બાકી મુક્ત જ છો 'તમે' તો. પણ તમારી સમજણમાં, તમે દુ:ખિયા છો એ પેસી ગયું છે, ભૂત પેસી ગયું છે. ખાલી ભૂત છે, એ ભૂત જ કાઢવાનું છે.

આપણે અહીંયા આગળ રાત્રે સૂઈ ગયા હોયને અને દહાડે છે તે ભૂતની વાતો સાંભળી-વાંચી હોય, રાત્રે એકલાં સૂઈ ગયા હોય અને જોડેની રૂમમાંથી પ્યાલો ખખડ્યો, ઉંદરડાએ ખખડાવ્યો, એ આપણા મનમાં અસર સાડા બાર વાગે થઈ કે ભૂત આવ્યું. એટલે ભડકનાં માર્યા જોવા ય ના જઈએ. આખી રાત વેદન કર્યા કરીએ. અને સવારમાં વહેલાં ઊઠતાં જ ત્યાં તપાસ કરીએ ત્યારે તો ઉંદરડાએ કર્યું હોય.

એ ભૂત છ કલાક આટલું બધું હેરાન કરે છે. તો આ ભૂત પેઠેલું અનંત અવતાર હેરાન કરે, અજ્ઞાનતાનું ભૂત. બાકી નહીં તો તમે મુક્ત જ છો. તમને કોઈ બંધન છે જ નહીં.પણ તમને એવી અસર થવી જોઈએ. અનુભવ એવો થવો જોઈએ.

અને સબ સંત પુરુષો બતાતા હૈ. કૈસા બતાતા હૈ ? કાન બૂટી પકડો ! 'અરે ભઈ, આ તો મારો દમ નીકળી જાય છે. મારો હાથ દુ:ખે છે ને ! આમ પકડાયને સીધું,' તે સીધું ના પકડાવે. કારણ કે એણે વાંકું પકડેલું છે. અને મેં તો સીધું પકડેલું છે તે સીધું પકડાતી દેવડાવું. કારણ કે હું જોઈને બોલું છું. જગતના સંતો નીચે રહીને વિચારીને બોલે છે જ્યારે હું ઉપર રહી અને વગર વિચાર્યે આંખ્યો મીંચીને બોલું છું. કારણ કે બધું મારા અનુભવમાં આવેલું છે ને ઉપર ચઢેલો છું. ઉપર ચઢીને બોલું છું આ અને લોકો નીચે રહીને વર્ણન કરે છે. તેનો માર ખવડાવ્યોને બધો.

સાચો ભોમિયો મળ્યો હોત તો આ દશા જ ન હોત ને ! અને જપ કરાવ્યાં, તપ કરાવ્યાં, શાના હારુ મૂઆ આ બધું ખેતરાં ખેડાવડાવ્યા? ખેતરાં ખેડે એટલે પાછાં એનો દંડ, એનો જોવા-જાણવા આવવું પડે ને! પાછું ખાવા જવું પડે ને પાછું વાવવા જવું પડે ને નર્યું ઉપાધિ ઉપાધિ ને

ઉપાધિ. આધિ, વ્યાધિ, ઉપાધિથી મુક્ત એવો આત્મા, નિરંતર સમાધિ સ્વરૂપ!

## આમાં 'પોતે' કોણ ?

'પોતે' પોતાના અજ્ઞાનથી બંધાય છે. 'પોતે' પોતાના જ્ઞાનથી છૂટી જાય. 'આત્મા' તો જ્ઞાનવાળો જ છે, પણ 'આ' જો જ્ઞાનવાળું થાય, બેઉ છૂટાં પડી જાય.

**પ્રશ્નકર્તા :** તો તમે 'આને' જ્ઞાનવાળું કરો છો ?

**દાદાશ્રી :** હા, તો બીજા કોને ? પેલો તો આજેય જ્ઞાની જ છેને !

**પ્રશ્નકર્તા :** એટલે આવરણો જતાં રહે ?

**દાદાશ્રી :** આવરણો જતાં રહે, બસ. આ આવરણ છે એ ઊડી જાય, એટલે વ્યક્ત થાય. અવ્યક્ત છે તે વ્યક્ત થાય.

**પ્રશ્નકર્તા :** તો જ્ઞાની કોણ થાય છે, તમે જ્ઞાન આપો છો ત્યારે ?

**દાદાશ્રી :** અજ્ઞાની છે તે જ્ઞાની થાય છે. આત્મા તો જ્ઞાની જ છે.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાની કોણ છે ?

**દાદાશ્રી :** આ હું અને મારું, જે બંધાયેલો કહે છે ને, મને દુઃખ છે, એ અજ્ઞાની છે.

**પ્રશ્નકર્તા :** એટલે અશુદ્ધ ચેતનને તે ચેતન કરો છો, એવું થયું કહેવાય બીજી ભાષામાં ?

**દાદાશ્રી :** હા, અશુદ્ધ ચેતનને શુદ્ધ કરીએ છીએ. અશુદ્ધ ચેતન જે છે, તે પાછું મૂળ ચેતન નથી, પાવર ચેતન છે. એટલે એને અમે શુદ્ધ કરીએ છીએ. એ સંપૂર્ણ શુદ્ધ થાય તો બેઉ છૂટાં પડી જાય.

**પ્રશ્નકર્તા :** તમે શુદ્ધાત્મા બોલો એટલે પાવર ચેતન જે છે, એનો પાવર વધતો જાય ?

**દાદાશ્રી :** ના, જે ઊંધો પાવર હતો તે છત્તો થઈ જાય. જે અજ્ઞાન પાવર હતો એટલે ઊંધું કરતો હતો, એના કરતાં છત્તો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** ઊંધો પાવર કોને હોય છે ?

**દાદાશ્રી :** એ અહંકારને. આ અજ્ઞાની માણસ હોયને, તે બધું હોય તેને ઊંધું જ કરી આવે. અને અમે જ્ઞાન આપીએને, ત્યારે પછી કો'કે ઊંધું કર્યું હોય તેય છત્તું કરી આવે. કારણ કે એની સમજણ છત્તી થઈ ગઈ.

## અહંકાર કઈ રીતે ઓગાળવો ?

**પ્રશ્નકર્તા :** આત્મા સ્વભાવે કેવળજ્ઞાન સ્વરૂપે હોવા છતાં, વર્તમાનમાં અજ્ઞાની સ્વરૂપે કેમ વર્તે છે ?

**દાદાશ્રી :** એ લોકસંજ્ઞાથી વર્તે છે. સુખ શેમાં છે એ જાણતો નહીં હોવાથી ભૌતિકમાં, બહારની વસ્તુમાં સુખ માન્યું. એટલે અજ્ઞાન ઊભું થયું અને આત્મામાં જ સુખ છે, બહાર ખોળે નહીં, ત્યારે જ્ઞાન ઊભું થાય. એટલે બહાર ખોળતો બંધ થઈ જાય. આ તો પોતાના સ્વભાવમાં પાર વગરનું સુખ છે અને આ બહાર તો કલ્પિત છે. આપણે કલ્પના કરીએને તો થાય, નહીં તો ના ય થાય.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન સ્વરૂપ હોવા છતાં એ ભૂલ ક્યાં કરી બેઠો છે ?

**દાદાશ્રી :** ના, એ ભૂલ કરી નથી. એ કેવળજ્ઞાન સ્વરૂપ જ છે. આ તો વિજ્ઞાનથી અહંકાર ઊભો થઈ ગયો છે. એ તો પોતે મહીં જ છે. મહીં પોતે કેવળજ્ઞાન સ્વરૂપ જ છે. એ બગડે નહીં કે સુધરે નહીં. એમાં ફેરફાર ના થાય. જેમ આ સૂર્યની હાજરીથી આ લોકો કામ કરે એવી રીતે આ અંદર કામ ચાલી રહ્યું છે. આત્માની હાજરીથી આ બધું ચાલે છે. હવે એ તમારે અહંકાર બધો ઓગળી જાય, ખલાસ થઈ જાય એટલે પછી એ જ મુક્ત થાય પાછો.

**પ્રશ્નકર્તા :** અહંકાર ઓગાળવો કેવી રીતે ?

**દાદાશ્રી :** અહીં મારી પાસે આવો તો બે કલાકમાં ઓગાળી આપું. બધા બહુ જણને ઓગાળી આપ્યા.

## અજ્ઞાનનો પ્રેરક કોણ ?

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનથી જગત ઊભું થયું તો અજ્ઞાનનું પ્રેરણાબળ કોણ છે ?

**દાદાશ્રી :** સંયોગો.

**પ્રશ્નકર્તા :** અને જ્ઞાનનું પ્રેરણાબળ કોણ છે ?

**દાદાશ્રી :** જ્ઞાનનું કોઈ પ્રેરણાબળ છે જ નહીં આ જગતમાં. બધું સંયોગોથી થાય છે, સંયોગોથી અજ્ઞાન ઊભું થાય છે. સંયોગોથી જ્ઞાન થાય છે. ઓન્લી સાયંટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે આ.

## જગતનું અધિષ્ઠાન !

**પ્રશ્નકર્તા :** આ જગત અજ્ઞાનથી ઊભું થયું ?

**દાદાશ્રી :** હા, અજ્ઞાનથી. એય સ્વરૂપનું અજ્ઞાન ખાલી. જ્ઞાન વિશેષજ્ઞાન થાય છે, તેને જ અજ્ઞાન કહે છે.

**પ્રશ્નકર્તા :** આમાં ફોડ પૂછયો છે, કે અધિષ્ઠાન એટલે જેમાંથી વસ્તુ ઉત્પન્ન થઈ, જેમાં તે સ્થિર રહી અને જેમાં લય પામી તે. એ વ્યાખ્યાને અનુસરી જગતનું અધિષ્ઠાન સમજાવો.

**દાદાશ્રી :** આ બધું શેમાંથી ઊભું થયું છે ? એટલે વિભાવિક આત્મા, પ્રતિષ્ઠિત આત્મામાંથી ઊભું થયું છે ને એમાં પછી લય થાય છે ને એમાંથી પાછું ઉત્પન્ન થાય છે ને એમાં લય થાય છે. મૂળ આત્માને કશું લેવા-દેવા આમાં નથી. આત્માની ફક્ત વિભાવિક દૃષ્ટિ ઉત્પન્ન થઈ છે. એટલે બિલિફ બદલાયેલી છે. બીજુ કશું બદલાયેલું નથી. જ્ઞાનેય બદલાયેલું નથી ને ચારિત્રયે બદલાયું નથી. આત્માનું ચારિત્ર એક ક્ષણવાર બદલાતું નથી. ત્યાં નર્કમાં જાય છે ત્યાંય આત્મા એના પોતાના ચારિત્રમાં

રહે છે અને આ પ્રતિષ્ઠિત આત્મા એના નર્કના ચારિત્રમાં હોય છે. પ્રતિષ્ઠિત આત્મા એટલે પ્રતિષ્ઠા કરેલી વસ્તુ. 'આપણે' મૂર્તિમાં પ્રતિષ્ઠા કરીએ છીએ ને ? એ પ્રતિષ્ઠા ફળ આપે છે પછી, એક્ઝેક્ટનેસ કહેવાય.

સ્વરૂપનું અજ્ઞાન તેથી કરીને સ્વરૂપમાં કંઈ આઘુંપાછું થયું નથી. તારું 'હું'પણું બદલાયેલું છે. એ ગમે તે કો'કના ધક્કાથી બદલાયું કે એની વે (કોઈ પણ રસ્તે) બદલાયું. પણ બદલાયેલું છે એકઝેકટ. માટે એ 'હું'પણું એના મૂળ જગ્યાએ બેસી જાય એટલે થઈ ગયું. કશું છે જ નહીં આમાં. અસ્તિત્વ તો છે જ. પણ વસ્તુત્વનું તને ભાન રહ્યું નથી. માટે એ ભાન તારું આવી જાય તો તું તે જ રૂપે છું. આત્મા ફરી સમો કરવો પડતો હોત તો તો કોઈનો ય ના થાય. પછી આ તો લોકો એમ જાણે છે કે આ સમો કરીએ. એને સ્થિર કરીએ તો એની ચંચળતા જાય એ બધું આ ડખામાં પડી ગયા છે.

## બન્નેનું આદિ વિજ્ઞાન !

**પ્રશ્નકર્તા :** હવે આ જ્ઞાન કે અજ્ઞાન એ બન્નેનું આદિ કયું ?

**દાદાશ્રી :** બન્નેનું આદિ વિજ્ઞાન. મૂળ આત્મા, વિજ્ઞાનમય આત્મા. એમાંથી આ જ્ઞાન ને અજ્ઞાન, તડકો-છાંયડો બે શરૂ થઈ ગયા. એને સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ભેગા થયા એટલે ક્રોધ-માન-માયા-લોભ ઊભા થયા. તેમાં ક્રોધ ને માન એનાથી 'હું' થયું અને લોભ અને કપટથી 'મારું' થયું.

**પ્રશ્નકર્તા :** વ્યતિરેક ગુણો જે ઉત્પન્ન થયા એટલે અજ્ઞાન ઊભું થયું ?

**દાદાશ્રી :** વ્યતિરેક ગુણો એ જ અજ્ઞાન. તે ના હોય તો કશું છે નહીં. એ બેના ભેગા થવાથી ઊભું થયું.

**પ્રશ્નકર્તા :** વિજ્ઞાનમાંથી જ્ઞાન અને અજ્ઞાન કેવી રીતે ઊભું થયું ?

**દાદાશ્રી :** આ વિજ્ઞાન એટલે આત્મા. આ છ વસ્તુઓ ભેગી થઈ,

છમાં આત્મ ય છે, એ છ વસ્તુ સમસરણ થયા કરે છે, નિરંતર પરિવર્તન થયા કરે છે. એ પરિવર્તનમાં ભેગા થાય, તેનાથી આ વ્યતિરેક ગુણો બધા ઉત્પન્ન થયા.

એટલે આ છ વસ્તુઓ ભેગા થવાથી, વ્યતિરેક ગુણો ઊભાં થયા અને વ્યતિરેક ગુણોનો આ સંસાર છે બધો. છ વસ્તુઓ છૂટી પાડવાથી વ્યતિરેક ગુણો ઊડી જાય કે બધું ઊડી ગયું.

## અહંકારની ઉત્પત્તિ !

**પ્રશ્નકર્તા :** પણ આ અહંકાર ના હોત તો આત્મશોધ કેવી રીતે થાત? સાપેક્ષ તો ખરું ને કંઈક ?

**દાદાશ્રી :** એ ના હોત કે હોત, એ તો અજ્ઞાનતાનો સ્વભાવ છે કે અજ્ઞાનતા વગર અહંકાર ઊભો જ ના રહે. અજ્ઞાનતા હતી ત્યાં સુધી અમને ય અહંકાર હતો.

**પ્રશ્નકર્તા :** અહંકાર ક્યાંથી આવ્યો ને કોને આવ્યો ?

**દાદાશ્રી :** ક્યાંથી આવ્યો ને ક્યારે નહીં. આ જે ભોગવે છેને, તે અહંકાર છે.

**પ્રશ્નકર્તા :** કોને અહંકાર આવ્યો ?

**દાદાશ્રી :** જેને અણસમજણ તેને. અજ્ઞાનને અહંકાર આવ્યો.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાન કોનું ?

**દાદાશ્રી :** બે વસ્તુ. અજ્ઞાન અને જ્ઞાન. જ્ઞાન એટલે આત્મા અને અજ્ઞાન એટલે અનાત્મા. તેને અહંકાર આવ્યો, અજ્ઞાનને. એટલે અહંકાર આવ્યો તેનું આ બધું ઊભું થઈ ગયું. તે રાત-દહાડો ચિંતા-ઉપાધિઓ, સંસારમાં ના ગમે તોય પડી રહેવું પડેને, ક્યાં જાય તે ? ક્યાં જવાય ? ત્યાં ને ત્યાં જ. એટલે અહીં ખાટલામાં સૂઈ રહેવાનુંને, ઊંઘ ના આવે તોય ?

**પ્રશ્નકર્તા :** અહંકાર ક્યાંથી ઉત્પન્ન થયો ?

**દાદાશ્રી :** અહંકાર એ જ અજ્ઞાનને. અજ્ઞાન ને જ્ઞાન બે જુદી વસ્તુ છે. આપણે અહીં આગળ અત્યારે એક, મોટા શેઠ આવ્યા છે, એ શેઠ બહુ સુંદર વાતોચીતો કરે, પણ કો'કે અડધો રતલ બ્રાન્ડી પાઈ દીધી એમને, પછી એ વાત કેવી કરે ?

**પ્રશ્નકર્તા :** બ્રાન્ડીનો સંયોગ થયો, એટલે બીજી વાત ફરી.

**દાદાશ્રી :** ના, આ સંયોગ ભેગા થયા છેને, એટલે બધું આ ઊભું થયું. જ્ઞાન સ્વરૂપને સંયોગ ભેગો થયો એટલે આ ભ્રાંતિ ઉત્પન્ન થઈ. જેમ પેલો શેઠ એમ કહે છેને કે હું તો વિજયશ્રીજી મહારાજા છું, આમ છું, તેમ છું, બોલે....

**પ્રશ્નકર્તા :** દાદા, તો જ્ઞાન ક્યાંથી ઉત્પન્ન થયું ?

**દાદાશ્રી :** જ્ઞાન તો ઉત્પન્ન હોય જ નહીંને ! જ્ઞાન તો પરમેનન્ટ વસ્તુ છે. બહારની વસ્તુઓને લઈને અજ્ઞાન ઊભું થયું, જેમ પેલો દારૂ પીધોને, સંયોગથી. એટલે પછી આ બધા સંયોગોથી છૂટી જાય તો બધું મુક્ત થાય.

**પ્રશ્નકર્તા :** ભાવ કર્યો તો તે અજ્ઞાનનો સંયોગ થયોને એને ?

**દાદાશ્રી :** ભાવનો કશો સવાલ નથી. અજ્ઞાનનો સંયોગ નથી ભેગો થતો. બીજા સંયોગો ભેગા થાય છે. પેલો દારૂ પીધોને ? અજ્ઞાનતા એ જ અહંકાર જ છે.

**પ્રશ્નકર્તા :** આત્મા તો મૂળ પ્રકાશ છે, અનંત શક્તિવાળો છે, તો એને આ અહંકાર ક્યાંથી આવી જાય છે ?

**દાદાશ્રી :** એને ક્યાં આવી જાય છે ? અજ્ઞાનતા એ જ અહંકાર છે.

**પ્રશ્નકર્તા :** આવરણ આવે તોય વાંધો શું છે ? એ પોતે તો જાણે જ છેને કે હું પ્રકાશ છું.

**દાદાશ્રી :** એમાં દહાડો વળે નહીંને, અહંકારને શો લાભ ?

અહંકારને ગળ્યું લાગે નહીં ત્યાં સુધી એ કહે નહીં કે આ સાકર છે. એટલે અહંકારનો નિવેડો કરવાનો છે. આત્માનો તો નિવેડો થયેલો જ છે.

## જ્ઞાન, સ્વ-પર પ્રકાશક !

**પ્રશ્નકર્તા :** આત્માની અનૂભુતિ તમને થઈ, આત્માનું જ્ઞાન થયું. હવે બીજાને તમે આત્માનું જ્ઞાન આપો છો. કારણ કે દાદા પોતે આત્મજ્ઞાની છે ને ! બીજાને આત્મા અજ્ઞાની જાણીને આપો કે જ્ઞાની જાણીને આપો ?

**દાદાશ્રી :** અજ્ઞાની જાણીને.

**પ્રશ્નકર્તા :** આત્મા તો વ્યાપક છે, એકરૂપ છે.

**દાદાશ્રી :** ના, એ આત્માને અમે જોઈએ ખરાં ને અજ્ઞાનીને ય જોઈએ. બન્નેને જુદાં જોઈએ. જેને ક્રોધ-માન-માયા-લોભ બળતરા છે એ અજ્ઞાની અને બળતરાં નથી, એનું નામ જ્ઞાની.

**પ્રશ્નકર્તા :** એટલે કે આ અજ્ઞાનના જ્ઞાનને પણ જાગૃતિ જાણે છે, એટલે એ બન્નેનો દ્રષ્ટા બને છે જ્ઞાની, અજ્ઞાનના જ્ઞાનનો અને જ્ઞાનના જ્ઞાનનો ?

**દાદાશ્રી :** બન્નેનો. જ્ઞાની બન્નેને જાણે. સ્વ-પર પ્રકાશક. સ્વ એટલે જ્ઞાનને જાણે અને પર એટલે અજ્ઞાનને જાણે, સ્વ-પર પ્રકાશક પોતે છે. એટલે એમાં કશું ખામી નથી રહેતી. અને અજ્ઞાની પરને એકલાને જ પ્રકાશ કરે, એ સ્વને પ્રકાશ ના કરે.

## જ્ઞાન હોય સહજ, વિચારેલું નહિ !

વિચારવાથી, જે જે કંઈ વિચારીને કર્મ કરવામાં આવે એ બધું અજ્ઞાન ઊભું થાય અને નિર્વિચારથી જ્ઞાન થાય. એ સહજ હોય ! વિચારેલું એ જ્ઞાન ગણાય નહીં. વિચાર એટલે એ બધું મડદાલ જ્ઞાન કહેવાય અને આ સહજ એ વિજ્ઞાન કહેવાય. એ ચેતન હોય, કાર્યકારી હોય. અને પેલું વિચારેલું બધું અજ્ઞાન કહેવાય, જ્ઞાન કહેવાય નહીં અને ક્રિયાકારી ના હોય, પરિણામ ના પામે. પછી કહે કે હું જાણું છું પણ થતું નથી, હું જાણું

છું પણ થતું નથી. એની મેળે ગાયા કરે. એવું કંઈ સાંભળેલું તમે કોઈ માણસ બોલતો હોય એવું ?

**પ્રશ્નકર્તા :** ઘણાં ય બોલતા હોય છે.

**દાદાશ્રી :** બધા ય આ બોલે, આ જ બોલે છે. જાણેલું અવશ્ય થવું જ જોઈએ અને ના થાય તો જાણવું કે એણે જાણ્યું જ નથી. અને વિચારેલું જ્ઞાન એ જ્ઞાન ના કહેવાય. એ તો જડ જ્ઞાન કહેવાય. જડ વિચારોથી જે ઉત્પન્ન થાય એ તો જડ છે. વિચારો જ જડ છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન આ સહજ રીતે જે આવતું હશે કે સહજ રીતે થતું હશે એનું શું કારણ ?

**દાદાશ્રી :** એને બધું આગળ છે તે બીજા ભવોનો બધો માલ ભરેલોને, તે બધો સમજી સમજીને ભરેલો. તે સહજ રીતે ઉત્પન્ન થાય. સમજીને-જાણીને મહીં ભરેલો. વિચારે કરીને જાણેલું એ કામ લાગે નહીં. પછી સમજીને ભરેલું હોય તો કામ લાગે.

**પ્રશ્નકર્તા :** તે આ સમજીને ભરેલું હોય તો એ સહજમાં આવી જાય.

**દાદાશ્રી :** સહજમાં આવે તો જ એ વિજ્ઞાન કહેવાય, નહીં તો વિજ્ઞાન જ ના કહેવાય.

## જરૂરી છે 'બંધનનું જ્ઞાન' થવું !

હજુ તો બંધનમાં આવ્યો છું એવું જાણતા નથી. 'હું બંધનમાં છું' એ જાણે ત્યારે જાણવું કે આ માણસ કંઈક ઊંચી સમજણશક્તિ ધરાવે છે. બંધનમાં આવ્યો છું એમ જાણે, ત્યારથી જ છે તે મુક્તિની આરાધના કરે. નહીં તો કરે નહીંને ! આ તો નથી બંધનમાં આવ્યો, નથી મુક્ત થયો.

નથી ભલીવાર આમાં આવ્યો, નથી આમાં આવ્યો. ના સંસાર રૂડો દેખાયો, સંસારમાં પાર વગરની આધિ-વ્યાધિ ને ઉપાધિ અને ના મોક્ષમાર્ગની વાત થઈ !

આ હિન્દુસ્તાનમાં એક પણ માણસ જ્ઞાન તો ભલે બાજુએ રહ્યું, પણ અજ્ઞાન જાણી શકે, તેના હું દર્શન કરવા તૈયાર છું. કોઈ અજ્ઞાન પણ સંપૂર્ણ જાણી શક્યો નથી હજુ. કારણ કે અજ્ઞાન જે સંપૂર્ણ જાણે, તે સામે કિનારે જ્ઞાનને સમજી જાય. જેમ ઘઉંને જાણે એ કાંકરાને સમજી જાય અગર કાંકરાને જાણે એ ઘઉંને ઓળખી જાય. બેઉ શીખવું ના પડે, એક જ શીખવું પડે.

પૌદ્‌ગલિક જ્ઞાનને અજ્ઞાન કહેવાય છે અને આત્મજ્ઞાનને જ્ઞાન કહેવાય છે. તે જો પુદ્‌ગલનું બધું જ્ઞાન ના હોય તો આત્માનું જ્ઞાન થાય નહીં. કારણ કે ભૂલ-થાપ ખઈ જાય. એટલે બેને નિર્ભેળ કરવાં માટે બન્ને જ્ઞાન જોઈએ. આત્મા એકલો નિર્ભેળ બની શકે નહીં. જો પુદ્‌ગલનું જ્ઞાન ના હોય તો પછી થોડો ભેળસેળવાળો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** જે કારણે આપણે જગતમાં આવ્યા એ જ કારણ આપણને મોક્ષે નહીં લઈ જાય ?

**દાદાશ્રી :** ના. જગતમાં લાવનારું કારણ જુદું હતું. આ કારણ જુદું. જગતમાં લાવનારું કારણ એ અજ્ઞાનતા હતી અને જ્ઞાનથી આ બાજુ મોક્ષે જઈએ. અજ્ઞાનથી જગત ભણી ચાલ્યા, હવે જ્ઞાનથી આ બીજી બાજુ એટલે મોક્ષે જઈએ. એટલે અજ્ઞાનથી જેટલું ચાલ્યા'તા એટલું બધુંય પાછું ફરવું પડશે, જો ચાલ્યા ના હોત તો ફરવું ના પડત પાછું. તે જે જે ખાંચામાં ફરી આવ્યા તે બધા ખાંચામાં રહીને પાછું આવવું પડશે. એટલે અજ્ઞાનથી ઊભું થયું'તું આ જગત, પોતાના સ્વરૂપનું અજ્ઞાન. 'હું કોણ છું' એ ભૂલી ગયો, એનું ભાન જતું રહ્યું. હવે 'હું કોણ છું' એવું ભાન કરાવીએ એટલે છૂટું થતું જાય.

## માયાનું સાચું સ્વરૂપ !

**પ્રશ્નકર્તા :** માયા એટલે શું ?

**દાદાશ્રી :** માયા એટલે જે વસ્તુ જેવા સ્વરૂપે છે તેવા સ્વરૂપે નહીં દેખાતાં, જુદાં જ સ્વરૂપે દેખાય, આપણને ભૂલાવામાં નાખી દે. એને એક

શબ્દમાં કહેવાય કે માયા એટલે નિજ સ્વરૂપની અજ્ઞાનતા. આ બધું અજ્ઞાનને લઈને માયા દેખાય છે. સ્વરૂપનું અજ્ઞાન છે માટે માયા ઊભી થઈ છે. સ્વરૂપનું અજ્ઞાન ગયું એટલે માયા ગઈ. બાકી મૂળ સ્વરૂપે નહીં દેખાતા અન્ય સ્વરૂપે દેખાય, એનું નામ માયા. આ પુદ્‌ગલ મૂળ સ્વરૂપે આવું નથી. પુદ્‌ગલ મૂળ સ્વરૂપે બહુ સુંદર સારું છે, પણ એ તો અન્ય સ્વરૂપે દેખાય છે પુદ્‌ગલ.

માયા દર્શનીય નથી, એ ભાસ્યમાન પરિણામ છે. માયા એટલે અજ્ઞાનતા, બીજું કશું જ નહીં.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનતાના હિસાબે જ માયાને ?

**દાદાશ્રી :** માયા ઊભી રહી છે અજ્ઞાનતાને લીધે. એટલે માયા કોઈ વસ્તુ નથી, અજ્ઞાનતા જ મુખ્ય વસ્તુ છે. એનું ફાઉન્ડેશન અજ્ઞાનતા છે. આખા જગતનું ફાઉન્ડેશન જ અજ્ઞાનતા છે.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનતાનું ફાઉન્ડેશન અહંકાર ગણાય ?

**દાદાશ્રી :** ના, અહંકાર નહીં, અજ્ઞાનતા જ ફાઉન્ડેશન. રૂટ કોઝ અજ્ઞાનતા જ છે. ભલેને ગમે એટલો અહંકાર હોય તેનો વાંધો નથી, પણ અજ્ઞાન જાય એટલે બધુંય ગયું.

**પ્રશ્નકર્તા :** આપે એમ કહ્યું કે માયા દર્શનીય નથી અને ભાસ્યમાન છે, એટલે શું ?

**દાદાશ્રી :** ભાસ્યમાન એટલે ખાલી ભાસે છે એટલું જ છે, એ દર્શનીય નથી.

**પ્રશ્નકર્તા :** દર્શનીય નથી એટલે શું ?

**દાદાશ્રી :** એ દેખાતી નથી. દેખાય છે એવું લાગે છે, ભાસે જ છે ખાલી !

**પ્રશ્નકર્તા :** આ પુદ્‌ગલ બધું દેખાય છે એ શું માયા નથી ?

**દાદાશ્રી :** માયા જુદી વસ્તુ છે. પુદ્ગલને ને માયાને લેવા-દેવા નથી. માયા તો એક પ્રકારની માન્યતા છે. લોકોએ માન્યતા કરી છે એટલે તે ભાસ્યમાન થાય છે કે આ ભગવાનની માયા છે. બાકી ભગવાનની માયા હોય નહીં. આ તો અજ્ઞાનતા જ છે ખાલી ! માયા ઉપર તો લોકોએ કેવડાં કેવડાં મોટાં સ્વરૂપ લખ્યાં ! બહુ બહુ લખાયું, આ માયાએ તો લોકોનું તેલ કાઢી નાખ્યું છે ને ! માયા કેટલી જબરી છે પણ એનું રૂટ કોઝ શું ? અજ્ઞાનતા. અજ્ઞાનતા જાય એટલે બધું જાય !

મુખ્ય વસ્તુ સ્વરૂપની અજ્ઞાનતા એટલે જ માયા અને એ અજ્ઞાનતા જાય એટલે પછી જેમ છે તેમ દેખાય. બસ, એ અજ્ઞાનતાથી ઊંધું દેખાય છે.

## યથાર્થ સ્વરૂપ અજ્ઞાન તણું !

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનનું સ્વરૂપ શું છે ને ક્યાંથી આવે છે ?

**દાદાશ્રી :** 'ચંદુભાઈ' 'તમારું' નામ પાડ્યું અહીં આગળ ને 'તમે' માની લીધું પાછું. 'ચંદુભાઈ' નામ ખોટું નથી. 'ચંદુભાઈ' તો ઓળખવા માટેનું સાધન પણ તમે માની લીધું એ અજ્ઞાન. રોંગ બિલિફ કહેવાય એ. પછી આ છોકરાનો ફાધર થઉં, આનો મામો થઉં, આનો કાકો થઉં, આનો ફૂવો થઉં, આનો દાદો થઉં, આ કેટલી રોંગ બિલિફો બેઠી છે, બોલો ?

હવે આ રોંગ બિલિફો એ અજ્ઞાનનું આખું સ્વરૂપ. આપણે રોંગ બિલિફોમાં પડ્યા છીએ. આપણને શેની જરૂર છે ? રોંગ બિલિફો દુઃખદાયી થઈ પડી, એટલે આપણે સુખ ખોળીએ છીએ. કારણ કે મૂળ આપણો સ્વભાવ સુખીયો છે. એટલે મૂળ સ્વરૂપમાં આવીએ ત્યારે પાછું સુખ થાય. આ રોંગ બિલિફ એટલે આડા ચાલ્યા આપણે. એટલે આ રોંગ બિલિફોને અમે ફ્રેક્ચર કરીએ અને રાઈટ બિલિફ બેસાડીએ. રાઈટ બિલિફને સમ્યક્ દર્શન કહે છે. અને સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન, સમ્યક્ ચારિત્ર એનાથી મોક્ષ છે. સમ્યક્ દર્શન એટલે આ જે વાંકું જુઓ છો એ અમે સીધું દેખાડી દઈએ, દૃષ્ટિફેર કરી આપીએ. અજ્ઞાનનું સ્વરૂપ આપને સમજાયું બરોબર ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** હવે એની સામી બાજુ જ્ઞાનનું સ્વરૂપ. ઉત્તર-દક્ષિણ જેમ સામસામી છે એવું એની સામે, જ્ઞાનનું સ્વરૂપ આ છે.

તમે ચંદુભાઈ એમ, તમે તો તમારી મેળે જાણો ને ?

**પ્રશ્નકર્તા :** કોઈએ કીધેલું.

**દાદાશ્રી :** ના, પણ કીધેલા જ્ઞાનને શું કરવાનું, જાણેલું જ્ઞાન હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** દાદા પણ કીધેલું તે સાચું જ કીધેલું હોય ને !

**દાદાશ્રી :** એમની ઉપર વિશ્વાસ એટલે જ ને ! આ કીધેલા જ્ઞાનથી જગત ચાલે છે અને જાણેલા જ્ઞાનથી મોક્ષે જવાય છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન એટલે જે ફક્ત જાણેલું તે જ્ઞાન કહેવાય ?

**દાદાશ્રી :** બસ, આપણે ખરેખર જે છીએ, શુદ્ધાત્મા છીએ એ જાણેલું, અનુભવેલું હોય એ જ્ઞાન.

**પ્રશ્નકર્તા :** બાકી બધું કીધેલું જ ?

**દાદાશ્રી :** કીધેલું જ્ઞાન. તમારું નામ ચંદુભાઈ, એ ક્યાંથી તમે જાણી લાવ્યા ? શી રીતે એનો તાળો મલ્યો ? ત્યારે કહે, ફોઈએ પાડેલું. બસ, એટલું જ જાણે એ, એટલે કીધેલું જ્ઞાન આ.

**પ્રશ્નકર્તા :** ને પેલું અનુભવેલું.

**દાદાશ્રી :** અનુભવેલું જ્ઞાન એ મોક્ષે લઈ જાય અને આ કીધેલું જ્ઞાન સંસારમાં રખડાવે.

## આધાર આપે અજ્ઞાનને...

મૂળ તો અનાથ અને પાછો ટેકો દે, પોતે જ આધાર કરે. આધારી

થાય અને અજ્ઞાનને આધાર 'પોતે' આપે. હું જ ચંદુલાલ, મને ના ઓળખ્યો? અલ્યા મૂઆ, એને શું કામ આધાર આપે છે ? અજ્ઞાન છે આ તો ! એને આધાર આપ આપ કરે છે. અને આપણને આ જ્ઞાન પ્રાપ્ત થયું તો નિરાધાર થયું કે પત્યું.

આ જગત આધાર આપીને ઊભું રહ્યું છે. પોતે જ આધાર આપે છે. જો આધાર ના આપે, તો આ જગત પડી જાય.

આ જ્ઞાન મળ્યા પછી 'હું'પણું 'હું'માં બેસી ગયું. એટલે અજ્ઞાન નિરાધાર થયું, એનો આધાર ખસી ગયો. એટલે પછી અજ્ઞાન પડી જાય. આધારને લીધે આ બધું ઊભું રહ્યું છે.

જે અજ્ઞાન નિરાધાર થયું, તેને આપણે આધાર આપતા'તા કે હું ચંદુભાઈ છું, હું શાહ છું, હું જૈન છું, હું ફલાણા છું, હું ફલાણા છું. હું સિત્તેર વર્ષનો, સાંઈઠ વર્ષનો છું, પચાસ વર્ષનો છું, બધું વરસો ય પોતાના છે. તે આધાર આપતા'તા. તે આધાર બધો નિરાધાર થઈને પડી ગયો, એની મેળે. આ અજ્ઞાન અને ભ્રાંતિ બધી આધાર આપીને ઊભી રાખેલી છે આપણે. જ્ઞાન આપ્યું એટલે મેં કહ્યું, આધાર છોડી દો. એટલે નિરાધાર થઈને પડી જાય બધું.

**પ્રશ્નકર્તા :** પછી એકલો આધાર તો આત્મા જ રહે ને ?

**દાદાશ્રી :** નહીં. 'પોતે' જ રહ્યા પછી. આપણે કોઈ ચીજના આધાર આપનારા રહ્યા જ નહીં. પહેલા તો આધાર આપનાર હતાને, માટે ભ્રાંતિ હતી. હવે આધાર આપનારા ગયા. નિરાધાર થયું બધું, પડ્યું સડસડાટ ! એટલે અજ્ઞાન નિરાધાર થયું એટલે અજ્ઞાન પડ્યું. એટલે રહ્યો પ્રકાશ એકલો જ, તે પાછો સ્વ-પર. તમારી જાતને ય પ્રકાશ કરે ને ચંદુભાઈને શું શું થયું છે, તે ય પ્રકાશ કરે. પરનો પ્રકાશે ય કરે ને પોતાની જાતને ય પ્રકાશ કરે, જ્ઞાન પ્રકાશ ! ધન્ય છેને વીતરાગ વિજ્ઞાનને !

## ફેર છે ભ્રાંતિ ને અજ્ઞાનમાં !

**પ્રશ્નકર્તા :** ભ્રાંતિ અને અજ્ઞાનમાં ફેર ખરો ?

**દાદાશ્રી :** બહુ ફેર, ભ્રાંતિ અને અજ્ઞાનમાં.

**પ્રશ્નકર્તા :** ભ્રાંતિ કોને કહી ? અજ્ઞાન કોને કહેવાય ?

**દાદાશ્રી :** અજ્ઞાનમાંથી જન્મ પામેલી એનું નામ ભ્રાંતિ. અજ્ઞાનમાંથી બહુ ચીજો જન્મ પામે, એમાં એક ફણગો આ ભ્રાંતિનો પણ ફૂટે.

**પ્રશ્નકર્તા :** જરા એને દાખલો આપીને સમજાવોને !

**દાદાશ્રી :** ભ્રાંતિ તો આપણે જ્ઞાન લીધેલું હોય ને, તેને ભ્રાંતિ ના હોય. પણ એને ય જો આટલી બ્રાંડી પી લીધી તો ભ્રાંતિ ઊભી થઈ જાય. ન થઈ જાય ?

**પ્રશ્નકર્તા :** હા, થઈ જાય.

**દાદાશ્રી :** તેથી કંઈ અજ્ઞાન થઈ ગયું કહેવાય નહીં. પણ 'હું ચંદુભાઈ છું' એવું બોલે પછી ? પછી એ કહે કે, 'મેં જ કર્યું છે આ. લ્યો, થાય એ કરી લો. બોલે કે ના બોલે ? એ ભ્રાંતિ કહેવાય. લોકો કહે, એને ભ્રાંતિ થઈ ગઈ છે. અજ્ઞાનમાંથી ઊભી થનારી ચીજ છે એ.

**પ્રશ્નકર્તા :** આ તો ભ્રાંતિ ને અજ્ઞાનનો તફાવત પૂછતો હતો.

**દાદાશ્રી :** એમાં ભ્રાંતિ એ તો અજ્ઞાનનો એક ભાગ છે. એમાંથી જ્ઞાન થતાં થતાં તો બહુ વાર લાગે. એ ભ્રાંતિ જાય તોય અમુક ભાગ ઓછો થયો કહેવાય અજ્ઞાનનો. તે હવે ભ્રાંતિ ગઈ એ કંઈ જ્ઞાન થયું નહીં. તમને તો ફક્ત 'હું શુદ્ધાત્મા છું' તે એક પ્રતીતિ જ બેઠી. હવે જ્ઞાન થવા માટે બીજાં સાધનો ભેગા થઈને જ્ઞાન થશે. આ સમ્યક્ દર્શન થયું આ. હવે સમ્યક્ જ્ઞાન થવા માંડ્યું. માર્ગ આ છે. આ તો તમને ઠોકી બેસાડેલું એક વાક્ય ચાલે નહીં. એ જ હિંસા કહેવાય ને ! કોઈ વસ્તુને ઠોકી બેસાડવી એ તો હિંસા કહેવાય.

માન્યતાઓ સાચી હોય કે ખોટી, બેઉ જાતની હોય અને દર્શન સત્ય જ હોય.

**પ્રશ્નકર્તા :** માનેલું જ્ઞાન અને જાણેલું જ્ઞાન, એ બેમાં ફેર શું ?

**દાદાશ્રી :** જાણેલું જ્ઞાન અનુભવેલું. અને માનેલું એટલે સાકર ગળી છે, એવું તું માનું પણ એને ગળી એટલે શું સમજું ? અને જાણેલું એટલે તારે ફરી પૂછવું જ ના પડે. સાકર લાવે અત્યારે ? અનુભવ કરવો છે ? કરી જોને, સાકરનો અનુભવ કરી લીધો છે ? ત્યારે વાંધો નહીં. એ માનેલીનો, અનુભવ નહીં કરેલો ? 'સાકર ગળી છે' એ માન્યું અને પેલું જાણ્યું એ અનુભવેલું.

## શું જ્ઞાન આવેલું જતું રહે ?

**પ્રશ્નકર્તા :** સમજણ ને જ્ઞાન આવી અને પાછું જતું રહે ?

**દાદાશ્રી :** જતું રહે એ જ્ઞાન ના કહેવાય. સમજણ આવીને જતી રહે પણ જ્ઞાન જતું ના રહે.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનતા અને ગેરસમજણ એક જ વસ્તુ છે કે જુદી ?

**દાદાશ્રી :** ગેરસમજ એ તો ઊભી થાય. પછી સમજથી નીકળી જાય. પણ અજ્ઞાનતા જાય નહીં. ગેરસમજની આંટી તો પડી, તે પાછી આંટી ઉકલી જાય. એ તો આપણને કોઈક આંટી કાઢી આપે. પણ અજ્ઞાનતા તો જ્ઞાની પુરુષ વગર જાય નહીં.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાન કેવી રીતે નીકળે શકે ?

**દાદાશ્રી :** જ્ઞાની પાસે ગયા એટલે અજ્ઞાન નીકળે. જો જ્ઞાની પાસે ગયા આપણે અને આપણું અજ્ઞાન નીકળી ના જાય તો એ જ્ઞાની જ ન્હોય. એ એની સાબિતી છે. એટલે એવું કહ્યું છે ને, જ્ઞાન જ્ઞાની પાસેથી જ પ્રાપ્ત થવું જોઈએ !

**પ્રશ્નકર્તા :** આ બધાનું મૂળ અજ્ઞાન છે કે મોહ છે ?

**દાદાશ્રી :** એ અજ્ઞાનમાંથી જ મોહ કહેવાય છે. એ અજ્ઞાન જેટલું ઓછું થાય છે ને એટલો મોહ ઓછો થયો કહેવાય. મૂળ અજ્ઞાન છે,

અંધારું ઘોર. પછી એના વિભાજન છે મોહ ને એ બધું તો.

આત્મજ્ઞાન થાય ત્યારથી મોહના અંશો ઓછા થાય છે પણ આત્મજ્ઞાનના કંઈ અંશો હોતા નથી. આત્મજ્ઞાન સર્વાંશ છે. મોહ ઓછો થાય તો એના અંશ હોય છે.

## જ્ઞાનનો છે અંત, નહિ અજ્ઞાનનો !

**પ્રશ્નકર્તા :** જ્ઞાનનો કોઈ અંત ખરો કે ઉત્તરોત્તર તેનો વિસ્તાર વધતો જ જતો હોય છે ?

**દાદાશ્રી :** એવું છેને, અજ્ઞાનનો અંત નથી. આ અંત શાનો નથી? અજ્ઞાનનો અંત આવતો જ નથી. એનો છેડો જ નથી. જ્ઞાન તો અંતવાળું જ હોય. ફાઈનલ થવું જ જોઈએ. નહીં તો ફાઈનલ થયા પછી તો હું આ કંઈ બોલું છું કે ફાઈનલની મારી પરીક્ષા અપાઈ ગઈ, તે ફાઈનલમાં નાપાસ થયો છું. પણ પરીક્ષા તો અપાઈ ગઈ છેને ફાઈનલની? એટલે ફાઈનલ લિમિટ ખરી.

ઉત્તરોત્તર એનો વિસ્તાર વધતો જતો હોય તો તો પછી એ જ્ઞાન જ ના કહેવાય. અજ્ઞાન જ કહેવાય. આ વ્યવહારમાં ચાલું રહ્યું છેને, એ અજ્ઞાન, કલ્પિતરૂપે જ્ઞાન છે. છે અજ્ઞાન પણ ક્યા રૂપે જ્ઞાન છે ? કલ્પિત. કેટલાંક કલ્ચર્ડ હીરાકંઠી હોયને, આમ કલ્ચર્ડ મોતીની માળા હોય ને આપણે સાચી માનીએ એના જેવી વસ્તુ.

જ્ઞાન તો અંતવાળું છે. એનો વિસ્તાર વધતો જતો નથી.

**પ્રશ્નકર્તા :** તો પછી પૂર્ણતા એટલે શું ?

**દાદાશ્રી :** પૂર્ણતા એટલે અંત આવે, એ પૂર્ણ જ્ઞાન કહેવાય. અને જેનો અંત જ ના આવે એ અજ્ઞાન કહેવાય. આપણે ચાલ ચાલ કરીએ પણ ગામ ના આવે, ત્યારે કયો રસ્તો કહેવાય? રસ્તો ખોટો છેને ? તે આ અનંત અવતારથી આ જાણ્યું છે, આથી પણ હાઈ લેવલનાં જ્ઞાન જાણ્યા'તા. આ તો અત્યારે લો લેવલમાં આવ્યા ઉલ્ટાં, હાઈ લેવલમાં તમે

લાભ ના ઉઠાવ્યો તો આ લો લેવલમાં શું લાભ ઉઠાવવાના? એક ફેરો રાજાના દિવાન થાય અને બીજે વખતે આદિવાસી થાય એવું આ જગત. આ આદિવાસીમાં છે તે ત્યાં આગળ બેકાર સીઝનનાં ચોખા પાક્યા હોય ને ખુશ ખુશ અને દિવાનને તો ગમે એટલું સોનું આપીએ તોય ખુશ ના થાય. પણ એનો એ જ જીવ પાછો, ત્યાં ગયો તો એવો સંજોગો પ્રમાણે થઈ જાય છે.

## અજ્ઞાનના આધારે અટક્યો મોક્ષ !

**પ્રશ્નકર્તા :** હવે પાછો દેહ એ અનંત કાળ સુધી રહેવાનો ?

**દાદાશ્રી :** પોતાના સ્વરૂપનું અજ્ઞાન તેનાથી આ ઊભું રહ્યું છે. અજ્ઞાન જશે એટલે આ વ્યવહારેય છૂટી જશે ને દેહેય છૂટી જશે.

**પ્રશ્નકર્તા :** એટલે 'હું' અજ્ઞાનતાથી ઊભો થયો છે ખરેખર?

**દાદાશ્રી :** બધું અજ્ઞાનતાથી જ છે. આ બધું અજ્ઞાનતાનું જ પરિણામ છે. અંધારાને લઈને જ લોકો દુઃખ ભોગવે છે, નહીં તો દુઃખ તો હોતું હશે? જ્યાં અજવાળું હોય, પ્રકાશ હોય, ત્યાં દુઃખ ના હોય. અંધારું હોય ત્યાં જ દુઃખ હોય. તેથી આ પ્રકાશની જ વાતો કરીએ છીએ. આપણે આખો દહાડો શેની વાતો કરીએ છીએ ? પ્રકાશ કેમ ઉત્પન્ન થાય એની જ વાતો ચાલ્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** એટલે અજ્ઞાનતા ય અનાદિકાળથી છે ?

**દાદાશ્રી :** અનાદિકાળથી બધું જ્યારથી છે ત્યારથી જ, અજ્ઞાન બધું અનાદિકાળથી જ ચાલ્યું આવ્યું છે. પણ આ જ્ઞાન મળે છે ત્યારે એનો અંત આવે છે.

## જગત પાસે છે બુદ્ધિજન્યજ્ઞાન !

લોકોમાં જ્ઞાન શબ્દ હોય જ નહીં ને ! અક્ષરે ય જ્ઞાન હોય નહીં. આખા જગતમાં નથી જ્ઞાન. જ્ઞાન શબ્દ ક્યાંથી લાવે ? એટલે મોઢે બોલે કે મને જ્ઞાન છે, મને જ્ઞાન છે. પણ એ સમજતો નથી કે, જ્ઞાન કોને

કહેવાય તે ? પોતે બોલે ખરાં, જગતમાં બહુ લોકો બોલે, જ્ઞાન.

**પ્રશ્નકર્તા :** તમે જેને જ્ઞાન કહો છો એ અને જગત જેને જ્ઞાન કહે છે એમાં શું ભેદ કહેવા માંગો છો ?

**દાદાશ્રી :** એવું છે ને, જગત જેને જ્ઞાન કહે છેને, એ જ્ઞાન જ નથી.

પહેલું સમજાવું તમને. પહેલાં સાંભળી લોને. જ્ઞાન નથી કેમ કરીને ? બુદ્ધિ છે આ જગતને. બુદ્ધિમાં રહેલું છે આખું. જ્ઞાનમાં નહીં પણ બુદ્ધિમાં. આખા જગતના તમામ સબજેક્ટસ્ જાણે, પણ એ જ્ઞાનમાં નહીં. એ બધું આટલું જ્ઞાન છે એવું ના કહેવાય, બુદ્ધિ કહેવાય. અને પોતાનું સ્વરૂપ 'હું કોણ છું' એકલું જ જાણે, એ જ્ઞાન કહેવાય.

## ક્રિયાવાળું જ્ઞાન માત્ર અજ્ઞાન !

એટલે આ બધું ભ્રાંતિજન્ય જ્ઞાન છે, તેનાં કરતાં કંઈ નવું જ્ઞાન જાણવા જેવું હોય અને જે સાચું, યથાર્થ જ્ઞાન હોય, ત્રણેય કાળને માટે તેમ જ રહે છે એ જ્ઞાન છે. અને આ ભ્રાંતિજન્ય જ્ઞાન તે ફેરફાર થયા જ કરે છે. અમુક ડિસીઝન નથી આવતું અને વિરોધાભાસ લાગે એ ઈન્દ્રિય જ્ઞાન. અતીન્દ્રિય જ્ઞાન એ જ્ઞાન કહેવાય. ઈન્દ્રિયોની જ્યાં જરૂર નથી પડતી, જ્યાં મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર કામ નથી કરતાં, ત્યાં એ અતીન્દ્રિય જ્ઞાન હોય છે.

**પ્રશ્નકર્તા :** જરા સમજવું છે કે આ ક્રિયાવાળું જ્ઞાન જે છે, એ શું કહેવાય ?

**દાદાશ્રી :** એ અજ્ઞાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** અને એ અહમ્‌થી ઊભું થાય છે ?

**દાદાશ્રી :** હં. આ બધું ચાલે છે તે જ્ઞાન, જગતનું ચાલે છે તે ક્રિયાવાળું જ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** અને આપણી અંદરની પણ જે ક્રિયાઓ છે - મન,

બુદ્ધિ, ચિત્ત, અહંકારની, એનો આધાર પણ અજ્ઞાન તો ખરુંને ?

**દાદાશ્રી :** હં. એ જ ક્રિયાવાળું જ્ઞાન. 'હું કરું છું' એ ક્રિયા અને એનું જે જ્ઞાન, એ બધું જ્ઞાનેય અજ્ઞાન અને ક્રિયા ય અજ્ઞાન પછી...

**પ્રશ્નકર્તા :** અહંકારવાળું જ્ઞાન એ એક પ્રકારની માહિતી જ થઈને ? તો માહિતી અને જ્ઞાનમાં શું ફરક ?

**દાદાશ્રી :** માહિતી બધી વિનાશી હોય અને ટેમ્પરરી એડજસ્ટમેન્ટ હોય ! જ્ઞાન અવિનાશી હોય.

**પ્રશ્નકર્તા :** એટલે એની પાસે જે જ્ઞાન છે, એ જ્ઞાન તો એનાં માટે તો ક્રિયાકારી જ છેને ! એ પ્રમાણે એ વર્ત્યા કરે છે, એ પ્રમાણે બોલે છે, એ પ્રમાણે વિચારે છે.

**દાદાશ્રી :** પણ એની જોડે અહંકાર છેને !

**પ્રશ્નકર્તા :** એટલે ક્રિયાકારીનો અર્થ શું કહ્યો ? આ ચેતન જ્ઞાન ક્રિયાકારી કહ્યું...

**દાદાશ્રી :** અહંકાર છે તો એની ક્રિયા થઈ શકે. ક્રિયાકારી ખરું, પણ અહંકાર હોય તો થઈ શકે. નહીં તો ના થાય. અને પેલું એની મેળે, પોતે જાતે જ ક્રિયા કરે. એટલે ચેતન જ્ઞાન, સ્વયં ક્રિયાકારી.

**પ્રશ્નકર્તા :** બરોબર, આ વિશેષજ્ઞાન, અહંકાર હોય તો ક્રિયાકારી થાય.

**દાદાશ્રી :** નહીં તો નહીં. એટલે અહંકારની જરૂર આ વિશેષજ્ઞાનમાં.

આપણે આ જ્ઞાન જાણી લેવું કે 'હું પોતે કોણ છું.' પછી એ જ્ઞાન એની મેળે જ કામ કર્યા કરે. તમારે કશું કરવાનું નહીં. જ્ઞાન જ કામ કર્યા કરે. આપણે તો કશું કરવાનું નથી. જાણી લેવાનું ને સમજી લેવાનું.

## સ્થિતિ સુરત સ્ટેશને જ્ઞાન થયું ત્યારની !

**પ્રશ્નકર્તા :** તમે કહ્યું કે ૧૯૫૮માં તમને જ્ઞાન થયું સુરતના સ્ટેશને, એ પહેલાં તમારી શું સ્થિતિ હતી ?

**દાદાશ્રી :** અરે અહંકારી, ગાંડી સ્થિતિ, બંધનવાળો. એ બંધન દશાએ જોયેલી છે. એમ મને ખ્યાલ છે કે બંધન દશા આવી હોય અને આ મુક્ત દશાનાં ભાનનેય હું જાણું છું.

**પ્રશ્નકર્તા :** એ જ્ઞાન આપને કઈ રીતે થયું ?

**દાદાશ્રી :** એ તો બધાં સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ, બધા સંજોગો ભેગા થઈ ગયા, થાય ત્યારે થઈ જાય. એ કો'કને જ થાય, બાકી થાય નહીં, એ વસ્તુ થાય નહીં. આવું થશે એવું મેં માનેલું જ નહીં.

**પ્રશ્નકર્તા :** આપને જ્ઞાન થયું તે વખતની આપની સ્થિતિની જરા વાત કરશો અમને ?

**દાદાશ્રી :** સ્થિતિ તો આની આ જ. રીત-બીત હોય નહીં એમાં. અને હેય... મહીં આવરણ તૂટી જાય. મહીં આવરણ ખુલ્લું થઈ જાય. અને તમને ગૂંચાવ છો ત્યારે મહીં સૂઝ પડે છે ખરી કે નહીં પડતી ?! એ આવરણ તૂટે છે એટલે સૂઝ પડે. એવું આ આવરણ તૂટે છે એટલે જગત કોણ ચલાવે છે, કેવી રીતે ચાલે છે, હું કોણ છું, આ કોણ છે, એ બધો ખ્યાલ ખુલ્લો થઈ ગયો. તે જેટલું બોલાય એટલું હું બોલું છું. બીજું તો અનુભવ છે, એ તમે જાતે જોશો ત્યારે. બીજું તો વાણી જ નથી ત્યાં આગળ, બીજું વ્યક્ત કરવા માટે વાણી નથી. એટલે અત્યારે તો 'હું કોણ છું ?' એ જાણ્યું એટલે બધું જ થઈ ગયું, કમ્પ્લિટ ફૂલ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** એનો અનુભવ શુદ્ધાત્માને થયો કે પુદ્ગલને થયો, કોને થયો એ અનુભવ ?

**દાદાશ્રી :** એ અનુભવ, પોતે પોતાને જ જાણ્યો, બીજું કશું નહીં. પારકાંને 'હું' માનતો હતો, તે પોતે પોતાને જાણ્યો કે, 'આ હું છું, આ

ન્હોય.' જુદું પડી ગયું !

## આત્મા : સ્વાધીન - પરાધીન !

**પ્રશ્નકર્તા :** તો પછી એ કહો કે આત્મા સ્વાધીન કે પરાધીન ?

**દાદાશ્રી :** સ્વાધીને ય છે અને પરાધીને ય છે. અજ્ઞાનના આધારે પરાધીન છે અને જ્ઞાનના આધારે સ્વાધીન છે. એટલે પુરુષ પુરુષાર્થ સહિત છે. ત્યાં સુધી પુરુષાર્થ નામ છે જ નહીં કોઈ જાતનો ય. એ ભ્રાંત પુરુષાર્થ છે તેય એવિડન્સના આધારે. નૈમિત્તિકના આધારે છે. એટલે જ્ઞાન પ્રાપ્તિ થાય પછી જે પુરુષાર્થ થાય તે પુરુષ થયા પછીનો છે. પછી આત્મા સ્વાધીન છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન થઈ જાય અને આત્મા સ્વાધીન હોય તો પછી આત્માને કંઈ કરવાનું રહેતું નથી. અને અજ્ઞાન હોય અને પરાધીન હોય તો પરાધીન કંઈ કરી શકતો નથી, એટલે આત્માએ શું કરવું એ સમજણ પડે જ નહીં ?

**દાદાશ્રી :** આત્મા જ્ઞાન થયા પછી પુરુષાર્થ જ કરે છે.

**પ્રશ્નકર્તા :** પુરુષાર્થ વગર જ્ઞાન ના થાયને ? એકડો શીખવા માટે ય પુરુષાર્થ કરવો પડે અને તમે કહો છો જ્ઞાન થયા પછી પુરુષાર્થ થાય એ કેવી રીતે ?

**દાદાશ્રી :** જ્ઞાન પછી જ પુરુષાર્થ થાય.

**પ્રશ્નકર્તા :** એને પહેલાં પુરુષાર્થ ના જોઈએ ?

**દાદાશ્રી :** પુરુષાર્થ હોય જ નહીંને પરસત્તામાં. નિરંતર પરસત્તામાં જે જીવે છે, એને પુરુષાર્થ કેવો બિચારાને ? કહેવો હોય તોય ભ્રાંતિનો પુરુષાર્થ કહેવો પડે કે ભઈ, શા આધારે આગળ વધે છે ? એ તો નૈમિત્તિક પુરુષાર્થ, ભ્રાંતિનો પુરુષાર્થ છે.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનમાં જેને પુરુષાર્થ માને છે તે નૈમિત્તિક પુરુષાર્થ છે ?

**દાદાશ્રી :** એ ય પુરુષાર્થ ન્હોય. એ તો એને ભાન જ નથી અજ્ઞાનમાં. ભાગ્યે જ કોઈ માણસ સમજતો હોય કે આને પુરુષાર્થ કહેવાય.

**પ્રશ્નકર્તા :** જો અજ્ઞાન દશામાં પુરુષાર્થ ન હોય તો કયા બળે આત્માને જ્ઞાન થાય ? અજ્ઞાનમાંથી જ્ઞાનમાં આવે ?

**દાદાશ્રી :** પુણ્યના બળે. પુણ્યાનું બંધી પુણ્યૈથી જ્ઞાની પુરુષ ભેગા થાય. અને જ્ઞાની કૃપાથી જ્ઞાન પ્રાપ્ત થાય. પુરુષાર્થ જ્ઞાન થયા પછી જ થાય. પહેલાં હોય નહીં. પહેલાં ભ્રાંતિ જ હોય. પુરુષ થયા પછી પુરુષાર્થ થાય. પ્રકૃતિ ને પુરુષ બે જુદાં પડે. જ્ઞાન થાય એટલે પુરુષાર્થ શરૂ થાય અને ત્યાં સુધી પ્રકૃતિ ને પુરુષ બે એકાકાર છે. તન્મયાકાર છે ત્યાં સુધી ભ્રાંતિ છે.

## 'પોતે' શું છે ?

**પ્રશ્નકર્તા :** સિનેમા જોવા જાવું હોય તો જલ્દી જતાં રહેવાય પણ અહીં સત્સંગમાં આવવું હોય તો જલ્દી ન અવાય.

**દાદાશ્રી :** એનું શું કારણ ?

**પ્રશ્નકર્તા :** એમાં નિર્માણ થયું હશે એવું ?

**દાદાશ્રી :** સિનેમામાં મન સહકાર આપે. એટલે પછી એ સ્લીપ થાય છે તે નીચે અધોગતિમાં જાય છે. એ ગમે. હેલ્પ કરે નહીંને, એમ ને એમ જ સ્લીપ થયા કરે. પેલું ચઢવામાં મહેનત, ધ્યેયપૂર્વક જવામાં મહેનત કરવી પડે. આ નીચે જવામાં સ્લીપ થયા કરે. ઉતરવાનું ય નહીં. સ્લીપ જ થાય, એની મેળે જ સ્લીપ થાય. તમને કોઈ દિવસ સ્લીપ કર્યું નહીં હોય, કરેલું કે ?

**પ્રશ્નકર્તા :** સંજોગોને આધીન ના અવાયું, એવું બને ને !

**દાદાશ્રી :** પણ એ સંજોગો કોને આધીન છે ? તમે કહીને છૂટી

ગયા કે સંજોગોને આધીન અવાયું નહીં. વાતે ય સાચી છે, સો ટકા સાચી છે પણ સંજોગ કોને આધીન છે?

**પ્રશ્નકર્તા :** આપણા કર્મને આધીન છે.

**દાદાશ્રી :** તો કર્મ કોને આધીન ?

**પ્રશ્નકર્તા :** આપ સમજાવો, મને ખ્યાલ નથી આવતો.

**દાદાશ્રી :** એવું છે ને, આપણે અત્યારે જે છીએ ને, તે વસ્તુમાં આપણે ખરેખર શું છીએ ? આ નામરૂપ નથી આપણે. વ્યવહારરૂપ નથી આપણે. તો ખરેખર શું છીએ આપણે ? ત્યારે કહે છે, જેટલું આપણું જ્ઞાન અને જેટલું આપણું અજ્ઞાન એટલું, એ જ આપણે. જ્ઞાન હોય એ પ્રમાણે સંજોગો બાઝે. અજ્ઞાન હોય તો તે પ્રમાણે સંજોગો બાઝે. જ્ઞાન-અજ્ઞાનનાં પ્રમાણે સંજોગો બાઝે છે.

**પ્રશ્નકર્તા :** અને એ જ્ઞાન-અજ્ઞાન પ્રમાણે કર્મ થાય ?

**દાદાશ્રી :** હા. તે પ્રમાણે કર્મ થાય ને તેના હિસાબે આ બધા સંજોગ બાઝે. ઊંચો માણસ તે ઊંચી જાતના કર્મ બાંધે. એને જ્ઞાન ઊંચું એટલે. હલકો માણસ નીચી જાતના કર્મ બાંધે. એટલે જ્ઞાન અને અજ્ઞાનના હિસાબે એ બાંધે છે. ત્યારે કહે છે, એ એમના હાથમાં છે ? ત્યારે કહે, ના, એ પોતે જ છે એ. આ નામ એ પોતે નથી, અહંકાર એ પોતે નથી, 'આ' પોતે છે.

**પ્રશ્નકર્તા :** 'આ પોતે છે' એટલે શું દાદા ?

**દાદાશ્રી :** જ્ઞાન કે અજ્ઞાન, તે જ પોતે. એ જ એનું ઉપાદાન. પણ એ સમજણ ના પડે એટલે એના પ્રતિનિધિ એટલે અહંકારનો આપણે સ્વીકાર કરીએ છીએ. આ બહુ ઊંડી વાત છે. સંતોય જાણતા નથી. ક્રમિક માર્ગના જ્ઞાનીઓ ય જાણતા નથી.

**પ્રશ્નકર્તા :** હા, એ જરા જલદી સમજાય એવું નથી.

**દાદાશ્રી :** ના સમજાય.

**પ્રશ્નકર્તા :** કે અત્યાર સુધી આપણે એમ કહીએ છીએ અહંકાર કરે છે એ.

**દાદાશ્રી :** આ તો ભઈ આવ્યા તેથી વાત નીકળી, નહીં તો નીકળે નહીં ને આવી ઝીણી વાત. વાત તો મેં કહી દીધી. વાત સમજવા જેવી છે, ઝીણી છે.

એટલે આ જ્ઞાન-અજ્ઞાનને લઈને કર્મ થાય છે. એ ઉપાદાન અને એ અહંકાર જે કહો તે એ. એ પોતે જ. પણ આમ ખરેખર અહંકાર જુદો પડે છે. અહંકાર જુદો દેખાય અને આ તો જ્ઞાન અને અજ્ઞાન, પ્રકાશ ને અંધારું તેના આધારે જ એ કરે છે.

**પ્રશ્નકર્તા :** હા. પણ જ્ઞાન હોય, અજ્ઞાન હોય અને અહંકાર ના હોય તો પછી શું થાય ? તો કર્મ થાય જ નહીં ને ?

**દાદાશ્રી :** અહંકાર હોય જ. જ્યાં જ્ઞાન ને અજ્ઞાન બે ભેગું હોય ત્યાં અહંકાર હોય જ.

**પ્રશ્નકર્તા :** અજ્ઞાન હોય એટલે અહંકાર હોય ?

**દાદાશ્રી :** હોય જ. જ્યારે અજ્ઞાન જતું રહે ત્યારે અહંકાર જતો રહે. ત્યાં સુધી જ્ઞાન ને અજ્ઞાન જોડે રહેવાનું. એને ક્ષયોપક્ષમ કહેવામાં આવે છે.

**પ્રશ્નકર્તા :** તો જ્ઞાન મળ્યા પછી જે પુરુષ થાય છે તો પુરુષ કયો ભાગ કહેવાય ?

**દાદાશ્રી :** જ્ઞાન એ જ પુરુષ. એમાં વળી ભાગ કેવો ? અજ્ઞાન એ છે તે પ્રકૃતિ. જ્ઞાન-અજ્ઞાનનું ભેગું સ્વરૂપ એ પ્રકૃતિ. જ્ઞાન એ જ પુરુષ, એ જ પરમાત્મા. જ્ઞાન એ જ આત્મા છે. જે જ્ઞાન, વિજ્ઞાનસ્વરૂપનું હોય એ આત્મા છે, એ જ પરમાત્મા છે.

## જ્ઞાન એટલે પ્રકાશ, સમજ નહીં !

**પ્રશ્નકર્તા :** 'જ્ઞાન એટલે પ્રકાશ, સમજ નહીં' તે સમજાવો.

**દાદાશ્રી :** જ્ઞાનથી પ્રકાશ આપણે ધરીએ કોઈને તો એને સમજમાં આવે કે આ વાત આવી રીતે કરવાની છે. જ્ઞાનનો પ્રકાશ ના હોય તો સમજમાં જ આવે નહીંને ! સમજ વસ્તુ જુદી છે અને જ્ઞાન વસ્તુ જુદી છે. જ્ઞાન આપણે બોલીએ, એટલે એની સમજમાં આવે કે સ્ટેશન આ બાજુ છે, આમ છે, તેમ છે. આ રસ્તેથી આ રસ્તે, આ રસ્તે એની સમજણમાં બેસી જાય. કહેશે, 'હા, બરોબર. હા, મને ખ્યાલ આવ્યો.' એટલે સમજણ વસ્તુ જુદી છે ને જ્ઞાન એ પ્રકાશ છે અને સમજણ એટલે એ પ્રકાશથી આપણને ફળ મળે છે. અને ફળથી પછી કાર્ય થાય છે.

અહીંથી સ્ટેશન જવાનું જ્ઞાન એ તમને સમજણ પાડે. જ્ઞાન કહે પહેલું, નકશો ચીતરી આપે બધું, તો તમારી સમજણમાં આવે પછી તમે કહો કે મને સમજણ પડી. જ્ઞાન કોઈ દેખાડે તો પછી શું કહો તમે ?

**પ્રશ્નકર્તા :** સમજણ પડી.

**દાદાશ્રી :** 'મને સમજણ પડી !' એ સમજણ એ વસ્તુ જુદી છે, જ્ઞાન વસ્તુ જુદી છે. સમજણ પડે એ વર્તનમાં આવે પછી. સમજણ ના હોય તો જ્ઞાન ગમે એટલું પ્રકાશ ધરીએ તોય વર્તનમાં આવે નહીં.

## અજ્ઞાન પુદ્ગલ કેવી રીતે ?

**પ્રશ્નકર્તા :** અજ્ઞાન પુદ્ગલ છે, જ્ઞાન પુદ્ગલ નથી એ કેમનું, કહેશો ?

**દાદાશ્રી :** મન, એ પુદ્ગલ છે અને અજ્ઞાનનું કુતુહલ પરિણામ છે. મન એ અજ્ઞાન પરિણામની ગાંઠ છે. બાકી જ્ઞાન પરિણામની ગાંઠો નથી હોતી.

**પ્રશ્નકર્તા :** તો પછી મનનું જ્ઞાન પરિણામમાં શું થાય ?

**દાદાશ્રી :** કશુંય નહીં. જ્ઞાન પરિણામ એટલે આ સૂર્યના કિરણ જેવું. જ્ઞેયને એ પરિણામ દેખાડે. જ્ઞેયને જ્ઞાન જ્ઞેયાકાર દેખાડે, બસ એટલું જ. રાગ-દ્વેષ હોય તો જ છે તે મન ઊભું થાય અને તો જ અજ્ઞાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો પછી જ્ઞાન કોને કહો છો ? અજ્ઞાન તો સમજ પડી. રાગ-દ્વેષનું પરિણામ અજ્ઞાન. અને જ્ઞાન ?

**દાદાશ્રી :** વીતરાગતા. ક્યાંય ચોંટે નહીં, તો ગાંઠ ના હોય.

**પ્રશ્નકર્તા :** તો પછી એ જ્ઞાન એ ચેતન થયું ?

**દાદાશ્રી :** જ્ઞાન ચેતન છે. અજ્ઞાન એ ચેતન તો ખરું પણ મિશ્રચેતન.

**પ્રશ્નકર્તા :** તો પછી જ્ઞાનની સારી ગાંઠો કેમ ના બાઝે ?

**દાદાશ્રી :** જ્ઞાનની ગાંઠો પડતી હશે ? જ્ઞાન પ્રકાશ કહેવાય. પ્રકાશની ગાંઠો હોય નહીં ને ?! પુદ્‌ગલ મહીં ભેગું ભળે ત્યારે ગાંઠ થાય.

**પ્રશ્નકર્તા :** હવે બેઠું. અજ્ઞાન પરિણામમાં પુદ્‌ગલ ભળે છે, એટલે જ ગાંઠો થઈ.

**દાદાશ્રી :** એ ભળે છે ત્યારે જ ને ! પણ અજ્ઞાન પરિણામ એ પુદ્‌ગલ સાથે હોય જ. ભળે એવું નહીં. અજ્ઞાન પરિણામ જ પુદ્‌ગલને લઈને છે. પુદ્‌ગલ ના હોત તો જ્ઞાન પરિણામ હોત. બેસતું નથી પાછું ? ઊભું થઈ ગયું ?

**પ્રશ્નકર્તા :** ના, ના, બેઠું ને !

**દાદાશ્રી :** હા કહે તો બેસે પાછું. નહીં તો બેઠું હોય તોય પાછું ઊભું થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એ બરાબર બેઠું ના હોય, ત્યાં સુધી ઊભું થાયને ?

**દાદાશ્રી :** ઊભું થઈ જાય, હા. એને બેસાડવું. બેસાડે ત્યારે છૂટકો.

આખા હિન્દુસ્તાનમાં કોઈને બેસે નહીં. આ સમજણ જુદી છે. તમને પહોંચે છે આ ! તમને બેસી જાય છે. જુઓને, અજાયબી છે ને ! નહીં તો ના બેસે.

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞાન પરિણામનાં સ્પંદન તો છે જ ને !

**દાદાશ્રી :** ના. એને સ્પંદન ના હોય. સ્પંદન તો બધું અજ્ઞાનમાં જ હોય. જ્ઞાન પરિણામ તો, જેમ સૂર્યનારાયણનો આ પ્રકાશ પડે, એમાં સ્પંદન હોતું નથી. એ તો સ્વાભાવિકતા છે. અજ્ઞાન દશામાં સ્પંદન હોય. સ્પંદન એટલે મોજાં ઊઠવા. કો'ક ફેરો મોટા ઊઠે, કોઈ નાના ઊઠે.

એ જ્ઞાન પ્રકાશને ગાંઠો-બાંઠો ના હોય, તેથી નિર્ગ્રંથ કહ્યું. નિર્ગ્રંથ મુનિ કહ્યાં. ગાંઠવાળો તો ફૂટે હંમેશાં. ગાંઠને પાણી મળે એટલે ફૂટે. એટલે ક્રોધ-માન-માયા-લોભ એ બધી ગાંઠો કહેવાય. તે હમણે લક્ષ્મી દેખે લોભની ગાંઠ ફૂટે હડહડાટ. આપણે લગ્નમાં જઈએ તો માનની ગાંઠ ફૂટે અને જ્ઞાનમાં ગાંઠ ના હોય તો ફૂટે નહીં કોઈ જગ્યાએ.

## અજ્ઞાન જ મોટું આવરણ !

**પ્રશ્નકર્તા :** અજ્ઞાન સિવાય બીજા કયા આવરણ હોય ?

**દાદાશ્રી :** અજ્ઞાન તો બહુ મોટું આવરણ છે. આખું જગત એમાં ફસાયું છે અને ભગવાનો ય પણ એમાં ફસાયા હતા. અજ્ઞાન આવરણ તે કંઈ જેવું તેવું મોટું છે ?!

હા, પણ આટલા શાસ્ત્રોથી ય જરાય ખસતું નથી. એવું જે અજ્ઞાન આવરણ એની તો વાત જ કેટલી મોટી ?! એની બાઉન્ડ્રી કેવડી મોટી ?! બીજું શું કરવા ખોળો છો ?

બીજું કશું આવરણ હોય જ નહીં. પણ આટલું અજ્ઞાન છે તોય નાભિપ્રદેશો થોડા ખુલ્લા છે. જેટલાં ખુલ્લાં હોય છે એટલું જીવન વ્યવહાર ચાલે. નહીં તો ઘોર અજ્ઞાનતા છે. બધું આવરણ જ છે એ તો, અજ્ઞાન જ છે. એનાં ગમે તેટલાં ટૂકડા કરો તો તેનું તે અજ્ઞાન જ છે.

## જ્ઞાનીઓ જ સમજાવી શકે જ્ઞાન !

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પુરુષોને જ્ઞાન થાય એ સમજાવી શકાય નહીં ?

**દાદાશ્રી :** એ સમજાવી શકવું સહેલું નથી. જ્ઞાન તો આમને હઉ થયેલું છે, પણ એ સમજાવી શકાય નહીં. અમે એકલાં જ સમજાવી શકીએ, અગર તો આ નીરુબેન થોડું થોડું સમજાવે ! જે વધુ પરિચયમાં આવ્યાં હોય, એ થોડું થોડું સમજાવે. આ ભાઈ થોડું, બહુ જૂજ સમજાવે પણ સમજાવે ! પરિચયમાં આવ્યા ને ! પરિચય વધારે લેવો જોઈએ અમારી જોડે, તો બધું સમજાવી શકે !

## જ્ઞાનપ્રાપ્તિનું એકમેવ સાધન...

**પ્રશ્નકર્તા :** જ્ઞાનપ્રાપ્તિનું સાધન શું ?

**દાદાશ્રી :** અહીં કેન્ડલ હોય તો આપણને અજવાળું દેખાય. કેન્ડલ જ ના હોય તો અજવાળું જ ના દેખાય ને ? એટલે જ્યાં આગળ અજવાળું દેખાતું હોય તે જ્ઞાની હોય.

**પ્રશ્નકર્તા :** અચ્છા. ઘણીવાર એવો પ્રશ્ન થાય છે કે જ્ઞાન પામવા માટે ગુરૂની જરૂર ખરી ?

**દાદાશ્રી :** ગુરુની જ જરૂર. ગુરૂ વગર તો આ દુનિયામાં ચાલે જ નહિ. તમે સ્કૂલમાં ભણ્યા ત્યારથી ગુરુ. અહીંથી સ્ટેશને જવું હોય તોય ગુરુ ખોળવો પડે. ના પૂછવું પડે ? જ્યાં જ્યાં પૂછવું પડે એ ગુરુ.

**પ્રશ્નકર્તા :** એટલે સ્વયં પ્રાપ્ત ના કરી શકે માણસ ?

**દાદાશ્રી :** ના, સ્વયં કશું પ્રાપ્ત ના કરે. આ દુનિયામાં કોઈને થયેલું ય નહીં. અને જે સ્વયંસિધ્ધ થયેલાને, સ્વયંબુદ્ધ, તે આગલા અવતારમાં પૂછી પૂછીને આવેલા. એટલે બધું પૂછી પૂછીને જ જગત ચાલ્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** આપ જે જ્ઞાન આપો છો, તે કેવળજ્ઞાન તીર્થંકર જેવું થાય ?

**દાદાશ્રી :** બધા તીર્થંકરોનું એક જ જાતનું જ્ઞાન. એમાં ફેરફાર કશો નહીં. ભાષાફેર પણ જ્ઞાન એક જ પ્રકારનું. અત્યારે ય એનું એ જ જ્ઞાન હોય પણ ભાષાફેર હોય, અનાદિકાળથી પુદ્ગલનો પ્રકાશ અને જ્ઞાન પ્રકાશ ફેર જ હોય છે. જ્ઞાન પ્રકાશ બધા જ્ઞાનીઓનો એક જ પ્રકાશ અને આ પુદ્ગલનો પ્રકાશ બધી લાઈટોનો એક જ જાતનો પ્રકાશ. એ બન્ને પ્રકાશ જુદા સ્વભાવના છે.

અજવાળામાં ફેર પડે નહીં. એટલે જ્ઞાન તો તેનું તે જ. આ ભગવાન મહાવીર એમ ના કહી શકે કે આ મારું જ્ઞાન છે. પરંપરાથી ચાલુ આવ્યું તે જ્ઞાન. પ્રકાશ તેનો તે જ. અમને લોકો કહે કે તમારું આગવું છે ? ત્યારે તો મેં કહ્યું કે ભઈ, ના, તને લાગે છે આગવું. પણ આ જ્ઞાન તો આગળથી આવ્યું છે. ભાષા-બાષા બધી આગવી હોય વખતે, જ્ઞાન તો તે આગળનું જ્ઞાન. કોઈ ઉત્પન્ન કરી શકે નહીં. કારણ કે પોતે જ જ્ઞાન છે, તેને ઉત્પન્ન શી રીતે કરી શકે અને ઉત્પન્ન થાય એ વિનાશ થાય. જે જ્ઞાન, આ બુદ્ધિજન્ય જ્ઞાન ઉત્પન્ન થાય છે અને વિનાશ થાય છે.

એટલે જ્ઞાનના પ્રકાશ બે જાતનાં હોતાં નથી. જ્ઞાનનો પ્રકાશ એક જ જાતનો હોય. એટલે કહે છે મારે જ્ઞાનમાં અડધું રહેવાય છે ને અડધું નથી રહેવાતું, તે જ્ઞાન જ ન્હોય. એનું નામ અજ્ઞાન. જ્ઞાન એટલે જ્ઞાન. કાયમ માટે અજવાળું.

જ્ઞાન કોનું નામ કહેવાય ? તાળો બધી રીતે મળવો જોઈએ. વિરોધાભાસ ઉત્પન્ન થવો ના જોઈએ. જ્યાંથી બોલે ત્યાંથી, પચાસ વર્ષ પછીય એ વાક્ય મળતું આવવું જોઈએ અને જ્ઞાન જ ફળ આપે. જ્ઞાન સફળ જ હોય, પ્રકાશ છે એ તો !

## શુદ્ધ જ્ઞાન એ જ પરમાત્મા !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન એ પરમાત્માનો ગુણ ખરો ?

**દાદાશ્રી :** જ્ઞાન એ જ પરમાત્મા છે પણ આ જ્ઞાન નહીં. જે તમે

જાણો છો ને, આ જગત જે જાણે છે ને, એ જ્ઞાન નહીં. જગત જે જાણે છે, એ તો ભૌતિક જ્ઞાન છે. શુદ્ધ જ્ઞાન એ પરમાત્મા છે. શુદ્ધ જ્ઞાન એટલે જેમ છે તેમ દેખાડે. યથાર્થ દેખાડે. એટલે શું કે બધી અવિનાશી ચીજોનો દેખાવ કરી આપે. વિનાશીને વિનાશી જાણે ને અવિનાશીને અવિનાશી જાણે. યથાર્થ દેખાડે અને શુદ્ધ જ દેખાડે.

જે જ્ઞાન છે ને, તે જ આત્મા. પણ તે સાચું જ્ઞાન, સમ્યક્ જ્ઞાન. આ જ્ઞાન ભ્રાંતિ જ્ઞાન કહેવાય. આ મારા સસરા ને આ મારા મામા ને આ મારા કાકા એ બધું ભ્રાંતિ જ્ઞાન. એ આત્મા નહીં. સાચું જ્ઞાન એ આત્મા.

શુદ્ધ જ્ઞાન એ ભગવાન છે અને અશુદ્ધ જ્ઞાન, અવળું-ઊંધું જ્ઞાન એ શેતાન છે. શેતાન જોડે ફ્રેન્ડશીપ ફાવતી હોય તો તે કરવી અને ભગવાન જોડે ફ્રેન્ડશીપ ફાવતી હોય તો એમની જોડે કરવી. આ શેતાન શબ્દ તો મૂકું છે તે સમજવા પૂરતું જ !

## શુભાશુભ જ્ઞાન !

જ્ઞાન એ જ આત્મા છે. અશુદ્ધ જ્ઞાન હોય તો ત્યાં અશુદ્ધ આત્મા છે, શુભ જ્ઞાન હોય તો શુભ આત્મા છે અને શુદ્ધ જ્ઞાન હોય તો દરઅસલ આત્મા છે. પણ એ આત્મા જ છે બધું. જ્ઞાન માત્ર આત્મા છે.

આ ફોરેનવાળા કહે કે તમે વીતરાગ ભગવાન કહો છો, પણ વીતરાગ તો કોણે જોયો ? તે પોસીબલ (શક્ય) કેમ કરીને થાય ? એ લોકોને સમજાય નહીં. એટલે આપણે કહીએ કે તારી ભાષામાં સમજ. આ તમને જ્ઞાન ને સમજણ છે, તે કિંમત છે કે નહીં ? ત્યારે કહે, હા, એની કિંમત તો ખરી. તો આપણે કહીએ કે આફ્રિકનોના કરતાં તમારી જ્ઞાન ને સમજણ ઊંચી છે કે નીચી છે ? ત્યારે શું કહે ? ઊંચી છે, એમ કહે. હવે પેલી સમજણ કેવી છે ? અશુદ્ધ સમજણ છે ને અશુદ્ધ જ્ઞાન છે, એ લોકોની સમજણ અશુદ્ધ જ છે. એટલે હેતુ વગર જ મારી નાખે. સામું કોઈ જનાવર મળે તો કાપીને ખલાસ કરી નાખે ! માંસ-બાંસ ખાવા માટે નહીં. એ આફ્રિકનોને સમજણેય અશુદ્ધ છે ને જ્ઞાને ય અશુદ્ધ છે. એનાં

કરતાં જેનું જ્ઞાન સારું હોય છે એને લોકો વખાણે છે ને? હા. પછી ફોરેનર્સો એ બધાંને અશુભ જ્ઞાન હોય. એટલે માંસાહાર, બકરો કાપે ખરાં. એ કહેશે, કાપવો જોઈએ ને કાપીએ નહીં તો માંસ શી રીતે ખઈએ ? એ કયું જ્ઞાન કહેવાય ? અશુભ જ્ઞાન કહેવાય. અશુદ્ધ ના કહેવાય. કારણ કે એમાં હેતુ એનો ખાવાનો છે. એટલું તો એને સમજણ પડે ને ? કે આ અશુભ જ્ઞાન છે. અશુભ શાથી કે કોઈ જીવને મારીને, દુઃખ-ત્રાસ આપીને આપણે મોજથી ખાઈએ તે અશુભ કહેવાય. એ કૂકડો મારે છે ને, તે ઘડીએ એ બૂમાબૂમ કરી મેલે છે. તમે સાંભળ્યું નથી કોઈ દહાડો કૂકડો કાપતી વખતે ?

પછી આપણે શુભ જ્ઞાન આવે. શુભ સમજણ ને શુભ જ્ઞાન આવે. તે ફોરેનવાળાએ કહેશે કે કોઈને મારશો નહીં, કોઈને દુઃખ દેવું નહીં ને કોઈ આપણને દુઃખ ના દે. એ શુભાશુભ જ્ઞાન કહેવાય. જો કોઈ મને દુઃખ દે તો હું તો દઈશ, પણ દુઃખ ના દે તો હું દઈશ નહીં. એ શુભાશુભ જ્ઞાન કહેવાય. તે આપણાં બધાં ધર્મો શુભાશુભમાં પડેલાં છે. જ્ઞાન અને સમજણ શુભાશુભની છે. અને શુભ જ્ઞાન એકલું હોય તે ત્રાસ આપે, તેનેય ત્રાસ ના આપે અને કોઈને દુઃખ ના દે, એવું શુભ જ્ઞાન અને શુભ સમજણ એ સુપર હ્યુમન કહેવાય, દેવલોકમાં જાય અહીં મનુષ્યમાંથી. એ શુભ સમજણ કહેવાય, શુભ જ્ઞાન. અને તેનાથી આગળ શુદ્ધ જ્ઞાન. શુદ્ધ જ્ઞાનવાળાને કેમ કરીને ઓળખાય ? ત્યારે કહે, શુદ્ધ જ્ઞાન જેને છે તેનું કોઈ ગજવું કાપતો હોય તોય એને નિર્દોષ દેખાય. એટલે ફોરેનવાળાને સમજણ પાડીએ કે તમને નિર્દોષ દેખાય છે ? ત્યારે કહે, નહીં. નિર્દોષ કેમ કરીને દેખાય ? કાપે જ છે તે ઉઘાડું છે ને ! ત્યારે આપણે કહીએ કે અમારે ત્યાં વીતરાગ કોને કહે છે કે જેને સામો નિર્દોષ દેખાય. તેને અમે વીતરાગ કહીએ છીએ. તો એ વીતરાગ સમજે કે ના સમજે ?

**પ્રશ્નકર્તા :** સમજે.

**દાદાશ્રી :** આવી રીતે પગથિયે પગથિયે સમજણ પાડીએ. મારી-ઠોકીને સમજણ પાડવા જોઈએ તો ના પામે. રાગ-દ્વેષ નહીં એ વીતરાગ.

એ તો સમજે નહીં ને ? રાગે ય નહીં ને દ્વેષેય નહીં. એટેચમેન્ટ, એ કહે છે કે થયા કરે છે. એવું કેમ બને ? પણ આ જ્ઞાન એને સમજણ પાડીએ કે ગજવું કાપે તોય એને નિર્દોષ દેખાય, એવું જ્ઞાન ઉત્પન્ન થાય છે. જ્ઞાન ડેવલપ થતું થતું આ છેલ્લું જ્ઞાન એ જ પરમાત્મા ને એ જ જે ગણો તે. શુદ્ધાત્મા કહો, પરમાત્મા કહો. જગત નિર્દોષ દેખાયું. દોષિતેય નિર્દોષ દેખાય ને નિર્દોષેય નિર્દોષ દેખાય, એનું નામ પરમાત્મા કહેવાય. એને શુદ્ધ જ્ઞાન કહેવાય, શુદ્ધ દર્શન કહેવાય.

છેલ્લી સમજણ કઈ કે આ જગતમાં કોઈ દોષિત છે જ નહિ. જગત આખું નિર્દોષ જ છે.

જ્ઞાન એ જ આત્મા છે, એ જ પરમાત્મા છે. દરેકને જ્ઞાન એ જ આત્મા છે. શુદ્ધ જ્ઞાન એ પરમાત્મા ને આ મનુષ્યોને ય એમનું જે જ્ઞાન છે તે જ આત્મા છે. અને આત્મા એટલે સેલ્ફ, પોતે.

## જ્ઞાન નવું ગ્રહણ કરે કે માત્ર આવરણ તૂટે ?

જ્યાં સુધી અજ્ઞાન દશા છે ત્યાં સુધી એ મૂઢાત્મા કહેવાય. એ મૂઢાત્માના બે ભાગ પાડ્યા આપણે, એ સમજવા માટે કે વિષય આત્મા ને કષાય આત્મા.

પછી વસ્તુત્વનું ભાન થાય એટલે શુદ્ધાત્મા થાય. એ અંતરાત્મા કહેવાય છે. અને પછી એની મેળે પરમાત્મા થયા જ કરે, પૂર્ણત્વ થયા જ કરે.

**પ્રશ્નકર્તા :** આ જે ત્રણ પ્રકારના આત્મા આપણે કહ્યા એ આત્મા થવા માટે કંઈ કરવું પડે છે કે જન્મથી જ એ પ્રમાણે હોય છે કે કેવી રીતે બને છે તે?

**દાદાશ્રી :** ના, એ તો જન્મથી જેટલું લઈને આવેલો છે પૂર્વેનું જ્ઞાન, આ જ્ઞાનથી ફરતું જાય છે બધું. જેમ જેમ એને જ્ઞાનના સંયોગો બધાં ભેગાં થાય છે તેમ તેમ આ ફરતું જાય છે. વિષયોમાંથી પછી કષાયી થતો જાય છે. કષાયોમાંથી પાછાં કષાયો હલકાં થતાં જાય છે. એકદમ મુક્ત તો ના

થાય, પણ કષાયો હલકા થતાં જાય, હલકાં થતાં થતાં થતાં અને પછી કષાયમુક્ત શુદ્ધાત્મા થાય.

ગયા અવતારે જેટલું કરીને આવ્યા, હવે પાછી આપણે ફરી નવી પ્રાપ્તિ કરવી પડે. ભ્રાંતિમાં હોવા છતાં, એને આ જ્ઞાન હેલ્પ કરે છે આ. એને આ જ્ઞાન જે છે, એ ચેતન જ્ઞાન નથી આ, શુષ્ક જ્ઞાન છે. એટલે કરવું પડે. જ્ઞાન પ્રમાણે આપણે થવું પડે. તે થયું તો થયું, નહીં તો એડજસ્ટ ના થયું તો જ્ઞાનમાં તો રહ્યું કે આમ કરવું જોઈએ. પણ ભૂમિકા તૈયાર નથી એવી એટલે થતું નથી એવું.

**પ્રશ્નકર્તા :** પણ આખા સંસારકાળમાં નવું જ્ઞાન ગ્રહણ કરતો જાય છે એવું બને છેને વ્યવહારમાં.

**દાદાશ્રી :** ના. એ તો ઊઘાડ થાય છે એટલું જ છે. છે એ જ્ઞાનનો ફરી ઉઘાડ થાય છે. નવું થતું નથી. આવરણ છે તે ખુલ્લું થતું જાય. નવું જ્ઞાન હોય જ ક્યાંથી ? કેમ આવું પૂછ્યું તેં ?

**પ્રશ્નકર્તા :** આ તો એવું વ્યવહારમાં દેખાય કે એ ડૉક્ટરી જ્ઞાન શીખે છે, પછી પેલું નવું બીજું જ્ઞાન શીખે.

**દાદાશ્રી :** એ તો આવરણ ખૂલે. એટલે એ જ્યાં માથાકૂટ કરે ત્યાં આવરણ ખૂલે. ડૉક્ટરનું ભણ ભણ કરે તો ડૉક્ટર થાય. એન્જિનીયરનું ભણ ભણ કરે તો એન્જિનીયર થાય.

## રિયલ જ્ઞાન - રિલેટિવ જ્ઞાન !

સાયન્ટિસ્ટોને સમજ પડશે કારણ, કે એમને બધી જ વાત મદદ થાય એવી છે. એ ગૂંચાય છે કે સાલું આપણને આવું જડે છે ને લોક કેમ આવું માને છે ? એને જે જડ્યું છે, એને બધી હેલ્પ થઈ જશે. કારણ કે રિલેટીવ ને રિયલ નવ્વાણું ડિગ્રી સુધી સરખાં જ છે, નવ્વાણું પોઈન્ટ સુધી.

કોઝવાળી જે ઈફેક્ટ છે, જે ઈફેક્ટમાંથી કોઝ ઉત્પન્ન થાય છે, તેનો ફોટો પડે છે. પણ જે ઈફેક્ટમાંથી કોઝ ઉત્પન્ન થતાં નથી, એનો ફોટો

જ નથી પડતો. એટલે એ નવ્વાણું ટકા સુધી કોઝવાળી ઈફેક્ટ હોય, સોમાં ટકામાં છે તે પેલી કોઝવાળી ઈફેકટ ના હોય.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે ?

**દાદાશ્રી :** આ અમને બધી છે તે કોઝ વગરની ઈફેક્ટ છે ને ? ત્યાં સુધી ફોટો પડે. એટલે ત્યાં સુધી પેરેલલ પેરેલલ ચાલે છે આ, રિલેટિવ ને રિયલ બેઉ. ફોટો પડે એટલે એ રિલેટિવનો ફોટાનો લાભ મલે ને આ એક્ઝેક્ટનો લાભ મલે, રિયલનો. એટલું જ્ઞાન પેરેલલ ચાલ્યા કરે છે. એટલે બધું મલતું આવે. એમને જે જાણવું છે તે બધું મલતું આવે નવ્વાણું ડીગ્રી, નવ્વાણું પોઈન્ટ સુધી. છેલ્લું ના સમજાય એમને. જેનો ફોટો ના પડે.

**પ્રશ્નકર્તા :** આ બરોબર સમજાયું નહીં. ફરી સમજાવો કે રિયલ અને રિલેટિવ, બેઉ ૯૯.૯૯ સુધી સરખાં લાગે.

**દાદાશ્રી :** આ રિલેટિવ જ્ઞાન છેને, પણ જોડે જોડે ચાલે છે પેરેલલ. જેમ બે પાટાં બધાય જોડે જોડે હોય ને ! પણ પેલું ફોટોગ્રાફી રૂપે હોય ને આ એક્ઝેક્ટરૂપે હોય. છેલ્લા ૧૦૦માં અંશમાં છે તે ફોટો નથી પડતો, એટલું ત્યાં ફોટોગ્રાફીરૂપે ના હોય.

**પ્રશ્નકર્તા :** રિલેટિવ ને રિયલ જ્ઞાન તો જુદું જ છે ને ?

**દાદાશ્રી :** હા, જ્ઞાન જુદું. આ એક્ઝેક્ટરૂપે, રિયલ અને પેલું રિલેટિવ ફોટારૂપે. ફેરફાર તો બધો બહુ જ. પણ એક્ઝેક્ટ એનાં જેવું જ હોય બધું, ડિઝાઈન, બિઝાઈન બધી મળતી આવે. એ ક્રિયાકારી ના હોય ને આ ક્રિયાકારી હોય.

## આવરણ ખસ્યે પ્રગટે આતમજ્ઞાન !

આત્માનું જ્ઞાન તો સંપૂર્ણ જ છે. પણ આત્મા તો જ્ઞાની જ છે ને ?! જેટલું પુદ્‌ગલનું આવરણ ખસે છે એટલું જ્ઞાન પ્રગટ થાય છે, બસ. એટલે પુદ્‌ગલનું જ્ઞાન ત્યાં આવીને ઊભું રહે છે. તે આટલી

ડીગ્રીએ આવ્યું આ.

**પ્રશ્નકર્તા :** તો જ્ઞાન પુદ્‌ગલનું છે કે આત્માનું છે ?

**દાદાશ્રી :** જ્ઞાને ય પુદ્‌ગલનું જ. આત્મા સર્વસ્વ જ્ઞાની છે. પણ જેટલું પુદ્‌ગલ આવરણ ખસ્યું. અહીં આટલી ડિગ્રી સુધી એટલું પુદ્‌ગલનું જ્ઞાન પ્રગટ થાય.

**પ્રશ્નકર્તા :** આવરણ હટ્યાં એટલે ચેતનનું જ્ઞાન પ્રગટ થયું ને ?

**દાદાશ્રી :** હા, પ્રગટ થયું. તો પણ જ્ઞાન તો આત્મામાં છે જ પૂરેપૂરું. પ્રગટ જેને થયું તેનું જ્ઞાન. જ્ઞાન તો આત્માનું ખરું પણ આ પ્રગટ કોને થયું કે આટલી ડીગ્રી પ્રગટ થઈ. જ્ઞાન એ પુદ્‌ગલનું જ્ઞાન.

**પ્રશ્નકર્તા :** એ પુદ્‌ગલનું કહેવાય ?

**દાદાશ્રી :** એ પુદ્‌ગલનું. આત્માનું તો છે જ પૂર્ણ જ્ઞાન, પણ છેવટે પુદ્‌ગલનું જ્ઞાન પૂર્ણ થશે ત્યારે મોક્ષે જશે. કારણ કે એને સરખે સરખું કરી નાખવાનું. ભાવના કરી કરીને તે રૂપ જ કરવાનું. પુદ્‌ગલને ભગવાન બનાવવાનું છે. જ્યારે 'એનાં' જેવું 'પોતે' થઈ જશે, એટલે છૂટું થઈ ગયું. પછી પૂર્ણાહુતિ થઈ. ધીમે ધીમે ભાવના કરી કરીને આ પુદ્‌ગલને ભગવાન બનાવવાનું છે. જ્ઞાની થયા એટલે હજુ તો થોડુંક બાકી રહ્યું, કાચું રહ્યું. હવે જ્ઞાની એ આત્મા ના કહેવાય, પુદ્‌ગલ કહેવાય. દરઅસલ આત્મા તો સંપૂર્ણ સર્વજ્ઞ છે. એટલે આ પુદ્‌ગલ જે છે તે, વ્યવહાર આત્મા કહેવાય છે.

**પ્રશ્નકર્તા :** તો આ વ્યવહાર આત્માને જ્ઞાન થયું કહેવાય છે ?

**દાદાશ્રી :** જે પુદ્‌ગલ છે, તેને વ્યવહાર આત્મા કહીએ છીએ. એટલે વ્યવહાર આત્માનું પોતાનું જ્ઞાન કેટલું ? કે આટલું થયું છે. પણ જ્યારે પૂર્ણાહુતિ થશે ત્યારે બેઉનો છૂટકારો. જ્યાં સુધી બેઉ પૂરું થાય નહીં, ત્યાં સુધી છૂટકારો થાય નહીં.

**પ્રશ્નકર્તા :** વ્યવહાર આત્મા જે છે તેની ઉત્પત્તિ કેવી રીતે થઈ?

**દાદાશ્રી :** એની ઉત્પત્તિ જ ના હોય ને, છે જ એ તો પહેલેથી. અનાદિકાળથી છે જ. એનો અંત આવશે. એને જ્ઞાની પુરુષ મળે ત્યારે અંત આવે.

**પ્રશ્નકર્તા :** જે વ્યવહાર આત્માને પણ ભગવાન બનાવવાનો છે. પુદ્ગલને પણ ભગવાન બનાવવાનું છે. એટલે કઈ રીતે બનાવવાનું ?

**દાદાશ્રી :** આ બનાવી રહ્યા તે રીતે. જ્ઞાની પાસે બેસો તો તમે એટલાં જ્ઞાની થાવ પાછાં. હું સર્વજ્ઞની પાસે રહું તો હું સર્વજ્ઞ થાઉં. તમે છે તો મારા જોડે રહો તો મારા જેવાં થાવ, એમ કરતાં કરતાં બધું થતું થતું થઈ રહ્યું છે.

છેવટે પોતાનું સ્વરૂપ જાણશે ત્યાર પછી સ્વરૂપમય થઈ જશે જ્યારે ત્યારે. પહેલા શ્રદ્ધામાં આવે. પછી ધીમે ધીમે જ્ઞાનમાં આવે ને પછી વર્તનમાં આવે. તે વર્તનમાં આવે તો પુરું થઈ ગયું. જ્ઞાન-દર્શન-ચારિત્ર અને તપ પૂરું થઈ ગયું.

## શુદ્ધ જ્ઞાન રાખે નિર્ભેળ !

શુદ્ધ જ્ઞાનથી મોક્ષ. સદ્જ્ઞાનથી સુખ ને વિપરીત જ્ઞાનથી દુઃખ. જ્ઞાન પોતે જ મુક્તિ છે. જે જ્ઞાન અનાત્મામાં ભેળા નથી થવા દેતું, પુદ્ગલમાં ભેગા નથી થવા દેતું તે જ્ઞાન, એ જ આત્મા છે. આત્મા ખોળવો હોય તો આ છે. જે જ્ઞાન પરભાવમાં ભેગું ના થવા દે, પરરમણતામાં ભેગું ના થવા દે એ જ્ઞાન અને એ જ આત્મા. હોમ ડિપાર્ટમેન્ટમાં રાખે, ફોરેનમાં પેસવા ના દે.

તો ભગવાન કેવા હશે ? ત્યારે મેં કહ્યું, ભગવાન શુદ્ધ જ છે. શુદ્ધ જ્ઞાન સિવાય ભગવાન બીજી કોઈ વસ્તુ નથી. પણ શુદ્ધ જ્ઞાન કોને કહેવું ? કયા થર્મોમીટર ઉપર શુદ્ધ જ્ઞાન કહેવાય ? ત્યારે કહે, જે જ્ઞાનથી રાગ-દ્વેષ ને ભય ના થાય તે જ્ઞાન શુદ્ધ જ્ઞાન. અને શુદ્ધ જ્ઞાન એ જ પરમાત્મા. જ્યોતિ સ્વરૂપ શુદ્ધ જ્ઞાન, પરમ જ્યોતિ સ્વરૂપ તે જ પરમાત્મા. પરમાત્મા કંઈ સ્થૂળ વસ્તુ નથી, જ્ઞાન સ્વરૂપે છે. એબ્સોલ્યુટ જ્ઞાન માત્ર છે.

એબ્સોલ્યુટ એટલાં જ માટે કે એમાં બીજી કોઈ વસ્તુ ભળેલી નથી અને ભળે તેમ છે ય નહીં.

સનાતન જ્ઞાન એ પોતે જ આત્મા છે. આત્મા એ જ્ઞાન છે. જ્ઞાન એ આત્મા જ છે બધું, એકનું એક છે. તે જ પરમાત્મા છે. બીજાં કોઈ પરમાત્મા ખોળવાની જરૂર નથી. તમારી મહીં પરમાત્મા ય બેઠેલાં છે. આત્મા ય બેઠેલો છે ને દેહધારી બેઠેલા છે. મૂર્ત ય બેઠેલો છે ને અમૂર્ત ય બેઠેલો છે.

## શુદ્ધ જ્ઞાન એ જ આત્મા !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન એ જ આત્મા છે, એ કેવી રીતે બને ? જરા સમજાવો.

**દાદાશ્રી :** એ પોતે જ આત્મા છે. હવે આ લોકોને સમજાય નહીંને ! પણ લોક તો શું સમજે કે આત્મા નામનું કશુંક વસ્તુ હશે ! તે વસ્તુ ખરી પણ વસ્તુ લોકો પોતાની દૃષ્ટિમાં આવે એવું ખોળે છે. એની સાચી વાત કોણ બહાર પાડે ? આ તો જ્ઞાની એકલા જ બહાર પાડે, બીજા કોઈ આને સમજે જ નહીં ને ! કૃષ્ણ એ જ જ્ઞાન અને જ્ઞાન એ જ કૃષ્ણ. આ દાદા ભગવાન એ જ્ઞાન અને જ્ઞાન એ જ દાદા ભગવાન. જ્ઞાન એ જ મહાવીર અને મહાવીર એ જ જ્ઞાન. પણ આ લોકો કહે છે એ જ્ઞાન નહીં, વિજ્ઞાન કહેવાય પેલું. આ લોકો કહે છે, એ જ્ઞાન જો કહીએને, તો તો પછી એની જોડે તોલ-તોલ કરે. એટલે એબ્સોલ્યુટ જ્ઞાન જે છે, એને કેવળજ્ઞાન કહે છે, તે જ આત્મા. અને કેવળજ્ઞાનનો અર્થ એબ્સોલ્યુટ જ્ઞાન. અને એબ્સોલ્યુટ છે જ એ પોતે. કેવળજ્ઞાન એનું નામ જ આત્મા.

## જ્ઞાનના પ્રકાર !

બે પ્રકારના જ્ઞાન છે. એક માયાવી જ્ઞાન અને એક આત્માનું જ્ઞાન. એ માયાવી જ્ઞાન કોણે શીખવાડ્યું ?

**પ્રશ્નકર્તા :** એ તો અનાદિથી ચાલતું આવ્યું છે ને, એમાં કોઈએ

શીખવવાનું હોય ?

**દાદાશ્રી :** અને સાચું જ્ઞાન હોય ત્યારે ભગવાન દેખાય.

**પ્રશ્નકર્તા :** હા, એ તો દેખીતી વાત છે ને !

**દાદાશ્રી :** તેનાથી મોક્ષ થાય. સાચું જ્ઞાન ચેતન હોય અને માયાવી જ્ઞાન ચેતન ના હોય. તમે જાણો પણ કશું થાય નહીં. ક્રિયા કશું ના થાય, જાણીએ એટલું જ. અને પેલું જાણ્યા પછી એની મેળે જ થયા કરે. સાચું જ્ઞાન કોને કહેવાય ? જાણ્યું એટલે થાય જ, એની મેળે જ થાય. આપણે કરવું ના પડે. આપણે રસ્તે ચાલતાં હોય અને આડું અવળું જોઈને ચાલતા હોય અને ઓચિંતું નીચે સાપ જોયો. તે ઘડીએ ક્રિયા કેવી થાય ? કૂદી જાય પેલો ઓચિંતું. જોયું ય ઓચિંતું અને કૂદે છે ય ઓચિંતું. જ્ઞાનનું ફળ છે એ. સાચું જ્ઞાન ના હોય તો ના થાય.

**પ્રશ્નકર્તા :** તો દાદા, જ્ઞાન કેટલા પ્રકારના ?

**દાદાશ્રી :** જ્ઞાનના બીજા બહુ પ્રકાર જ નથી. એક અજ્ઞાન જ્ઞાન, જે જ્ઞાન અજ્ઞાન સ્વરૂપે છે બીજું વિજ્ઞાન જ્ઞાન. બસ, બે જ પ્રકાર.

**પ્રશ્નકર્તા :** એ બન્ને સમજાવો.

**દાદાશ્રી :** જે જાણીએ છતાં જે જીવંત નથી, જે જ્ઞાન જીવંત નથી તે અજ્ઞાન જ્ઞાન કહેવાય. કાર્યકારી ના હોય, જ્ઞાન પોતે કાર્યકારી ના હોય અને આપણે કરવું પડે. જે જાણીએ તે આપણે કરવું પડે. જે જ્ઞાન પોતે જ કાર્યકારી હોય એ વિજ્ઞાન કહેવાય ને એ ચેતન જ્ઞાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** એક દાખલો આપોને, દાદા.

**દાદાશ્રી :** આમ કોઈ સંતપુરુષ કહે, 'ચોરી નહીં કરના, ઐસા નહીં કરના, ઐસા નહીં કરના.', તે કહે પણ એ જ્ઞાન પછી કામ કરે નહીં, એ તો આપણે કરવું પડે. ચોરી બંધ કરવી પડે આપણે. અને બંધ ના કરીએ ત્યાં સુધી એ ચોરી બંધ ના થાય, એ જ્ઞાન બંધ કરી શકે ખરું ? એ જાણીએ એટલે બંધ થઈ જાય ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ને આ તો જાણવાથી જ ફેરફાર થઈ જાય. શું થઈ જાય ? વિજ્ઞાન ચેતન જ્ઞાન. રાત-દહાડો ચેતવ ચેતવ કરે. અને બંધાવા જ દે નહીં, આખો દહાડો બંધન આવે તે ઘડીએ ત્યાં એને ફેરવી નાખીને બંધાવા જ ના દે, બંધનમાં આવવા ના દે. બંધનમાં આવતો હોય તોય એને છોડાવડાવે. અને આ તો જ્ઞાન જ નહીં. આ પુસ્તકોમાં લખ્યું છે, એ તો પુસ્તકીયું જ્ઞાન, સ્થૂળ જ્ઞાન. એ અજ્ઞાન છે પણ એ ય જો અજ્ઞાનેય મજબૂત કરી લે તો જ્ઞાનમાં અધિકારી થયો. પણ અજ્ઞાને ય મજબૂત ક્યાં કર્યું છે ?!

આ તો હિન્દુસ્તાનમાં જે જ્ઞાનીઓ છેને, તે અજ્ઞાનના જ્ઞાનીઓ કહેવાય છે કે જે શાસ્ત્ર જાણે. અલ્યા મૂઆ, મેલને પૂળો ! તે જાણીને તારામાં શું ફેરફાર થયો ? ફેરફાર થયો તો સાચું. લોઢાનું સોનું થયો તો સાચું, નહીં તો છે એવો ને એવો !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન એટલે આત્માનું જ્ઞાન અને વિજ્ઞાન એટલે વિશેષ જ્ઞાન એમ કહેવાય ?

**દાદાશ્રી :** ના. વિજ્ઞાન એટલે એબ્સોલ્યુટ જ્ઞાન. જ્ઞાન એ છે તે આત્મજ્ઞાન થતાં સુધીનું જ્ઞાન કહેવાય છે. આત્મજ્ઞાન સ્પર્શે ત્યાં સુધીનું જ્ઞાન કહેવાય છે અને તે પછી આગળ એને વિજ્ઞાન કહેવાય છે. વિજ્ઞાન એ એબ્સોલ્યુટ કહેવાય. એટલે જ્ઞાન એ કરવું પડે અને વિજ્ઞાન એની મેળે ક્રિયા થયા કરે.

## જ્ઞાન-વિજ્ઞાનના પરિણામો !

હું આત્મા આખોય જાણું છું. સર્વાંશ રીતે, અંશે અંશ જાણું છું અને આ (માઈકનું) જ્ઞાન આવડતું નથી. એ શું કહેવાય ? તો આ આત્મજ્ઞાનમાં સમાય નહીં ? (માઈક માટે)

**પ્રશ્નકર્તા :** આ માઈક્રોફોન તો જડ છે, અનાત્મ છે.

**દાદાશ્રી :** આ સબ્જેક્ટીવ જ્ઞાન છે. અને સબ્જેક્ટીવ જ્ઞાન, બધું ઓબ્જેક્ટીવ હોય. આત્મા માટે ઓબ્જેક્ટીવ. આ સબ્જેક્ટીવ જ્ઞાન કહેવાય. એ જે સબ્જેક્ટમાં ઊંડો ઉતર્યો હોય તે આને જાણે. અહંકારી જ્ઞાન અને બુદ્ધિ વિલાસ. પણ આમાં ઊંડો ઉતર્યો હોય તોય બુદ્ધિ તો બધાને હોય. પણ આમાં ઊંડો ઉતર્યો હોય તો, ઈન્કમટેક્ષ એક્સપર્ટ હોય તો ઈન્કમટેક્ષથી, નિવેડો લાવી આપે.

બાકી ભગવાન તો વિજ્ઞાન સ્વરૂપ. ભગવાન એટલે વિજ્ઞાન સ્વરૂપ છે.

**પ્રશ્નકર્તા :** ભગવાન વિજ્ઞાન સ્વરૂપે છે, જ્ઞાન સ્વરૂપે નથી એટલે ?

**દાદાશ્રી :** હા, જ્ઞાન સ્વરૂપ નથી. જ્ઞાન તેનું નામ કહેવાય કે તમે કરો એ જ્ઞાનમાં જે કહ્યું હોય એ પ્રમાણે કરો તો થાય. અને વિજ્ઞાન તમારે ના કરવું પડે. એની મેળે જ કામ કર્યા કરે. અમે આ જ્ઞાન આપ્યું ને, વિજ્ઞાન એટલે એ તો અંદર કામ કર્યા જ કરે એની મેળે. આ તમને ઊલટાં ફેરવે કે એય આમ નહીં.

વિજ્ઞાન એટલે દરઅસલ આત્મા જ અને જ્ઞાન એટલે આત્મા નહીં.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન એટલે આત્મા નહીં ? તો આત્માને જ્ઞાનનો પીંડ કહેવામાં આવે છે, દાદા.

**દાદાશ્રી :** હા, જ્ઞાનનો પીંડ કહે છે તે બરોબર છે. પણ એ ભાષામાં બરોબર છે પણ આ જ્ઞાન છે તે જ્યાં સુધી વિજ્ઞાન ના થાય ત્યાં સુધી આત્મા કહેવાય જ નહીં. પણ છતાં એણે શબ્દમાં તો એમ જ કહ્યું છે, જ્ઞાન એ જ આત્મા છે. છેવટે જ્ઞાન એ જ આત્મા છે પણ કયું જ્ઞાન ? વિજ્ઞાન જ્ઞાન.

જ્ઞાન બે પ્રકારના. જે આપણે જાણીએ છતાં કશું થાય નહીં ને ફળ આવે નહીં, એ પપૈયું નહીં આવતું ?

**પ્રશ્નકર્તા :** જી હા.

**દાદાશ્રી :** તે ઝાડ આખું હોય, પાણી રોજ પાઈએ તોય પણ ફૂલાં આવે, પણ ફળ ના બેસે. એટલે આ જ્ઞાન, જે શુષ્કજ્ઞાન કહેવાય છે. અને જે જ્ઞાન ફળ આપે એ વિજ્ઞાન કહેવાય. એટલે આપણું આ વિજ્ઞાન છે. એટલે તરત અંદર કામ કરે ને ચેતવે. અને કોઈ જ્ઞાન એવું ના હોય અંદર ચેતવે.

ખરી રીતે તો જ્ઞાન એ જ આત્મા છે. પણ આ વિજ્ઞાન ના કહીએ તો લોકો બધાંય કહેશે 'અમારું જ્ઞાન છે ને ! તો અમારો આત્મા નહીં? ત્યારે કહે, ના, એ ન હોય. આત્મા તો મહીં કાર્યકારી હોવો જોઈએ. એનું ફળ તો, આવવું જોઈએ કે ના આવવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** ફળ આવવું જોઈએ.

**દાદાશ્રી :** અફીણ ખાય તો અફીણ તરત એનું ફળ આપે કે ના આપે? થોડીવાર ખાધા પછી ઝોકાં ખવડાવે કે ના ખવડાવે અફીણ ? અને દારૂ આટલો પીધો હોય તો ?

**પ્રશ્નકર્તા :** એ ય ઝોકાં.

**દાદાશ્રી :** એય ઝોકાં ખવડાવે નહીં ? એવું આ એનું જ્ઞાન ફળ ના આપેને ! આ તો કેટલાય વખતથી શાસ્ત્રો વાંચી વાંચીને, એની એ જ જગ્યા ઉપર જ આઘાંય નહીં, પાછાંય નહીં, એનાં એ જ રાગ-દ્વેષ. જેનાથી રાગ-દ્વેષ ઘટે, એનું નામ જ્ઞાન કહેવાય. આર્તધ્યાન-રૌદ્રધ્યાન બંધ થાય એનું નામ જ્ઞાન. અને આર્તધ્યાન-રૌદ્રધ્યાન હોય ત્યાં સુધી જ્ઞાન જ કેમ કરીને કહેવાય ?

એટલે આપણે એને વિજ્ઞાન કહ્યું. આ કાળમાં ખરી રીતે વિજ્ઞાન જ છે. પણ જ્ઞાન કહી શકાય. પણ આ જ્ઞાનનો દુરુપયોગ કરે છે એટલે આપણે વિજ્ઞાન કહ્યું. લોકો એ વિજ્ઞાન શી રીતે બોલશે પછી ? જ્ઞાનમાં તો અમેય શાસ્ત્રો વાંચીએ. પણ શાસ્ત્ર વાંચો એ જ્ઞાન ના ચાલે. જ્ઞાન આત્માનું જોઈશે. સાકર ગળી છે એ શબ્દ તો બધાંય જાણે છે પણ ગળી

એટલે શું ? પૂછે ત્યારે શું કહે ?

**પ્રશ્નકર્તા :** ના, એ તો અનુભવની વાત છે.

**દાદાશ્રી :** હા, એ તો હું જીભ ઉપર મૂકું ત્યારે. તે આપણે જીભ ઉપર મૂકશું, તેને ગળી કહીએ છીએ. અને એ મૂઆ શબ્દને ગળી કહે છે, એમાં દહાડો વળે ?

## ખપે વિજ્ઞાનસ્વરૂપ આત્મા !

જ્ઞાન કેટલા પ્રકારના ? બે પ્રકારના જ્ઞાન. જ્ઞાન વગર તો કોઈ જીવ જીવી શકે જ નહીં. તેમાં એક જ્ઞાન છે તે ઈન્દ્રિય પ્રત્યક્ષ અને બીજું અતીન્દ્રિય પ્રત્યક્ષ. ઈન્દ્રિય પ્રત્યક્ષમાં આખું જગત પડેલું છે. બાવા-બાવલી, સાધુ-સંન્યાસી-આચાર્ય બધાય ઈન્દ્રિય પ્રત્યક્ષ જ્ઞાનમાં છે.

**પ્રશ્નકર્તા :** આ બેમાં તફાવત શું ?

**દાદાશ્રી :** જ્ઞાન સ્વરૂપ આત્મા કંઈ ચેતવે નહીં આપણને. અને વિજ્ઞાન સ્વરૂપ આત્મા તો આપણને ચેતવે. તો તમારે કયો જોઈએ છે?

**પ્રશ્નકર્તા :** જે ચેતવે તે આત્મા જોઈએ છે.

**દાદાશ્રી :** તો એવો આત્મા અમે આપીએ છીએ.

જ્ઞાન એટલે શું ? જ્ઞાન એટલે આ સારું ને આ ખરાબ, સદ્ અને અસદ્નો વિવેક કરાવડાવે અને આ તો વિજ્ઞાન એટલે મુક્તિ અપાવે.

## કેવળજ્ઞાન સ્વરૂપમાં એ જ લક્ષ !

**પ્રશ્નકર્તા :** તો પછી ભેદજ્ઞાન એ સર્વસ્વ જ્ઞાન એમ કહેવાય ?

**દાદાશ્રી :** ભેદજ્ઞાન એ જ સર્વસ્વ જ્ઞાન અને એ જ કેવળજ્ઞાનનું મોંબારું છે !

એટલે બિલકુલ શુદ્ધ જ્ઞાન એ જ પરમાત્મા છે, બીજું કશું નહીં. દેહધારી રૂપે આવું શરીર પરમાત્માને હોતું નથી, એ નિર્દેહી છે. શુદ્ધ જ્ઞાન

સ્વરૂપ છે, કેવળજ્ઞાન સ્વરૂપે છે, એ બીજા સ્વરૂપમાં છે જ નહીં. જ્ઞાની પુરુષની પાસે બેસીને એ કેવળજ્ઞાન સ્વરૂપ પોતાને સમજાય. કારણ કે જ્ઞાની પુરુષ કેવળજ્ઞાન સ્વરૂપમાં રહેવાનાં જ આશયમાં હોય. પણ આ કાળને લઈને, કાળને હિસાબે કેવળજ્ઞાન સ્વરૂપમાં અખંડપણે રહી ના શકાય. પણ એમનો આશય કેવો હોય કે નિરંતર કેવળજ્ઞાન સ્વરૂપમાં રહેવું. કારણ કે 'કેવળજ્ઞાન સ્વરૂપ'ને એ 'પોતે' જાણતા હોય. આ કાળની એટલી બધી જોશબંધ ઈફેક્ટ છે કે કેવળજ્ઞાન સ્વરૂપમાં રહી શકાય નહીં. જેમ બે ઈંચના પાઈપમાંથી પાણી ફોર્સબંધ આવતું હોય, તો આંગળી રાખે તો ખસી જાય અને અડધા ઈંચની પાઈપમાંથી પાણી આવતું હોય તો આંગળી ના ખસી જાય. એવું આ કાળનું જોશ એટલું બધું છે. એટલે જ્ઞાની પુરુષને ય સમતુલામાં રહેવા ના દે !

## ન હાર્યા કદિ વીતરાગો કશાથી !

આત્મા જ્યારે તેના સ્વગુણને જાણે, સ્વસ્વરૂપને જાણે, સ્વજ્ઞાનને જાણે ત્યારે અન્ઈફેક્ટીવ થાય.

ગમ્મે એવાં રૂપ લઈને આવ્યા હોય, જાત જાતનાં શબ્દોથી, આપણાં મનને સમજીને બોલ બોલ કરતાં હોય પણ તોય ડગીએ નહીં, એનું નામ જ્ઞાન કહેવાય. એવાં એવાં આવીને થાકી જાય, પણ આપણું જ્ઞાન ડગે નહીં. ત્યારે એ જ્ઞાન એ જ પરમાત્મા છે. અને પરમાત્મા જો ડગ્યા તો એ પરમાત્મા નથી, જ્ઞાન નથી.

જ્ઞાન તો અપાર છે. પણ વીતરાગો જે જ્ઞાનને જીત્યા, એની પાર જ્ઞાન જ નથી. કોઈ જગ્યાએ હારે નહીં, એનું નામ વીતરાગ. વખતે દેહ હારે, મન હારે, વાણી હારે પણ પોતે ના હારે. કેવાં વીતરાગ !

શુદ્ધ જ્ઞાનનો સ્વભાવ જ એવો છે કે કશાને અડતું જ નથી, નિર્લેપ રહે છે ! અજ્ઞાન જોડે ય જ્ઞાન નિર્લેપ રહે છે. ક્રિયામાં ય જ્ઞાન ભેગું થતું નથી, નિર્લેપ જ રહે છે ! કોઈને અડે નહીં, નડે નહીં, એનું નામ આત્મા. અંધકારને ય નડે નહીં, અજ્ઞાનને નડે નહીં એ. અજ્ઞાન એને નડે. એ કોઈને ના નડે એ પરમાત્મા. દીવા જેવી વાત છે ને !

## મહાત્માઓને 'સ્વરૂપ જ્ઞાન'માં રહેવાની ચાવી !

જ્ઞાન એ જ સુખ છે, જ્ઞાન એ જ આત્મા છે, જ્ઞાન એ જ કેવળજ્ઞાન છે, જ્ઞાન એ જ મોક્ષ છે. એટલે જ્ઞાનમાં રહેવું. જ્ઞાનમાં ક્યારે રહેવાય ? ચંદુભાઈને ઓળખીએ એટલે જ્ઞાનમાં રહેવાય. ચંદુભાઈને સંપૂર્ણ પ્રકારે ઓળખીએ, ફલાણી જગ્યાએ જરા વાંકા છે, ફલાણી જગ્યાએ સીધા છે, બધું સારી રીતે ઓળખીએ. ભગવાને એટલું જ કહ્યું કે જ્ઞેયને જાણો. પહેલું જ્ઞેય શું ? ત્યારે કહે, પાડોશીનું. સ્થૂળ સંયોગો, સૂક્ષ્મ સંયોગો ને વાણીના સંયોગો પર છે ને પરાધીન છે, એને જાણો. એ જ્ઞેય છે ને તમે જ્ઞાતા છો.

અજ્ઞાનમાં પેસવા ના દે, એનું નામ જ્ઞાન. ચંદુભાઈ કોઈની જોડે વકીલાતમાં બોલતા હોય. એમાં ખરી રીતે તો અજ્ઞાન જ છે એ. કારણ કે કાયદેસરનું ના હોયને ! ગેરકાયદેસર ને કાયદેસર બન્નેવ અજ્ઞાન. પણ તેમાં 'તમે' ના પેસો મહીં, 'તમે' જોયા કરો.

અજ્ઞાન મહીંથી ઊભું થવાનું થયું કે જ્ઞાન હાજર થઈ જાય કે આ ફાકી ફાકું ? ત્યારે હોરૂ પેલું જ્ઞાન હાજર થઈ જાય. અલ્યા, એ તો મરી જવાય. એ હાજર થઈ ગયું કે પાછું બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એ જ્ઞાન જે હાજર થઈ જાય એ પ્રજ્ઞાનો ભાગ ?

**દાદાશ્રી :** હા, પ્રજ્ઞાનો !

**પ્રશ્નકર્તા :** આપે જ્ઞાન આપ્યું એટલે અજ્ઞાનનું આવરણ તો ગયું. તો હવે કયા આવરણ રહ્યા ?

**દાદાશ્રી :** મૂળ આવરણ ગયું. હવે બીજા આવરણ રહ્યા. રૂટ કોઝ ગયું. હવે એવું ઉપરના છે તે પાંદડા સૂકાશે, ડાળો સૂકાશે, થડ સૂકાશે ત્યારે. આ રૂટ કોઝ કાઢી નાખ્યું, કાપી નાખ્યું તોય પણ લીલું તો દેખાય ને ઉપર, થોડાક દહાડા ?

કેવળજ્ઞાન થાય એટલે થઈ રહ્યું, બધું આવરણ ગયું. એ નિરાવરણ

જ્ઞાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું' એ જ્ઞાન છે ?

**દાદાશ્રી :** ના. એ જ્ઞાન તો વિજ્ઞાન કહેવાય. જ્ઞાન તો આ શબ્દમાં લખેલું છે, જે કરવું પડે, એને જ્ઞાન કહેવાય. અને કરવું ના પડે, એની મેળે સહજ થયા કરે એ વિજ્ઞાન.

આ મુમુક્ષુઓનું જ્ઞાન નથી આ કે જીજ્ઞાસુઓનું જ્ઞાન નથી આ. આ તો જ્ઞાનીઓનું જ્ઞાન છે. તમે પોતે જ જ્ઞાની થઈ જાવ છો હવે, આ જ્ઞાન થયું ત્યારથી જ તમે જ્ઞાની થયા. એટલે તમે જ્ઞાની કહેવાઓ ખરાં પણ કો'ક પૂછે કે લ્યો, આનું કહો જોઈએ, તો પછી જવાબ દેતાં આવડે નહીં, કારણ કે એક્સ્પીરીયન્સપૂર્વક થતાં નથી આવેલા. આ જ્ઞાન તમને રસ્તે જતાં પ્રાપ્ત થયેલું છે.

## ડિસ્ચાર્જ માન સામે જ્ઞાન જાગૃતિ !

**પ્રશ્નકર્તા :** દાદા, હવે મને જ્ઞાન લીધા પછી અને છેલ્લા એક-બે વર્ષથી કોઈના પર રાગ-દ્વેષ થયેલો હોય એવું આમ લાગે નહીં. ખરેખર થતો જ નથી લગભગ. પણ આ જે માનની જે લાગણી અનુભવાય છે ને એ એટલી સહેલાઈથી જતી નથી આમ.

**દાદાશ્રી :** એ જવા દેવાની નથી, એ જોવાનું છે, એ ડિસ્ચાર્જ છે અને અત્યારે ડિસ્ચાર્જમાં રાગ-દ્વેષ છે તો અજ્ઞાનનું પરિણામ છે. એમાં 'તમને' રાગ-દ્વેષ નથી થતાં, એ આત્મા પ્રાપ્ત કર્યાનું પરિણામ છે. હવે પેલું ડિસ્ચાર્જ છે, એ નીકળ્યા કરવાનું.

**પ્રશ્નકર્તા :** એટલે આમ ગમે.

**દાદાશ્રી :** તમારે કહેવું, 'બહુ રોફ મારો છો કે ? સારી મઝા છે તમને કશો વાંધો નહીં. પણ હવે આ ફરી જરા રાગે ચાલો, હવે.' એ વાંધો નહીં, એ ડિસ્ચાર્જ પરિણામ છે.

**પ્રશ્નકર્તા :** ના. પણ થોડુંક અડચણ, પેલું રીયલાયઝેશન માટે થોડું

ઓબ્સ્ટ્રેકલરૂપ ના થાય ?

**દાદાશ્રી :** ના, રિયલાઈઝ તો બધું થઈ ગયેલું છે. પણ આ વર્તનમાં આવતાં વાર લાગે. રાગ-દ્વેષ ગયા એટલે આત્મા પ્રાપ્ત થયો કહેવાય. આત્મા પ્રાપ્ત થયો સો ટકા કહેવાય. સો ટકા આત્મારૂપ થઈ ગયા છીએ આપણે. આ બધો કચરો માલ જે ભરેલો છે તે નીકળી જાય, તેમ તેમ પરિણામ પામે.

**પ્રશ્નકર્તા :** દાદા, માન ઊભું થાય ત્યારે આપણને ગમતું તો ના હોય કે આ ખોટું જ છે આમ. ત્યાં જાગૃતિ શું રાખવી જોઈએ આપણે આમ કે ખાલી જોયા જ કરવાનું એ જ ?

**દાદાશ્રી :** ના, ના. એ માન ઊભું થાય તે જોવાનું છે. એનું નામ જ્ઞાન. જોનાર એ જ્ઞાન કહેવાય અને ઊભું થાય છે એ અજ્ઞાન છે. અજ્ઞાનને જુએ જ્ઞાન. પછી એક અંશ માન હો કે પચાસ અંશ માન હો પણ અજ્ઞાનને જુએ એ જ્ઞાની. એ અજ્ઞાન છે એવું તમને ખબર પડેને ?

**પ્રશ્નકર્તા :** માનવાળું અજ્ઞાન કહેવાય ?

**દાદાશ્રી :** માનવાળું એ અજ્ઞાન છે એવું તમને ખબર પડેને ? એ અજ્ઞાનને જુઓ છો એટલા માટે તમે જ્ઞાની. નહીં તો અજ્ઞાનની ખબર પડે નહીં અજ્ઞાનીને ! એમાં કોઈ ભૂલ નથી.

**પ્રશ્નકર્તા :** જેટલા રાગ-દ્વેષ સહેલાઈથી નીકળી ગયા એટલું આ નીકળતું નથી ઝટ !

**દાદાશ્રી :** નીકળી ગયા નથી રાગ-દ્વેષ, તમે કાઢ્યા નથી. એ તો આત્મા પ્રાપ્ત થયાની નિશાની છે.

## સર્વે જ્ઞાનીઓનો પુરુષાર્થ સરખો !

પેલો ગાળો ભાંડે છે તે કોને ભાંડે છે એ મારા ખ્યાલમાં હોય, તે મહીં મને પેસે નહિ.

**પ્રશ્નકર્તા :** અને ફુલ-હાર પહેરાવે, સન્માન કરે ત્યારે ય પણ એવું જ રહે?

**દાદાશ્રી :** ના, તે ઘડીએ મોઢું હસે, તેને ય અમે જાણીએ. મોઢું હસે, મહીં લાગણીઓ ઊભરાય તે ય જાણીએ.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે અમને કંઈ અસર જ ના થાય, તો તે અસર થતી નથી, તે સંપૂર્ણ જુદાપણું રહે છે તેથી કે અંદર પ્રક્રિયા થાય છે તેથી ?

**દાદાશ્રી :** પ્રક્રિયા-બ્રક્રિયા કશું જ નહિ. પહેલાં શું થતું હતું કે જ્ઞાતા-જ્ઞેય એક થઈ જાય અને હવે જુદું રહે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની હોય, તેને ફુલહાર ચઢાવે ત્યારે મોઢું હસે તેને ય પોતે જાણે.

**દાદાશ્રી :** હસે એટલું જ નહિ પણ, લાગણીઓ-બાગણીઓ બધી જ પેલા અજ્ઞાની જેવી દેખાય. અને તેને ય પોતે જુએ ને જાણે.

**પ્રશ્નકર્તા :** આ લાગણીઓ પણ પૂર્વના કર્મનો ઉદય ગણાય ?

**દાદાશ્રી :** હા, પૂર્વકર્મનો ઉદય ગણાય. પહેલાંના જ્ઞાનની શું અસર થાય છે, તેને આજનું જ્ઞાન જુએ છે.

**પ્રશ્નકર્તા :** ભગવાન મહાવીર જે સંપૂર્ણ વીતરાગ હોય, તેને પણ આવું હોય ?

**દાદાશ્રી :** એ બધાંયને એક જ હોય ને !

**પ્રશ્નકર્તા :** બહાર લાગણીઓ બધી હોય ?

**દાદાશ્રી :** હા, બધી જ લાગણીઓ હોય. હસે, ખૂબ હસે. રડવાની જગ્યાએ રડે હઉ. હમણાં કોઈની મા મરી ગઈ હોય, તો પાંચ મિનિટ એ રડે કે ના ય રડે. અને રડે એટલે એનું જ્ઞાન જતું રહ્યું નથી. અગર તો હમણાં બહુ વેદના થાય, એનો હાથ કાપી નાખીએ તો આંખમાંથી

પાણી ભરાય તો તે કંઈ જ્ઞાન જતું રહ્યું નથી.

## આજનું જ્ઞાન જુદું, તો કષાય નહિ !

**પ્રશ્નકર્તા :** ટોટલ સેપરેશન થાય એટલે ક્રોધ-માન-માયા-લોભ સંપૂર્ણપણે ગયા ?

**દાદાશ્રી :** એ તો પ્રતીતિ થઈ જાય ત્યાંથી જ ખલાસ થઈ જાય. 'હું શુદ્ધાત્મા છું' એ પ્રતીતિ થાય ત્યાંથી જ ખલાસ થઈ જાય. ક્રોધ-માન-માયા-લોભ ક્યારે કહેવાય ? ઉદયનું જ્ઞાન અને આજનું જ્ઞાન એક થઈ જાય, એનું નામ ક્રોધ-માન-માયા-લોભ. આજનું જ્ઞાન જુદું રહેતું હોય, તેને ક્રોધ-માન-માયા-લોભ કહેવાય નહિ. એટલે સંયોગ બેનો ભેગો થાય ત્યારે ક્રોધ કહેવાય, નહિ તો ક્રોધ ના કહેવાય. એની ડેફીનેશન હોય. અંદરથી ચંદુભાઈ ક્રોધ કરતાં હોય ને તમે કહો કે ના, આમ ના થવું જોઈએ. એટલે અભિપ્રાય તદ્દન જુદો છે. એટલે આ હિંસકભાવ અને આ અહિંસકભાવ. બેની વચ્ચેનો તન્મયાકાર ભાવ ઊડી ગયો ક્રોધ-માન-માયા-લોભમાં, ચારેયમાં હિંસકભાવ હોય છે તે ઊડી જાય છે. એને પોતાને આજનો હિંસકભાવ નથી. એનું નામ ક્રોધ નહિ.

**પ્રશ્નકર્તા :** ટોટલ સેપરેશન થાય એટલે પ્રજ્ઞાનો ઉદય થાય અને લૌકિક બુદ્ધિ છે એ ચાલી જાય ?

**દાદાશ્રી :** છૂટું પડી જાય એટલે બુદ્ધિ ખલાસ થઈ જાય. અને પ્રજ્ઞાનો અનુભવ તો પહેલેથી જ થાય. સંપૂર્ણ છૂટું ના પડી જાય તોય એને પ્રતીતિ બેસે ને એક બાજુ પ્રજ્ઞા શરૂ થઈ જાય.

## અજ્ઞાનથી પરિગ્રહ, પરિગ્રહથી ગૂંચ, જ્ઞાનથી ઉકલે !

દરેક ગૂંચનાં ઉકેલ પાછળ એક જ્ઞાન રહેલું હોય. જગત ગૂંચોનો જ સ્ટોક છે. એક જ જ્ઞાનથી બધી ગૂંચો ના ઉકલે. જ્ઞાન વગર તો ગૂંચ ઉકલે જ નહીંને !

**પ્રશ્નકર્તા :** એ તો ઉકલે છે ત્યારે, પણ ગૂંચ પડતી વખતે શું ?

**દાદાશ્રી :** એ અજ્ઞાનથી ગૂંચ પડે, નહીં તો પડે નહીંને ! અને ગૂંચ જ્ઞાનથી ઊકલી જાય. એટલે ગૂંચ ઊકલે તો પછી સમાધાન થાય અને મન છૂટું થઈ જાય. મન ગૂંચોમાંથી મુક્ત થતું જાય.

અજ્ઞાનથી પરિગ્રહ ઊભા થતાં જાય અને પરિગ્રહથી ગૂંચો પડતી જાય. અને જ્ઞાનથી પછી પાછી ગૂંચો ઊકલે ને પછી પરિગ્રહ છૂટી જાય.

**પ્રશ્નકર્તા :** પરિગ્રહ છે તે જ્ઞાન અને અજ્ઞાન ઉપર આધાર રાખે છે ?

**દાદાશ્રી :** હંઅ. જ્ઞાન, અજ્ઞાન ને પરિગ્રહ. અજ્ઞાનથી પરિગ્રહ ઊભા થાય અને જ્ઞાને કરીને ગૂંચો ઉકલે તેમ પરિગ્રહ છૂટા થાય.

## ગતજ્ઞાનના આધારે પરાક્રમ !

આ તમને અત્યારે જ્ઞાન મળ્યું. આવતા ભવે પરાક્રમ ઉત્પન્ન થાય. આ દાદાનું જે પરાક્રમ છે તે ગતજ્ઞાન પરાક્રમ છે. તમને આ જે જ્ઞાન મળ્યું, તેનું પરાક્રમ આવતે ભવે આવે. ત્યાં સુધી પરાક્રમ ઉત્પન્ન થાય નહીં. ત્યાં સુધી તે પરિણમે નહીં. જ્યારે પરિણમે ત્યારે એનું ફળ આપે.

**પ્રશ્નકર્તા :** એટલે આપને અત્યારે જે પરાક્રમ ઉત્પન્ન થયું, તે ગતજ્ઞાનના આધારે ?

**દાદાશ્રી :** હા. ગતજ્ઞાન તેનું આ પરાક્રમ છે. પરાક્રમ ક્યારે કહેવાય કે શબ્દો પાતાળમાંથી નીકળે ત્યારે. અહીં મારા બોલેલા તમે શબ્દ બોલો એ ના ચાલે. પાતાળના શબ્દો, મહીંથી શાસ્ત્રો બોલાતા હોય, એને પરાક્રમ કહેવાય, ગતજ્ઞાન પરાક્રમ !

❖❖❖❖❖

# [૫.૧]

# જ્ઞાન - દર્શન

## વ્યાખ્યા રત્નત્રય તણી !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન, દર્શન અને ચારિત્ર વિશે સમજાવો.

**દાદાશ્રી :** વ્યવહાર જ્ઞાન-દર્શન જાણવું છે કે પરમાર્થ ?

**પ્રશ્નકર્તા :** પરમાર્થ.

**દાદાશ્રી :** પરમાર્થ ! પરમાર્થ જ્ઞાન એટલે આત્માનું જ્ઞાન, આત્મા સીધો જ પ્રાપ્ત કરવાનો, બીજી વચ્ચે કોઈ ડખલ નહીં. આત્મા પ્રાપ્ત કરવાનું જ્ઞાન એ જ્ઞાન કહેવાય. એ કાં તો પુસ્તકથી પ્રાપ્ત થયું હોય કે સાંભળવાથી થયું હોય, શ્રુતજ્ઞાનથી પ્રાપ્ત થયું હોય. એ જ્ઞાન પ્રાપ્ત થયા પછી એને દર્શન એટલે પ્રતીતિ બેસે. પ્રતીતિ કે આ જ્ઞાનમાં કહે છે, એમ જ છે, એનું નામ દર્શન. અને એવી પ્રતીતિ બેસે તો ચારિત્રમાં આવે. પ્રતીતિ બેસે નહીં ત્યાં સુધી ચારિત્રમાં આવે નહીં. પ્રતીતિ, એને સમ્યક્ દર્શન કહેવાય. અને આ સંસારની પ્રતીતિ બેઠી છે એ મિથ્યાદર્શન છે, એ વિનાશી છે. એમાં સુખ હોય જ નહીં, માનેલું સુખ છે. સાચું સુખ એક ક્ષણ કોઈ જગ્યાએ હોઈ શકે નહીં. જે સુખ છે એ કલ્પિત સુખ છે અને તે પાછું અંતવાળું છે. અને પેલું નિર્વિકલ્પ સુખ છે અને પરમેનન્ટ, સનાતન છે એ સુખ. એટલે એક ફેરો સાંભળ્યું, એ જ્ઞાન સાંભળ્યા પછી

પ્રતીતિ બેસે તો ચારિત્રમાં આવી જાય અને મોક્ષ થાય.

**પ્રશ્નકર્તા :** પેલું વાક્ય છે ને 'સમ્યક્ દર્શન, જ્ઞાન, ચારિત્ર્યાણી મોક્ષમાર્ગ.' દર્શન અને જ્ઞાન બન્ને સંપૂર્ણ અવસ્થામાં હોય, એને જ મોક્ષમાર્ગ કહેવામાં આવે છે, એવું નથી ?

**દાદાશ્રી :** ના, ના, એવું નહીં, સમ્યક્ દર્શન, જ્ઞાન, ચારિત્ર એ ત્રણે મોક્ષમાર્ગ. એટલે કહે છે કે બીજો બધો બંધનમાર્ગ છે. જો આમાં આવ્યા, આમાંથી એક પદમાં આવ્યા ત્યારથી જ મોક્ષમાર્ગ શરૂ થાય. બીજા મિથ્યામાર્ગ એ બધો સંસાર માર્ગ અને આ સમ્યક્ માર્ગ એ જ મોક્ષમાર્ગ છે. સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર !

**પ્રશ્નકર્તા :** સમ્યક્ દર્શનની વ્યાખ્યા કરશો.

**દાદાશ્રી :** સમ્યક્ દર્શન એટલે ભ્રાંતિક દર્શનનો અભાવ થઈ જાય. ભૌતિક ચીજોમાં સુખ નથી એવું 'એને' ભાન થાય છે, એવી શ્રધ્ધા બેસી જાય છે. સનાતન સુખ 'આત્મા'માં છે એ પ્રતીતિ બેઠી, એનું નામ સમ્યક્ દર્શન કહેવાય.

**પ્રશ્નકર્તા :** અને સમ્યક્ જ્ઞાન ને સમ્યક્ ચારિત્ર વિષે કંઈક કહો.

**દાદાશ્રી :** હવે જે સમ્યક્ દર્શન થયું, તે પછી જે બીજાં અનુભવો થતાં આવે. જેમ જેમ અનુભવ થાય, તેમ સમ્યક્ જ્ઞાનનાં અંશ વધતા જાય. સમ્યક્ દર્શનથી જે અનુભવ થાય, તેમ સમ્યક્ જ્ઞાનના અંશ વધતા જાય. એટલે સમ્યક્ દર્શન ને સમ્યક્ જ્ઞાનની દશા વધી જાય એટલે સમ્યક્ ચારિત્ર ચાલુ થઈ જાય. રાગ-દ્વેષ રહિતનું ચારિત્ર હોય, એનું નામ સમ્યક્ ચારિત્ર.

મોક્ષ તો સ્વભાવ જ છે પોતાનો ! જ્ઞાન-દર્શન-ચારિત્ર સમ્યક્ થાય, એનું નામ મોક્ષ. આ જ્ઞાન-દર્શન-ચારિત્ર મિથ્યા છે, તેને બદલે જો સમ્યક્ થઈ જાય એટલે મોક્ષ જ છે.

**પ્રશ્નકર્તા :** એ સંસારમાંય મિથ્યા જ્ઞાન-દર્શન-ચારિત્ર હોય છે ને ?

**દાદાશ્રી :** આ સંસારમાં જ્ઞાન-દર્શન-ચારિત્ર બધું છે તો ખરું અને તપેય છે પણ એ મિથ્યા છે અને આ સમ્યક્ છે. મિથ્યા એટલે વિનાશી સુખના હેતુ માટે અને આ સનાતન સુખના હેતુ માટે.

ભગવાને દર્શન તો એને કહ્યું કે દૃષ્ટિ ફરે તો દર્શન છે ને નહીં તો દર્શન નથી, અદર્શન છે. જે જ્ઞાનથી દૃષ્ટિ ફરે તે જ્ઞાન, જ્ઞાન છે અને જે જ્ઞાનથી દૃષ્ટિ ના ફરે એ અજ્ઞાન છે. એટલે અદર્શન છે, અજ્ઞાન છે. આ દર્શન છે, જ્ઞાન છે. દર્શન-જ્ઞાન ત્યાં ચારિત્ર કહ્યું ભગવાને. અને જ્યાં આગળ અદર્શન અને અજ્ઞાન હોય ત્યાં કુચારિત્ર કહ્યું.

જ્ઞાન ઉપર આવરણ તે અજ્ઞાન અને દર્શન ઉપર આવરણ તે અદર્શન. અજ્ઞાન અને અદર્શનનું પરિણામ શું આવે ? 'કષાય'. અને જ્ઞાન-દર્શન એનું ફળ શું ? 'સમાધિ'.

## આત્માનું દર્શન : અનુભવ : જ્ઞાન !

**પ્રશ્નકર્તા :** પ્રતીતિ એટલે શું ?

**દાદાશ્રી :** કોઈ કહે કે આ અમારી સ્ત્રી છે. ત્યારે કહે, ના, હજુ સમજણ નહીં પડતી. ત્યારે કહે, ધણીયાણી છે. એના શબ્દો તો હોય જ. એને સ્ત્રી ના સમજણ પડી તો ધણીયાણી કહે, તો સમજણ પડેને ? તો પ્રતીતિ એટલે દર્શન.

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું' એવું શ્રદ્ધામાં રહ્યા કરે એ પ્રતીતિ કહેવાયને ?

**દાદાશ્રી :** શ્રદ્ધા એનું નામ કહેવાય કે ખસી જાય, વિશ્વાસ ઊઠીજાય. શ્રદ્ધા બેઠેલી ઊઠી જાય, પ્રતીતિ ના ઊઠે.

**પ્રશ્નકર્તા :** તો આ દર્શન કહેવાય ?

**દાદાશ્રી :** હા, દર્શન કહેવાય. ઊઠે નહીં.

**પ્રશ્નકર્તા :** દર્શન એટલે શું ?

**દાદાશ્રી :** દર્શન એટલે જે સમજની ગેડ બેસી ગયેલું.

**પ્રશ્નકર્તા :** આ પ્રતીતિને દર્શન કહીએ તો લક્ષ શેમાં સમાય ?

**દાદાશ્રી :** અનુભવ, લક્ષ ને પ્રતીતિ. તે પ્રતીતિ દર્શનમાં જાય. લક્ષ છે તે જાગૃતિમાં જાય. લક્ષ એટલે જાગૃતિ. અને જે પ્રતીતિ થયેલી તે અનુભવમાં આવવું તેનું નામ જ્ઞાન થયું કહેવાય. 'હું શુદ્ધાત્મા છું' એ દર્શન, એનાં અનુભવ થાય એ જ્ઞાન.

**પ્રશ્નકર્તા :** આપણે આત્માનું જ્ઞાન કહીએ અને પછી આત્માનો અનુભવ કહીએ. તે આત્માનો અનુભવ અને આત્માના જ્ઞાનમાં ફરક શું ?

**દાદાશ્રી :** આત્માનું જ્ઞાન સંપૂર્ણ કહેવાય અને અનુભવ અંશે અંશે કહેવાય. અંશજ્ઞાનને અનુભવ કહ્યું અને સર્વાંશજ્ઞાનને જ્ઞાન કહ્યું. અંશે અંશે વધત વધતો અનુભવ સંપૂર્ણ થાય.

**પ્રશ્નકર્તા :** અને અત્યારે જેને આપણે જ્ઞાન આપીએ છીએ, એ લોકોને આત્માનું જ્ઞાન થાય કે આત્માનું અનુભવ પણ થાય ?

**દાદાશ્રી :** બધાને અનુભવ જ થાય છે. અનુભવ જો ના હોય તો પછી આત્મા જ નહીં ને ?!

**પ્રશ્નકર્તા :** અનુભવની અંદર જ છે તે જાગૃતિ આવે છે ?

**દાદાશ્રી :** જાગૃતિ રહે જ.

**પ્રશ્નકર્તા :** એ જ અનુભવને ?

**દાદાશ્રી :** નહીં, જાગૃતિ તે છે તે એવી વસ્તુ છે કે જેનાંથી અનુભવ બધા આપણને બીજા થાય છે આ. એક બાજુ લખીએ કે પહેલાં ચંદુભાઈ હતા, તે કેવા હતાં ? અને અત્યારે ચંદુભાઈ શું છે ? એ શું કારણથી ? ત્યારે કહે છે કે આ 'જ્ઞાન' મળ્યું એના પ્રતાપે, જાગૃતિના પ્રતાપે. આ આત્મા તરફની દિશા જાગી ગઈ છે. રાઈટ દિશામાં અને આ રોંગ દિશામાં હતા તે આખોય ચેન્જ મારે. હંડ્રેડ પરસેન્ટ ચેન્જ લાગે.

**પ્રશ્નકર્તા :** હા, એટલે ચેન્જ થાય, બરાબર. પણ ચેન્જ થાય ક્યારે, જાગૃતિ આવ્યા પછી ચેન્જ થાય ને ?!

**દાદાશ્રી :** આ જ્ઞાન આપીએ પછી એને જાગૃતિ આવી જ જાય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન આપ્યા પછી જાગૃતિ આવી જાય. એમાંથી ધીમે ધીમે એના આખા જીવનમાં પલટો થતો જાય.

**દાદાશ્રી :** હા, પલટો થતો જાય. પછી પોતાના દોષ દેખાતા જાય. આ જગતમાં બધા લોકને પણ પોતાના દોષ ના દેખાય. સામાના દોષ કાઢવા હોય તે બધા કાઢી આપે. અહીં પોતાના દોષો દેખાય. પોતાનું દેખાય બધું.

**પ્રશ્નકર્તા :** પછી કાંઈક ખરાબ-ખોટું, સારું-નરસું તેનો ખ્યાલ આવે તે અનુભવ કહેવાય ને ?

**દાદાશ્રી :** ના, અનુભવ નહીં. બાકી બધું પોતાને ખબર પડે, ખ્યાલ આવી જાય એ જ આત્મા. પણ હજુ આ આત્મા, દર્શનાત્મા કહેવાય છે. પછી ધીમે ધીમે, જેમ અનુભવ વધશે ને તેમ જ્ઞાનાત્મા થશે.

**પ્રશ્નકર્તા :** એ બરાબર છે, દાદા એ તો અનુભવ થયો છે. કે ગુસ્સો આવવાનો હોય, તો તરત જ ખ્યાલ આવી જાય છે, આ જાગૃતિ આવી જાય છે.

**દાદાશ્રી :** હા, તરત જ આવી જાય. આ જગતમાં જ્ઞાન ના હોયને તો એને પોતાને ભૂલ દેખાય નહીં કોઈ દહાડોય, આંધળો હોય. અને જ્ઞાનવાળાને બધી ભૂલો દેખાય. બધી બહુ દેખાય. ઓહો હો..... રોજ સો-સો ભૂલો દેખાય !

## આત્માનો અનુભવ : તપ : ચારિત્ર !

**પ્રશ્નકર્તા :** હવે જે અનુભવ છે, એને ચારિત્ર કહેવાય ?

**દાદાશ્રી :** ના, ચારિત્ર નહીં, અનુભવ એટલે, અનુભવ એનું નામ કહેવાય કે જે પ્રતીતિ નક્કી થાય છે કે આ બરોબર છે. એ જેમ જેમ

અનુભવ નક્કી થાય એમ કરતાં કરતાં જ્ઞાન તૈયાર થઈ જાય.

**પ્રશ્નકર્તા :** તો ચારિત્રમાં ક્યારે આવ્યું કહેવાય ?

**દાદાશ્રી :** એ તો જ્ઞાન અને દર્શનનું ફળ આવે ત્યારે ચારિત્ર કહેવાય. જેટલા પ્રમાણનો અનુભવ, એટલા પ્રમાણમાં વીતરાગતા એટલું જ ચારિત્ર કહેવાય. તપ વગર ચારિત્ર ના હોય. જેટલું તપ કરો એટલું ચારિત્ર ઉત્પન્ન થાય. તપને જોવું-જાણવું એ જ ચારિત્ર.

**પ્રશ્નકર્તા :** તો અત્યારે દર્શનમાં આવ્યા પછી એને ગેડ બેઠી અને એને જ્ઞાનમાં નક્કી થયું કે હું શુદ્ધાત્મા છું. તો...

**દાદાશ્રી :** એ અનુભવ થયો કહેવાય. જેટલો અનુભવ થાય છે, એટલું એને અંશ જ્ઞાન થાય, એવું પછી સર્વાંશ જ્ઞાન થાય અને દર્શન તો સર્વાંશ જ આપેલું છે, કેવળદર્શન આપ્યું છે. પણ જેટલું જ્ઞાન થાય ત્યારે ચારિત્ર વર્તે. તે જેમ જેમ જ્ઞાન થતું જાય તેમ ચારિત્ર વધતું જાય પાછું.

**પ્રશ્નકર્તા :** એટલે અનુભવ વખતે અંશજ્ઞાન પરિણામ પામ્યું કહેવાય ?

**દાદાશ્રી :** અનુભવમાં આવ્યું તેટલું જ જ્ઞાનમાં આવ્યું કહેવાય. અનુભવમાં ના આવ્યું, એને જ્ઞાન ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો અનુભવમાં આવે એટલે તેટલાં અંશે ચારિત્રમાં આવે જ ને ?

**દાદાશ્રી :** પછી ચારિત્રમાં આવે. અહીં જ્ઞાન આપીએ છીએ, દર્શન તો ત્યારથી જ છે. હવે જેમ અનુભવ થતો જાય એ જ્ઞાન. પછી રોજ મહીં સત્સંગમાં બેસોને એટલે જ્ઞાની દશા, તેનાં પર્યાય બધાં પૂરાં થઈ જાય. અને અનુભવ ને દર્શન બે ગુણાકાર થાય એટલે ચારિત્ર વર્તે. દર્શન થયા પછી જેમ જેમ જ્ઞાન જ્ઞાન પરિણામ પામે, તેમ ચારિત્ર ઉત્પન્ન થાય એટલે જ્ઞાન અને દર્શનનું ફળ આવે. તેમ હવે ચારિત્ર મહીં આવતું જશે. એ જેટલું તપ કરો એટલું ચારિત્ર ઉત્પન્ન થાય ! જ્યારે જ્યારે ચારિત્ર હોય

ત્યારે તપ પૂરું થઈ ગયું. તપ આવે ને તપ ના થાય તો ચારિત્રને બહારેય મૂકી દે, ઊડાડી દે. તપ થવું એ ભાગ ચારિત્રમાં ગયો. જેટલામાં તપ થયું, એનું નામ ચારિત્ર. તપ પૂરું થયા પછી જ ચારિત્ર હોય.

ક્રમિક માર્ગમાં જ્ઞાન પ્રમાણે, જ્ઞાનના અનુભવથી પ્રતીતિ પ્રાપ્ત થાય. આપણને આ અક્રમ માર્ગમાં પ્રતીતિ પ્રમાણે અનુભવ થાય, એટલું જ્ઞાન પ્રગટ થાય. જે પ્રતીતિ થયેલી, તે અનુભવમાં આવવું, એનું નામ જ્ઞાન થયું કહેવાય.

## દર્શન કહેવાય કોનું ?

**પ્રશ્નકર્તા :** આ જે દર્શનમાં આવે છે, એ દર્શન એ પ્રજ્ઞાનો ગુણ છે કે બુદ્ધિનો ? દર્શન કોનું કહેવાય ?

**દાદાશ્રી :** એ તો પ્રજ્ઞાને ય દેખાડનારી વસ્તુ છે. પ્રજ્ઞાને ય દેખાડનારી વસ્તુ છે. દર્શન એટલે પ્રતીતિ કે આપણે આત્મા છીએ. એની પ્રતીતિ બેસે પહેલી ને પ્રતીતિ બેસે તો એ પ્રાપ્ત થાય.

**પ્રશ્નકર્તા :** એ પ્રતીતિ કોને, પ્રજ્ઞાને બેસે છે ?

**દાદાશ્રી :** પ્રતીતિ અહંકારને બેસે છે કે 'હું ખરેખર આ નથી, આ છું.' જે અહંકારને પ્રતીતિ હતી કે 'હું ચંદુભાઈ છું' તે એ પ્રતીતિ ઊઠીને અહીં બેઠી, એનું નામ દર્શન.

**પ્રશ્નકર્તા :** એ પ્રતીતિ પ્રજ્ઞાને લીધે બેસે છે ? એ પ્રજ્ઞા કરાવે છે ?

**દાદાશ્રી :** ના. પ્રજ્ઞા નથી કરાવતી. આ હું જે જ્ઞાન આપું છું તે કરાવે છે અને દાદા ભગવાનની કૃપા કરાવે છે. હું જ્ઞાન આપું છું ને દાદા ભગવાનની કૃપાથી 'ખરેખર આમ જ છે' એવું લાગે. 'આજ સુધીનું ખોટું છે આ, આજ સુધીની માન્યતા બધી ખોટી છે.' રોંગ બિલિફ હતી, તે રાઈટ બિલિફ થઈ ગઈ, બસ. બુદ્ધિની વચ્ચે ડખલ છે જ નહીં.

## સત્‌માં સમાય એ ત્રણેવ !

**પ્રશ્નકર્તા :** બિલિફથી સત્ય મળે ?

**દાદાશ્રી :** આ જગતે ય રોંગ બિલિફ છે. રોંગ બિલિફથી આ જગત ઊભું થયું છે અને રાઈટ બિલિફથી પેલું (મોક્ષ) મળે. બિલિફ સિવાય કશું નથી. બિલિફથી કશું વધારે બગડ્યું નથી. એટલો બિલિફવાળો જ ભાગ સડ્યો છે. જ્ઞાન સડ્યું નથી. જો જ્ઞાન સડ્યું હોત તો તો પછી ખલાસ થઈ જાય. બિલિફ એકલી જ સડી છે. તો બિલિફ તે રોંગ બિલિફ ઊડાડી દઈએ અને રાઈટ બિલિફ બેસાડી દઈએ એટલે આવી ગયું.

**પ્રશ્નકર્તા :** તો રાઈટ બિલિફ અને સત્ય વચ્ચે અંતર કેટલું ?

**દાદાશ્રી :** રાઈટ બિલિફ અને સત્ય ? ના, એ સત્‌ છે ને રાઈટ બિલિફ, રાઈટ જ્ઞાન અને રાઈટ ચારિત્ર; ત્રણેવ સત્‌માં સમાય. સત્‌ આમાં સમાય નહીં. સત્‌ આમાંની એક ચીજમાં ના સમાય.

**પ્રશ્નકર્તા :** ફરી સમજાવો.

**દાદાશ્રી :** રાઈટ બિલિફ, રાઈટ જ્ઞાન અને રાઈટ ચારિત્ર એ ત્રણેવ આ સત્‌ શબ્દની અંદર સમાય. પણ સત્‌ આમાંના એકમાં સમાય નહીં કે રાઈટ બિલિફમાં કે એમાં સમાય નહીં. સત્‌ એવડું મોટું છે કે આ ત્રણેય સમાઈ જાય પણ સત્‌ પેલાં કોઈમાં સમાય નહીં.

**પ્રશ્નકર્તા :** આપણે જ્ઞાન લઈએ પછી આ ત્રણમાંથી બાકી રહેતું નથીને અમારે ?

**દાદાશ્રી :** બાકી આપણું આ જ્ઞાન જ એવું છે ને કે ત્રણેયને સ્પર્શ થાય છે. દર્શન, જ્ઞાન, ચારિત્ર, એટલે ત્રણેવ અંશે જાગ્રત થાય છે. પણ પછી સર્વાંશે ધીમે ધીમે જેમ આજ્ઞા પાળશે તેમ આ થતું જાય.

કોઈ તમને પૂછે કે તમે ભગવાન ખરાં કે ભગવાનનાં ભગત ? ત્યારે આ ચંદુભાઈ કો'કને શું કહે, જવાબ શું આપે ?

**પ્રશ્નકર્તા :** વ્યવહારથી ભક્ત કહેવું પડે.

**દાદાશ્રી :** ના, પણ ભગવાન છો, એવું તમને કહે તો ?

**પ્રશ્નકર્તા :** ભગવાન છું, કહેવાય.

**દાદાશ્રી :** કેવી રીતે પણ ?

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું' એટલે.

**દાદાશ્રી :** ના, પણ આખો ભગવાન છું ?

**પ્રશ્નકર્તા :** નર નારાયણ. ચંદુભાઈ નર અને હું નારાયણ.

**દાદાશ્રી :** ના, એવું નથી. બિલિફમાં, શ્રદ્ધાએ કરીને, હું ભગવાન છું એ શ્રદ્ધા મને બેઠેલી છે. થઈ ગયો નથી, હજુ શ્રદ્ધા બેઠી જ છે. હજુ થઈ જશે, ત્યારે કહીશ. પછી આવજો, તમે માંગો એ આપીશ, કહીએ. પણ ત્યારે કોઈ કહેશ, તું ભગત નહીં ? ત્યારે શું કહું પાછો ?

**પ્રશ્નકર્તા :** ભગવાન ને ભક્ત જુદાં હોય.

**દાદાશ્રી :** ભગત છું એમ કહેવાય. પણ વ્યવહારથી. નિશ્ચયથી એટલે ખરી રીતે 'હું ભગવાન છું.' એવી મને શ્રદ્ધા બેસી ગઈ છે. 'હું ભગવાન છું' એવી શ્રદ્ધા બેસી જાય, ત્યારે પછી છૂટકારો થઈ ગયો. દર્શનનો અર્થ જ એ. કે હું ભગવાન છું એવી શ્રદ્ધા બેઠી, એનું નામ દર્શન અને જ્ઞાન એટલે 'હું ભગવાન છું' એવું તારા અનુભવમાં છે, એમ. પેલું શ્રદ્ધામાં છે, આ અનુભવમાં છે.

કોણ છું એવું કહે જ ને ! હું શ્રદ્ધાથી ભગવાન છું એ શ્રદ્ધા છે. પણ નિશ્ચયથી. એ બધું નિશ્ચય કહેવાય અને વ્યવહારથી જે હો તે, હું ચંદુભાઈ છું, આમનો હું ફોલોઅર છું, વકીલ છું, કહેવાનું બધું વ્યવહારથી છે.

ખુદને જાણે એ ખુદા, પણ શ્રદ્ધામાં ખુદા છે. ખુદા થયો નથી. હજુ જ્ઞાનમાં ખુદા નથી, જો જ્ઞાનમાં ખુદા હોય તો જ છે તે પેલો પૂછવા આવે. તેને તમારે કહેવું પડે કે ભઈ, જ્ઞાનમાં ખુદા થયો નથી. જ્ઞાનમાં ખુદા તો

દાદા છે, ત્યાં જાવ. શ્રદ્ધામાં ખુદા છું. ખુદને જાણે એ ખુદો. બીજો ખુદો કંઈથી લાવ્યો ? જુઓને, ખુદા ને શિવની લડાઈઓ ચાલે જ છે ને બહાર ?

## નિજ પ્રકૃતિના જ્ઞાતા-દ્રષ્ટા એ જ ચારિત્ર !

હવે કોઈ કહેશે, આ જ્ઞાન પછી ચંદુભાઈનું વર્તન કેમ આવું છે? ત્યારે હું કહું કે ભઈ, એમના વર્તન સામું ના જોશો. કારણ કે એમની બિલિફ જુદી છે અને એમનું વર્તન જુદું છે. બિલિફ ઓર જ પ્રકારની છે.

તમારું વર્તન જુદું છે ને બિલિફમાં જુદું છે, એ તમને અનુભવ થયેલો ને ? કારણ કે આ વર્તન છે એ પહેલાંની બિલિફના આધારે છે અને આજે તમારી પાસે બિલિફ નવી થયેલી છે. એટલે આનું જે વર્તન આવશે એ ઓર જ પ્રકારનું આવશે. પહેલાં બિલિફમાં બેસે ત્યાર પછી વર્તનમાં આવે.

**પ્રશ્નકર્તા :** સમ્યક્ દર્શન થયા પછી બિલિફ કઈ રીતે કહી શકાય ?

**દાદાશ્રી :** ના, ના. એ તો આપણે બિલિફથી ઓળખાવીએ છીએ એને. એને સમ્યક્ દર્શન કહીએ. પણ આ અંગ્રેજી ભણેલા લોકોને બિલિફથી ઓળખાવીએ છીએ. બાકી બિલિફ તો વ્યવહારુ વસ્તુ છે, એ કંઈ મુખ્ય વસ્તુ નથી. સમ્યક્ દર્શન મુખ્ય વસ્તુ છે. પણ આપણે અંગુલિનિર્દેશ કરવા માટે બિલિફ શબ્દ વાપરીએ છીએ. કંઈક એને માટે ઓળખવા માટે કહેવું પડેને ?

**પ્રશ્નકર્તા :** કહેવું જોઈએ, ઈન્ડીકેટર.

**દાદાશ્રી :** ઈન્ડીકેટર.

**પ્રશ્નકર્તા :** રાઈટ બિલીફ એ જ સમ્યક્ દર્શનને ?

**દાદાશ્રી :** હા. આત્માની પ્રતીતિ બેસવી એ જ સમ્યક્ દર્શન અને આત્મા સિવાય બીજું શું ? ત્યારે કહે, પુદ્ગલ. એવી પ્રતીતિ બેઠી, એ બધું સમ્યક્ દર્શન.

**પ્રશ્નકર્તા :** એટલે આ જે બિલિફ છેને, એ સામાન્ય માન્યતાના શબ્દ કહેવાય ?

**દાદાશ્રી :** તે બિલિફથી બહુ ઊંચી વસ્તુ છે આ દર્શન. અત્યારે તમને મહીં ચેતવે છે કે નથી ચેતવતું ?

**પ્રશ્નકર્તા :** ચેતવે છે.

**દાદાશ્રી :** હં, તો એ પોતે છે તે અનુભવમાં આવ્યા પછી ચેતવે. હવે એ જ્ઞાન કહેવાય. અને ચારિત્ર ક્યારે કહેવાય ? બહારનો ડખો ના હોય. ત્યારે ચારિત્ર રહે. નોકરીઓ-બોકરીઓ ને બધું આમતેમ, કપડાં પહેરવાના ના હોય, બીજી ધાંધલ ના હોય. ચારિત્ર એટલે જ્ઞાતા-દ્રષ્ટા, બસ. એ જ્ઞાતા-દ્રષ્ટા કોના પણ ? 'ચંદુભાઈ શું કરી રહ્યા છે' એના તમે જ્ઞાતા-દ્રષ્ટા. પોતાની પ્રકૃતિના જ્ઞાતા-દ્રષ્ટા રહેવું, એનું નામ ચારિત્ર.

## સમજ, અનુભવ-લક્ષ-પ્રતીતિ તણી !

હા ચારિત્ર એ જ્ઞાન-દર્શનનો ઉપયોગ રહ્યો. જેને જ્ઞાતા-દ્રષ્ટાનો ઉપયોગ રહ્યો એનું નામ ચારિત્ર. આ વ્યવહાર ચારિત્ર જુદું અને આ ચારિત્ર જુદું છે. ઘણાં ખરાં જ્ઞાતા-દ્રષ્ટાપદમાં રહો છો ને તમે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તે વખતે તમને ચારિત્ર હોય.

હવે જ્ઞાન પ્રવર્તમાન હોય ત્યારે પચ્યું કહેવાય. એટલે ઉપયોગમાં જ રહેતું હોય. ચારિત્રમાં આવે ત્યારે પચ્યું કહેવાય. પહેલાં ચારિત્ર નહીં, જ્ઞાનમાં છે, ચારિત્રમાં નથી આવ્યું. એટલે જ્ઞાન છે એ ૩૬૦ ડિગ્રી છે. હું આપું છું તે ય ૩૬૦ ડિગ્રીનું.

**પ્રશ્નકર્તા :** પણ ચારિત્રમાં પૂરેપૂરું નથી આવ્યું ?

**દાદાશ્રી :** મારું ચારિત્રમાં પૂરેપૂરું નથી આવ્યું.

**પ્રશ્નકર્તા :** અનુભવમાં પૂરેપૂરું આવી ગયું છે ?

**દાદાશ્રી :** અનુભવમાં બધું આવી ગયું છે.

અને તમારે છે તે આનો શું લાભ થાય કે પહેલા પ્રતીતિ બેસી જાય આખી તમને. અને પછી થોડા થોડા અનુભવની શરૂઆત થઈ જાય. પ્રતીતિ તેની તે ઘડીએ જ બેસી જાય. આ જ્ઞાન વિધિમાં બોલતાં'તાં, તે ઘડીએ પ્રતીતિ બેસતી જાય અને પાપો ભસ્મીભૂત થતાં જાય. પહેલાં પાપો ભસ્મીભૂત થાય ત્યાર પછી પ્રતીતિ બેસે. બધા બહુ કાર્યો થયા કરે છે અંદર. એ બે કલાકમાં તો એટલા બધા કાર્યો થઈ રહ્યા મહીં કે અપાર કાર્યો થયા કરે !

**પ્રશ્નકર્તા :** પણ એ વસ્તુ સમજાતી નથી કે આ પ્રતીતિ બેઠી.

**દાદાશ્રી :** ના, સમજાય નહીં. સમજવું સહેલું નહીં ને ! પોતાને ખ્યાલમાં આવે કે સાલું, આ કંઈક બેસી ગયું. આપણને એક હીરો હોય, તેની પ્રતીતિ ના બેસે એટલે બધે તપાસ કરી આવીએ. તપાસ કર્યા પછી આપણે એ હીરાને સસ્તામાં સસ્તો કોઈ જગ્યાએ વેચી દઈએ પછી. આપણને કહેતા હોય બે અબજનો પણ આપણને એમ લાગે કે મૂઆ સો-બસ્સો-પાંચસો જે આવે તે લઈ લો ને ! કારણ કે પ્રતીતિ બેઠી નથી એટલે અને પ્રતીતિ બેઠેલી છે તે પછી એને દુઃખ હોય, ખાવાનું ના હોય તોય વેચે નહિ.

**પ્રશ્નકર્તા :** હા, એની કિંમતનો ખ્યાલ આવી ગયો પછી વેચે નહિ.

**દાદાશ્રી :** એ પ્રતીતિ બેઠી.

**પ્રશ્નકર્તા :** પ્રતીતિ બેસી જાય પછી. હવે આની અંદર એ કેવી રીતે ?

**દાદાશ્રી :** અને પેલી પ્રતીતિ ઊઠી ગઈ.

**પ્રશ્નકર્તા :** કઈ પ્રતીતિ ?

**દાદાશ્રી :** 'હું ચંદુભાઈ છું, આમ છું, તેમ છું,' બધી રોંગ બિલિફો હતી, તે બધી ઊઠી ગઈ. આનો ફાધર થઉં, આનો મામો થઉં, આનો કાકો

થઉં, આનો ફુવો થઉં, એ બધી જ પ્રતીતિ ઊઠી ગઈ અને આ પ્રતીતિ બેઠી. એને ક્ષાયિક દર્શન કહે છે. ક્ષાયિક દર્શન એટલે સમજવાની વસ્તુ બધી આવી ગઈ. હવે છતાં તમારે સમજવાનું શા માટે ? સમજવાની વસ્તુ આવી ગઈ પણ તમે પૂરું સમજ્યા નથી. માટે તમારે ફરી ફરી પૂછ પૂછ કર્યા કરવું.

**પ્રશ્નકર્તા :** પૂછ પૂછ કર્યા કરીએ એટલે સમજણ પડે ?

**દાદાશ્રી :** એટલે મૂળ પેલું સમજની લાઈન આખી પૂરી થઈ જાય અને પછી છે તે અનુભવનું પ્રમાણ વર્તે.

**પ્રશ્નકર્તા :** પોતે કબૂલ કરે કે પહેલાં જે પોતાનું માનસ હતું તેમાં અને અત્યારે છે તેમાં ફેર થઈ ગયો છે. પરિણામની વાત કબૂલ થાય છે.

**દાદાશ્રી :** હંમેશા ય કોઈ પણ વસ્તુનો ચેઈન્જ ક્યારે થાય કે એને આ પ્રતીતિ ઊઠે અને નવી પ્રતીતિ બેસે તો જ ચેઈન્જ થાય, નહીં તો ચેઈન્જ ના થાય. આ રસ્તો ખોટો છે ને રોજ જતા હોય.

**પ્રશ્નકર્તા :** એમના ઘરમાં ઘાટી હોય અને બરોબર કામ કરતો ના હોય તો ઘણી વખત ગુસ્સે થઈ જાય, અપસેટ થઈ જાય પહેલાં, પણ હવે જ્ઞાન પછી અપસેટ નથી થતાં, બહુ ગુસ્સે નથી થતો.

**દાદાશ્રી :** એટલે બધું પરિણામ ઘણું ઊંચું આવ્યું છે. આપણને પરિણામ સાથે કામ છે ને ! આપણે શબ્દોની મારામારી નથી. આપણે પરિણામ આવે છે કે નહીં ? એનું પરિણામ ના આવે તો મારે ધ્યાન રાખવું પડે પાછું.

**પ્રશ્નકર્તા :** ઘણી વખત વ્યવહાર અને નિશ્ચયની જે વાત છે, એ બરોબર માણસો સમજતા નથી. વ્યવહારની વાત નિશ્ચયમાં લઈ જાય છે અને નિશ્ચયની વાત વ્યવહારમાં લઈ જાય છે.

**દાદાશ્રી :** હા, એ તો બરોબર છે. માણસ અનાદિકાળથી ટેવાયેલા નહિને ! એટલે આ રીતે ચડાવીએ તોય પાછાં બીજે રસ્તે ચડી જાય

પાછાં. આનું પરિણામ સારું આવવાનું. પરિણામ આવે છે કે નહીં, એટલું હું જોઉં.

**પ્રશ્નકર્તા :** હા. પરિણામ આવ્યું છે.

**દાદાશ્રી :** આ વિજ્ઞાન જ પોતે પરિણામ લાવનારું છે. આ તમારે નહીં કરવાનું, તમે જો ડખલ ના કરો તો તમને મોક્ષે લઈ જશે.

**પ્રશ્નકર્તા :** સમ્યક્દર્શન, જ્ઞાન અને ચારિત્ર રત્નત્રયી કહેવાય છે માણસને મુક્તિ આપવા માટે આ જરૂરી છે ?

**દાદાશ્રી :** એટલે 'હું શુદ્ધાત્મા છું' અને 'આ ફાઈલ છે', એની પ્રતીતિ બેસી ગઈ, એને સમ્યક્ દર્શન કહેવાય. પછી આ ફાઈલ જ છે અને ફાઈલને તમે જાણો કે ફાઈલમાં શું શું છે,આમાં શું શું છે એ બધું જાણો છો, એનું નામ જ્ઞાન કહેવાય. અને જ્ઞાતા-દ્રષ્ટા રહેવું, એનું નામ ચારિત્ર.

**પ્રશ્નકર્તા :** નવી ડેફિનેશન છે, નવી વ્યાખ્યા છે. બહુ ગમી. બહુ સુંદર રીતે સમજાવ્યું.

## શું ખૂટે છે મહાત્માઓને ?

**પ્રશ્નકર્તા :** દાખલા તરીકે આપને જે દર્શન થયું એ આત્માનું, એટલે એ આત્માના ગુણ તરીકે દર્શનમાં આવ્યુંને અને એ બીજાને ન આવી શકે ?

**દાદાશ્રી :** નહીં. સમ્યક્ દર્શન એ જ આત્માનો ગુણ. તમને બધાને થઈ ગયેલુંને, સમ્યક્ દર્શન !

**પ્રશ્નકર્તા :** એ ખરું પણ અમારી પાસે એ જે આત્માનો ગુણ છે એનો અમે બીજો ઉપયોગ તો કરી શકતા નથીને !

**દાદાશ્રી :** કેમ, કરો છોને ?

**પ્રશ્નકર્તા :** નહીં, જે રીતે આપને એનો ઉપયોગ થાય...

**દાદાશ્રી :** એનાથી થોડો ઓછો થાય.

**પ્રશ્નકર્તા :** એટલે આમ સમજણમાં આવે બધી વાત, પણ જે અનુભવમાં આપને જે પહોંચે, આપને અનુભવમાં આવે...

**દાદાશ્રી :** એ દર્શન તો તમને પૂરું થયેલું છે એકદમ. ફક્ત જ્ઞાનમાં અધૂરું છે. દર્શન તો પૂરું થયેલું છે એટલે તમારી દૃષ્ટિ ફરી ગઈ છે આખીય. દર્શન એટલે દૃષ્ટિ. જે સંસાર સન્મુખ દૃષ્ટિ તે આખી દૃષ્ટિ ફરી ગઈ ને આત્મા સન્મુખ થઈ ગઈ. એટલે આખીય ફેરફાર થઈ ગઈ. હવે આત્મસન્મુખનાં અનુભવ થવાં જોઈએ. તે હજુ જેવાં જોઈએ એવા થતાં નથી.

એટલે દર્શન તો પૂરું પણ ક્ષાયક દર્શન છે આ. એટલે પૂર્ણપદે દર્શન છે. ફક્ત જ્ઞાનમાં ફેર છે. અને જ્ઞાનમાં ફેર હોવાથી ચારિત્રમાં ફેર છે. જ્ઞાનમાં ફેર એટલે શું ? અત્યારે કોઈ માણસને અપમાન થયું હોય અને પછી એ ઢીલો થઈ જાય એટલે આપણે કહીએ કે અલ્યા, તું તો આત્મા છું, હવે શેનો ઢીલો થઈ જઉં છું ! એમ ન્યાય કરવામાં શૂરો પણ એને પોતાને અપમાન થઈ જાય તો એવો જ થઈ જાય. એનું કારણ શું કે એ અનુભવમાં આવ્યું નથી હજુ જ્ઞાન, એક ફેરો થાય અને પછી ઠેકાણે થઈને અનુભવમાં આવે ત્યાર પછી જોઈએ તો બીજી વખત અનુભવમાં આવેલું હોય. એ અનુભવમાં આવવું જોઈએ, એનું નામ જ્ઞાન. જેની પ્રતીતિ બેઠેલી, તે વસ્તુ જાણવામાં, એટલે અનુભવમાં આવે ત્યારે એ જ્ઞાન કહેવાય. પ્રતીતિ બેઠેલી વાત અનુભવમાં આવે ત્યારે એ જ્ઞાન કહેવાય.

## આમ અનુભવથી પ્રગટે જ્ઞાન !

અમને આ જગત આખું દર્શનમાં આવ્યું, પણ જ્યારે અનુભવમાં આવે, ત્યારે એ જ્ઞાન કેવળજ્ઞાન કહેવાય, નહીં તો અનુભવમાં ના આવે તો કેવળજ્ઞાન કેમ કહેવાય ? કેવળદર્શનમાં રહે.

**પ્રશ્નકર્તા :** એટલે એ જાગૃતિ પછી જ્ઞાન સ્વરૂપે જ થઈ જાય, અનુભવમાં આવે ત્યારે ?

**દાદાશ્રી :** ના એ એવું નહીં. જાગૃતિ તો આની આ જ રહે. પછી પેલું અનુભવ સંપૂર્ણ થઈ જાય, એટલે કેવળજ્ઞાન જ. જાગૃતિ એકદમ વધી જાય. કેવળ થઈ જાય. બાકી આમાં મુખ્ય જોવાનું છે તો દર્શન જ જોવાનું છે. જ્ઞાન જોવાનું નથી, જ્ઞેયો જોવાના નથી.

**પ્રશ્નકર્તા :** એટલે મુખ્ય વસ્તુ દર્શન છે.

**દાદાશ્રી :** હા, મુખ્ય વસ્તુ દર્શન.

**પ્રશ્નકર્તા :** અને એના આધારે એક વખત આખું દર્શનમાં આવી જાય.

**દાદાશ્રી :** હા. પછી જ્યાં સુધી અનુભવનું પ્રમાણ ન થાય, ત્યાં સુધી જ્ઞાનનું પ્રમાણ ન થાય. જોયેલું પ્રતીતિમાં બેઠેલું જો અનુભવમાં ના આવે, ત્યાં સુધી એ દર્શનમાં રહે અને અનુભવમાં આવે ત્યારે એ જ્ઞાન થાય.

હવે આપણું છે તે દર્શન-જ્ઞાન-ચારિત્ર છે. ક્રમિકનું છે તે જ્ઞાન-દર્શન-ચારિત્ર છે. એટલે એમનું જે જ્ઞાન છે એ શાસ્ત્રના આધારે, એ શાસ્ત્રમાંથી કે સાંભળેલું હોય, તે બધું મતિજ્ઞાનમાં પરિણામ પામે. અને મતિજ્ઞાન એ એમનું જ્ઞાન છે. તે મતિજ્ઞાન અનુભવમાં આવે ત્યારે દર્શન, પ્રતીતિ સ્થાપિત કરે.

**પ્રશ્નકર્તા :** તો એને તો એ અનુભવ થઈ ગયો, માટે પ્રતીતિ થઈ.

**દાદાશ્રી :** હા, અહીં પ્રતીતિ તો પહેલી આપવામાં આવે છે. નહીં તો પ્રતીતિ તો, જ્ઞાનનો અનુભવ થયા પછી પ્રતીતિ થાય.

**પ્રશ્નકર્તા :** એટલે પ્રાપ્ત સંજોગો એમાં આ દર્શનનો ઉપયોગ કરાય. એટલે એ જે અનુભવ પ્રાપ્ત થાય, એ જ જ્ઞાનનાં રૂપે પરિણમે ને ?

**દાદાશ્રી :** હા, જેટલા અનુભવ થાય એટલા. પછી એ છે તે જ્ઞેય થયો. અનુભવ કોનું નામ કહેવાય કે પછી ફરે નહીં.

**પ્રશ્નકર્તા :** એ દર્શન સચોટ થઈ જાય છે ?

**દાદાશ્રી :** દર્શન પ્રમાણે જો કદી એ અનુભવ થયાં, તો પછી એ બીજા સંજોગોથી ય અનુભવ ફરે નહીં.

**પ્રશ્નકર્તા :** હવે એ દર્શનમાં તો એને આવ્યું તો એ અનુભવ શેના આધારે એને થાય છે ?

**દાદાશ્રી :** એ તો આપણને આ અવસ્થા ઊભી થઈને, એ અવસ્થાઓ આપણે પસાર કરીએ એટલે અનુભવ થઈ જાય આપણને. હવે તારું ગજવું કપાયું. તારા દર્શનમાં છે, પ્રતીતિમાં છે કે ગજવું કપાયું એટલે આપણને કશું લેવા-દેવા નથી. એ તો સામો ગુનેગાર જ નથી, હું જ ગુનેગાર છું. પણ તે ઘડીએ અનુભવ વગર એ રહેવું મુશ્કેલ છે. પછી તને આ આવે......

**પ્રશ્નકર્તા :** એક વખત કપાય. એટલે એવું ગજવું કપાવું જોઈએ એક વખત ?

**દાદાશ્રી :** ના. કપાય પછી અસર ના થવી જોઈએ અને જ્ઞાન હાજર રહે. પહેલાં અનુભવ થયેલો હોય, તે અત્યારે કામ કરે. નહીં તો અત્યારે બીજી વખતે ય એ અનુભવ ના થયો હોય તો અત્યારે મહીં હાય વલે થઈ જાય. અને પછી ઠેકાણે આવે. પણ એ અનુભવપૂર્વક ના કહેવાય. અનુભવ તો કપાતાંની સાથે જ જાણે કંઈ બન્યું નથી એવું. એ અનુભવ તો પછી જાય નહીં. તેથી જ આ પ્રસંગો તમને હિતકારી એટલા જ માટે છેને ! આ બધા પ્રસંગો જે આવે છે, એ તમને અનુભવ આપવા આવે છે. એમ ને એમ નથી આવતા. કોઈ ધોલ મારી ગયો તો કંઈ એમ ને એમ મારીને, મફત મારી ગયો ? અનુભવ આપી જાય. કોઈ ધોલ આપે-કરે તો અનુભવ આપશે. તને આપે તો ધ્યાન રાખજે.

પણ એવું બહાર કહી ના દેવું કે મારે આવો અનુભવ કરવો છે, નહીં તો આ જગત તો એવું છે ને મિથ્યાચારી છેને, આમને જોખમ લેતાં વાર નહીં ને ? ‘હઉ થશે, જોઈ લઈશું’ કહેશે.

જેટલું અનુભવનું પ્રમાણ થયું એટલે ચારિત્રનું પ્રમાણ ચાલુ થઈ જાય. અનુભવનાં પ્રમાણ વગર ચારિત્ર નથી ઉત્પન્ન થતું, નથી પ્રગટ થતું. અને તપ, તે વખતે પેલું મહીં કરવું પડે ને પ્રતીતિ પ્રમાણે. આ ગજવું કપાય, તે પ્રતીતિ પ્રમાણે સ્થિર રહેવામાં તપની જરૂર પડે. એટલે એ જ્ઞાન-દર્શન-ચારિત્ર ને તપ. જો તપ રહે તો અનુભવ પ્રગટ થતો જાય.

## ક્રમિકમાં : જ્ઞાન-દર્શન-જ્ઞાન-ચારિત્ર !

**પ્રશ્નકર્તા :** ક્રમિકમાં પહેલું જ્ઞાન બોલાય છે, પછી દર્શન બોલાય છે એમ કેમ ?

**દાદાશ્રી :** એ ક્રમિક માર્ગમાં પહેલું જ્ઞાન, પછી દર્શન ને પછી ચારિત્ર. અને આપણા અક્રમ વિજ્ઞાનમાં પહેલું દર્શન પછી જ્ઞાન ને પછી ચારિત્ર. અહીં પહેલું દર્શન એને થાય. પછી જેમ જેમ અનુભવ થતાં જાય, જેટલાં અનુભવનાં અંશ ભેગાં થાય, તેમ તેમ સ્પષ્ટ વેદન થતું જાય. આત્માનું સ્પષ્ટ વેદન થતું જાય. અનુભવ થતાં જાય. તેમ તેમ સ્પષ્ટ વિજ્ઞાન થાય. પછી 'અનંતા જ્ઞેયોને જાણવામાં પરિણમેલી અનંતી અવસ્થાઓમાં હું સંપૂર્ણ શુદ્ધ છું. સર્વાંગ શુદ્ધ છું.' બધા જ્ઞેય માત્રમાં જાણવામાં પરિણમેલી અવસ્થા હોય છતાંય પોતાને જરાય ડાઘ ના પડે, બધું જુએ-જાણે તો ય.

**પ્રશ્નકર્તા :** તો ક્રમિક માર્ગમાં ઉપલકીયું જ્ઞાન થાય છે ?

**દાદાશ્રી :** હા. ઉપલકીયું જ. પહેલું વ્યવહાર ઉપલક થાય. અને પછી એની મેળે કુદરતી રીતે જોઈન્ટ થઈ જાય. નહીં તોય કોઈ જ્ઞાની પુરુષ તો જોઈએ. આ જ્ઞાન-દર્શન-ચારિત્ર વ્યવહારથી છે. નિશ્ચયથી દર્શન-જ્ઞાન-ચારિત્ર છે.

**પ્રશ્નકર્તા :** હા, એ નિશ્ચયથી દર્શન-જ્ઞાન. પણ એમને ક્રમિકમાં, નિશ્ચયથી અમુક વખતે તો આવતું હશે ને, દાદા ?

**દાદાશ્રી :** હા, આ જ્ઞાનમાંથી, આ શાસ્ત્રજ્ઞાન કરતાં કરતાં કરતાં કરતાં શબ્દજ્ઞાન ઉપર આવી જાય. અને આત્મા શબ્દ ઉપર એને શ્રદ્ધા

બેસે છે. અને તેને એમ લાગે કે ના, ખરેખર આ બધાં કહે છે. આત્મા આવો જ છે. આ શબ્દ કહે છે એવો જ છે, આ બીજું નહીં. એ પ્રતીતિ બેસી જાય પણ બહુ ધીમે ધીમે ધીમે. ગ્રેજ્યુઅલી કામ થયા કરે.

**પ્રશ્નકર્તા :** હા, પછી તો એને જ્ઞાન થયું, છેવટે પછી દર્શન તો ઓટોમેટિક હોય.

**દાદાશ્રી :** ઓટોમેટિક નહીં, એ દર્શન જ થતાં વાર લાગે.

**પ્રશ્નકર્તા :** તો પછી પહેલાં દર્શન ને પછી જ્ઞાન.

**દાદાશ્રી :** ના, એ જ્ઞાનમાંથી દર્શન ઊભું થાય. એને એમ લાગે કે આ કંઈક છે. ત્યાં એ અટકે.

**પ્રશ્નકર્તા :** હા, બરાબર, પણ થઈ ગયું. એક વખત જાણી લીધું કે આ જાણ્યું, જોયું નહીં પણ જાણ્યું, પછી ઓટોમેટીકલી જોયું આવી જ જાય છે ને?! જાણ્યું જે છે.

**દાદાશ્રી :** એ ત્યાં જાણ્યું છે ને, તે ઉપલક વસ્તુ છે, સુપરફ્લુઅસ છે અને આપણે જે જાણ્યું તે અનુભવ છે.

**પ્રશ્નકર્તા :** બરાબર છે, પણ એ લોકોને જ્યારે સુપરફ્લુઅસ ના હોય અને એક્ઝેક્ટમાં હોય, ત્યારે શું પરિસ્થિતિ છે ? એક્ઝેક્ટમાં અમુક વખતે તો આવતાં જ હોયને એ લોકો. ત્યારે શું ?

**દાદાશ્રી :** આવે ને !

**પ્રશ્નકર્તા :** ત્યારે જ્ઞાન અને પછી દર્શન એ કેવી રીતે હોઈ શકે?

**દાદાશ્રી :** ત્યાં પછી પાછું આ જ્ઞાન-દર્શન-ચારિત્ર કહે છે ને એ વ્યવહારથી છે. પછી એ જ વ્યવહાર આગળ પછી દર્શન ને જ્ઞાન ને ચારિત્ર થઈ જાય. નહીં તો ચાર શબ્દો બોલવાં પડે. વ્યવહાર હોય તો જ્ઞાન, દર્શન, જ્ઞાન અને ચારિત્ર.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન, દર્શન, જ્ઞાન અને ચારિત્ર.

**દાદાશ્રી :** હા, આ જ્ઞાનના આધારે ટેકો હોય, તો ચાર શબ્દ.

**પ્રશ્નકર્તા :** હા એ બરોબર, પહેલું જ્ઞાન એટલે શાસ્ત્રથી થયેલું, પછી એનાંથી ઉપજેલું દર્શન, પછી........

**દાદાશ્રી :** પછી અનુભવનું જ્ઞાન. પછી ચારિત્ર.

**પ્રશ્નકર્તા :** તો એ બરોબર બેસે છે. હવે બરોબર છે. સમજાયું. આવી સમજણ હજુ સુધી દાદાએ આપી નથી કોઈ વખત. આ પહેલી વખતે સમજણ મને તો મળી.

**દાદાશ્રી :** પૂછે કોણ પણ, પૂછે તો નીકળે. કેટલી બધી ચીજો હોય તમે પૂછો કે માલ નીકળે !

## ક્રમિકમાં રિલેટિવમાંથી રિયલ !

**પ્રશ્નકર્તા :** દર્શનથી જ્ઞાન થાય છે તે રિયલ છે ને જ્ઞાન પછી દર્શન થાય તે રિલેટિવ છે. તે સમજાવોને જરાં.

**દાદાશ્રી :** આ પુસ્તકો-શાસ્ત્રો વાંચી, આ બધું વાંચી, તે એ જ્ઞાનથી એને દર્શન જે થાય છે એ રિલેટિવ જ્ઞાન છે બધું.

**પ્રશ્નકર્તા :** તીર્થંકરો બધા તે રિલેટિવમાંથી જ રિયલમાં ગયેલાને ?

**દાદાશ્રી :** હા, રિલેટિવમાંથી. પણ એ તો બધું કાઢતાં કાઢતાં, અહંકાર શુદ્ધ કરવો પડે છે. અહંકાર શુદ્ધ કરવામાં શું શું કરવું પડે ? અહંકારમાંથી ક્રોધ-માન-માયા-લોભનાં પરમાણુ માત્ર છૂટા કરવાં પડે, કાઢવા પડે ને અહંકાર શુદ્ધ કરવો પડે. જેમાં રાગ-દ્વેષ હોય નહીં એવો અહંકાર, વીતરાગ અહંકાર ઊભો કરે છેલ્લામાં છેલ્લો ત્યારે શુદ્ધાત્મા ભેગો થાય, ત્યારે આત્મ સાક્ષાત્કાર થાય.

**પ્રશ્નકર્તા :** આપ કહો છોને, આ આપણો એકલો જ રિયલ માર્ગ કે બીજા બધા રિલેટિવ, હવે રિલેટિવ કયા આધારે ? શાથી રિલેટિવ ?

**દાદાશ્રી :** આ જે પુસ્તકોથી જ્ઞાન થાય છે, એ જ્ઞાન રિલેટિવ જ્ઞાન

છે. તેનું ગમે એટલું દર્શન બેસે તોય રિલેટિવ જ્ઞાન છે. અને આત્માનું, શબ્દોથી જે જ્ઞાન થાય છે, એ બધું રિલેટિવ છે અને નિઃશબ્દ જ્ઞાન થાય છે, એ રિયલ છે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, તીર્થંકરોએ ગણધરોને જે જ્ઞાન આપ્યું તે એ એ લોકો રિલેટિવથી રિયલમાં ગયા ?

**દાદાશ્રી :** હા, બધું રિલેટિવથી રિયલમાં ગયા. એ રિલેટિવથી બધું. ઠેઠ સુધી ત્યાગ કરતાં કરતાં.

**પ્રશ્નકર્તા :** પણ પ્રત્યક્ષ તીર્થંકરની હાજરી હતીને ?

**દાદાશ્રી :** હાજરી હોય તોય પણ આમ રિલેટિવ જ્ઞાન કહેવાય. જ્યાં કંઈ પણ ત્યાગ કરવાનો હોય. ત્યાં બધો રિલેટિવ માર્ગ, રિયલ માર્ગ નહીં. રિયલ માર્ગમાં ત્યાગ કરવાનો હોય નહીં. તે ત્યાં તો અહંકાર હોય. અહંકાર સિવાય થઈ શકે નહીં.

**પ્રશ્નકર્તા :** હવે આ હિન્દુસ્તાનમાં જેટલાં ધર્મો છે, એને તમે કહી દીધાં, બધાં રિલેટિવ.

**દાદાશ્રી :** બધાં રિલેટિવ ! એટલે ક્રમિકમાં, પુસ્તકમાંથી જાણ્યું કે ગુરુઓની પાસે જાણ્યું. આપણે ત્યાં તો જ્ઞાન હું તમને આપી દઉં છું. એટલે રિયલ દર્શન ઊભું થઈ જાય છે અને પેલું શાસ્ત્રજ્ઞાન નથી આપણે ત્યાં. પેલું જ્ઞાન આપણે લીધું જ નથી. એ તો ખાંડી ખાંડીને કેટલું ખાંડીએ ? બે મણ ખાંડીએ ત્યારે પા શેર છે તે વસ્તુ નીકળે.

## અક્રમમાં સ્વયં ક્રિયાકારી જ્ઞાન !

**પ્રશ્નકર્તા :** ક્રમિકમાં પહેલું જ્ઞાન થાય છે ને પછી દર્શનમાં આવે છે. એનો દાખલો આપોને.

**દાદાશ્રી :** એ જ્ઞાન કેવું છે કે, આમ કરશો તો પાપ લાગશે, આમ કરશો તો પુણ્ય થશે, એવું એ જ્ઞાન છે. જડજ્ઞાન છે, ચેતનજ્ઞાન નથી. ચેતનજ્ઞાન કયું કહેવાય ? આપણું જ્ઞાન ચેતનજ્ઞાન છે કે જે

સમજમાં આવ્યા પછી જ્ઞાન થાય છે. અને પેલા જ્ઞાનથી પેલો સમજમાં આવે ભાન થાય આ કંઈક છે. ભાન થાય, કંઈક છે, ભાન થવા માટેનું એ જ્ઞાન છે. તે પણ ભાન થતું નથીને લોકોને. જુઓને, લાખો વરસથી ફર્યા જ કરે છે ને લોકો ! અને 'હું ચંદુભાઈ ચંદુભાઈ' બોલીને રખડે જ છે ને ! હું ચંદુભાઈ છું, આ બાઈનો ધણી થઉં ને આનો મામો થઉં ને આનો કાકો થઉં ને !

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈનો અભ્યાસ પૂરો ના થયો હોય, ત્યાં પાછાં બાપજી બને.

**દાદાશ્રી :** જ્યાં જુઓ ત્યાં આને આ જ અભ્યાસ, ડખો ઊંચકવાનોને !

એટલે જગતમાં જ્ઞાન-દર્શન ને ચારિત્ર હોય. આપણું તો અક્રમ છે, એટલે દર્શન-જ્ઞાન-ચારિત્ર. તે તેથી આપણું જ્ઞાન ક્રિયાકારી છે. જ્ઞાન એની મેળે કામ કર્યા જ કરે, તમારે કશું કરવું ના પડે. મહીં જ્ઞાન જ કર્યા કરે અને પેલા જ્ઞાનમાં પોતાને કર્તાપણું થશે, આ કરવું છે પણ થતું નથી. પછી 'થતું નથી, થતું નથી' ગા ગા કર્યા કરે.

જ્ઞાન એટલે શબ્દોથી જે જ્ઞાન સમજવું એનું નામ જ્ઞાન કહે છે એ લોકો અને એમાંથી જો મહીં સૂઝ પડી, તો દર્શન કહેવાય. અને આપણે ત્યાં તો પહેલું સૂઝ, દર્શન, પછી જ્ઞાન ને ચારિત્ર. એટલે આ જગતમાં ક્રિયાકારી જ્ઞાન કોઈ જગ્યાએ ના હોય. ક્રિયાકારી જ્ઞાન આપણે ત્યાં જ છે કે આ ચંદુભાઈ છે તે સૂતાં સૂતાં હોય, એની મહીં જ્ઞાનક્રિયા કામ કર્યા જ કરે. તમારે જ્ઞાન કામ કર્યા કરે છે ને ! 'આ હું છું, આ હું નથી, આ ચંદુભાઈ જુદા. આ ભૂલ થઈ. ચંદુભાઈએ ભૂલ કરી' એ બધું જ્ઞાનક્રિયા કામ કર્યા કરે છે. જ્ઞાન જ કામ કર્યા કરે.

તેથી આ કહેતા હતાને કે આ જ્ઞાન કામ કર્યા જ કરે છે. એ દાદા શું અજાયબી છે, તમે શું મૂક્યું છે ? મેં કહ્યું, ના, એનો સ્વભાવ જ છે એવો, આ ક્રિયાકારી જ્ઞાન છે. એ તમને મોક્ષે લઈ જશે ત્યાં સુધી છોડશે નહીં. એ જ્ઞાન જ મોક્ષે લઈ જાય એવું છે.

## ગુહ્ય, ગુહ્યતર ને ગુહ્યતમ જ્ઞાન !

**પ્રશ્નકર્તા :** ગુહ્ય જ્ઞાન, ગુહ્યતર જ્ઞાન અને ગુહ્યતમ જ્ઞાન કોને કહેવું ?

**દાદાશ્રી :** જે જ્ઞાન આપણને પ્રતીતિ બેસાડે, કે ના, આ સાચું લાગે છે હંડ્રેડ પરસેન્ટ, એ સાચું થઈ ગયું નથી, પણ સાચું લાગે છે. જે જ્ઞાન હંડ્રેડ પરસેન્ટ પ્રતીતિ બેસાડે એ ગુહ્ય જ્ઞાન કહેવાય. પ્રતીતિ બેસાડે કે ખરેખર હું આત્મા જ છું, આ દાદાજી કહે છે તેમ જ છું, એ ગુહ્ય જ્ઞાન કહેવાય.

અને ગુહ્યતર જ્ઞાન એટલે હવે ગુહ્ય જ્ઞાન એ શું છે ? એ દર્શનરૂપે છે અને આ ગુહ્યતર જ્ઞાન એ અનુભવ છે. જે દર્શન થયું તેનો અનુભવ છે અને ગુહ્યતમ એ છે તે ચારિત્ર છે, સંપૂર્ણ ચારિત્ર. એટલે સ્વમાં જ રહે, પરને અડે નહીં. સ્વમાં રહીને પરનું નિરીક્ષણ કર્યા કરે. પરનો દ્રષ્ટા રહે. જ્યાં સુધી જ્ઞાન ગુહ્ય અને ગુહ્યતર જ્ઞાન છે ત્યાં સુધી બન્નેમાં ભેળસેળ ચાલ્યા કરે. કો'ક ફેરો આમ લપસી પડે, આમ લપસી પડે. પેલું લપસવા-બપસવાનું નહીં, ગુહ્યતમ જ્ઞાન. આ એનો અર્થ મારી સમજણ પ્રમાણે આ થાય. બીજાને સમજણ પડે છે એ બુદ્ધિના ભેદ છે એ જુદી વાત છે, મારે તો આ બુદ્ધિ વગરનું આ જ્ઞાન !

**પ્રશ્નકર્તા :** આપે તો અધ્યાત્મની વાત કરી, પણ શાબ્દિક અર્થ કાઢે તો જરા જુદું થાય.

**દાદાશ્રી :** મારું કહેવાનું ગુહ્ય જ્ઞાન કોઈ હોતું જ નથી. કંઈ ને કંઈ રીતે ઓપન થયેલું હોય છે. ગુહ્ય જ્ઞાન કોને કહેવાય કે જે જ્ઞાન જગતના જ્ઞાનની બહાર જ છે.

**પ્રશ્નકર્તા :** કોઈ પણ વસ્તુ ગુહ્ય હોય, એનું રીઝલ્ટ આવતું હોય પણ એનું કારણ સમજણ ના પડે ત્યારે ગુહ્ય ગણાય.

**દાદાશ્રી :** ના, ના એવું નહીં. કારણવાળા જ્ઞાન એ બધું આ સંસાર

જ્ઞાન, ભૌતિક જ્ઞાન બધા, જેની પાછળ કારણ હોય. કારણ ના જડે એટલે એને જ્ઞાન જડે નહીં. હા, પણ આ ગુહ્યતમ એટલે શું કહેવા માંગે છે, ગુહ્યતમ એટલે જગતના લક્ષની બહાર જ જ્ઞાન છે. આમાં ભૌતિકનો પ્રશ્ન જ નથી. આ બધું જ્ઞાન જ ભૌતિક છે અને જે છે તે પપૈયા જેવું છે. પેલો પપૈયો ફળ ના આપે તે શુષ્ક જ્ઞાન. અને આ ગુહ્ય જ્ઞાન એ છે તે શુષ્ક નથી. જીવંત છે, સજીવ છે. અને બીજા જે કારણ ને કાર્યના જ્ઞાન એ બધા નિર્જીવ. આ સજીવ છે. તમને મહીં ચેતવે છે ને, આ મારી પાસે બેઠા પછી ? પહેલું ગુહ્ય જ્ઞાન મેં આપ્યું પહેલે દહાડે, પછી ધીમે ધીમે ગુહ્યતર મહીં ઉત્પન્ન થવા માંડ્યું અને જેટલું ગુહ્યતર થઈ ગયું, તેમાં તમારું ચારિત્ર વર્તે છે, એ ગુહ્યતમ. બીજું થયું નથી, તેટલું બાકી છે. ત્યાર પછી આ ચારિત્રની પૂર્ણાહુતિ થશે.

❖ ❖ ❖ ❖ ❖

# [૫.૨]

# ચારિત્ર

## વીતરાગોનું યથાર્થ વ્યવહાર ચારિત્ર !

**પ્રશ્નકર્તા :** જીવનમાં જે કાયમ વર્તાય એ વસ્તુને આપણે ચારિત્ર કહીએ છીએને ! આમાં આત્મજ્ઞાનની વાત એટલે આત્માનું જ્ઞાન કાયમ વર્તે એ ચારિત્રમાં આવ્યું કહેવાય ?

**દાદાશ્રી :** ચારિત્ર બે પ્રકારના. એક આ વ્યવહાર ચારિત્ર કે બહુ ઊંચા માણસને વ્યવહાર ચારિત્ર ચોખ્ખું હોય. વ્યવહાર ચારિત્ર તો શું હોય ? તીર્થંકરોની આજ્ઞાપૂર્વક હોય આખું ચારિત્ર એ બધું વ્યવહાર ચારિત્ર કહેવાય. તે દેહનું બધું ચારિત્ર પણ તેથી કંઈ જ્ઞાન થયું નથી. અને પેલું આત્માનું ચારિત્ર. આત્માનું ચારિત્ર જોવું-જાણવું અને પરમાનંદ. જ્ઞાતા-દ્રષ્ટા, પરમાનંદી બસ. રાગ-દ્વેષ નહીં. અને પેલું વ્યવહાર ચારિત્ર એટલે આજ્ઞામાં રહેવું તીર્થંકરોની, સંપૂર્ણ આજ્ઞામાં રહેવું.

આ ચારિત્ર બહાર જે પાળે છે, તેને ચારિત્ર ગણાતું નથી. એને વ્યવહાર ચારિત્ર નથી ગણાતું. વ્યવહાર ચારિત્ર ક્યારે કહેવાય ? વીતરાગ માર્ગમાં હોય તે જ. આ તો ગચ્છ-મતમાં છે. ગચ્છ-મત એટલે બીજા લોકો જે રીતે ચારિત્ર પાળે છે એવું આ ત્યાગી કહેવાય બધાં, પણ ચારિત્ર ના ગણાય. વ્યવહાર ચારિત્ર ક્યારે કહેવાય ? વીતરાગ માર્ગમાં હોય એટલે કોઈ ધર્મને પરાયો માનતો ના હોય છતાં વીતરાગ ધર્મને પોતાનું ધ્યેય

રાખતો હોય. ધ્યેય શું રાખે ? વીતરાગ ધર્મ. વીતરાગોને માન્ય રાખે અને બીજા કોઈને અમાન્ય ના કરે. કોઈનાં પર દ્વેષ નહીં, ત્યારે વ્યવહાર ચારિત્ર કહેવાય. કોઈ ધર્મ પર દ્વેષ ના હોય.

ભગવાને જે વ્યવહાર ચારિત્ર કહ્યું છે, એ તો બહુ ઊંચી વસ્તુ છે. વ્યવહાર ચારિત્ર તો વીતરાગનાં મતને જાણે, કે વીતરાગોનો અભિપ્રાય શો છે ! પોતાનો અભિપ્રાય શો છે તે તો જુદી વસ્તુ છે, પણ વીતરાગોનાં અભિપ્રાય માન્ય રાખીને બધું કામ કરે એ વ્યવહાર ચારિત્ર. પોતાથી જેટલું થાય એટલું, પણ વીતરાગના અભિપ્રાયને નક્કી રાખીને કે આ પ્રમાણે વીતરાગનો અભિપ્રાય, એ પ્રમાણમાં જ ચાલ્યા કરે, પછી પોતાથી થાય એટલું, પણ એ વ્યવહાર ચારિત્ર.

અને જેનો આત્મા પ્રગટ થઈ ગયોને, તેનામાં બધી જ શક્તિઓ ઉત્પન્ન થઈ ગઈ. બધા જ્ઞાનીઓ, પાંચ લાખ જ્ઞાનીઓ હોય તેનો એક જ અવાજ હોય અને ત્રણ અજ્ઞાનીઓ હોય તો સો જાતનાં ભેદ પડી જાય. આ મતભેદ બધાં અજ્ઞાનીઓનાં હોય અને જ્ઞાનીઓમાં મતભેદ ના હોય. આપણાં અહીં બધાનામાં મતભેદ જેવું લાગે છે તમને કશું ? ભલેને ઓછું-વધતું જ્ઞાન હશે, જ્ઞાન તો એક જ પ્રકારનું આપ્યું છેને, પણ પાત્ર પ્રમાણે પરિણામ પામે. ઓછું-વધતું પણ તોય હિસાબમાં કોઈ મતભેદ છે કશુંય ? કંઈ ખેંચતાણ એવું તેવું કશું છે ? એટલે આનું નામ ચારિત્ર કહેવાય, વ્યવહાર ચારિત્ર. નિશ્ચય ચારિત્રમાં તો મહેનત જ નથી હોતી. કોઈ જાતની મહેનત હોતી નથી. બધી મહેનત વ્યવહાર ચારિત્રમાં. દેહ ડાહ્યો થયો, તેનું નામ વ્યવહાર ચારિત્ર ને આત્મા ડાહ્યો થયો, તેનું નામ નિશ્ચય ચારિત્ર. આત્મા ડાહ્યો થયો એટલે જ્ઞાતા-દ્રષ્ટા, પરમાનંદમાં જ રહે. બીજા કશી ભાંજગડમાં હાથ ઘાલે નહીં 'નિશ્ચય ચારિત્રમાં' આવ્યા, એ તો ભગવાન થઈ ગયા ! 'કેવળજ્ઞાન' સિવાય 'નિશ્ચય ચારિત્ર' પૂર્ણ દશાએ ના હોય.

## ભેદ, વ્યવહાર ને નિશ્ચય ચારિત્રના !

**પ્રશ્નકર્તા :** 'ચારિત્ર વિના મોક્ષ નથી અને મોક્ષ વિના નિર્વાણ નથી.'

**દાદાશ્રી :** ચારિત્ર એ તમારી ભાષામાં ચારિત્ર તમને શું સમજાયું છે એ કહો. જે તમને સમજાયું હોય.

**પ્રશ્નકર્તા :** હં. ચારિત્ર એટલે સારી રીતે વર્તન કરવું તે, સ્ટ્રેટ-ફોરવર્ડ જેને કહીએ. વાંકોચૂંકો કે ક્રુકેડ નહીં એ ચારિત્રવાન કહેવાય. પ્રામાણિક હોય, ઓનેસ્ટ હોય, મોરલ હોય.

**દાદાશ્રી :** એવાં તો ઘણાં સીધા માણસો મળે, એને ચારિત્ર કેમ કહેવાય તે ? આ તો મોક્ષનું કારણ જે ચારિત્ર છે, તેને વિશે કહ્યું છે. પેલું ચારિત્ર તો સીધો માણસ હોય તો કોઈ વાહ વાહ બોલે, કોઈ પૈસા ધીરે એને, બસ. તે બીજું કોઈ કારણ એનું છે નહીં. અને તોય કેટલાંક અવળું બોલે.

ચારિત્ર બે પ્રકારના. એક નિશ્ચય ચારિત્ર અને એક વ્યવહાર ચારિત્ર. વ્યવહાર ચારિત્ર એટલે કોઈ પણ વિષય ઉપર વૃત્તિ નહીં. પાંચેય વિષય ઉપર વૃત્તિ નહીં. વૃત્તિઓ પાંચ વિષયમાં ના હોય, એ વ્યવહાર ચારિત્ર. હવે ક્યાં જડે એ ? ખાસ કરીને ત્યાગીઓમાં વધારે જડે એ. કો'ક કો'ક જડી આવે. કારણ કે પૈણેલા કરતાં ત્યાગીઓમાં જડી આવે. કો'કે ય જડી આવે. અત્યાર તો ત્યાગીઓમાં ય જડતા નથી. કારણ કે આ તો એ જીભના ચાખુ થઈ ગયેલા. આંખો જો જો કર્યા કરે. એટલે પાંચેય વિષયમાં વૃત્તિઓ ના જાય એવું જોઈએ. એને વ્યવહાર ચારિત્ર કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ જે કહે છેને, માણસમાં ચારિત્રબળ હોવું જોઈએ. એ કયું ચારિત્રબળ ?

**દાદાશ્રી :** એક તો વ્યવહારમાં બહારનું અને બીજું આંતરિક હોય. બહાર વ્યવહારમાં પ્રમાણિકપણું અને નૈતિકતા. ન્યાયી અને પ્રમાણિક હોય અને આંતરિકમાં હક્કના વિષયમાં વાઈફની જોડે સિન્સીયર હોય, બીજું બધું ના હોય. એને ચારિત્ર કહેવાય.

**પ્રશ્નકર્તા :** ચારિત્ર એટલે પેલું બ્રહ્મચર્યનું એવું સમજે.

**દાદાશ્રી :** એ વ્યવહાર ચારિત્ર, તે વ્યવહારમાં કોઈને સહેજે દુઃખ

ના થાય બધું વર્તન હોય. દુઃખ દેનારનેય દુઃખ ના થાય એ વર્તન એ વ્યવહાર ચારિત્ર. અને વિષય બંધ હોવો જોઈએ. વ્યવહાર ચારિત્રમાં મુખ્ય બે વસ્તુ કઈ ? એક વિષયબંધ. કયો વિષય ? ત્યારે કહે છે, સ્ત્રીચારિત્ર વિષય. અને બીજું શું ? લક્ષ્મી સંબંધી. લક્ષ્મી હોય ત્યાં આગળ ચારિત્ર હોઈ શકે નહીં.

**પ્રશ્નકર્તા :** લક્ષ્મી હોય ત્યાં ચારિત્ર ના હોય એ કેવી રીતે ?

**દાદાશ્રી :** ત્યાં ચારિત્ર ના જ કહેવાય ને ! લક્ષ્મી આવી એટલે લક્ષ્મીથી તો વ્યવહાર કરવાનો બધો. અમારાથી લક્ષ્મી ના લેવાય.

**પ્રશ્નકર્તા :** પણ એમાં દુર્વ્યવહારે થાય ને સદ્વ્યવહારે થાય ને !

**દાદાશ્રી :** નહીં, એ તો સદ્ કરીએ ત્યાંથી જ દુર્વ્યવહાર ચાલુ થાય. સદ્ નહીં ને અસદ્ેય નહીં, એવો વ્યવહાર જ નહીં. આ મેં પચ્ચીસ વર્ષથી કશું પૈસાનો વ્યવહાર જ નહીં કરેલો ને કોઈ જાતનો ! ભાંજગડ જ નહીં ને ! ચાર આનાય મારા ગજવામાં હોય નહીં કોઈ દહાડોય. નીરુબહેન વહીવટ કરે બધો !

અને ખરું ચારિત્ર કોને કહેવાય કે બધું ખાતો-પીતો હોય પણ જ્ઞાતા-દ્રષ્ટા એ ખરું ચારિત્ર. આત્મા પોતાના સ્વભાવમાં, જ્ઞાતા-દ્રષ્ટામાં આવે એ ખરું ચારિત્ર. એ ચારિત્ર વિના મોક્ષ નથી. 'આત્મા' જ્ઞાતા-દ્રષ્ટા છે. 'તમે' જ્ઞાતા-દ્રષ્ટામાં રહો એ જ ચારિત્ર અને તે જ મોક્ષનું કારણ ખરું. અને મોક્ષ એટલે સર્વ દુઃખોથી મુક્તિનું કારણ એ, અને પછી એવો મોક્ષ થયા વગર નિર્વાણ થાય નહીં. નિર્વાણ એટલે આત્યંતિક મુક્તિ !

## ચારિત્રની યથાર્થ વ્યાખ્યા !

**પ્રશ્નકર્તા :** નિશ્ચય ચારિત્ર એક વાક્યમાં કહો ને ?

**દાદાશ્રી :** હોમ ડિમાર્ટમેન્ટમાં રહેવું, એનું નામ નિશ્ચય ચારિત્ર. ફોરેનમાં આવવું નહીં, એનું નામ ચારિત્ર.

**પ્રશ્નકર્તા :** આત્મામાં સ્થિરતા જે છે એ ચારિત્ર ?

**દાદાશ્રી :** સ્થિરતા તો આત્માનો ગુણ છે, પણ ચારિત્ર એટલે શું? આ બધું ચાલે છે એને જોવું ને જાણવું, એનું નામ ચારિત્ર. જોવું અને જાણવું જ અને પરમાનંદમાં રહેવું, એનું નામ ચારિત્ર. એ છેલ્લું ચારિત્ર કહેવાય. જોવું અને જાણવું, જ્ઞાતા-દ્રષ્ટા અને પરમાનંદી - આ ત્રણ પોતાના એમાં જ હોય.

આત્મામાં સ્થિરતા એ ચારિત્ર કહ્યું પણ એ ક્રમિક માર્ગનું ચારિત્ર છે. આપણું ચારિત્ર, જ્ઞાતા-દ્રષ્ટા એ ચારિત્ર. સ્થિરતા તો થયેલી જ છે ને! લક્ષ બેઠેલું છે તે સ્થિરતા તો થયેલી જ છે ને ! જ્ઞાતા-દ્રષ્ટા જેટલો રહ્યો એટલું ચારિત્ર કહેવાય. કો'ક ગાળો ભાંડે અને એ જોવા-જાણવામાં રહે. મનમાં ખરાબ વિચાર આવે અને જોયા-જાણ્યા કરે. અડે નહીં, એકાકાર થાય નહીં, જોયા-જાણ્યા કરે એ ચારિત્ર છે. અને ક્રમિક માર્ગમાં આત્મામાં સ્થિર થવું એ ચારિત્ર છે. એ ચારિત્ર અંશ ચારિત્ર કહેવાય છે. ધીમે ધીમે સર્વાંશ થાય, ત્યાર પછી જ્ઞાતા-દ્રષ્ટા થાય. ત્યાં સુધી એમને જ્ઞાતા-દ્રષ્ટા હોય નહીં, સ્થિરતા હોય. સાચું ચારિત્ર એટલે જ્ઞાતા-દ્રષ્ટાભાવ. જ્ઞાતા જ્ઞાતાભાવમાં આવે એ આત્મચારિત્ર કહેવાય.

## ક્રમિકમાં વ્યવહાર ચારિત્રથી નિશ્ચય ચારિત્રમાં !

**પ્રશ્નકર્તા :** નિશ્ચય ચારિત્ર માટે વ્યવહાર ચારિત્ર એ અગત્યનું છે ને ? એ સ્ટેપ છે અત્યારે કંઈક ? એ હોય તો જ...

**દાદાશ્રી :** આ જ્ઞાન મળ્યું છેને તે અક્રમ વિજ્ઞાન છે, એટલે વ્યવહાર ચારિત્ર, એ અત્યારે આપણે અહીં આગળ જરૂર નહીં. બાકી ક્રમિક વિજ્ઞાનમાં વ્યવહાર ચારિત્ર હોય તો જ નિશ્ચય ચારિત્ર પ્રાપ્ત થાય. હવે વ્યવહાર ચારિત્ર કરતાં કરતાં તો આ કેટલાં અવતારો ભટકી જાય!

**પ્રશ્નકર્તા :** પણ આપણે એની જરૂર નહીંને ! આપણે વ્યવહાર ચારિત્રને મેળવીને પછી જ મોક્ષે જવાય એવું નહીંને ?

**દાદાશ્રી :** ના. આ અક્રમ વિજ્ઞાન છે માટે જરૂર નહીં. નહીં તો પેલું સાંધા જ તૂટી જાય. એ બે વિષયોની વૃત્તિઓ બંધ કરવી, એ તો કંઈ

સહેલી વાત છે બા ! આ લોકો ક્રમિકમાં માર ખઈ ખઈને મરી ગયા તોય નહીં ઠેકાણું પડતુંને ! અને આ તો વિજ્ઞાન છે, અક્રમ વિજ્ઞાન છે. શોધખોળ છે એક જાતની. જ્ઞાન તેનું તે જ. પણ શોધખોળ છે હાઈ લેવલની ! આપણે ત્યાં બ્રહ્મચર્ય ચારિત્ર પાળે તે એવાં કેટલાં હશે ? સો-બસો જણ હશે ! તેમાં બે-પાંચ જણ અમારી પાસે બ્રહ્મચર્ય વ્રત લઈ ગયા છે તે ય વરસ-વરસ દહાડાનું.

હવે આ ક્રમિક માર્ગ શું કહે છે કે જ્યાં ચારિત્ર નથી, ત્યાં કશું છે જ નહીં અને આપણું તો આ વિજ્ઞાન કહે છે કે તેને લાગતું-વળગતું નથી. જો તને આવડે તો આ કશું અડતું નથી. બેઉ નિજ નિજ સ્વભાવમાં વર્તે છે.

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈ જુદાં ને હું જુદો ?

**દાદાશ્રી :** હા, એ જુદે જુદા વર્તે જ છે. એમ જ છે. પણ તે ક્રમિક માર્ગમાં આ અક્રમ ઘુસાડાય નહીં. કારણ કે ક્રમિક માર્ગ કાયમનો માર્ગ છે અને આ અમુક ટાઈમ પૂરતો છે.

## મિથ્યા જ્ઞાન - મિથ્યા દર્શન - મિથ્યા ચારિત્ર !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન-દર્શન ચારિત્ર યથાર્થતાએ કરીને પરિણમવું એ શું કહેવા માગો છો આપ ?

**દાદાશ્રી :** આ લોકોને અજ્ઞાન પરિણમ્યું છે એટલે કહે છે ને કે 'તું શું સમજે છે ? હમણે ધોલ મારીશ તને.' એ અજ્ઞાન પરિણમ્યું કહેવાય. તે ચંદુભાઈ ધોલ મારતા હોય તો પોતાને ગમતું ના હોય, આ છે તે જ્ઞાન પરિણમ્યું, ચંદુભાઈ ઊંધું કરે, તમને ગમે ખરું ? કારણ કે એ જ્ઞાન પરિણમ્યું અને પેલું અજ્ઞાન પરિણમે. એ જ્ઞાન દર્શન ચારિત્ર ને તપ, આ બધા પરિણમે. પેલું અજ્ઞાનમાં જ્ઞાન-દર્શન-ચારિત્ર ને તપ પરિણમે. ધોલ માર્યું એ ચારિત્ર કહેવાય. મારવાનો ભાવ થયો એ જ્ઞાન કહેવાય, મારવાની જે શ્રદ્ધા છે એ દર્શન કહેવાય. અને મારવું એ ચારિત્ર કહેવાય. જ્ઞાન-દર્શન-ચારિત્ર પેલું(અજ્ઞાન). એવું આ(જ્ઞાનમાં) ય જ્ઞાન-દર્શન-ચારિત્ર.

લોક કહેશે, તમે શું સગા થાવ ? તો કહીએ, ભઈ, અમે એના સસરા થઈએ. પણ આ તો છે તે પેલો દબડાવેને તો પોતે દબાઈ જાય. શાથી ? સસરો છું એના વર્તનમાં હોય. એટલે દબાઈ જાય. દર્શનમાં, જ્ઞાનમાં ને વર્તનમાં એ જ બધું. ત્રણે ય ભેગું થઈ ગયું. મિથ્યા જ્ઞાન, મિથ્યા દર્શન ને મિથ્યા ચારિત્ર આ જાય એટલે સમ્યક્ દર્શન ઉત્પન્ન થાય.

એટલે જ ભગવાને કહ્યું ને કે સમ્યક્ દર્શન મુખ્ય કારણ. પછી મોક્ષ થશે કે ? તો ચારિત્રનું શું ? ત્યારે કહે, એનું સમ્યક્ દર્શન એ ચારિત્ર લાવશે. તું તારી મેળે સમ્યક્ દર્શન કરી લે. સમ્યક્ દર્શન ચારિત્રને બોલાવી લાવશે. જેમ મિથ્યા દર્શન હોય, તે ચારિત્રને બોલાવી લાવે છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, મિથ્યા ચારિત્રને બોલાવી લાવે છે.

**દાદાશ્રી :** નાનું છોકરું હોય તે પેન્ટના ગજવામાંથી કોઈ ના હોય તો એ કાઢી લે. કારણ કે એને મિથ્યા દર્શન થઈ ગયેલું છે. એટલે એ પ્રતીતિ જ એને પછી કાઢી લેવડાવે. અને કેવી રીતે કાઢવું બધું ય જાણે.

**પ્રશ્નકર્તા :** એટલે મૂળ મહત્વ પ્રતીતિનું છે.

**દાદાશ્રી :** પ્રતીતિની જ છે કિંમત બધી.

**પ્રશ્નકર્તા :** એટલા માટે કહેવાય છે કે આ સમ્યક્ દર્શનની જ વધારે કિંમત છે, જ્ઞાનની તો નથી ને ?

**દાદાશ્રી :** જ્ઞાનની ને ચારિત્રનીય જરૂર નથી. સમ્યક્ દર્શન કહે છે, હું તને ઠેઠ પહોંચાડું છું, હં !

પહેલું દર્શનમાં આવે. દર્શન એટલે પ્રતીતિમાં આવે કે આ કરેક્ટ છે. અને હંમેશા નિયમ એવો છે કે જ્યાં પ્રતીતિ ત્યાં જ્ઞાન અને ચારિત્રને જવું પડે. માટે આપણે તમારે શું કરવાનું ? પ્રતીતિ એકલી કરાવી લેવડાવે જ્ઞાની પુરુષ એટલે બહુ થઈ ગયું. પછી તમારું જ્ઞાન, ચારિત્ર એની એ તરફ જ જવાનો પ્રયત્ન કરશે. તમારે કશું વાળવું નહીં પડે. જ્યાં આગળ બિલિફ ગઈ ત્યાં એની પાછળ બધું આવે. આ બિલિફ એ બહાર બેઠેલી

છે, રોંગ બિલિફ બેઠેલી છે. તે બધું આ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ.

## નિશ્ચય ચારિત્ર નથી ભાળ્યું જગતે !

ચારિત્ર તો મુખ્ય વસ્તુ છે. પણ ચારિત્ર મળવું બહુ મુશ્કેલ છે ને ! આ વર્લ્ડમાં કોઈ માણસ એવો હશે, જેને સહેજે ચારિત્ર હોય ! એક સેન્ટેય ચારિત્ર હોય એવો કોઈ માણસ હશે ખરો ? આ શાસ્ત્રકારોએ જે ચારિત્ર કહ્યું છેને, એ ચારિત્ર જ ન હોય. એ તો જરા ભ્રાંતિ ખસી તે બદલનું ચારિત્ર. ખરું ચારિત્ર તો જોયું નથી, સાંભળ્યું નથી. આ જ્ઞાન મળ્યા પછી ખરાં ચારિત્રના એક અંશમાં તમે બેઠા છો ને તેનો આ સ્વાદ લાગે છે તમને. એ ખરાં ચારિત્રનો અંશ ચાખ્યો. અંશનો ય અંશ, હજી હવે ધીમે ધીમે વધશે. ચારિત્ર જગતે એ જોયું નથી, સાંભળ્યું નથી. કંઈ શાસ્ત્રમાં લખવામાં આવ્યું છે આ, પણ શબ્દમાં હોય. પણ શબ્દો એ તો સ્થૂળ છે ને વાણી ય સ્થૂળ છે. એમાં ચારિત્ર હોય નહીં. ચારિત્ર વસ્તુ જ જુદી છે ને ! એક સેકન્ડેય જેને ચારિત્ર રહે એ ભગવાન કહેવાય. આ લોકો તો ચારિત્ર શેને કહે છે ? બ્રહ્મચર્ય ને ફલાણું ફલાણું, એને ચારિત્ર કહે છે ! એ તો ચારિત્ર એમની ભાષાનું છે. સહુ સહુની ભાષાનું, ભ્રાંતભાષાનું ચારિત્ર. ભ્રાંતિવાળાય આને કહે, આ ચારિત્ર. તો પછી જ્ઞાનીની ભાષાનું ચારિત્ર કેવું ? એ ભ્રાંતિવાળાનું ચારિત્ર કંઈ ચારિત્ર-બારિત્ર નથી, છતાંય આ રૂમમાં અહીંના માટે વાત કરું છું, બહાર ના કરાય. બહાર તો એ ચારિત્રને જ કહેવું પડે ! એના ઉપર જ મુખ્ય આધાર છે. બહાર તો આગળની વાત જ નથી ને ! ભ્રાંતિની જ વાત છે ને ! એટલે અહિંસા પાળો, સત્ય બોલો, ચોરી ના કરો, અબ્રહ્મચર્ય ના કરો, પરિગ્રહ ના કરો એ બધું ચારિત્ર. બહાર તો મારે એવું કહેવું પડે. આ તો અહીંની ભાષાનું તમારે જાણવું છે કે ત્યાંની બહારની ભાષાનું ?

**પ્રશ્નકર્તા :** બહારેય જીવીએ છીએ એટલે બહારનું ય જાણવું પડે ને અંદરનું ય જાણવું પડે, બન્નેવ.

**દાદાશ્રી :** હા. તે બહારનું આવું છે અને અંદરનું આવું છે. આ

બહાર જે છે એ ભ્રાંતિનું છે ચારિત્ર. ભ્રાંતિમાંથી નીકળવાના ફાંફા છે. 'બહુ દહાડા ફાંફાં માર્યા પણ કશું વળે નહીં ને ! અને દાદા તમારી પાસે એક કલાકમાં બધું મળી ગયું. ચારિત્ર હઉ મળી ગયું', કહે છે.

## વીતરાગોનું ચારિત્ર છે અરૂપી !

આંખે દેખાય એ ચારિત્રને ભગવાન ચારિત્ર કહેતાં જ નથી. જ્ઞાન-દર્શન-ચારિત્ર એ બધાં આંખે દેખાય નહીં એવી વસ્તુ છે, ઈન્દ્રિય પ્રત્યક્ષ નથી એ વસ્તુ. એટલે એ ચારિત્ર તો જુદું જ હોય.

એટલે જ્ઞાન-દર્શન-ચારિત્ર એ રૂપી નથી, અરૂપી છે. આ લોકો રૂપી ખોળે છે ! પ્રત્યક્ષ દેખાતું ખોળે છે. એ રૂપી નથી. રૂપી અને અરૂપીમાં તો બહુ ફેર. ભગવાન, વીતરાગોનું કહેલું રૂપી નથી, અરૂપી છે અને બીજા લોકોએ કહેલું રૂપી છે. પણ જેને મોક્ષે જવું હોય, તેને વીતરાગોનું કહેલું માન્ય કરવું પડશે. વીતરાગ સિવાય બીજા કોઈની વાત મોક્ષને માટે માન્ય ન હોય. એટલે જ્ઞાન-દર્શન-ચારિત્ર ત્રણેય અરૂપી હોવાં જોઈએ. એ દૃષ્ટિએ તો, આ કપડાં પહેરીએને અમે એટલે અમારા ચારિત્રને આ લોકો ચારિત્ર ન કહે. પણ તે અમને વાંધો નથી. દુઃચારિત્ર કહે તોય વાંધો નથી. અમારે તો અમારું અરૂપી જ્ઞાન, દર્શન, ચારિત્ર અમારી પાસે છે. આ રૂપી બધી ફોરેન બાબત છે. અને આ ફોરેન (વ્યવહાર) બાબતમાં અમે બહુ હાથ ઘાલતાં નથી, સુપરફલુઅસ રહીએ છીએ. આ બધી ફોરેન બાબત, રૂપી બધી ફોરેન છે.

## કિંમત છે નિશ્ચય ચારિત્રની !

**પ્રશ્નકર્તા :** ચારિત્ર શું કહેવાય ? નિશ્ચય એને ચારિત્ર કહેવાય ? ચારિત્ર એટલે શું ? સમજાવો.

**દાદાશ્રી :** ચારિત્ર તો આ વ્યવહાર ચારિત્ર તો આ બધા છે તે. પણ તે આય ખરેખર ચારિત્ર ના કહેવાય. વ્યવહાર ચારિત્ર શાસ્ત્રના આધીન હોવું જોઈએ. શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે હોવું જોઈએ. આ ચારિત્ર જ ના કહેવાયને ! વ્રત-નિયમો બધું વ્યવહાર ચારિત્રમાં આવી જાય. ત્યાગ ના

હોય. ત્યાગ ચારિત્રમાં ના હોય. અને એ ચારિત્ર દેહનું કહેવાય. અને આત્માનું ચારિત્ર તો જ્ઞાતા-દ્રષ્ટા રહેવું, બસ. ચંદુભાઈનું અપમાન થયું ત્યારે તમે જ્ઞાતા-દ્રષ્ટામાં રહો અને ચંદુભાઈને કહો કે 'અમે છીએ તમારી જોડે.'

**પ્રશ્નકર્તા :** આપે એવું હમણાં કહ્યું કે જ્ઞાનથી ચારિત્ર બદલાય, દર્શનથી ચારિત્ર ના બદલાય.

**દાદાશ્રી :** દર્શનથી જ્ઞાનમાં આવે. દર્શન એટલે શું કે કોઈ પણ વસ્તુ સાચી છે એની પ્રતીતિ થઈ, એનું નામ દર્શન. પ્રતીતિ ના થઈ, એનું નામ દર્શન ના કહેવાય. આ વાત સાચી તો તે આ અજ્ઞાની માણસો ય કહેશે કે ભાઈ, આ વાત સાચી છે. પણ એને પ્રતીતિ નથી થયેલી.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનથી ચારિત્ર બદલાય, એટલે કયું ચારિત્ર બદલાય ?

**દાદાશ્રી :** આ જે આત્માનું ચારિત્ર જે હોય મૂળ, તે મૂળ ઊભું થાય, યથાર્થ ચારિત્ર. ત્યાં સુધી ગૂંચવાડામાં રમ્યા કરતું હોય. ના આમાં હોય, ના પેલામાં હોય અને ગૂંચવાડામાં રમ્યા કરે.

અજ્ઞાની માણસોય છે તે ઘરમાં માટલી ફૂટી જાય છેને, તો એનું જ્ઞાન બદલાતું નથી. જ્ઞાતા-દ્રષ્ટા હોય તે ઘડીએ પણ પેલું અહંકારી જ્ઞાતા-દ્રષ્ટા. ત્યાં કષાયમાં જતો નથી. શાથી જતો નથી કે આની શી કિંમત છે આ ! માટલું તૂટી ગયું તેની ! એની કિંમત નથી. એટલે એને રાગ-દ્વેષ થતાં નથી. એટલે એનું ચારિત્ર બદલાતું નથી. ત્યારે કહે છે એ, મૂળ તો પ્રતીતિ બેઠી હતી કે આ ઓછી કિંમતની છે અને એક-બે ફેરો તૂટી ગયેલું હોય એટલે પછી અનુભવમાં આવેલું હોય. એટલે ફરી તૂટી જાય તો એને મહીં બદલાય નહીં કશુંય. એટલે પણ તે ઘડીએ એનું ચારિત્ર ઊંચું કહેવાય. બહારેય કષાય ના થાય, એનું નામ ચારિત્ર.

અને આમાં તો કષાયની ક્યાં વાત રહી ? આમાં તો જ્ઞાતા-દ્રષ્ટા રહ્યો તે જ ચારિત્ર. પોતાનો છોકરો એક મણ દૂધ પેણે ઢોળ્યા કરે છે અને પોતે જ્ઞાતા-દ્રષ્ટામાં રહે છે એ ચારિત્ર. ઈમોશનલ ના થાય.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાતા-દ્રષ્ટાનું મુખ્ય પરિણામ કે ઈમોશનલ ન થાય.

**દાદાશ્રી :** જે બુદ્ધિ વગરનો હોય તો જ થાય જ્ઞાતા-દ્રષ્ટા. બુદ્ધિ ઈમોશનલ કર્યા વગર રહે નહીં. બુદ્ધિ ખલાસ થાય ત્યાર પછી એ પદ ઊભું થાય.

**પ્રશ્નકર્તા :** અમને ધારો કે દિવસમાં સો પ્રસંગ થતાં હોય તો એમાં દાખલા તરીકે અમુક પચાસ-સાઈઠ પ્રસંગમાં બુદ્ધિ ઊભી ના થાય અને અમુકમાં બુદ્ધિ ઊભી થાય, તો એમાં કયા આધારે ઊભી થાય છે અને કયા આધારે નથી થતી મહાત્માઓને ?

**દાદાશ્રી :** એ તો ઓછી કિંમતનું હોયને, ઓછી કિંમતનું માટલું હોય તો બુદ્ધિ શું કરવા ઊભી થાય ? એણે કિંમત માની છે...

**પ્રશ્નકર્તા :** ત્યાં બુદ્ધિ ઊભી થાય છે.

**દાદાશ્રી :** એટલે આપણા જ્ઞાનથી જ્યારે આ કિંમત ઊડી જાય છે બધાની, આ સંસારની ચીજોની કિંમત ઊડી જાય છે ત્યારે એને કશો અર્થ નથી લાગતો. સમજાય એવી વાત છેને આ ?

**પ્રશ્નકર્તા :** હાજી, હા. એનો અર્થ એમ કે જ્યાં જ્યાં પોતે સંસારી ભાવમાં વેલ્યુ માની, કિંમત મૂકી છે, ત્યાં બુદ્ધિ ઊભી થવાની.

**દાદાશ્રી :** કિંમત મૂકી છે માટે બુદ્ધિ ઊભી થાય કે 'આ ખોટ જાય છે, ખોટ જાય છે.' અલ્યા ભઈ, બુદ્ધિનો સ્વભાવ છે નફો-ખોટ દેખાડવું. એનો સ્વભાવ શું ? આ ખોટ જાય છે અને આ નફો થાય છે. નફો-ખોટ દેખાડે. પ્રૉફિટ એન્ડ લોસ દેખાડવું, એનું નામ બુદ્ધિ.

**પ્રશ્નકર્તા :** અમને મહાત્માઓને આત્માની પ્રતીતિ બેઠી છે તો અજ્ઞાનીને અને અમારે, એ પ્રતીતિ બેઠેલી એના હિસાબે અનુભવમાં શું ફેર પડે છે ? અજ્ઞાનીનેય ખબર છે કે આત્મા છે.

**દાદાશ્રી :** આખોય ફરક પડે, આખોય ચેન્જ થઈ જાય. અજ્ઞાની માણસ ભગવાન તરીકે વાતો કરે મોટી બધી, આત્મા છે એમાં, બધામાં

છે, પણ ઘરાક થઈને દુકાને આવેને એટલે એની પાસે પડાવી જ લે. કેમ કરીને છેતરું એવું હોય ને આર્તધ્યાન-રૌદ્રધ્યાન એ બે એમને નિરંતર થયા કરે. અને આપણને અહીં એ બંધ થઈ જાય. ત્યાં ચિંતા કાયમ જ, આખો દહાડો સળગ્યા જ કરતી હોય. અજંપો, ચિંતા, ભય, કંકાસ મનમાં થયા જ કરતું હોય. એ બધું અહીં બંધ થઈ જાય. બહુ બહુ ફેરફાર બધો થઈ જાય. મહાત્માઓને રૌદ્રધ્યાન અને આર્તધ્યાન બંધ થઈ ગયા, એને ભગવાને મોક્ષ કહ્યો અહીં બેઠા સંસારમાં.

અત્યારે તમે પૂછો કે, 'સાહેબ, મારે ત્યાં દસ પ્યાલા પડી ગયા છતાંય મારા ઘરમાં બધાય માણસોએ એકદમ સમતા રાખી હતી', એ ભગવાન કહેવાય ! નહીં તો કઢાપો-અજંપો થયા વગર રહે નહીં, એ પછી ગમે તે હોય ! એમને કઢાપો-અજંપો થાય જ. હવે એમાં કો'ક બુદ્ધિશાળી હોય અને એને આ અનુભવ થયેલા હોય આગળ કે હવે એની કિંમત નથી, તો એને ના થાય. બાકી નહીં તો બાપજીને આવડું પેલું લોટું હોયને તે તૂટી ગયું હોય તોય તરત કઢાપો-અજંપો થઈ જાય. હવે એમને ક્યાં વેચાતું લેવા જવાનું છે ! પણ સ્વભાવ છોડે નહીંને ! આપણે ત્યાં આર્તધ્યાન-રૌદ્રધ્યાન બંધ થઈ ગયેલા હોય, બહુ ફેરફાર, એટલો બધો ફેરફાર, જો કાઢવા જાવને તો એટલો બધો ફેરફાર છે ને !

## જ્ઞાતા-દ્રષ્ટા, એ દરઅસલ ચારિત્ર !

**પ્રશ્નકર્તા :** સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્ર - એ ત્રણ અલગ હોય છતાં પણ એક જ સાથે થાય છેને ?

**દાદાશ્રી :** ના, એક સાથે ના થાય. દર્શન, જ્ઞાન સ્ટેપિંગમાં થાય છે. ચારિત્ર વસ્તુ જુદી છે. જે લોક કહે છે ને, ચારિત્ર એ જુદું છે.

સમ્યક્ જ્ઞાન, સમ્યક્ દર્શન, સમ્યક્ ચારિત્ર- એમાં ક્રોધ-માન-માયા-લોભ એ કષાયનું નિવારણ થાય, એને સમ્યક્ ચારિત્ર કહેવાય છે. અને દરઅસલ ચારિત્ર, જોવું ને જાણવું તે. પણ આ ચારિત્ર હોય તો પેલું દરઅસલ હોય મહીં. પણ લોકોને દરઅસલ ના દેખાય પણ આ સમ્યક્

ચારિત્ર તો દેખાયને ?! એટલે અંદર જ્ઞાતા-દ્રષ્ટા રહે, એને દરઅસલ ચારિત્ર કહેવાય. જ્ઞાતા-દ્રષ્ટામાં રહેવું એ જ ચારિત્ર.

અને હવે કોઈને આત્મજ્ઞાન થયું હોય તો અંદર ચારિત્રમાં રહી શકતાં હોય તો ભગવાને વાંધો ઉઠાવ્યો નથી. અંદર જ્ઞાતા-દ્રષ્ટામાં રહે છે કે નહીં, એટલું જ જોવાનું છે. બહારના ભાગને જેવું થવું હોય તે થાઓ.

## ચારિત્ર મોહતે 'જુએ' એ તે સમ્યક ચારિત્ર !

જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ. 'હું શુદ્ધાત્મા છું' એ દર્શન, એ છે તે પોતાની શ્રદ્ધામાં છે. એ બે એકાકાર થાય એટલે આમાં ભેગું નહીં થવું, એનું નામ ચારિત્ર અને ભેગું ના થવામાં જે કષ્ટ પડે તે ઘડીએ જે તપ કરવું પડે, એનું નામ તપ કહેવાય.

આ દેહમાં ક્રોધ, હર્ષ, શોક બધું જ ભરેલું છે. પણ તેમાં આત્મા તન્મયાકાર ના થાય ને પુદ્ગલનાં દરેક સંયોગોને પરપરિણામ જાણ્યું, એને સમ્યક્ ચારિત્ર કહેવાય !

દર્શન શુદ્ધિ પછી બહારના સંયોગો ઊભા થાય ને તેમાં તન્મયાકાર થાય તે ચારિત્રમોહ. ચારિત્ર મોહનીયને જે જ્ઞાન જુએ તે સમ્યક્ ચારિત્ર છે. અને સમ્યક્ ચારિત્રમાં મૂકયા છે તમને. બોલો, હવે તમને શું થાય તે ? સમ્યક્ દર્શન તો નહીં, પણ સમ્યક્ ચારિત્ર સુધી મૂક્યા છે તમને. ચારિત્ર મોહનીયને જે જ્ઞાન જુએ, એટલે ચંદુભાઈ ચિઢાય, ચંદુભાઈ કોઈની જોડે વિખવાદ કરે, તેને તમે 'જુઓ' કે ચંદુભાઈ વિખવાદ કરે છે. ચંદુભાઈ જે કંઈ કરે છે એ ચારિત્રમોહનીય કહેવાય. અને તમે જુઓ એને એટલે એ સમ્યક ચારિત્ર. એવી સ્થિતિએ મૂકેલા છે. પણ સમજણ પડે તો એને એ બોલી શકે ને !

ચારિત્ર મોહનીયને લોકો જોઈ શકે નહીં. ચારિત્ર મોહનીય લોકોને હોય યે નહીં. જગતના સાધુ-સંન્યાસીઓને ય ચારિત્ર મોહનીય ના હોય. ચારિત્ર મોહનીય આપણા મહાત્માઓને જ ફક્ત હોય. બીજે બધે ચારિત્ર મોહનીય ના હોય. ત્યાં તો મિથ્યાત્વ મોહનીય હોય.

જેને ચારિત્રમોહનીય ઉત્પન્ન થાય ને, એને તો મોક્ષે જવાની તૈયારી કહેવાય.

## ખસ્યે ચારિત્ર મોહનીય, પ્રગટે પૂર્ણત્વ !

**પ્રશ્નકર્તા :** પરમાર્થ સમકિત એટલે શું ?

**દાદાશ્રી :** પરમાર્થ સમકિત, તમને 'હું શુદ્ધાત્મા છું' એ નિરંતર લક્ષમાં રહે છેને, એ પરમાર્થ સમકિત.

**પ્રશ્નકર્તા :** તો એ ચારિત્રની ભૂમિકામાં આવે ?

**દાદાશ્રી :** હા, એ ચારિત્રની ભૂમિકામાં આવ્યું. પણ તે પૂર્ણ ચારિત્ર નહીં. જ્યાં સુધી ચારિત્રમોહનીય જાય નહીં ત્યાં સુધી પૂર્ણ ચારિત્ર ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** મોહનીય સાથે પણ ચારિત્રની ભૂમિકા તો ખરીને ? લક્ષ તેનું તે તરફ તો ખરું ને ?

**દાદાશ્રી :** હા. લક્ષ આવે ને એ ચારિત્રની ભૂમિકા કહેવાય. અને આ છે તે પ્રતીતિની ભૂમિકા કહેવાય. પણ આ થયું હોય ને તોય ઘણું કહેવાય.

કૃપાળુદેવે કહ્યું છે કે 'જેમ આવી પ્રતીતિ જીવની રે' પછી જેમ 'હું શુદ્ધાત્મા છું' એ શબ્દથી એને સમજાય અને આ બધું 'ન્હોય હું' તેમ પછી શું થાય ? 'જાણે સર્વથી ભિન્ન અસંગ'. એ અસંગ જ છે પોતે.

**પ્રશ્નકર્તા :** અસંગ થઈ જાય, ભિન્ન થઈ જાય તે પૂર્ણ ચારિત્ર ખરું ?

**દાદાશ્રી :** ના. અસંગ અને ભિન્ન એને પ્રતીતિમાં બેસે.

એટલે ચારિત્રની ભૂમિકા ધીમે ધીમે તૈયાર થાય. પણ એ તૈયાર ક્યારે થાય ? ચારિત્ર મોહનીય જેમ ઘટે ને તેમ થાય. જેમ ચારિત્ર મોહનીય ઘટતી જાય ને એક બાજુ શુદ્ધ ચારિત્ર વધતું જાય.

## સમ્યક્ દર્શન, ખપે પાયામાં જ !

હવે દર્શન, જ્ઞાન ને ચારિત્ર. એટલે દર્શન તો આપણું ફરી ગયું. જ્ઞાને ય તેવા પ્રકારનું શરૂ થયું છે.

ચારિત્રમાં વણાઈ ગયેલું છે ને તે એ વણાઈ ગયેલું ઉકલી જવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** જુનું ?

**દાદાશ્રી :** હાસ્તોને. આ જે ગયા ભવમાં મિથ્યાત્વ દર્શન હતુંને, તેનાથી મિથ્યાત્વ જ્ઞાન પરિણામ પામી ગયું. અને પરિણામ પામ્યું એટલે પછી મિથ્યાત્વ ચારિત્ર ઊભું થયું છે.

મૂળ કારણ શું ? ત્યારે કહે, દર્શન આવું મિથ્યાત્વ ન હોત, સમ્યક્ દર્શન હોત તો સમ્યક્ જ્ઞાન પરિણામ પામત અને સમ્યક્ ચારિત્ર પામત. પણ આ દર્શન મિથ્યાત્વ હતું. હવે એ મિથ્યાત્વ દર્શન ઊડી ગયું. હવે સમ્યક્ દર્શન ઉત્પન્ન થયું કે હું તો શુદ્ધાત્મા છું. ચંદુભાઈ તો આ વ્યવહારને માટે છે, એ પાછલી ગનેગારી છે. પણ એ જે પહેલાનું જે બધું ચારિત્રમાં વણાઈ ગયેલું એ બધા હિસાબ ચૂકવવા પડે બધા. પછી મનમાં એમ થાય કે સાલું, આ ખસતું કેમ નથી? આ ખસે તે શી રીતે ખસે ? વણાયેલું જાડું છે. મન-વચન-કાયાની ટેવો અને તેના સ્વભાવ, તે સ્વભાવ જાડાં છેને ! કેટલી બધી ફાઈલો ઘટશે ત્યારે. આમાંથી તો ઉલેચવો જ પડશે સંસાર સાગર.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું, આ દર્શનમાંય નથી આવ્યા, દર્શનમાં આવ્યું હોત તો જ્ઞાનમાં આવે અને ચારિત્રમાં આવે, એ દર્શન આપ કોને કહેવા માંગો છો ?

**દાદાશ્રી :** આ અમે કહીએ સમજ સમજ કરો, તે સમજ એ દર્શન કહેવાય અને અમે સમજાય સમજાય કરીએ એ દર્શનમાં આવે. એટલે તમને પ્રતીતિ બેસે. અને પ્રતીતિ બેસે તો આગળ ચાલે.

સમજ શબ્દનો અર્થ જ દર્શન. દર્શનનો અર્થ સમજ. તેથી અમે કહીએ છીએને, સમજ સમજ કરો. આ વાત સમજી લીધી તમે, હવે તમને પછી સમજાયને કે આપણી ભૂલ થઈ છે અને ભૂલ થઈ, એટલે ભૂલ ભાંગે.

**પ્રશ્નકર્તા :** સંયમ અને ચારિત્રમાં ફરક કંઈ ?

**દાદાશ્રી :** સંયમ પરિણામ એ જ ચારિત્ર. પણ એ ક્ષાયિક ચારિત્ર નથી. જ્યારે સંયમ પરિણામ બંધ થઈ જાય. ત્યારે ક્ષાયિક ચારિત્ર. સંયમ પરિણામ એ ચારિત્ર ખરું, પણ ક્ષાયિક નહીં ક્ષયોપક્ષમ.

**પ્રશ્નકર્તા :** ક્ષયોપક્ષમ. એટલે આમ આમ વધ-ઘટ થયા કરે.

**દાદાશ્રી :** ખરું ચારિત્ર તો એને સમ્યક્ ચારિત્ર કહેવાય. સંયમ પરિણામ એ જ ચારિત્ર છે. પણ એ ક્ષાયિક ચારિત્ર થાય ત્યારે ભગવાનના જેવું ચારિત્ર ઊભું થાય.

**પ્રશ્નકર્તા :** સરાગ ચારિત્ર.

**દાદાશ્રી :** સરાગ ચારિત્ર તો બહુ ઊંચી વસ્તુ છે. સરાગ ચારિત્ર તો ઊંચી કહેવાય વસ્તુ. જ્ઞાનીઓ સરાગ ચારિત્રમાં હોય. જ્ઞાનીઓ સરાગ ચારિત્રમાં અને સંપૂર્ણ જ્ઞાની થઈ જાય, ત્યાર પછી વીતરાગ ચારિત્ર. એ તો બહુ ઊંચી દશા. એ તો સંયમી કહેવાય, સરાગ ચારિત્ર તો !

જુએ-જાણે પણ રાગ-દ્વેષ ના થાય, એનું નામ વીતરાગ ચારિત્ર !

પરમ ઉપકારકર્તા પર કિંચિત્માત્ર રાગ નહીં ને પરમ ઉપસર્ગકર્તા પર કિંચિત્માત્ર દ્વેષ નહીં, એવું વીતરાગ ચારિત્ર જાણવાનું છે.

## એ છે વિપરીત જ્ઞાન...

**પ્રશ્નકર્તા :** એ આત્માનું જે છે જ્ઞાન, દર્શન ને ચારિત્ર, તેમાં કંઈ જુદા વિભાગો હોતાં નથી ?

**દાદાશ્રી :** ના. આત્માનું તો ત્યાં એક જ હોય છે. એ આત્માનું

તો એ જ્ઞાન, દર્શન, ચારિત્ર ને એ બધું ભેગું સ્વરૂપ એ જ આત્મા. પણ આ જુદા જુદા છે એટલે બધે રસ્તે ચડતો ચડતો આવતો હોયને, તે પહેલું દર્શન એને સમજાય. પછી જ્ઞાનને સમજે અને પછી ચારિત્ર. એટલે બધું જુદું જુદું સમજે. પણ છે મૂળ એકનું એક. પણ સમજાવવા માટે આ બધી વાત એ વિગતે કરેલી. સમજણ સામાને સમજાયને કે દર્શન એ શું છે. ને એ બધું કારણ કે પોતે જ્ઞાતા-દ્રષ્ટા રહે. જ્ઞાતા-દ્રષ્ટા પોતે એટલે જ્ઞાન ને દર્શન પોતે. અને પરમાનંદ એ એનું ચારિત્ર.

**પ્રશ્નકર્તા :** એ એનું પરિણામ છે ?

**દાદાશ્રી :** એ પરિણામ, પણ એ જ ચારિત્ર.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન, દર્શન, ચારિત્રમાં શરૂઆત દર્શનથી ?

**દાદાશ્રી :** એ તો આ સંસારની અપેક્ષાએ છે. બાકી એનામાં એ કશું જુદું જુદું છે જ નહીં ત્યાં આગળ. આ તો સંસારમાં પડેલો છે માટે. તેનું દુઃખ છે. એ જે દર્શન ઊંધું છે તે છત્તું કરી આપવું પડે. દર્શન છત્તું કરી આપીએ, ત્યારે જ્ઞાન ઊંધું છે એ જ્ઞાન છત્તું થાય અને પછી ચારિત્ર ઊંધું છે તે ચારિત્ર છત્તું થાય. આ જ્ઞાન, દર્શન ને ચારિત્ર સંસારમાં જે છે, એ બધાં ચારિત્ર કહેવાય ખરાં પણ તે ઊંધા જ્ઞાન-દર્શન ચારિત્ર કહેવાય. છત્તાં જ્ઞાન, દર્શન, ચારિત્ર નથી એ. ઊંધા એટલે વિપરીત ને ચત્તાં એટલે સમ્યક્.

## નથી કરવાનો વિકાસ આત્મગુણનો !

**પ્રશ્નકર્તા :** આત્માના ગુણોનો વિકાસ કરે એ જ જ્ઞાન અને બીજું બધું અજ્ઞાન કહેવાયને ?

**દાદાશ્રી :** આત્માના ગુણોનો વિકાસ કરવાનો જ નથી એ પોતે વિકસીત જ છે. આત્મા તો પરમાત્મા જ છે. એના ગુણોનો વિકાસ આપણે શું કરવાના ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાન-દર્શન અને ચારિત્ર એ આત્માના ગુણો છે, તો

એનો વિકાસ કરીએ તો જ પરમાત્મા પદની પ્રાપ્તિ થાયને ?

**દાદાશ્રી :** એનો વિકાસ નહીં. એ તો સંપૂર્ણ છે. અનંત જ્ઞાનમય છે. વિકાસ એનો કરવાનો જ નથી. આ તો ક્રમિક માર્ગમાં એવું શીખવાડે છે. તે આ જ્ઞાન-દર્શન-ચારિત્ર એ તો વ્યવહાર છે, સાચી વસ્તુ જ નથી. આ વ્યવહાર ઉપરથી નિશ્ચયમાં જવાનું છે. વ્યવહારથી કંઈ સમકિત થઈ જાય, તો પછી એને આગળ નિશ્ચયનો સાંધો જડે. સમકિત થાય નહીં ત્યાં સુધી નિશ્ચયનો સાંધો જડે નહીં.

## વ્યવહાર ચારિત્ર !

હવે જ્ઞાન, દર્શન, ચારિત્ર, એક વ્યવહારમાં અને એક નિશ્ચયમાં, બે જુદા જુદા હોય. નિશ્ચયનું રિયલ હોય અને વ્યવહારનું રિલેટીવ હોય, વ્યવહારનું આ સાધુ-આચાર્યો બધાનું વ્યવહારનું ચારિત્ર કહેવાય. એ જો ભગવાનના કહ્યા પ્રમાણે ચાલે તો, નહીં તો વ્યવહારનું ય ચારિત્ર ન કહેવાય.

હવે વ્યવહારનું ચારિત્ર એટલે શું ? લોકોને દુઃખ નહીં આપવું, અહિંસા ધર્મ પાળવો, જે ધર્મમાં અહિંસાનો ઉપદેશ લખાયેલો હોય, એ વ્યવહારિક જ્ઞાન કહેવાય. અહિંસા ઓછી હોય તો ઓછું જ્ઞાન, વધારે હોય તો વધારે જ્ઞાન, જેવું એ અહિંસાનું પ્રમાણ, દરેક ધર્મમાં અહિંસાનું તો કંઈક હોય જ, ક્રિશ્ચિયન ધર્મે ય માણસોને મારીને ખાવાનું ના પાડે છે, હં.

**પ્રશ્નકર્તા :** છતાં એ લોકો માંસ બહુ ખાય છે.

**દાદાશ્રી :** નહીં પણ, માણસ માણસને તો નથી ખાતા, એટલે કંઈકે ય ધર્મ છે ત્યાં, એ લોકો જાનવરને ખાય છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન એટલે સમજને ?

**દાદાશ્રી :** જ્ઞાન એટલે હિતાહિતનું ભાન કરવું, હિતાહિતનું જ્ઞાન જાણવું, પોતાનું હિત શેમાં ને અહિત શેમાં એ જાણ્યું, એનું નામ જ્ઞાન.

તે પહેલું છે તે પુસ્તકમાં વાંચે કે મનુષ્યનું માંસ ખાવું, એ ભયંકર રાક્ષસી વૃતિ કહેવાય. આમ છે તેમ છે, આપણા છોકરાઓને ખઈ જાય તો શું થાય ? એટલે પછી એને શ્રદ્ધા બેસે એ વાંચેલા ઉપર, એ દર્શન કહેવાય અને એ વાંચેલું, શ્રદ્ધામાં બેસેલું જ્યારે અનુભવમાં આવે ત્યારે જ્ઞાન કહેવાય અને વર્તનમાં આવે ત્યારે ચારિત્ર કહેવાય. એ વ્યવહાર જ્ઞાન, દર્શન, ચારિત્ર.

જ્ઞાન એટલે અનુભવ. દર્શન એટલે અનુભવ સિવાયનું જ્ઞાન, અન્ડીસાઈડેડ, વાંચ્યું કે તરત આપણને શ્રદ્ધા બેસે, વાત ખરી છે એવું લાગે આપણને. તે જ્યાં સુધી પોતાનાં આત્માની સમજણ નથી, ત્યાં સુધી અહિંસાની સમજણ હોવી જોઈએ. અહિંસાને ધર્મ કહ્યો ત્યાં સુધી, વ્યવહાર ધર્મને. જેટલો જેટલો અહિંસાનો ઉઘાડ એટલો એટલો ધર્મ ઊંચો. ધર્મ બધાય સાચા છે પણ સરખા નથી. જેટલાં પ્રમાણમાં અહિંસા પાળે છે એટલાં પ્રમાણમાં એનો ધર્મ છે. એ બધું વ્યવહારનું જ્ઞાન-દર્શન-ચારિત્ર. અને નિશ્ચયનું તો, આત્મા જાણ્યા પછી આત્મા ઉપર શ્રદ્ધા બેસે, જ્ઞાની પુરુષ પાસેથી સાચા આત્મા ઉપર શ્રધ્ધા બેસે ત્યારે સમ્યક્ દર્શન કહેવાય.

**પ્રશ્નકર્તા :** ત્યાર પછીનું પગથિયું સમ્યક્ જ્ઞાન ?

**દાદાશ્રી :** આપણા અનુભવમાં આવે ત્યારે સમ્યક્ જ્ઞાન થયું કહેવાય અને ચારિત્રમાં આવે પછી સમ્યક્ ચારિત્ર !

એટલે મોક્ષે જતાં બે પ્રકારનાં જ્ઞાન, દર્શન, ચારિત્ર ને તપ. એક વ્યવહાર જ્ઞાન, વ્યવહાર દર્શન, વ્યવહાર ચારિત્ર, વ્યવહાર તપ. વ્યવહાર એટલે શું કે બહારના લોકોને એક્સેપ્ટ થાય એવું જ્ઞાન. બાહ્યજ્ઞાન પણ મોક્ષે જવાના રસ્તાનું જ્ઞાન. બાહ્યદર્શન, દર્શન એટલે શ્રદ્ધા. અને ચારિત્ર એટલે મોક્ષે જતાં અશુભ છોડે અને શુભ ચારિત્ર થાય. ત્યાર પછી શુદ્ધ ચારિત્ર થાય. પહેલું શુભ ચારિત્ર થાય. હવે શુભ ચારિત્રવાળા સાધુ કહેવાય. શુભ ચારિત્રની વ્યાખ્યા શું ? ત્યારે કહે, જ્યાં ક્રોધ આવતો હોય ત્યાં ક્રોધ ના કરે તે શુભ ચારિત્ર કહેવાય. શુભ ચારિત્રથી સંસાર માર્ગ સુધરે, સંસાર શુભ થાય. જ્યારે મોક્ષ તો શુદ્ધ ચારિત્રથી જ થાય ! શુભ

ચારિત્રમાં માન-કીર્તિની વાસના ન હોય. અને બીજું, આપણે અપમાન કરીએ તો પણ સમાન રહે. ચીઢાઈ ના જાય અને ચીઢાય તો એ સાધુ જ નથી. સંસારીઓ ચીઢાઈ જાય, સાધુ ચીઢાય તો ડિફરન્સ ક્યાં રહ્યો ?! કંઈક વ્યાખ્યા તો હશેને કે વ્યાખ્યા વગર હશે આ ? સોનાની વ્યાખ્યા છે ને પીત્તળની વ્યાખ્યા નહીં ? નહીં તો પીત્તળ સોનાના ભાવે વેચાયને ?

આમ કરો, સારું કરો, ફલાણું કરો, પ્રતિક્રમણ કરો, સામાયિક કરો, એવું તોફાન અહીં હોય નહીં. અહીં કરવાનું કશું હોય નહીં. અહીં તો જાણવાનું હોય ને સમજવાનું હોય. સમજવાથી સમકિત થાય ને જાણવાથી જ્ઞાન થાય. અને જે જાણી ગયો ને સમજી ગયો, તેનાથી સમ્યક્ ચારિત્ર થાય.

## મહાત્માઓનું ચારિત્ર !

શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું છે ને, 'ઉદય થાય ચારિત્રનો, વીતરાગપદ વાસ.'

જગતે ચારિત્ર જોયું નથી, સાંભળ્યું નથી. આપણા લોકો લૌકિકને ચારિત્ર કહે છે. કપડાં બદલે તેને ચારિત્ર કહે છે. શાસ્ત્ર મુખપાઠ હોય, એને ય ચારિત્ર કહે છે. શું આપણા લોકો ઝવેરીઓ આવ્યા છે (!)

**પ્રશ્નકર્તા :** આ ઉદય થાય ચારિત્રનો, એટલે કયું ચારિત્ર ?

**દાદાશ્રી :** મૂળ ચારિત્ર, આત્મચારિત્ર. એ જે ક્રમિક માર્ગમાં લખે છે, એ સમ્યક્ ચારિત્ર લખે છે અને આ તો મૂળ ચારિત્રમાં. જ્ઞાયક સ્વભાવ એટલે મૂળ ચારિત્ર. ચારિત્ર એટલે આત્મચારિત્ર તરફ જતા ચારિત્રો બધા, એટલે સ્ટેપ બાય સ્ટેપ ચારિત્રો. સંસારમાંથી પાછાં વળી અને આત્મા તરફના ચારિત્રો ઊભા થાય, ત્યાંથી એ ચારિત્ર ગણાય છે.

**પ્રશ્નકર્તા :** રિવર્સ ગતિ.

**દાદાશ્રી :** હા, રિવર્સ અને ત્યાંથી એ ચારિત્ર કહેવાય છે. પણ ક્યાં સુધી ચારિત્ર કહેવાય છે લૌકિક ચારિત્ર ? ત્યારે કહે, જ્યાં સુધી પોતે

આ દેહને 'હું આત્મા' માને છે, હજુ દેહાધ્યાસ ગયો નથી, ત્યાં સુધી એ લૌકિક ચારિત્ર છે. અને દેહાધ્યાસ જાય ત્યાર પછી અલૌકિક ચારિત્ર ઉત્પન્ન થાય. તે અમે આ જ્ઞાન આપ્યું છે એ બધાને અલૌકિક ચારિત્ર ઉત્પન્ન થયું છે ખરું, પણ એમને પોતાને ના સમજાય કે અમને અલૌકિક ચારિત્ર વર્તે છે. એનું કારણ કે એક કલાકમાં જ થઈ ગયો ને ઉકેલ. એટલે વિગતવાર અમને પૂછ પૂછ કરે તો સમજાય. વિગતવાર, ઈન ડિટેઈલમાં જવું જોઈએ.

**પ્રશ્નકર્તા:** આપણા મહાત્માઓને તો ચારિત્રનો ઉદય થયો છેને ?

**દાદાશ્રી :** હા, થયેલો છે. તેથી સ્તોને. તેથી જ શ્રીમદ્ રાજચંદ્રનું આ વાક્ય પૂરું થયું ને ! પણ એ ચારિત્રનો ઉદય કાયમ ના રહે. 'ઉદય થાય ચારિત્રનો વીતરાગપદ વાસ.' પણ પછી 'કેવળ નિજ સ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન.' 'કહીએ કેવળજ્ઞાન તે દેહ છતાં નિર્વાણ.' અક્રમ છેને એટલે આત્માનું ચારિત્ર થાય.

**પ્રશ્નકર્તા :** શું લક્ષણ હોય એમાં ?

**દાદાશ્રી :** એવું છે ને, એ ચારિત્ર એનું બહુ જૂજ પ્રમાણમાં થાય. જેને આ આંખેથી જોવું-જાણવું ના કહેવાય. બુદ્ધિથી જોવું-જાણવું, તે જાણવું ના કહેવાય. આંખ ના વપરાય, મન ના વપરાય, બુદ્ધિ ના વપરાય ને પછી જે જુએ-જાણે એ ચારિત્ર.

**પ્રશ્નકર્તા :** અંદરની પરિણતિ એમ.

**દાદાશ્રી :** હા. એ ચારિત્ર એનું, આત્માનું.

## ત્યારે ઉદય થાય ચારિત્રનો !

**પ્રશ્નકર્તા :** ચારિત્રનો ઉદય આપણે કેવી રીતે કરવો ? આપણે અધ્યાત્મના ચારિત્રને કોમન લેન્ગ્વેજમાં ચારિત્ર આપણે કહીએ ને, એ જરા ઊંડાણથી વાત સમજાવોને !

**દાદાશ્રી :** ચંદુભાઈ શું કરે છે ? એને જોયા કરવું, જ્ઞાતા-દ્રષ્ટા એ

ચારિત્ર કહેવાય. ચંદુભાઈનું મન શું કરે છે ? બુદ્ધિ શું કરે છે ? એ જોયા કરવું, એનું નામ ચારિત્ર. એ ચારિત્ર ઉદય થાય.

**પ્રશ્નકર્તા :** એ પુરુષાર્થ કરવાનું આપણા હાથમાં ?

**દાદાશ્રી :** હા, કારણ કે પુરુષ થયા પછી પુરુષાર્થ આપણા હાથમાં. આત્મા થયા પછી આપણા હાથમાં પુરુષાર્થ છે. કોઈ જગ્યાએ ઉપયોગ છે તે આમ બીજામાં ગયો હોય સંસારમાં તો આપણને ખરાબ લાગે કે 'ભઈ, પાછો ત્યાં ગયો ? શું કરવા ગયો ? આત્મામાં રહો,' એવું થાય.

**પ્રશ્નકર્તા :** લૌકિક ભાષામાં કંઈક આપણે કહીએ ને કે ચારિત્ર ખરાબ હોય એને પણ 'જોઈએ' એ આધ્યાત્મિક ચારિત્ર ?

**દાદાશ્રી :** બસ. એ જ આધ્યાત્મિક ચારિત્ર ! એ જે ચારિત્ર છે તે ચારિત્ર. આ ચારિત્ર નથી, દેહનું ચારિત્ર નથી. આત્માનું ચારિત્ર એટલે જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદમાં રહેવું એ આત્માનું ચારિત્ર. જાણવું-જોવું ને સ્થિર થવું, એનું નામ ચારિત્ર.

જાગૃતિથી દર્શન ઊંચું આવે ને સ્થિરતાથી ચારિત્ર પ્રગટે. જ્ઞાન-દર્શન તો મેં આપેલું છે તે અને ચારિત્ર જાણવું-જોવું ને સ્થિર થવું. આપણે કીધું હોય જે બધું થયા કરે આખો દહાડો, તે જાણો-જુઓ ને સ્થિર રહો. જોયા જ કરો, શું બને છે તે જોયા જ કરો. ખોટ આવતી હોય તે ય જોયા કરે ને નફો આવતો હોય તે ય જોયા કરો. છોકરો મરી જાય તે ય જોયા કરો, છોકરો જન્મે તે ય જોયા કરો. એનો કંઈ વાંધો નથી. ખાલી જોયા કરવાનું. રાગ-દ્વેષ નહીં. ક્રિયા તેની તે જ રહે. ભગવાને શું કહ્યું, બહારની ક્રિયા, દેહની ક્રિયા તેની તે જ હોય, અજ્ઞાની જેવી હોય પણ જો રાગ-દ્વેષ નથી તો એ વીતરાગ ધર્મને પામ્યો કહેવાય. એ ચારિત્ર કહેવાય. રાગ-દ્વેષ રહિત થવું એનું નામ ચારિત્ર. અમને રાગ-દ્વેષ કોઈ જગ્યાએ ઉત્પન્ન ના થાય. ગમે તેવું નુકસાન ધંધામાં આવ્યું હોય, તમારા નિમિત્તે થઈને આવ્યું હોય તોય નહીં.

**પ્રશ્નકર્તા :** એ તો આપણાં કર્મનો ઉદયને ?

**દાદાશ્રી :** 'વ્યવસ્થિત' જ છે ને ! એને આપણે 'વ્યવસ્થિત' જ કહેવું.

## ચારિત્રના લક્ષણો !

**પ્રશ્નકર્તા :** ચારિત્ર ક્યારે કહેવાય ?

**દાદાશ્રી :** કંઈ પણ પેટમાં પાણી ના હલે ત્યારે એ ચારિત્ર કહેવાય. દર્શન એટલે પ્રતીતિ. આ જ્ઞાનની પ્રતીતિ બેસી ગઈ એ વાત તો સો ટકા થઈ. જ્ઞાન તો જેમ અનુભવમાં આવેને તેમ લાગે કે આ છે તો નિર્દોષ ને આપણે દોષિત માન્યા, એ ભૂલ છે. એટલે આમ જ્ઞાનમાં આવ્યું એ થિયરમમાં આવ્યું.

એટલે પ્રતીતિ એ ભગવાન મહાવીરે થિયરી કહી. થિયરી જાણી પણ થિયરમમાં આવ્યું નથી, કહે છે. દર્શન એટલે થિયરી ઓફ એબ્સોલ્યુટીઝમ અને આ જ્ઞાન એટલે થિયરમ. થિયરમમાં થોડું થોડું આવ્યું પણ હજુ થિયરમના જેટલા માર્કસ મળે એટલાં જ તમને મળે, પણ બોનસ ના મળે તમને. અને આ જેને પેટનું પાણી ના હલે, તેને બોનસના આપે. ચારિત્ર હવે વધ્યું છે.

ચારિત્ર ઓળખાય શી રીતે ? ખબર શી રીતે પડે કે અંદર ચારિત્ર વર્તે છે ? એના બાહ્ય લક્ષણ શું ? ત્યારે કહે વીતરાગતા. આપણા મહાત્માઓ ય કહે કે અમને વીતરાગતા છે. પણ મહીં ગમો-અણગમો હોય. એ રાગ-દ્વેષની માસીના દીકરા.

**પ્રશ્નકર્તા :** ખરું દાદા. પણ રાગ-દ્વેષ ગયા એટલે માસીના દીકરાને બહુ ધમકાવે નહીં. એટલે રાગ-દ્વેષ કંઈ એવું રહે મનમાં....

**દાદાશ્રી :** માસીના દીકરા ચઢી બેઠા હતા પણ ! અમારા ભઈની ગાદી ઉપર છીએ, કહેશે. બધા કહેય ખરા, સગા માસીયાઈ થઈએ પાછાં.

**પ્રશ્નકર્તા :** એટલે ગમો અને અણગમો જશે, ગમા અને અણગમાને

જાણશે અને જશે...

**દાદાશ્રી :** જશે કહીએ તો એની ઉપર દ્વેષ થાય. જાય કે આવે એ આપણે જોવાની જરૂર નથી. આપણે આપણી મેળે પ્રગતિ કરતાં કરતાં એની મેળે જ જતાં રહે, ખરી પડે.

**પ્રશ્નકર્તા :** ખરી પડે. જશે એમ કહીએ....

**દાદાશ્રી :** એ દ્વેષ કહેવાય.

**પ્રશ્નકર્તા :** આપણે આપણી પ્રગતિ કરતાં એની મેળે ખરી પડે...

**દાદાશ્રી :** એ જ રસ્તો વીતરાગનો.

## સમ્યક્ ચારિત્ર વર્ત્યું ત્યારે ગણાય !

**પ્રશ્નકર્તા :** કોઈ વસ્તુ આપણે જોઈ, જેમાં આપણું ધ્યાન ન જવું જોઈએ તે જગ્યાએ આપણું ધ્યાન ગયું. એટલે તે વખતે તો ભલે ધ્યાન ગયું, પણ આપણે એને જુદું જોયું, અને તેને પાછું વાળી શકો અને કંઈ કાર્ય ના થાય તો હવે એ કોનું ચારિત્ર, શાનું ચારિત્ર ?

**દાદાશ્રી :** એ જ સાચું આત્મચારિત્ર. એ જ ચારિત્ર કહેવાય. ભગવાને સમ્યક્ ચારિત્ર તે એને જ કહ્યું.

**પ્રશ્નકર્તા :** સમ્યક્ ચારિત્ર એ ભાવસ્વરૂપને, દ્રવ્ય તો નહીંને ?

**દાદાશ્રી :** હા, તે ભાવસ્વરૂપ એટલે આપણે જ્ઞાતા-દ્રષ્ટા ને એ જ્ઞેય થયું તો એ સમ્યક્ ચારિત્ર. એટલું સમ્યક્ ચારિત્ર તમારું જમે થયું. અને તે વખતે એમ માનો કે આ જ્ઞાન આપ્યું હોય અને સમ્યક્ ચારિત્ર ન પણ રહે. કારણ કે એવિડન્સ છે પાછલાં. એવિડન્સ છે એટલે મિથ્યાચારિત્ર થયું તો તેને જો તમે જાણકાર રહો તો મિથ્યાચારિત્રનું જોખમ લાંબું હોતું નથી, અતિશય તન્મયાકાર થઈ જાય, મૂર્છિત હઉ થઈ જાય તે ખોટું કહેવાય. તે આપણું જ્ઞાન એવું મૂર્છિતભાવ કરવાવાળું નથી. એટલે જ્ઞાતા-દ્રષ્ટા રહેવું. આ તો એ જ્ઞાતા-દ્રષ્ટા રહ્યો હોય છતાંય છે તે જ્ઞેયમાં જ્ઞેયાકાર કરી નાખે.

તે વખતે સમ્યક્ દર્શન છે પણ સમ્યક્ ચારિત્ર નથી. એટલે કે આખું ફર્યું નથી. ચારિત્ર ક્યારે જમે થાય કે અહીં આગળ વર્તનમાં આવશે ત્યારે જમે થાય.

## પરીક્ષા ચારિત્ર બળવાનની !

**પ્રશ્નકર્તા :** ચારિત્ર બળવાન થયું ક્યારે કહેવાય ? અને ટેસ્ટ શું ?

**દાદાશ્રી :** કોઈની સાથે અથડામણ ના થાય. આપણું મન અથડાય જ નહીં કોઈ જગ્યાએ તો ચારિત્ર બળવાન થયું કહેવાય. મન અથડાય નહીં, બુદ્ધિ ના અથડાય, ચિત્ત અથડાય નહીં, અહંકાર ના અથડાય, શરીર અથડાય નહીં, એડજસ્ટ એવરીવ્હેર.

**પ્રશ્નકર્તા :** મન ના અથડાય, બુદ્ધિ ના અથડાય એ જરા સમજાવો.

**દાદાશ્રી :** કોઈ જોડે ડખો ના થાય. અથડામણ ના થાય. કોઈનું મોઢું ન ચડે આપણાથી. કોઈને દુઃખ ન થાય, કોઈને ત્રાસ ન થાય, એવરીવ્હેર એડજસ્ટ થયેલું.

**પ્રશ્નકર્તા :** અથડાઈને પ્રતિક્રમણ કરે તે ચારિત્ર જ કહેવાય ને ?

**દાદાશ્રી :** ના. એ તો ચારિત્રમાં જવાની નિશાની છે.

**પ્રશ્નકર્તા :** ચારિત્રવાન અને શીલવાન એ બેમાં શું ફેર ?

**દાદાશ્રી :** શીલવાન એટલે પૂર્ણ ચારિત્રનો હોય. ચારિત્રવાન એટલે અંશ શીલવાન અને શીલવાન એટલે સર્વાંશ શીલવાન. એટલે આ જ્ઞાન છે તો તમારાથી ચારિત્ર આવે, નહીં તો ચારિત્ર જ ના હોય ને ? ધ્યાન-તપ ગૂંચવાડો ઊભો જ કર્યા કરે !

**પ્રશ્નકર્તા :** ચારિત્ર અને સંયમમાં શું ફેર, દાદા ?

**દાદાશ્રી :** ચારિત્ર અને સંયમમાં તો બહુ ફેર !

ચારિત્ર એટલે તો કોઈને કિંચિત્‌માત્ર દુઃખ ન થાય, અથડામણ ના

થાય. અને સંયમ તો ?! અસંયમને અટકાવવો, એનું નામ સંયમ કહેવાય. એ તો આમ વ્યવહારમાં સંયમી માણસ કહેવાય.

પણ આ જ્ઞાન પછી હવે સંયમ આવવા માંડ્યો છે. ચારિત્રને લેવા-દેવા નહીં. ચારિત્રવાનને જોઈને લોકો ખુશ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** બ્રહ્મચર્યનું એક્ઝેક્ટ આરાધન કરે, તો પછી પૂર્ણ ચારિત્રવાન થાય ને ?

**દાદાશ્રી :** કેમ ના થાય ?! જ્ઞાન આપેલું છે તેને થાય, બીજાને ન થાય. બીજો થોડો થોડો પ્રોગ્રેસ કરે. જ્ઞાનવાળા તો પૂર્ણ ચારિત્ર ! શીલવાન ગમે ને ?

**પ્રશ્નકર્તા :** શીલવાન ગમે. અમારાથી ચૂકી જવાય છે. મારે પણ અથડામણ થાય છે.

**દાદાશ્રી :** આપણે જે કહીએ છીએને, એ તો સરવૈયું કહેવાય કે, જે ક્ષેત્રે જવાનું છે તે ક્ષેત્રની વાત. શીલવાન તીર્થંકર કહેવાય. અને શીલવાન થવાનું છે તે પછી જેટલું થયું એટલું સાચું. બીજું ખૂટે છે એ જાણવું જોઈએ, કે કેટલું ખૂટે છે !

## ત્યારે આવ્યો નિશ્ચયમાં !

''નિશ્ચયથી વ્યવહારથી રે, જ્ઞાનાદિક સ્વરૂપ રે.'' - શ્રીમદ્ રાજચંદ્ર

નિશ્ચયથી તો જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ છે અને વ્યવહારથી શું છે ? એનું એજ. એ ય જ્ઞાન-દર્શન-ચારિત્ર રૂપ છે. આ વ્યવહાર એ ઈન્દ્રિયગમ્ય છે, ઈન્દ્રિયજ્ઞાન છે. વ્યવહાર ઈન્દ્રિય જ્ઞાન-દર્શન-ચારિત્ર છે અને પેલું છે તે અતીન્દ્રિય જ્ઞાન-દર્શન-ચારિત્ર છે. પણ નિશ્ચય અને વ્યવહારથી જ્ઞાન-દર્શન-ચારિત્રરૂપ છે.

આ ચંદુભાઈ એ નાટકનો અવતાર છે. આ 'તમે' 'ચંદુભાઈ' નામનું નાટક ભજવવા આવ્યા છો, તમે અંદરખાને હું શુદ્ધાત્મા છું એવું

જાણ્યા કરો છો. ભર્તૃહરીનું નાટક ભજવવા આવ્યો છે ને એ ખરેખર અંદર લક્ષ્મીચંદ છું એવું જાણ્યા કરે. એ એના લક્ષ્મીચંદને ભૂલે નહીં, તમે તમારા શુદ્ધાત્માને ના ભૂલો. આ જગતનું નાટક, આ છે તે નિશ્ચયનું નાટક. એટલે નાટકમાં નાટકીય કરવું જોઈએ. બધું અમથા અમથા બૂમ બખાડા, બધું ધમાલ ધમાલ કરીએ. મહીં કંઈ પરિણામ ના બદલાય. નહીં તો રડી રડીને ભોગવશો ને તમારે હસીને ભોગવવાનું એટલું જ કહે છે ને ? ભોગવવામાં ફેર છે ને ?

## નિજ સ્વભાવનું અખંડ જ્ઞાન !

'કેવળ નિજ સ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન.' નિજ સ્વભાવનું એટલે જ્ઞાતા-દ્રષ્ટા સ્વભાવનું નિરંતર. એ સિવાય બીજું ન રહેતું હોય, તેને કેવળજ્ઞાન કહીએ છીએ એવું કૃપાળુદેવ કહે છે. એ પદ હજુ આપણાથી દૂર છે જરા. આપણે જ્ઞાતા-દ્રષ્ટા સ્વભાવમાં આવવાનું છે. એ ચારિત્ર કહેવાય. હજુ તો આપણે દાદાએ દર્શન આપ્યું હતું, અખંડ દર્શન. તેમાંથી અનુભવમાં આવવા માંડ્યું એટલું જ્ઞાન થયું. અને પછી એમાંથી ચારિત્ર ઉત્પન્ન થાય. હવે ચારિત્ર અંશે વર્તે.

જેટલું અખંડ જ્ઞાન-દર્શન ભેગું થાય કે ચારિત્ર એટલું ઊભું થઈ જાય. હવે એ એને અનુભવ શેમાંથી થાય ? એ ચારિત્રમોહને જોવાથી એટલે ચંદુભાઈ શું કરી રહ્યા છે એ બધું જ જુએ.

## દાદાનું ચારિત્ર !

**પ્રશ્નકર્તા :** હવે આ ચારિત્ર શબ્દની અંદર જે જ્ઞાન અને દર્શન આવી જાય છે.

**દાદાશ્રી :** જ્ઞાન-દર્શન બેઉ આવી જાય.

એવું છેને કે આ સમ્યક્ જ્ઞાન, સમ્યક્ દર્શન ને સમ્યક્ ચારિત્ર જે કહ્યું છે. આ ક્રમિક માર્ગમાં સમ્યક્ જ્ઞાન હોય અને સમ્યક્ દર્શન હોય અને સમ્યક્ ચારિત્ર હોય. આ અક્રમ માર્ગ છે. એટલે કેવળજ્ઞાન,

કેવળદર્શન અને કેવળચારિત્ર હોય. ત્યારે કહે, તમે કેવળદર્શન પામ્યા અહીં આગળ ! કેવળજ્ઞાન ને કેવળચારિત્રને નથી પામ્યા.

ક્રમિકમાર્ગમાં આ સમ્યક્ જ્ઞાન, સમ્યક્ દર્શન અને સમ્યક્ ચારિત્ર એ બાહ્ય, એ અંદરનો ભાગ તો અંદરનો જ છે પણ બધું શબ્દથી છે, યથાર્થ નથી. બહુ ત્યારે છઠ્ઠા ગુંઠાણા સુધી પહોંચે અને સાતમું કો'ક દા'ડો દેખે. બસ, સાતમા ગુંઠાણે કોઈ ફેરો કલાક જઈ શકે. તે બન્યું નથી આ કાળમાં હજુ. તે એનું આ વર્ણન છે. અને આપણા અક્રમ માર્ગમાં આ કેવળદર્શન, કેવળજ્ઞાન અને કેવળચારિત્ર, તે કેવળદર્શનમાં પહોંચી ગયા છે. કેવળજ્ઞાનમાં પહોંચી શકાય એમ નથી. એટલે હવે આપણે છે તે આપણી જે પાછલી ખોટ હોય ને તે બધું તૂટ પૂરી કરી દેવી. કારણ કે દર્શન, જ્ઞાન, ચારિત્ર પામ્યા. એટલે આપણે અહીં પૂછી પૂછી પૂછીને આપણું બધું જ બેન્કબેલેન્સ હોય ને બધા ઓવરડ્રાફ્ટ તે બધા પૂરા આપી દેવાના. સપ્લાય કરી દેવાના. વરીઝ રહી નહીં હવે બધી. અહંકાર હોય તો બધી ઉપાધિ હોય. અહંકાર ગયો એટલે બધું ગયું.

**પ્રશ્નકર્તા :** દાદાના ચારિત્રના જેમ જેમ દર્શન થાય છે, નજીકથી જોવા મળે છે, ત્યારે એમ જ થાય અમારામાં આ ચારિત્ર પ્રગટ થાવ.

**દાદાશ્રી :** એ તો થઈ જાય, તમારે ચિંતા ય ના કરવી પડે. જોતાં આવડવું જોઈએ, બસ. આમાં પ્રયત્ન કરનારો રહ્યો જ ક્યાં તે ? પ્રયત્ન કરનાર તો પોતે અકર્તા થયો છે. અકર્તા પ્રયત્ન શી રીતે કરે ?

**પ્રશ્નકર્તા :** પ્રયત્ન રહ્યો ન હોય ત્યારે સહજ પ્રાપ્ત થાય છે.

**દાદાશ્રી :** પ્રયત્ન થાય તે ય સહજ કહેવાય. કારણ કે એ ભોક્તાપદનો અહંકાર છે, કર્તાપદનો અહંકાર નથી. એ ભોક્તાપદનો અહંકાર પ્રયત્ન કરે તેય સહજ જ છે. એ પ્રયત્ન કહેવાય નહીં, પણ એ તો આપણે બોલવું પડે, શબ્દ પહોંચતો જ નથી ત્યાં.

**પ્રશ્નકર્તા :** દાદાજીનું ચારિત્ર જોતાં આવડે અને પ્રગટ થઈ જાય, એ શું ? સંપૂર્ણ ચારિત્ર પ્રગટ થયેલું છે દાદામાં. છતાં એવી કઈ ભૂલ

છે કે દેખી શકાતું નથી ?

**દાદાશ્રી :** ચારિત્ર સમજ્યો જ નથી ત્યાં આગળ ! ચારિત્રનું બાહ્ય લક્ષણ શું ? ત્યારે કહે, વીતરાગતા, રાગ-દ્વેષ થાય નહીં. ચારિત્ર અંદર છે કે નહીં તે ખોળવું હોય તો બાહ્ય લક્ષણ જોવું પડે. ગાળ ભાંડે તો પણ એની પર દ્વેષ નહીં અને ફૂલહાર ચડાવે તો એની પર રાગ નહીં. તો અંદર ચારિત્ર વર્તે છે એ નક્કી થઈ ગયું.

આત્મજ્ઞાની પુરુષનું ચારિત્ર જોશો તો બહુ છે. આ નવી જ જાતનું ચારિત્ર છે. તે ચારિત્ર જ જોયા કરવાનું છે. આ શીખવા કરવાનું કશું નથી. જોયા કરો. જુઓ ને જાણો, જુઓ ને જાણો.

આ સમ્યક્ ચારિત્ર પછી કેવળચારિત્ર ઉત્પન્ન થશે. કેવળચારિત્ર હોય તેમાં આવું તેવું કશું કરવાનું ના હોય. સ્વ ને પર ભેગું ના થઈ જાય, એના માટે ઝાલી રાખવું પડે, એવું કેવળચારિત્રમાં ના હોય.

**પ્રશ્નકર્તા :** એની મેળે સહજ થાય.

**દાદાશ્રી :** સહજ રહે એ તો ચારિત્ર જ જુદું હોય એ. અને જ્યાં સુધી પરમાં જવાનું અટકાવવું એ સમ્યક્ ચારિત્ર કહેવાય. બેને ભેગું ના થઈ જવા દેવું એ સમ્યક્ ચારિત્ર. અને પેલું તો કેવળજ્ઞાનમય ચારિત્ર એ તો બહુ ઊંચી વસ્તુ હોય.

ભેગું થઈ જવા દેવું એ મિથ્યા ચારિત્ર કહેવાય. ભેગું ના થવા દેવું એ સમ્યક્ ચારિત્ર અને કેવળજ્ઞાનીને કેવળચારિત્ર વર્તે. એમને આવું ભેગું ના થવા દેવું એવું તેવું અટકાવવાનું ના હોય.

## સમજ, અસ્તિત્વ ને ચારિત્ર તણી !

**પ્રશ્નકર્તા :** અસ્તિત્વ અને ચારિત્ર આ બે વસ્તુ છે. લોકો દાખલા બધા ચારિત્રમાંથી લે છે, અસ્તિત્વની વસ્તુ જુદી રહે છે, તો આ બેનો ભેદ કેવી રીતે પાડવો ?

**દાદાશ્રી :** એ ચારિત્ર એ કેવળજ્ઞાનનું ચારિત્ર નથી. આગલાં

અવતારનું ચારિત્ર છે. ગત અવતારનું ચારિત્ર છે. આ જે દેખાય છે ચારિત્ર તે આ અવતારનું પરિણામ નથી એ. એટલે પૂર્ણ નથી એ. ચારિત્ર પૂર્ણ નથી. અસ્તિત્વ એમનું પૂર્ણ છે. વસ્તુત્વે પૂર્ણ છે ને પૂર્ણત્વરૂપે પૂર્ણ છે. મહાવીર ભગવાન આ જે આંખે દેખાયને, એ ચારિત્રને ચારિત્ર કહેતાં નથી. જ્ઞાન-દર્શન-ચારિત્ર એ બધાં આંખે દેખાય નહીં એવી વસ્તુ છે. એ ઈન્દ્રિય પ્રત્યક્ષ નથી એ વસ્તુ. એટલે એ ચારિત્ર તો જુદું જ છે અને આ ચારિત્ર હતું, તે તો ગયા અવતારનું પરિણામ હતું. બધાનાં ચારિત્ર જે દેખાય છે, એ ગયા અવતારનાં પરિણામ છે અને અસ્તિત્વ બીજી જગ્યાએ હોય. અસ્તિત્વમાં ફૂલ સ્ટેશને હોય, ૧૦૦ ઉપર હોય અને ચારિત્ર ૯૮ પર હોય. અસ્તિત્વ આ ભવનું છે અને ચારિત્ર પરભવનું છે.

## મોક્ષનો માર્ગ એક જ !

**પ્રશ્નકર્તા :** મોક્ષપ્રાપ્તિના માર્ગ જુદા જુદા હશે ?

**દાદાશ્રી :** પ્રાપ્તિનો માર્ગ તો એક જ હોય છે, વિચારશ્રેણી જુદી જુદી હોય છે. પ્રકૃતિ જુદી જુદીને એટલે જુદી જુદી વિચારશ્રેણી પરથી ત્યાં લઈ જાય. પણ જ્ઞાન તો પ્રકાશ સ્વરૂપે એ જ. પ્રકાશમાં ફેર ના થાય. પ્રકાશ તો એ અનંત ચોવીસીઓ ગઈ ને તે પ્રકાશ હતો તેનો તે જ પ્રકાશ ચાલ્યો આવે. પ્રકાશમાં ફેર પડે નહીં. અને પ્રકાશમાં ફેર પડે તો અજ્ઞાન છે. એનો એ જ પ્રકાશ હોવો જોઈએ. જ્ઞાન-દર્શન-ચારિત્ર એનું એ જ હોવું જોઈએ. આ ક્રમિકમાં જ્ઞાન-દર્શન-ચારિત્ર હોય અને અક્રમમાં દર્શન-જ્ઞાન-ચારિત્ર હોય. પણ પ્રકાશ તેનો તે જ. કેવળજ્ઞાનનો પ્રકાશ એનો એ જ હોય. છેવટે પરિણામ શું આવવાનું ? ત્યારે કહે, કેવળજ્ઞાન. પરિણામ તેનું તે જ આવવાનું. આ અક્રમની રીત પુણ્યશાળી લોકોને પ્રાપ્ત થશે. બાકી આ રીત સહેલી !

## યથાખ્યાત ચારિત્ર !

**પ્રશ્નકર્તા :** યથાખ્યાત ચારિત્ર એ શુકલધ્યાન છે ?

**દાદાશ્રી :** શુક્લધ્યાન ઉત્પન્ન થાય એટલે આ બાજુ યથાખ્યાત

ચારિત્ર ઉત્પન્ન થાય. શુક્લધ્યાન એનું નામ કહેવાય કે એટલે પોતે પોતાનું જ ધ્યાન, બીજી કોઈ ચીજ મહીં પેસે નહીં. સ્વભાવિક ધ્યાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** યથાખ્યાત ચારિત્ર એ જ કેવળજ્ઞાન ?

**દાદાશ્રી :** ના. યથાખ્યાત ચારિત્ર પૂરું થયા પછી કેવળજ્ઞાન ઉત્પન્ન થાય. યથાખ્યાત ચારિત્રમાં તો આત્માનું આખું લક્ષ બેસે છે કે શું છે તે ! ત્યાર પછી થાય કેવળજ્ઞાન.

**પ્રશ્નકર્તા :** યથાખ્યાત ચારિત્ર એટલે શું ?

**દાદાશ્રી :** જેમ છે તેમ ચારિત્ર.

**પ્રશ્નકર્તા :** સમ્યક્ ચારિત્ર કરતાં ય પણ આ ઊંચું કહેવાય ?

**દાદાશ્રી :** બહુ ઊંચું કહેવાય.

**પ્રશ્નકર્તા :** કેવળચારિત્ર ?

**દાદાશ્રી :** એના આગળનું ચારિત્ર એ કેવળચારિત્ર કહેવાય. આ પૂરું થાય એટલે કેવળચારિત્ર કહેવાય.

વીતરાગ ચારિત્રની અંદર જ પછી એની રમણતા એમાં ને એમાં જ રહ્યા કરે. એ ભગવાન મહાવીરનું ચારિત્ર. આત્મ રમણતા, નિજ રમણતા, સ્વભાવ રમણતા.

**પ્રશ્નકર્તા :** સ્વભાવ રમણતા એ જ યથાખ્યાત ચારિત્ર ?

**દાદાશ્રી :** હા, યથાખ્યાત કહેવાય.

**પ્રશ્નકર્તા :** હવે આ યથાખ્યાત ચારિત્ર, સમ્યક્ ચારિત્ર અને કેવળચારિત્ર એમાં શો ફેર, દાદા ?

**દાદાશ્રી :** આ યથાખ્યાત ચારિત્ર તો પેલું સમ્યક ચારિત્ર ખસ્યું એટલે કયું આવ્યું ? ત્યારે કહે, યથાખ્યાત આવ્યું. નવ્વાણું હોય તો એ

તમને સોની નોટ ના આપે. નવ્વાણું ઉપર નવ્વાણું પૈસા હોય તોય સોની નોટ ના આપે. એટલે યથાખ્યાત સોની નોટ છે અને પેલું બધું નવ્વાણું અઠ્ઠાણું... પહેલું સમ્યક્ ચારિત્ર છે પછી યથાખ્યાત અને પછી વીતરાગ ચારિત્ર.

**પ્રશ્નકર્તા :** હવે બધાનાં લક્ષણો શું છે ? આ યથાખ્યાત ચારિત્ર છે, સમ્યક્ ચારિત્ર છે અને કેવળચારિત્ર છે તેનું લક્ષણ શું ?

**દાદાશ્રી :** આપણને કેવળચારિત્ર હોય નહીં. સમ્યક્ ચારિત્ર હોય! એટલે આ આપણે તો આગળ વીતરાગ ચારિત્ર જ આવવાનું. યથાખ્યાત અહીં ના હોય. પડે-ઊભો થાય, પડે-ઊભો થાય તેને પડતો બંધ થઈ જાયને એટલે એ યથાખ્યાત કહેવાય. જેમ એક છોકરો પડે-ઊભો થાય, પડે-ઊભો થાય પછી પડવાનું બંધ થવા માંડે એટલે યથાખ્યાત થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** પડવાનું બંધ થઈ જાય એટલે યથાખ્યાત. એટલે વીતરાગતા વધારે સ્થિર થાય ?

**દાદાશ્રી :** વીતરાગતા તો યથાખ્યાત ચારિત્ર ઉત્પન્ન થાય ત્યારે જ થાય, નહીં તો ત્યાં સુધી થાય નહીં.

**પ્રશ્નકર્તા :** પછી સમ્યક્ ચારિત્રની અંદર શું હોય તો પછી?

**દાદાશ્રી :** છોકરું પડી જાય, પાછું ઊભું થાય, પડી જાય-ઊભું થાય, પણ ઊભું થાય છે માટે એને સમ્યક્ ચારિત્રમાં ગણ્યું. અને પછી ઊભો થઈને પછી ઊભો ને ઊભો જ રહે છે, અને તે લોકોના જેવું જ ફરે છે, એટલે યથાખ્યાત પછી.

## ફેર, કેવળ અને સમ્યક્ ચારિત્રમાં !

**પ્રશ્નકર્તા :** કેવળચારિત્ર અને સમ્યક્ ચારિત્ર એ બેમાં અંતર-ફરક?

**દાદાશ્રી :** સમ્યક્ ચારિત્ર જગતના લોકો જોઈ શકે અને કેવળચારિત્ર

કોઈને દેખાય નહીં. આ સમ્યક્ ચારિત્ર દેખાય, જગતના લોકો સમજી શકે. સમ્યક્ ચારિત્રને પોતાની ભાષામાં સમજી જાય લોકો અને કેવળચારિત્ર ના ઓળખાય, દેખાય નહીં. ઈન્દ્રિયગમ્ય નથી હોતું, જ્ઞાનગમ્ય છે. એટલે સમ્યક્ ચારિત્ર એ ઈન્દ્રિયગમ્ય છે.

કષાયરહિત ચારિત્ર એ સમ્યક્ ચારિત્ર ને કેવળચારિત્ર એ છેલ્લું ચારિત્ર છે.

**પ્રશ્નકર્તા :** યથાખ્યાત ચારિત્ર અને કેવળચારિત્ર એમાં શું ફેર ?

**દાદાશ્રી :** યથાખ્યાત ચારિત્ર એટલે તો જ્ઞાતા-દ્રષ્ટા. જ્ઞાયકપણું જેમ છે તેમ. યથાખ્યાત ચારિત્ર પછી કેવળચારિત્ર છે, કેવળજ્ઞાન થયા પછી કેવળચારિત્ર ! છેલ્લું એ !

❖ ❖ ❖ ❖ ❖

# [૬]

# નિરાલંબ

## આધાર-આધારી સંબંધે ટક્યો સંસાર !

ભયંકર દુઃખોમાં ત્રાસ ત્રાસ થઈ ગયા છે, પણ શા આધારે જીવે છે ? એનો કંઈ આધાર તો હશે ને ? એ બહાર નીકળ્યા પછી કહેશે, 'આ બધાથી હું મોટો છું, બસ'. એના આધારે જીવે છે. આધાર તો હોયને જીવવાનો ! આ દરેક માણસો આધારથી જીવે છે. શેના આધારે જીવે છે ? આ મજૂરો કરતાં આપણે સુખી. આ જે આદીવાસી હોયને, મેં કહ્યું, 'તમે જીવો છો શા આધારે ? કંઈ તમારું... ?' 'ચાર ગાયોનો ઉપરી હું છું.' 'હેં ! ચાર ગાયો, બે-ત્રણ વાછરડાંનો હું ઉપરી !' એટલાં આધારથી જીવી રહ્યાં છે બધાં.

કોઈનો આધાર રાખે. અહંકારનો આધાર રાખે, રૂપના આધારે, કોઈ સગાં-વહાલાનો આધાર રાખે, કોઈ વિષયનો આધાર, બીજાનો, ત્રીજાનો, એના આધારે જીવે આ બધા. ત્યારે બીજું શેના આધારે જીવે ? ખોરાકથી તો દેહ જીવે, મન શેના આધારે જીવે ? આ બધા અવલંબનોથી જ જીવે. બુદ્ધિ શેના આધારે જીવે ? જે એનો ખોરાક એનાથી જીવે. પણ સનાતન અવલંબન હોય તો કોઈ દહાડો ય છૂટે નહીં. તમે જ્ઞાન લેતાં પહેલાં છે તે બધાં અવલંબન લેતાં હતાં. અવલંબન હોય ત્યાં પછી આ તો રાંડે તોય રડવા બેસે. કોઈ ને કોઈ પણ આધાર હોય આનો ! જ્યારે

આધાર છૂટી જાય ત્યારે ઓહો, આ બધા છે તેનાં કરતાં મારું સારું છે, વળી પાછો એવાં અહંકારથી જીવે. આ રોજ જીવવાનો શેના આધારે ? જ્યાં સુધી એને સાચું અવલંબન ના ઉત્પન્ન થાય, જ્યાં ત્રિકાળી અવલંબન, આ સનાતન અવલંબન, ત્યાં સુધી જીવવાનો આધાર જ નહીં ને ! લોકોને જુએ તે પાછું જીવે. તે આપણા કરતાં જુઓ, બધા ઘણાં માણસો દુઃખી છે. આમ છે, તેમ છે. એ આધારે જીવેને પછી. એટલે આ જગત બહુ મોટું અવલંબન છે. પણ એ આધાર બધા નાશવંત. એ પાછું જતું રહે ત્યારે પાછું મનમાં ગૂંચાઈ જાય.

ફક્ત જ્ઞાની પુરુષ આધારી ના હોય, નિરાલંબ હોય. કોઈ આલંબન નહીં. જગત અવલંબનથી જીવી રહ્યું છે, આધારથી જીવી રહ્યું છે. જ્યારે એ આધારનો નિરાધાર થાય ત્યારે કલ્પાંત કરે. જ્ઞાની પુરુષ પોતે ઍબ્સોલ્યુટ થયા હોવાથી એમને આધાર-આધારી સંબંધ રહ્યો નથી. ઍબ્સોલ્યુટ ! ભલેને આ ભાવના રહી જગત કલ્યાણની, પણ પોતે થયા છે તો ઍબ્સોલ્યુટ ! ઍબ્સોલ્યુટ એટલે નિરાલંબ. કોઈ અવલંબનની એમને જરૂર નહીં. ! સ્વતંત્ર કેવળ, કેવળ જ, બીજું કંઈ મિક્ષ્ચર(ભેળસેળ) નહીં.

## જગતમાં કયો આધાર શાશ્વત ?

પહેલાં શા આધારે જીવતાં હતાં ?

**પ્રશ્નકર્તા :** મનની ઈચ્છાઓ.

**દાદાશ્રી :** એ બધા આધાર ખોટાં હતાં. એ ક્યારે નિરાધાર થઈ જાય એ કહેવાય નહીં. કારણ કે પોતાનું કોઈ થાય જ નહીં ને ? આ જગતમાં પોતાનું કોઈ ક્યારેય પણ થાય નહીં. થોડીવાર થાય તો જ્યારે કંઈ મતભેદ પડે કે જુદું. અને મતભેદ પડતાં વાર ના લાગે ને ? એટલે આ આધાર ખોટાં છે. એક પોતાનાં શુદ્ધાત્માનો આધાર એકલો જ સાચો છે અને જો પ્રાપ્ત થઈ જાય તો પછી નિરાંત જ ને ? બાકી આ આધારમાં તો લોકો માર ખાઈ ખાઈને થાક્યા છે. તેથી જ આ કંટાળી ગયા છેને લોકો. કેટલાંક વળી પૈસાનો આધાર રાખે. પૈસાના આધારે જીવાય છે ? પૈસા ક્યારે

અલોપ થઈ જાય એ કહેવાય નહીં. દેહના આધારનું ઠેકાણું નહીં, દેહ ક્યારે નબળો પડી જાય ! ડાહ્યો માણસ ક્યારે ગાંડો થઈ જાય તે કહેવાય નહીં. આજે ડાહ્યો બહુ ઊંચામાં ઊંચો ગણાતો હોય એ આવતી સાલ ગાંડો હોય. કંઈ આધાર તો જોઈશે ને કે નહીં જોઈએ ? તે કાયમનો આધાર ? આધાર એવો હોવો જોઈએ કે પછી ખસી ના જવો જોઈએ.

આ તકિયો છે ને, તેને હું અઢેલુંને તો મને ખાત્રી, તે પડી નહીં જાય. પણ આ છોકરાં, વાઈફ એ તકિયાની જેમ અઢેલીએ તો પડી જાય કોઈક વખત. કારણ કે એ બધાં કોઈ દહાડો સાચા આધાર નથી એ. આ ભીંત તો થોડો કાળ ટકાઉ છે. એ થોડાં કાળ પછી આમ પડી ના જાય, ખાત્રી તો હોય કે દબાવો, કશો વાંધો નહીં. પેલું દબાવે કે નીચે પડી જાય.

એટલે આ હવે હિન્દુસ્તાનના લોકોને મહીં આધારની જરૂર છે. બીજે બહારના લોકોને આધારની જરૂર નથી. કારણ કે સહજ ભાવે જીવે છે. સહજ એને વિકલ્પ આવતો નથી. એને તો આધાર કે નિરાધાર જેવું જ નહિ, બઈ જોડે મતભેદ પડ્યો એટલે ડાયવોર્સ, એ છૂટી. બીજી લઈ આવ્યો પાછો. એને કંઈ સમાજની બીક કે ભય એવું કશું નહીં, સમાજનું બંધન નહીં.

હવે જ્યારે શુદ્ધાત્માનો આધાર છે ને, તે તો જાણે મળ્યો ત્યારથી મોક્ષે જવાનું નક્કી થઈ ગયું. એને પાસપોર્ટ મળી ગયો, વિઝા મળી ગયો, બધું મળી ગયું. હવે પાછો ના જતો રહે, જો પોતે આજ્ઞામાં રહે તો ? પણ તે ય પાછો શબ્દનો આધાર છે. પાછું એમાંથી નિરાલંબ થવાનું છે.

## હેંડ મૂઆ, નિજઘરમાં !!!

આજે ઈંગ્લિશ ચા પીધી તોય પાછું મોંઢામાં પીપર નાખવી પડી. તે મૂઆ ત્યારે ચા શું પીધી તેં પીપરની જરૂર પડી ? આ આવું આ પ્લસ-માઈનસ, પ્લસ-માઈનસ, પ્લસ-માઈનસ. ગળી પીધી અને પાછું આ તીખું મહીં, ગળ્યું કંઈક નાખો જરા કોઈ વાર. પાછું એનું પ્લસ-માઈનસ કરો એ આખો દા'ડો ભાંગફોડ. મૂઆ એ આપણા ઘેર જતો રહે ને, હેંડ બા ! હવે

અહીં નથી રહેવું આપણે. આપણે ઘેર હેંડ. અહીં ના ફાવે આ લોકો જોડે, પરદેશી લોકો જોડે. ફાવે આ પરદેશી જોડે ? આપણા ઘેર હેંડ. જાહોજલાલી પાર વગરની, કશું જોઈએ નહીં. નિરાલંબ, અવલંબન જ નહીં કોઈ જાતનું અને અહીં તો પીપર ના હોય તો આ કહેશે, મારું મોઢું મોળું થઈ ગયું છે. બળ્યું ખારું થઈ ગયું. મેલ પૂળો, મૂઆ. મોઢું સારું હોય, નાક સારું, આંખો સારી હોય એ બધા એના આધારે જીવન જીવવાનું બળ્યું તારું, મેલ. જો દાદા શામાં રહે છે ?! નિરાલંબ સ્થિતિમાં. એ સ્થિતિ આજે દાદાની પાસે છે, વગર અવલંબને જીવી શકે એવાં દાદા છે. કારણ કે નિરાલંબ આત્મા જોયો છે.

## નિરાલંબ આત્મા કેવો હોય ?

**પ્રશ્નકર્તા :** એ અદ્ભૂત દર્શન શું છે ?

**દાદાશ્રી :** અદ્ભૂત, એ ગુપ્ત સ્વરૂપ ! એ આખા જગતથી ગુપ્ત છે, ગુપ્ત સ્વરૂપ છે. આખું જગત જાણતું નથી ગુપ્ત સ્વરૂપ, તે અદ્ભૂત છે. એથી બીજી અદ્ભૂત વસ્તુ કોઈ આ દુનિયામાં નથી હોતી. અદ્ભૂત તો આ દુનિયામાં કોઈ વસ્તુ હોય જ નહીં ને ! બીજી બધી વસ્તુ મળે. જે ગુપ્ત સ્વરૂપ છે ને, એકલું જ અદ્ભૂત છે આ દુનિયામાં. શાસ્ત્રકારોએ એને અદ્ભૂત, અદ્ભૂત, અદ્ભૂત, અદ્ભૂત કરીને, લાખો વખત અદ્ભૂત અદ્ભૂત... લખ્યું.

**પ્રશ્નકર્તા :** શબ્દ બ્રહ્મ છે ને ? શબ્દની અંદર જ જુદી જુદી રીતે બધા રજૂઆત કરે છે. પણ એ શબ્દનો સ્ફોટ થવો જોઈએ.

**દાદાશ્રી :** શબ્દનો સ્ફોટ થઈ ગયેલો જ હોય. જો સાચું હોય, જો અનુભવ કરાવનારો હોય તો આ શબ્દનો સ્ફોટ થયેલો હોય. બાકી શબ્દો બીજા ખોટા બધા. જે શબ્દ અનુભવ ના કરાવે એ શબ્દો બધાં ખોટાં. જે શબ્દ અનુભવ કરાવે નહીં કંઈ પણ, એ શબ્દો બધા ખોટા અને જ્યાં શબ્દે ય ના હોય એ છેલ્લી વાત. નિરાલંબ ! પણ શબ્દસ્વરૂપ પ્રાપ્ત થયા પછી નિરાલંબ થાય માણસ. નિરાલંબ એ છેલ્લું સ્ટેશન !

આત્મા નિરાલંબ છે, એને કોઈ આધારની જરૂર નથી. એને કોઈનું અવલંબન જરૂર પડે નહીં. આત્મા તો આ ઘરોની આરપાર નીકળી જાય એવો છે, ડુંગરની આરપાર નીકળી જાય એવો છે. જગત આખું અવલંબનવાળું છે. આખુંય જગત, દેવલોકથી માંડીને ચારેવ ગતિના લોકો અવલંબનમાં ખદબદ ખદબદ ખદબદ.... નિરાલંબને સ્વતંત્ર કહ્યો, ઍબ્સોલ્યુટ કહ્યો.

## આલંબન - ગુરુ કે શાસ્ત્રનું ?

**પ્રશ્નકર્તા :** કોઈ જીવને શાસ્ત્રો આલંબન રૂપ થઈ શકે ખરાં ?

**દાદાશ્રી :** હા. ઘણાં જીવોને શાસ્ત્રો આલંબનરૂપ થઈ પડે. ઘણાં જીવોને ગુરુ અવલંબન રૂપ થઈ પડે. પણ એ અવલંબનના આધારે જીવે છે, તો એ અવલંબન અધવચ્ચે છોડી ના દેવું જોઈએ. આને 'અહમદ કીડવાઈ રોડ' કહે છે કે ? તે આપણે વાંચો. એટલે આપણે જાણ્યું કે આ રસ્તે રહીને જવાનું છે. પણ એ ભાઈનું મકાન આવી ગયું એટલે આપણે એ રોડને છોડી દેવાનો. રોડને જોડે નહીં લઈ જવાનો. મકાનમાં જઈએ ત્યારે રોડને જોડે લઈ જવાનો ? એક માણસ તો મેડે ચડ્યો, તે ત્રણ પગથિયા લઈને ચઢ્યો. અલ્યા મૂઆ, આ પગથિયા શું કામ ઉપર લાવ્યો ? તો કહે, 'આ તો મને બહુ વહાલા હતાં.' 'તો મૂઆ ત્યાં જ ઊભો રહેને ! અમથો અહીં શું કરવા આવ્યો ? પગથિયા વહાલા કરવાં છે કે ઉપર ચડવું છે ? શું કરવું છે ? આ તો સીડી છે. કોઈ વહાલું નહીં કરવાનું. આ સીડી તો તને ઉપર ચડવા માટે છે, વહાલું કરવા માટે નથી.'

**પ્રશ્નકર્તા :** એવી રીતે ગુરુનું આલંબન લઈએ તો એ અવલંબન આગળ જતાં છોડી દેવું જોઈએ ?

**દાદાશ્રી :** ના. છોડવા-કરવાનું કશું હોતું જ નથી, રહેવા દેવાનાં. એ વ્યવહારના ગુરુ છે. સ્ત્રી છોડવાની નથી, વ્યવહાર છોડવાનો નથી, ગુરુ છોડવાનાં નથી અને નિશ્ચયના ગુરુ નિશ્ચયમાં કરવાનાં છે.

**પ્રશ્નકર્તા :** અમુક સ્ટેજમાં ગયા પછી આ ગુરુનું પણ આલંબન છોડી દેવાનું હોય છે ને ?

**દાદાશ્રી :** નહીં, એ તો એની મેળે છૂટી જ જાય, છોડવાનું ના હોય. છોડવાનું તો તિરસ્કાર થાય. આ તો સહેજાસહેજ છૂટી જાય.

## યોગીને અવલંબન શેનું ?

**પ્રશ્નકર્તા :** યોગીને અવલંબન હોય ને ?

**દાદાશ્રી :** હા. અવલંબનવાળો એનું નામ જ યોગી. આત્મયોગી અવલંબનવાળો ના હોય, નિરાલંબ હોય. એને જગતના કોઈ અવલંબનની જરૂર નહીં. ભગવાનની ય જરૂર આત્મયોગીને ના હોય. કારણ કે પોતે જ ભગવાન થઈ ગયો. આત્મયોગી થયો ત્યાંથી પોતે ભગવાન થઈ ગયો. એને કોઈની જરૂર જ ના હોય.

**પ્રશ્નકર્તા :** આત્મા અને જોડે પાછો યોગી શબ્દ આવ્યો, એટલે એને અવલંબન તો જોઈએ જ ને ?

**દાદાશ્રી :** ના, આત્મયોગી તો ઓળખવા માટે કહેવાય છે કે આ યોગ શેમાં છે આમનો ? મન-વચન-કાયા હોય અને આત્મા પ્રાપ્ત થાય, તે બન્ને સાથે હોય છે. તો આ યોગ ક્યાં છે ? બહાર છે કે આત્મા જોડે છે ? આત્મા જોડે હોય તો આત્મયોગી કહેવાય. આપણા કૃષ્ણ ભગવાન આત્મયોગેશ્વર કહેવાય. આત્મયોગેશ્વર એ દેહયોગેશ્વર, વચનયોગેશ્વર કે મનોયોગેશ્વર ના કહેવાય. આ બધાં જે છે તે બધાં મનનાં ને વચનનાં યોગીઓ. થોડીઘણી શાંતિ થાય આનાથી પણ પૂરું કલ્યાણ ના થાય.

## પછી નથી બુદ્ધિનું આલંબન !

આત્માનુભવી પુરુષોએ જે આત્મા જોયો નથી, તે આત્મા અમે જોયેલો છે. આત્માનુભવીને તો જેટલો અનુભવ થયો, પચ્ચીસ ટકા અનુભવ થયો ત્યારે બીજો પંચોતેર ટકાનું શું થયું ? તે પંચોતેર ટકા એને અવલંબન છે. પચ્ચીસ ટકા અનુભવ થાય એટલો નિરાલંબ થયો. અમે જે નિરાલંબ આત્મા જોયો છે ને દેખાય છે અમને બધાનામાં નિરાલંબ આત્મા. પણ તમને શી રીતે સમજાય ? એ તો નિરંતર મારી જોડે ને જોડે દર્શન રહ્યાં

કરે ને તો કામ થાય. બાકી આ આમ કામ થાય નહીં. આત્માનો થોડો જેમ જેમ અનુભવ થતો જાય ને તેમ તેમ કામ થતું જાય. તમને બધાંને આત્માનું જ્ઞાન આપીએ છીએ, બધાને આત્માનુભવ છે. સહુ સહુના પ્રમાણમાં. આત્માનુભવ વધ્યા પછી પચ્ચીસ-ત્રીસ-ચાલીસ ટકા થયા પછી એમાં બુદ્ધિ નામેય ના હોય.

બુદ્ધિ પચ્ચીસ ટકાથી જ જતી રહે. અનુભવ પચ્ચીસ ટકા એ જાય ત્યારે, કારણ કે એને કામ લાગે જ નહીં ને પછી. ઊલ્ટી એને પ્રગતિમાં ડખલ કર્યા કરે.

## જગત જીવે આલંબનથી !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, માણસને અનાદિની ટેવ છે કે અવલંબનથી જ જીવવું.

**દાદાશ્રી :** અવલંબન વગર તો મરી જાય માણસ. આલંબનથી જીવે, એનું નામ સંસાર. અને નિરાલંબથી જીવે, એનું નામ મુક્તિ. આ બળ્યો આલંબનોમાં આનંદ ક્યાં છે ? એ પાછું છૂટી જાયને, નિરાલંબનો મોક્ષ થાય.

**પ્રશ્નકર્તા :** પણ માણસને અવલંબન વગર ચાલે જ નહીં ને ?

**દાદાશ્રી :** ચાલે નહીં.

**પ્રશ્નકર્તા :** એ એમ કહે છે કે હું અવલંબન વગર જીવી શકું નહીં. એક નહીં તો બીજું અવલંબન જોઈએ જ.

**દાદાશ્રી :** જ્ઞાન ના હોય તો અવલંબન વગર કોઈ હોઈ શકે નહીં. આ તો રાત્રે ઘરમાં કોઈ ના હોયને, તોય મનમાં ઉપાધિ થયા કરે.

**પ્રશ્નકર્તા :** એટલે પાછો બીજાં અવલંબન પાસે જાય છે.

**દાદાશ્રી :** અવલંબન બદલે.

**પ્રશ્નકર્તા :** બીજાં પેલા લોકો શું કહે ? આવો, હું કાંઈ કરી આપીશ.

**દાદાશ્રી :** અરે ! જોઈએ એટલાં અવલંબન. એટલે અવલંબન બદલ્યા કરે. નહીં તો પછી હું તો મરી ગયો રે, બોલે. એવું અવલંબન લે. અરે, તેથી કંઈ મટ્યું ? ના બોલીશ મૂઆ ! તોય બોલે. એથી શાંત પડતું નથી.

**પ્રશ્નકર્તા :** સાંત્વન રહે પોતાને, સાંત્વન.

**દાદાશ્રી :** આ સાંત્વન શેનું રહે છે ? ઉતર્યો. જે ઉપર ચઢ્યો હતો એ ડેવલપમેન્ટ હતું. તે ડેવલપમેન્ટ ઓછું થયું આ. અરે, પણ જીવતાં મરી ગયો !

**પ્રશ્નકર્તા :** અવલંબનથી જીવીને એના જીવનમાં ફેરફાર પણ શું દેખાયો ? તમે કહો છો અવલંબનથી જીવેલો માણસ મરેલાં બરોબર છે.

**દાદાશ્રી :** છતાં આ બધું આખું જગત જીવી જ રહ્યું છે ને ! પણ આખું જગત, સાધુ-સન્યાસી, આચાર્યો બધાં અવલંબનથી જ જીવે છે. અવલંબન વગર તો કશું થાય નહીંને ? સત્ એ નિરાલંબ વસ્તુ છે. ત્યાં આગળ 'અવલંબન' લઈને ખોળવા જાય તો શી રીતે મળે ? એ તો એક 'જ્ઞાની પુરુષ'નું અવલંબન લે તો કામ થાય. કારણ કે એ છેલ્લામાં છેલ્લું સાધન છે ! આત્મા નિરાલંબ છે !

## નિરાલંબી દશા !

**પ્રશ્નકર્તા :** પણ તમે જે સમજની વાત કરો છો એ નિરાવલંબી સમજ છે ને ?

**દાદાશ્રી :** એ તો વાત જુદી જ છે ! નિરાવલંબી છે. એ તો જગતે હજુ સાંભળેલું જ નહીં, બજારમાં ય સાંભળેલું નહીં. એ અમુકે અનુભવેલું જે, એ કહ્યા કર્યા વગર જતાં રહેલાં. એ છે તે મેં તો બજારમાં ખુલ્લું કર્યું.

**પ્રશ્નકર્તા :** હવે આ જે નિરાવલંબનની સમજ છે, નિરાલંબી સમજ છે, તો ત્યાં વર્તન કેવું હોય ?

**દાદાશ્રી :** વર્તન લિમિટેડ થઈ જાય ને પછી ખલાસ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** ના, દાદા. જ્યાં નિરાલંબનની સમજ છે, ત્યાં આગળ વર્તન-ચારિત્ર બધું એક જ હોય છે ને ?

**દાદાશ્રી :** વર્તન બહુ જૂજ હોય, થોડું ઘણું. જેમ ભમરડો ફરતો ફરતો થાકી જાય ને, પછી ધીમે ધીમે ફરે એવું !

**પ્રશ્નકર્તા :** એ તો બાહ્યની વાત કરી તમે.

**દાદાશ્રી :** તો બીજું શું ? અંદર તો કશું હોય નહીં. ક્લિયર હોય, ચોખ્ખું જ હોય.

**પ્રશ્નકર્તા :** તમારી દશા છે, અમે જોઈએ છીએ પણ અમને કંઈ ખ્યાલ નથી આવતો. પણ તમારી દશા કેવી હશે ? પરમ જ્ઞાનની અંદર જે દશા હોય છે એ દશા કેવી હોય ?

**દાદાશ્રી :** હા, એ દશા અમે જ જાણીએ. હું સમાધિની બહાર નીકળતો જ નથી. અત્યારે ય મારી સમાધિ નિરંતર ચાલ્યા કરે છે. આ અંબાલાલ પટેલ તે હું ન્હોય, આ અહંકાર તે હું ન્હોય, આ ચિત્ત તે હું ન્હોય, બધી ચીજની પાર હું છું. આ શુદ્ધાત્મા ય હું ન્હોય. શુદ્ધાત્મા તો આ લોકો બન્યા છે તે. હું તો શબ્દરૂપેય નથી. હું દરઅસલ સ્વરૂપે છું, નિરાલંબ સ્વરૂપે છું પણ ચાર ડિગ્રી હજુ ખૂટે છે. જે મારી પૂરી થઈ નથી, ત્યાં સુધી મારી ઈચ્છા શું છે ? કે આ જે સુખ હું પામ્યો છું એવું સુખ લોકો પામો એટલી ઈચ્છા રહી.

**પ્રશ્નકર્તા :** જે કહેનારા રહ્યા છે અને નિરાલંબન સંબંધી વાતો કરી છે તે પહોંચતી નથી.

**દાદાશ્રી :** ના, એ પહોંચે જ નહીં ને ! એ તો ઘણાં વર્ષ મારી જોડે બેસી રહે ત્યારે કંઈક ગેડમાં બેસે. નિરાલંબ તરફ તો હજારો વર્ષથી જગત નથી પહોંચ્યું.

**પ્રશ્નકર્તા :** નથી પહોચ્યું. આ નવી વાત છે, દાદા.

## હું જ ભગવાન તે નિરાલંબ !

**દાદાશ્રી :** પોતે પોતાના કાનમાં જોઈ શકે એવું સાધન નથી. પોતે પોતાનું મોઢું જોઈ શકે એવું સાધન નથી ?

**પ્રશ્નકર્તા :** ના, નથી.

**દાદાશ્રી :** અવલંબન પરાવલંબનવાળું છે.

અવલંબન હોય ત્યાં બધા અવલંબન ખસી જાય તો શું થાય ? માટે વીતરાગ વિજ્ઞાન, મહાવીર ભગવાન શું કહે છે કે નિરાલંબ, કોઈ અવલંબનની જરૂર નથી, એ જ સંપૂર્ણ સ્વતંત્રતા. એ નિરાલંબનું સુખ અમે ચાખ્યું છે અને નિરાલંબ અનુભવ થયેલો છે.

**પ્રશ્નકર્તા :** લોકો એને શોધવા માટે અવલંબનનો પ્રયત્ન કરે છે.

**દાદાશ્રી :** મહીં અવલંબનથી જગત ઊભું રહ્યું છે. આ અવલંબનની મદદથી જીવે છે બધા.

**પ્રશ્નકર્તા :** પણ એમ માને છે કે અવલંબનથી જ મળશે.

**દાદાશ્રી :** હા, પણ એ જ છે ને બધા, અવલંબન વગર મળે જ કેમ કરીને ? એ આત્માનું સ્વરૂપ જાણતો નથી. એ નિરાલંબ, 'હું સ્વતંત્ર છું' એવું જાણતો નથી. કોઈ પણ ભગવાનથી હું સ્વતંત્ર, 'હું ભગવાન જ છું' એવું જાણતો નથી. 'હું ભગવાન છું' એવું જાણે તો એ નિરાલંબ થયો કહેવાય. કોઈ અવલંબન રહ્યું નહીં એને.

**પ્રશ્નકર્તા :** હા, પણ અવલંબનથી તો એ મળે નહીં ને ? આત્માપ્રાપ્તિની વાત કરું છું.

**દાદાશ્રી :** આત્માપ્રાપ્તને એવું કશું ના હોય. એ તો આ આત્મા જેને પ્રાપ્ત થયો ત્યાં આપણને પ્રાપ્ત થાય. આ બધું તો ઠીક છે. આ તો બધા આલંબન જ છે ને ! અવલંબન બધા. નિરાલંબ એ જ આત્માનો ગુણ. ઊંચામાં ઊંચો ગુણ કયો છે ? નિરાલંબપણું, કોઈ અવલંબન નહીં. એ જ

એનો ઍબ્સોલ્યુટ સ્વભાવ છે !

આત્મામાં કોઈનું અવલંબન નથી. આત્માને કોઈ ચીજનું અવલંબન નથી, નિરાલંબ વસ્તુ છે અને આ પુદ્‌ગલ અવલંબન છે. આ અવલંબન છે જ્યાં સુધી હું આ છું. જ્યાં સુધી આત્મસન્મુખ નથી થયો, ત્યાં સુધી સુખે-દુઃખે અવલંબન છે એનું અને પરવશતા છે. અવલંબન એ જ પરવશતાને ! આત્મા સિવાય જે જે અવલંબનો લીધાં હોય તે જ્યાં સુધી ના નીકળે, ત્યાં સુધી કંઈ વળે નહીં.

## 'હું શુદ્ધાત્મા' એ શબ્દાવલંબન !

**પ્રશ્નકર્તા :** આત્મદર્શન કેવી રીતે થાય ? આત્મા પોતે પોતાને જુએ કેવી રીતે ?

**દાદાશ્રી :** આત્મા પોતે પોતાને ? આ પોતાને જુએ તો જુએ પણ બીજાને હઉ જુએ. પણ તે પેલી દૃષ્ટિથી, આ દૃષ્ટિથી નહીં.

આ જે આપ્યું છેને એ શુદ્ધાત્મા પદ છે. હવે શુદ્ધાત્મા પદ ત્યાંથી મોક્ષ થવાનો સિક્કો વાગી ગયો. શુદ્ધાત્મા પદ પ્રાપ્ત થાય છે. પણ શુદ્ધાત્મા એ શબ્દનું અવલંબન કહેવાય છે. જ્યારે નિરાલંબ થશે, ત્યારે આત્મા દેખાય બરોબર.

**પ્રશ્નકર્તા :** હા, તો એ નિરાલંબ દશા ક્યારે આવે ?

**દાદાશ્રી :** હવે ધીમે ધીમે નિરાલંબ ભણી જ જવાના. આ અમારી આજ્ઞામાં ચાલ્યા કે નિરાલંબ ભણી ચાલ્યા. એ શબ્દનું અવલંબન ધીમે ધીમે જતું રહેશે અને છેલ્લે છેવટે નિરાલંબ ઉત્પન્ન થઈને ઊભું રહેશે. નિરાલંબ એટલે પછી કોઈની કંઈ જરૂર ના હોય. બધું આખું ગામ જતું રહે તોય ભડક ના લાગે, ભય ના લાગે. કશું જ નહીં. કોઈના અવલંબન જરૂર ના પડે. હવે ધીમે ધીમે તમે એ તરફ જ ચાલ્યા. અત્યારે તમે 'શુદ્ધાત્મા છું' કર્યા કરો, એટલું જ બસ છે !

**પ્રશ્નકર્તા :** એટલે આત્મદર્શન પછી જે સ્થિતિ આવે તે તદ્દન નિરાલંબ

સ્થિતિ જ હોઈ શકે ને ?

**દાદાશ્રી :** નિરાલંબ થવાની તૈયારીઓ થયા કરે. આ અવલંબનો ઓછાં થતાં જાય. છેવટે નિરાલંબ સ્થિતિ થાય.

એટલે મારી પાસે શુદ્ધાત્મા તમે બધા પ્રાપ્ત કરો છો. હવે એ શુદ્ધાત્માનું લક્ષ તમને નિરંતર રહેતું હોય એની મેળે, સહજ રીતે રહેતું હોય, યાદ કરવું ના પડતું હોય, તમને ચિંતા-વરીઝ ના થતી હોય, સંસારમાં ક્રોધ-માન-માયા-લોભ ન થતાં હોય તોય એ મૂળ આત્મા નથી. જે શુદ્ધાત્મા છે તે તમને પ્રાપ્ત થયો છે, એટલે મહીં મોક્ષના પહેલા દરવાજામાં તમે પેઠા છો. એટલે તમારું નક્કી થઈ ગયું કે તમે હવે મોક્ષને પામશો. પણ એથી તો ઘણો આગળ મૂળ આત્મા છેટો છે.

તમારે આ શબ્દનું અવલંબન જતું રહે, એટલા માટે આ પાંચ આજ્ઞા પાળો તો ધીમે ધીમે દર્શન દેખાતું જાય. દેખાતું દેખાતું દેખાતું પોતાના સેલ્ફમાં, જ અનુભવ રહ્યા કરશે. પછી શબ્દની જરૂર નહીં પડે. કેવું ઈન શોર્ટકટમાં તો આવી ગયાં ને !

**પ્રશ્નકર્તા :** એકદમ શોર્ટકટમાં આવી ગયા, હં.

**દાદાશ્રી :** નહીં તો દાદાની પાછળ પડવું પડે, મહિનો-બે મહિના. એકલાં પૈસાની પાછળ પડીએ, તો પછી દાદા રોજ ભેગા થાય નહીં.

**પ્રશ્નકર્તા :** દાદાની પાછળ પડવું જ છે.

**દાદાશ્રી :** થોડા ઘણાં દાદાની પાછળ પડ્યા હોઈએ તો બધું આપણું એડજસ્ટમેન્ટ બરોબર થઈ જાય. પછી એવું કંઈ કાયમ જરૂર નથી. આ એવું કાયમવાળું ના હોય. કાયમ પડી રહેવાનું સ્થળ ના હોય આ. આ કાળમાં તો કાયમ પડી રહેવાય એવું કોઈ માણસને હોય નહીં. નર્યા લફરાંવાળો કાળ !

## અંતે અનુભવ ને અનુભવી એક !

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા એ અવલંબન છે. જો એ ના હોય તો નિરાલંબ પણ ના હોય, પણ 'આત્મા' શબ્દ તો એક સંજ્ઞા જ છે ને ?!

**દાદાશ્રી :** એવું છે ને, આ શબ્દ કરતાં કરતાં, આ રસ્તો છે, સીડી છે. સીડી ચડતાં ચડતાં ત્યાં આગળ ઉપર પહોંચીએ પછી પ્રાપ્ત થાય. આ શુદ્ધાત્મા કરતાં કરતાં જેમ જેમ અનુભવ થશે ને પછી એ અનુભવનો ભાગ રહેશે. પછી શુદ્ધાત્મા શબ્દ ઊડી જશે. તે નિરાલંબ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ આપ જે લોકોને જ્ઞાન આપો છો, તેનાથી મૂળ આત્મા પ્રાપ્ત થાય છે ?

**દાદાશ્રી :** એ આત્માનો અનુભવ રહે છે ને, એ જ મૂળ આત્મા છે. પણ એ અનુભવ એક જગ્યાએ ભેગો થતો થતો મૂળ જગ્યાએ આવે, તેમ તેમ તે પોતાનું આખું રૂપ થઈ જાય. અત્યારની દશામાં અનુભવ અને અનુભવી બે જુદું હોય, જ્યારે ત્યાં આગળ એકાકાર હોય.

આ માલ ખાલી થાય ત્યારે બધા અનુભવ થાય, જે માલ અનુભવમાં ડખલ કર્યા કરે, સ્વાદ ના આવવા દે. જેમ એક માણસે ચાલીસ લાખ રૂપિયાનો ઓવરડ્રાફટ લીધેલો હોય અને બેકાર થઈ ગયો હોય, ધંધો નોકરી કશું ના હોય તો કોઈ માણસ એને પંદર હજારની નોકરી અપાવડાવે તો એનો ઉપકાર તો માનવો જોઈએ કે ના માનવો જોઈએ ? વેપાર હતો ત્યારે જરાકે ય સમજણ ન્હોતી, ચાલીસ લાખ રૂપિયાનું દેવું કરી નાખ્યું !

ઉપકાર માનવો જોઈએ ને ? ઉપકાર પણ માને. બે-ચાર મહિના પછી પેલો ભેગો થાય ત્યારે કહેશે, 'કેમનું છે ? હવે આ આનંદ છે ને ?' 'ના, શેનો આનંદ ! આ તો પૈસા ભરું છું ત્યાં આગળ અને ખાવાનું મળે છે એ.' અલ્યા મૂઆ, દેવું કરેલું છે તો ભરવાં જ પડેને ! એટલે આ બધું તું દેવું દઉં, ત્યાં સુધી તો રહેશે. પછી મજા આવે, નહીં તોય શાંતિ રહે, ચિંતા ન થાય. પાંચ આજ્ઞામાં રહેને તો ચિંતામુક્ત થવાય.

કોઈક પાંચ હજાર માણસનું કામ થતું હોય ને, તો સારી વાત છે. બાકી ત્યાં મોક્ષમાં જઈને શું ઉતાવળ છે ? હવે આપણે એવી જગ્યાએ ગયા છીએ કે અહીંથી કોઈ પાછો કાઢનાર નથી. તમે મારી આજ્ઞા પાળો, તો આ જવાબદારીમાંથી તમને કોઈ પાછાં ના કાઢે. કારણ કે આજ્ઞાને આધીન રહેવું પડશે તમારે, નહીં તો પાછાંય કાઢે. અને મને કોઈ પાછા કાઢનારા

નથી. કારણ કે હું તો કહું છું, નિરાલંબ થયેલો છું, તમને તો શુદ્ધાત્મા શબ્દનું અવલંબન છે. પણ એ શબ્દ અનુભવરૂપે છે અને મૂળ આત્મા તો નિઃશબ્દ છે, એટલે પાછો અનુભવ થતો થતો અનુભવરૂપ થશે, એટલે શુદ્ધાત્મા થઈ જશે.

**પ્રશ્નકર્તા :** એ શુદ્ધાત્મ સ્વરૂપનો અનુભવ ક્યારે થશે ?

**દાદાશ્રી :** નિરંતર થયા જ કરે છે ને ! 'હું ચંદુભાઈ છું' એ દેહાધ્યાસ અનુભવ હતો એ અનુભવ તૂટી ગયો. અને હવે છે, તે આત્માનો અનુભવ થયો. બીજો અનુભવ કેવો ? આવો જ્ઞાન અનુભવ આ રેગ્યુલર સ્ટેજમાં આવે તો પછી એને આનંદ આવતો થાય.

અને આત્માનો અનુભવ કેટલાં કલાક કહે છે ? ચોવીસેય કલાક આત્માનો અનુભવ રહે છે. પહેલાં 'હું ચંદુભાઈ છું' એ અનુભવ હતો અને આ 'હું શુદ્ધાત્મા છું' એ અનુભવ !

## શબ્દાલંબન પછી મોક્ષ એક-બે ભવમાં !

સાપેક્ષ એટલે બીજાની અપેક્ષા રાખનારી વસ્તુઓ પરાલંબી કહેવાય અને મને કોઈનો આધાર નથી, હું નિરાલંબી છું. આ બધાંય પરાલંબમાંથી છૂટ્યા છે પણ શબ્દનું અવલંબન છે એમને. એ ચિંતારહિત મોક્ષના દરવાજામાં પેઠેલા, તે મોક્ષ એમનો થવાનો છે. એક અવતાર-બે અવતાર પછી.

નિરાલંબ આત્મા છેલ્લામાં છેલ્લું. ત્યાં સુધી આ ગાડી ચાલે. એ તો મેં કહ્યું, શબ્દાવલંબનથી ગાડી ચાલુ થવી જોઈએ. શબ્દાવલંબન અનુભવ આપે. આપણે બધા મહાત્માઓને અનુભવ છે. પણ આ છે તે સંસારી છે એટલે પેલો આત્માનો સ્વાદ ન આવે, એની ઓળખ ન પડે, આમાં શું ફેર છે, ખબર ના પડે. કારણ કે એક જ ફેરો વિષય ભોગવે તે ત્રણ દહાડા માણસની ભ્રાંતિ છૂટવા ના દે. ભ્રાંતિ એટલે ડિસીઝન ના આવે કે આ કે તે ! અમને એવી માથાકૂટ નહીં ને ! ભાંજગડ નહીં ને ! ઉપાધિમાંય સુખ વર્ત્યા કરે. તમને હઉ સમજ પડી ગઈ કે આ અવલંબનવાળો આત્મા કહેવાય. 'હું શુદ્ધાત્મા છું' એ શબ્દાવલંબન કહેવાય !

## આત્માનો ખોરાક ?

**પ્રશ્નકર્તા :** આ વાક્ય જે છે તમારું કે આત્મા સિવાય દરેક વસ્તુ ખોરાક ઉપર નભી છે.

**દાદાશ્રી :** બધા ખોરાકથી જીવી રહ્યા છે.

**પ્રશ્નકર્તા :** ત્યારે આત્માને ખોરાક ન હોય ?

**દાદાશ્રી :** નથી. બધી જ ચીજને ખોરાક અને તે આ ખોરાકની શોધખોળ મારી છે. આ આગવી શોધખોળ છે મારી. અત્યાર સુધી કોઈએ આને ખોરાક કહ્યો નથી અને શોધખોળ ય કરી નથી કે આ ક્રોધને ખોરાક હોય છે.

**પ્રશ્નકર્તા :** ખોરાક ના કહે તો પુષ્ટિ કહે.

**દાદાશ્રી :** એટલે આ શોધખોળ જુદી છે એટલે આ બધાને ખોરાક છે.

**પ્રશ્નકર્તા :** એટલે હું શું કહેવા માંગું છું કે યૌવનમાં જો આ ખ્યાલ આવે કે કામ-ક્રોધ-લોભ એ બધાનો ખોરાક છે, એ એને ખ્યાલ આવવા માંડે.....

**દાદાશ્રી :** તો તો બહુ ઊંચું થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે એ પ્રશ્ન થયો કે આત્માનો ખોરાક હોવો જોઈએ કંઈક ?

**દાદાશ્રી :** એને મૂળ ખોરાક જ નથી. એનો ખોરાક આ જ છે, જે છે તે, બીજાં ખોરાક હોતાં ય નથી. એ પોતે પોતાના થકી જીવે છે. પોતે પોતાના પ્રાણથી જીવે છે. પોતે પોતાનું સુખ જ ભોગવે છે, વૈભવમાં છે. ઐશ્વર્યથી જીવે છે. પારકાંને કશું લેવા-દેવા નથી.

**પ્રશ્નકર્તા :** આત્માનો ખોરાક શું ?

**દાદાશ્રી :** આત્માનો ખોરાક એ પોતે નિરંતર ખાય. એનાં વિના એક ક્ષણવાર ટકે નહીં. એ નિરંતરનો જ્ઞાતા-દ્રષ્ટા એ એનો ખોરાક. એ ખોરાકનું ફળ શું ? ત્યારે કહે, પરમાનંદ. અને પોતાના પ્રાણથી જ જીવે છે. આ આવાં નાકના પ્રાણથી જીવતો નથી ! એટલે પોતાને કંઈ જ જરૂર નથી. આ દુનિયામાં કોઈ ચીજનું એને અવલંબન નથી એવો એ આત્મા એ પરમાત્મા છે.

**પ્રશ્નકર્તા :** અને એ બહારના ખોરાક વગર ટકે છે ?

**દાદાશ્રી :** એનો ખોરાક આ જ્ઞાતા-દ્રષ્ટા. પોતાને બહારથી કંઈ લેવાનો નથી. બધું પોતાની અંદર છે.

**પ્રશ્નકર્તા :** કારણ કે માન-મોહ-લોભ-માયા એ બધાને ખોરાક હોય તો ટકે છે.

**દાદાશ્રી :** હા. એ તો આ મહીં ઈચ્છા થઈને ત્યાંથી આ ઊભું થયું બધું. જેને ઈચ્છા નથી, તેને કોઈ વસ્તુ હોય જ નહીં ને ! અને ઈચ્છાવાળો ભિખારી કહેવાય. કોઈ પણ, ઘર, ગાડી, ગમે તે પ્રકારની ઈચ્છા હોય, તો ઈચ્છાવાળો ભિખારી.

**પ્રશ્નકર્તા :** એટલે આત્માને ય ખોરાક આપવો નથી પડતો, એની મેળે જ લઈ લે છે ?

**દાદાશ્રી :** એને કશું આપવું જ ના પડે અને એવું કશું જરૂર જ નહીં જેને. એમ ને એમ પોતે પોતાથી જીવે છે.

**પ્રશ્નકર્તા :** નાનપણથી તે સો વર્ષનું થાય ત્યાં સુધી આત્માને કંઈ ખોરાક નહીં ?

**દાદાશ્રી :** કશું જ ના થાય તેને શું છે ? સોનાનો સિક્કો મહીં પડી રહ્યો હોય તો એને કાટ ચઢતો જ નથી, બીજી અસર થતી નથી. એ મહીં એમ ને એમ પડી રહે. સોનાનો સિક્કો એ તો એ સિક્કો છે પણ આ તો ભગવાન, કશું અડે જ નહીં. પ્રકાશ સ્વરૂપ પાછાં !

**પ્રશ્નકર્તા :** આત્મા જ્ઞાતા-દ્રષ્ટા ભાવ રાખે, એ જ એનો ખોરાક?

**દાદાશ્રી :** બસ.

**પ્રશ્નકર્તા :** અને નિરંતર આનંદમાં રહે !

**દાદાશ્રી :** આનંદમાં રહેવાની જરૂર ના હોય. એ જ્ઞાતા-દ્રષ્ટાપણે જે ખોરાક છે ને એ ખોરાકનું ફળ જ આનંદ, નિરંતર આનંદ છે.

## હું, આત્મા ને બેઠક !

**પ્રશ્નકર્તા :** આ સર્વસ્વ અર્પણતા જ છે ને, દાદા. શું બાકી રહ્યું? દાદા સિવાય બીજું કશું ખપતું નથી મને કંઈ. દાદાનું જ આલંબન હવે, બીજું કંઈ જ નહીં.

**દાદાશ્રી :** તો તમારું બાકી છે તે પૂરું થઈ જશે, પણ ગીની એ તો જોઈએ ને ?

**પ્રશ્નકર્તા :** નહીં, એ નહીં.

**દાદાશ્રી :** તો કામ થઈ જશે હવે.

**પ્રશ્નકર્તા :** રાતના બે-ત્રણ વાગે ઊઠી જઉં, દાદાને પકડીને બેસી જઉં.

**દાદાશ્રી :** એ બધું ય છે. પણ આ જે છે ને આ તમારું ને આ મારું, એ ભેદ ઉડાડવા માટે ઘેર મેં તમને કહ્યું'તું કે આટલા છે તે દીકરીને આપી દેવા, બાકીનું બધું મંદિરમાં આપી દોને ! તમારે માથે કશું નહીં, એવું કરી નાખો. વેરો ય ભરવાનો નહીં તમારે.

**પ્રશ્નકર્તા :** ઓહોહો ! હવે વાંધો નહીં, સમજી ગયો.

**દાદાશ્રી :** મારી માફક રહો. મારે પૈસા જોઈતા હોય તો હું કહું કે નીરુબેન આપો મને. તમારે જરૂરે ય શાના માટે ? પણ બધું ય આપનારા લોકો હોય જ જોડે. તે દહાડે કહેલું તે એવા માટે જ કહેલું. પણ તે મૂળ

આશય છે તે તમે પૂરું સમજ્યા નહીંને !

**પ્રશ્નકર્તા :** પણ સમજ્યો તો ખરો, દાદા. પણ બાકીનું દુનિયામાં મારું કોઈ એક જણ નથી. હવે જો, આ ઉંમર થાય છે.....

**દાદાશ્રી :** અમે કહ્યું એવું કરો એટલે આત્મા પછી એમાં રહે. આત્મા જો આત્મામાં આવી ગયોને તો છૂટો. નહીં તો કહેશે, મારે આ છે ને એ છે ને તે આધાર ! આધાર. શું આધાર રાખે ? જે બે-પાંચ લાખ રૂપિયા હોય તેનું.

**પ્રશ્નકર્તા :** નહીં. આટલો ભય રહે. બધા લોકોએ ખા ખા કર્યું છે, બીજી વાત નહીં. જ્યાં ભરોસો રાખું, લોકો ખાઈ જાય બધે ઠેકાણે હવે. આ મારે એવો ભય પેસી ગયો. ઉંમર મોટી થાય છે, બાકી અંદર કંઈ મમતા નહીં.

**દાદાશ્રી :** ભય પેસી જાય. કારણ કે આનું શું કરીશું ? એ તો તે દહાડે હું સમજી ગયેલો. પણ મેં કહ્યું, ધીમે રહીને કાઢી નાખશું.

**પ્રશ્નકર્તા :** માંદગી આવીને તો દોઢ લાખ રૂપિયા ખર્ચો થયો. હતાં તો ખર્ચ્યા, નહીં તો બીજો કોણ જુએ ?

**દાદાશ્રી :** નહીં, નહીં. આપણે જે જોનાર છે, એ મારું જોશે એવું માનીએ છીએને, તે ય છેવટે ખોટું પડે છે, દગો નીકળે છે. માટે આ ઊંચામાં ઊંચું છે કે આપી દો બધું ભગવાનને ઘેર. જવાબદારી દાદાની પછી. મેં મારી પાસે ચાર આના ય રાખ્યા નથી. બધા અહીં મૂકી દેવાના, બધું ય અને ભવિષ્યમાં આવશે તે ય ત્યાં જ. અમારા બાની જમીનના આવવાનાં છે તે ય ત્યાં મૂકીશ. મારે કશું જોઈતું નથી. મારે શેના માટે ? અમેરિકાવાળા ગાડી આપવા માગે છે. હું લઉ શેના માટે ? પણ આ કશું બેઠકની જગ્યા રાખી. તો હું, આત્મા ને બેઠક. ત્રણ થયું. નહીં તો હું ને આત્મા એક જ. હું સમર્પણ થઈ ગયું એટલે આ.

**પ્રશ્નકર્તા :** હું સમર્પણ થયો એટલે કે બેઠક કાઢી લીધી એટલે આત્મામાં થઈ ગયો હું ?

**દાદાશ્રી :** નીરુબેને તરત કામે ય કરવા માંડ્યું અને જે અત્યારે બધા નિયમો પાળે છે મારી આજ્ઞા પ્રમાણે, તે બધી પ્રકૃતિ તોડી નાખશે. મને સંતોષ થઈ ગયો !

**પ્રશ્નકર્તા :** દાદા બોલ્યાને, હું, આત્મા ને બેઠક....

**દાદાશ્રી :** 'હું'ને બેઠકનો આધાર ! જગતમાં એકલાં જ્ઞાનીને કોઈ વસ્તુનો આધાર ન્હોય. આત્માનો જ આધાર, જે નિરાલંબ છે !

**પ્રશ્નકર્તા :** કોને આત્માનો આધાર, હુંને હોય કે બેઠકને હોય ?

**દાદાશ્રી :** હું જ આત્મા અને આત્મા તે હું. આધાર જ આત્માનો. એટલે અવલંબન ના હોય. કોઈ અવલંબન ના હોય, તો નિરાલંબ થાય છે, નિરાલંબ ! એ જાણે છે, દાદા નિરાલંબ છે.

**પ્રશ્નકર્તા :** એટલે હું ને આત્મા એક થઈ જાય ?

**દાદાશ્રી :** છે એક જ. પણ બેઠકને લઈને જુદા.

**પ્રશ્નકર્તા :** બેઠક ખસેડી લે તો હું ને આત્મા એક થઈ જાય ?

**દાદાશ્રી :** એક થઈ જાય, બસ.

**પ્રશ્નકર્તા :** અથવા તો બેઠક હોયને હું ને આત્મા બે એક થઈ જાય એવું બને ?

**દાદાશ્રી :** ના. ના. બેઠકનો ગુરખો રાખવો પડે. એ વિચાર આવે કે આ શું કરશે ? બેઠકે ય એ સાચી નીકળી તો નીકળી, નહીં તો દગો નીકળે છે. તમને નહીં લાગતું ?

**પ્રશ્નકર્તા :** હા, દગો જ નીકળે છે.

**દાદાશ્રી :** એના કરતાં આપણું શું ખોટું ?

**પ્રશ્નકર્તા :** બેઠકમાં જ્ઞાની જ એકલા રાખવાના, બીજું કંઈ જ નહીં.

**દાદાશ્રી :** જ્ઞાનીને માથે પડવાનું, તમે જે કરો એ. તમારું જે કરે એ

અમારું કરે. એટલે જ્ઞાની જ પોતાનો આત્મા છે એટલે એને તો જુદો ગણાય નહીં. પછી ભય નહીં રાખવાનો કે જ્ઞાની માંદા થાય તો એ ના હોય તો આપણે શું કરીશું ? એવો કશો ભય રાખવાનો નહીં. જ્ઞાની મરતા જ નથી. એ તો દેહ મરે. એ અવલંબન અમારું હોય જ નહીં ને ! અમે નિરાલંબ હોઈએ ! સહેજે ય અવલંબન ના હોય આ દેહનું કે પૈસાનું કોઈ એવું.

**પ્રશ્નકર્તા :** અમને તો જ્ઞાનીનું, જ્ઞાનનું અને જ્ઞાનીના દેહનું સરખું જ અવલંબન લાગે.

**દાદાશ્રી :** દેહનું અવલંબન તો, દેહ તો કાલે જતો રહે.

**પ્રશ્નકર્તા :** એ સહન ના થાય.

**દાદાશ્રી :** એ સહન નીરુબેનને ના થાય. 'આપણને' તો થાય ને ! તમારે આવું સ્ત્રીપણું કાઢવાનુંને ! 'તમે' તમારે બહુ ઊંડા ના ઉતરશો. 'એમને' આ કાઢવું પડશે. નીરુબહેનને સહન ના થાય એ બરોબર છે. પણ એમનો આ ગૂંચવાડો નીકળી જાય તો બહુ થઈ ગયું.

## સૂક્ષ્મ દાદા, નિદિધ્યાસન સ્વરૂપે !

**પ્રશ્નકર્તા :** દાદા ભગવાન તો ચૌદ લોકનો નાથ છે, એના સિવાય બીજું શું જોઈએ ?!

**દાદાશ્રી :** ચૌદ લોકનો નાથ છે. પણ એ આપણા હાથમાં પકડાય શી રીતે ? આ દેહ મંદિર છે ત્યાં સુધી પકડાય. પછી મંદિર જ ઊડી ગયું તો ?

**પ્રશ્નકર્તા :** ભાવના તો રાખી છે ! આપના સિવાય કંઈ જ ખપતું નથી.

**દાદાશ્રી :** એ બરોબર છે. મહીં ચાલે મારા ભઈ, ચાલે. ભાવના ચાલે. ભાવનાઓનો લાભ મળે.

**પ્રશ્નકર્તા :** એટલે એક્ઝેક્ટ ભાવના શું હોવી જોઈએ તો ?

**દાદાશ્રી :** સૂક્ષ્મ દાદાની.

**પ્રશ્નકર્તા :** એટલે અત્યારે દેહધારીરૂપે જ દાદા મનાય છે એવું થયું ?

**દાદાશ્રી :** હા, આ દેખાતા, આંખે દેખાતા ને જ દાદા માને છે. બાકી મૂળ દાદા ભગવાન જુદા. આ દેખાય એ દાદા જુદાં અને પાછો વચ્ચેનો ભાગ, સૂક્ષ્મ દાદા.

**પ્રશ્નકર્તા :** વચ્ચેનો ભાગ એ જ જ્ઞાની ? એ સૂક્ષ્મ દાદા વચ્ચેના એટલે એ જ્ઞાની પુરુષનું પદ ?

**દાદાશ્રી :** હા. જેનું આપણે નિદિધ્યાસન કરીએ છીએ.

**પ્રશ્નકર્તા :** ભાવના જે કહી, ભાવના કઈ હોવી ઘટે, જે આપે કહ્યું સૂક્ષ્મ દાદાની ?

**દાદાશ્રી :** જ્યાં સુધી નિદિધ્યાસન રહે, તો કોઈ જાતનો વાંધો નહીં આવે. આ સ્થૂળ હાજરી ખોળે તો વાંધો આવશે.

**પ્રશ્નકર્તા :** અને આ જ મૂર્તિનું નિદિધ્યાસન હશે, તો વાંધો નહીં આવે ?

**દાદાશ્રી :** ફર્સ્ટક્લાસ રહેશે. હાઈક્લાસ રહેશે. હાલતું-ચાલતું, બોલતું બધું રહેશે. અત્યારે કેટલાંય લોકો રહેતા હશે ! અમેરિકામાં ય રોજ મળ્યા કરે, કહે છે ને બધા. દર્શન થાય છે ને અમારો દહાડો વળે છે. એવું અમે ના હોય તોય સૂક્ષ્મ દાદા હજારો વર્ષો સુધી ચાલશે.

**પ્રશ્નકર્તા :** મૂર્તિનું નિદિધ્યાસન સૂક્ષ્મ દાદામાં ગણાય ?

**દાદાશ્રી :** નિદિધ્યાસન બેસે છે તે ? હા તે સૂક્ષ્મ દાદા ગણાય.

**પ્રશ્નકર્તા :** બીજું શું શું આવે એમાં ?

**દાદાશ્રી :** હરતાં-ફરતાં, વાંચતાં-બોલતાં....

**પ્રશ્નકર્તા :** એ તો આ સ્થૂળ દૈહિક ક્રિયાઓ બધી દેખાય.

**દાદાશ્રી :** નહીં, એ જોડે દેખાય એટલું જ નહીં, પોતાની જોડે જ

લાગે એવું. વાતો હઉ કરતાં દેખાય. તે કાયમ ટકે. આ સ્થૂળ ટકે નહીં, આ તો શ્વાસોશ્વાસવાળા. પેલામાં શ્વાસોશ્વાસ ના હોય.

**પ્રશ્નકર્તા :** વાણીનું નિદિધ્યાસન રહે તે ? જ્ઞાનવાણીનું ચિંતવન હોય તે ?

**દાદાશ્રી :** એ ય નિદિધ્યાસનમાં જ ખપે. ગમે તે દાદાનું હોયને ચિંતવન હોય, એ નિદિધ્યાસનમાં ખપે. એ સ્થૂળ રૂપે હાજર ના હોય તોય હજારો વર્ષો થઈ શકે.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યુંને, આ સ્થૂળ પછી સૂક્ષ્મ દાદા અને ત્રીજું કહ્યુંને ?

**દાદાશ્રી :** ભગવાન.

**પ્રશ્નકર્તા :** તેનું કનેક્શન કઈ રીતે રાખી શકાય ?

**દાદાશ્રી :** ભગવાન શી રીતે ચિંતવન થાય ? એ તો નિરંજન-નિરાકાર, કષ્ટે કરીને શી રીતે થાય ?

**પ્રશ્નકર્તા :** એનું કનેક્શન કેવી રીતે ગોઠવી શકીએ ?

**દાદાશ્રી :** એ તો મહીં બધો કચરો માલ નીકળી જાય, પછી દર્શનમાં આવે. અમે નથી કહેતા કે અમને દેખાય છે, નિરાલંબ. જેને અવલંબન કશું લેવું ના પડે. મૂળ સ્વરૂપ દેખાવું, મૂળ સ્વરૂપની તાદશ્યતા. જેને કેવળજ્ઞાન કહ્યું તે. સમજપૂર્વકનું દેખાયા કરેને, બીજું જ્ઞાનપૂર્વકનું દેખાય.

**પ્રશ્નકર્તા :** નિરાલંબ સ્વરૂપ આપને દેખાય છે, એવુંને !

**દાદાશ્રી :** હા. નિરંતર છેલ્લામાં છેલ્લું સ્વરૂપ, નિરાલંબ.

**પ્રશ્નકર્તા :** અમને પોતાને દેખાય, એવું બનવું જોઈએ ?

**દાદાશ્રી :** હં, તમને આ અવલંબન આપેલું છે શબ્દનું, 'હું શુદ્ધાત્મા છું' શબ્દનાં અવલંબનથી શુદ્ધાત્મા થયું અને તે અનુભૂતિ થઈ, એ મોક્ષના

દરવાજામાં પેસી ગયા. એને કોઈ પાછો ના કાઢી શકે. જાણી-જોઈને કોઈ લઢવાડ ના કરે તો. મહીં પેસીને જો લઢવાડ કરે તો પાછો કાઢી મૂકે. એ કાયદેસર રહે તો વાંધો નહીં.

**પ્રશ્નકર્તા :** આ શબ્દ અવલંબન પછી સૂક્ષ્મ દાદાની કેટલી હેલ્પ થાય?

**દાદાશ્રી :** પેલી બાજુ લઈ જાય. નિરાલંબમાં લઈ જાય.

**પ્રશ્નકર્તા :** આ દૈહિક નિદિધ્યાસન નિરાલંબમાં લઈ જાય ?

**દાદાશ્રી :** એમણે જે જોયું છે ત્યાં સુધી લઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ એમાં દૈહિક નિદિધ્યાસન વધારે હેલ્પ કરે છે કે વાણીનું નિદિધ્યાસન વધારે હેલ્પ કરે ?

**દાદાશ્રી :** બધાય ભેગા થઈને હેલ્પ કરે. હા...એ જ્યાં સુધી જોયું છે ત્યાં સુધી લઈ જાય.

**પ્રશ્નકર્તા :** આપને નિરાલંબ દાદા ભગવાન એટલે જે મૂળ સ્વરૂપ દેખાયું તે એ કેવું સ્વરૂપ ?

**દાદાશ્રી :** અહીં હોય નહીં કોઈ, શેના આધારે ઓળખાવીએ ?

**પ્રશ્નકર્તા :** એ કેવળજ્ઞાન સ્વરૂપ કહેવાય ?

**દાદાશ્રી :** પણ સમજરૂપે, જ્ઞાનરૂપે નહીં. ઍબ્સોલ્યુટ, જેમાં કોઈ મિક્ષ્ચર નહીં એ સ્વરૂપમાં. તમારું તો મિક્ષ્ચરવાળું. શુદ્ધાત્માની બાટલી સાથે, બુચ સાથે. આત્મા એ બાટલી, શુદ્ધ એ બૂચ. નહીં તો ઢળી જાય તમારું બધું તો.

## જ્ઞાનીની વાણી જ અંતિમ આલંબન !

**પ્રશ્નકર્તા :** એ જે નિરાલંબ સ્વરૂપ આપે જોયુંને એ કેવું હોય ? એનું કંઈક કહોને.

**દાદાશ્રી :** એવું છે ને, કેવું હોય એ પૂછે છે જ બુદ્ધિ. પણ બુદ્ધિથી એ દેખાય નહીં, એવું છે.

**પ્રશ્નકર્તા :** એટલે નિરાલંબ સ્વરૂપ જોયું કોણે એવી રીતે ? આમાં મૂળ સ્વરૂપે દાદા રહેલા છે, આ અનુભવ કરવા જુદા રહ્યાને ? મૂળ સ્વરૂપને જોનારા જુદા રહ્યાને અત્યારે ?

**દાદાશ્રી :** એ પ્રજ્ઞા જ. પ્રજ્ઞાથી, બધું પ્રજ્ઞાનું કામ. આ તમારા શુદ્ધાત્મા સ્વરૂપને જોનારી પ્રજ્ઞા. એ પ્રજ્ઞા જુએ છે. જ્યાં સુધી કેવળજ્ઞાન સમજમાં હોય ત્યાં સુધી પ્રજ્ઞા બહાર હોય. કેવળજ્ઞાન જ્ઞાનમાં હોય, ત્યારે પ્રજ્ઞા ફીટ થઈ જાય, બસ. બીજું શું ? પછી જોનારો ય કોણ તે ?

બાકી જગતમાં નિરાલંબ શબ્દ જ ન હોય. અવલંબન વગર રહે શી રીતે ? નિરાલંબ થાય ત્યારે જ સર્વસ્વ દુઃખો જાય. અવલંબનવાળાને તો પકડે, કે શુદ્ધાત્માવાળા બધાને પકડી લાવો.

**પ્રશ્નકર્તા :** શ્રીમદ્ રાજચંદ્રે એક વાક્ય કહેલું કે જ્ઞાની પુરુષની વાણી કેવળજ્ઞાન થવાના પહેલાના સમય સુધી અવલંબન સ્વરૂપે છે. અને આ વાણીનું માધ્યમ જ નિરાલંબ બનાવી શકે તેવું છે સાધન.

**દાદાશ્રી :** એ બધું થઈ શકે. નિરાલંબ થયેલા હોય એમની વાણીથી નિરાલંબ થાય.

## જ્ઞાનીને ભગવાન વશ !

જ્ઞાની પુરુષ તો અજાયબી કહેવાય વર્લ્ડની. ભગવાનનાં ઉપરી કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ એ ભગવાનનાં ઉપરી એ કેવી રીતે કહેવાય ? કયા અર્થમાં ?

**દાદાશ્રી :** ભગવાન એમને વશ થયા છે, માટે એ ભગવાનનાં ઉપરી છે. એમનાં કહ્યા પ્રમાણે ભગવાન ચાલે.

**પ્રશ્નકર્તા :** ભગવાન ભક્તને આધીન એ રીતે ?

**દાદાશ્રી :** ના, ભક્તને આધીન છે જ નહીં. એ તો જ્ઞાની પુરુષ, જેને વશ થયા છે તેનાં આધીન. એટલે જ્ઞાનીને ભક્ત બોલ્યા-લખ્યા છે એ લોકોએ. ત્યારે આપણા લોકો આપણાં ભગતોને, આ બાવાઓને... આ હેંડતા-ચાલતા ભગતોને જ્ઞાની માની બેઠાં છે. ભગત કહે તો આ લોકો ઝાલી પાડે બધાય. અલ્યા, ઝોળી લઈને અનાજ ખોળવા જાય તોય મળતું નથી અને તારે આધીન ભગવાન થઈ ગયા, મૂઆ ?!

**પ્રશ્નકર્તા :** ભગવાન એટલે શુદ્ધાત્માને ?

**દાદાશ્રી :** ના, શુદ્ધાત્મા તો ભગવાન છે જ નહીં. પણ ભગવાન એટલે શું કહેવા માંગે છે કે ચૌદ લોકનો નાથ. શુદ્ધાત્મા અને પરમાત્મામાં ફેર, એમ ભગવાન અને શુદ્ધાત્મામાં ફેર. શુદ્ધાત્મા શબ્દ સ્વરૂપ છે. એ ભગવાન ખરાં પણ એ શબ્દ સ્વરૂપ ભગવાન. પેલા ભગવાન તો નિરાલંબ ભગવાન. ચૌદ લોકનો નાથ, હું કહું છું ને ! તેની વાત જ જુદી ને ! શુદ્ધાત્મા કહેતા હોય તો આપણા બધા મહાત્માઓ કહે, મને આધીન થઈ ગયા. પણ નિરાલંબ આત્મા આધીન થવું જોઈએ.

## માત્ર વાતને સમજો...

આત્મા જાણવા માટે ખાલી વાતને જ સમજવાની છે, કરવાનું કંઈ જ નથી. 'સાહેબ, શું વાત છે ? હકીકત, મૂળમાં કહી દોને મને.' ત્યારે કહે, 'આ છે અને આમ છે, બોલ. આ વિનાશી છે અને આ વિનાશીનાં સગા માત્ર બધાંય વિનાશી. વિનાશીની જરૂરિયાત માત્ર વિનાશી અને જેને જરૂરિયાત નથી, જે નિરાલંબ છે તે હું છું.' બોલ. હવે 'આત્મા' સમજી લે ને, એક ફેરો. જ્યાં કોઈ દહાડો દુઃખ અડે નહીં એ 'તું'. કોઈ પણ સ્થિતિ એવી નથી આ જગતની કે એમાં તને દુઃખ અડે. છે તે ફાંસીની સજા થાય તોય તને અડે નહીં એ 'તું' અને એ 'તું' ને પહોંચ્યો તો પછી રહ્યું નહીં કંઈ !

તે પ્રગટ મેં જોયેલો છે અને હું તે તમારામાં દેખી શકું છું. તમને દેખાડ્યા છે ય ખરાં. પણ તમને જેટલું તમારી ભાષામાં હોય એટલું સમજાય.

શબ્દથી તમે દેખી શકો. પણ મૂળ સ્વરૂપે ના દેખી શકો, નિરાલંબ સ્વરૂપને ના દેખી શકો. આ શુદ્ધાત્મા એ તમારું મૂળ સ્વરૂપ અત્યારે શબ્દથી છે.

અમે નિરાલંબ સ્વરૂપને પકડેલું હોય એટલે જગતની કોઈ ચીજ અમને અડે નહીં, નડેય નહીં. એટલે એ સ્થિતિમાં અમે બેઠેલાં, નિરાલંબ. એ સ્થિતિ એટલે અમને તો કોઈ જગ્યાએ મતભેદ ના હોય, કશું જ ના હોય ને ! કારણ કે કોઈ અવલંબન જ અડે નહિ ને ! અમારી દશા નિરાલંબ !! એટલે અમે સમજી શકીએ કે જો અમે અત્યારે આ દશાએ પણ નિરાલંબ રહી શકીએ છીએ, તો વીતરાગો કેવાં નિરાલંબ રહેતાં હશે ?

**પ્રશ્નકર્તા :** આપ તો નિરાલંબી છો.

**દાદાશ્રી :** નિરાલંબી તો મહીં આત્મા, પણ આ ટેકો તો ખરોને, આત્મા નિરાલંબી. નિરાલંબી થયા તેથી ભગવાન વશ થઈ ગયા, નહીં તો વશ થાય જ નહીં ને ! કોઈ પણ ચીજનું અવલંબન છે, ત્યાં સુધી વશ થાય નહીં ભગવાન.

## બધામાં 'હું' જ જુએ તે સ્પીડીલી !

'હું શુદ્ધાત્મા છું, હું શુદ્ધાત્મા છું' પણ એ આત્મા ખરો, પણ એ તો મોંબારુ કહેવાય. હજુ તો પ્રવેશ કર્યો મોક્ષમાર્ગમાં. મુક્તિના માર્ગમાં પ્રવેશ થઈ ગયો. હવે તમારો પ્રવેશ ત્યાં પૂર્ણ થશે જ્યારે, નિરાલંબ આત્મા ભેગો થશે ત્યારે.

**પ્રશ્નકર્તા :** હવે શુદ્ધાત્મા થયા પછી બીજાં કોઈ અવલંબનની જરૂર ખરી ?

**દાદાશ્રી :** ના, આ બધા અવલંબન છોડાવીને શુદ્ધાત્માનું અવલંબન આપ્યું. આ અવલંબનમાં બધું આવી જાય ને પેલા અવલંબન છૂટી જાય. પછી આ અવલંબન જે રહ્યું, તે એની મેળે જ છૂટી જાય. આ શુદ્ધાત્મા શબ્દાવલંબન છે. તે શબ્દે ય એની મેળે છૂટી જઈ અને નિરાલંબ થઈ જવાશે.

**પ્રશ્નકર્તા :** તો પછીથી એ જ્યારે અવલંબન સારામાં સારું શ્રેષ્ઠ આપે કહ્યું તો પછી બીજી ક્રિયાઓ ધારો કે ન થાય તો વાંધો ખરો ?

**દાદાશ્રી :** ના. આ તો કશું ન થાય તેનો વાંધો નહીં અને થાય તેમાં તન્મયાકાર થઈને છે તે ઘસડાવું નહીં, મહીં જોયા કરીએ.

કેટલાંય અવલંબન છોડતો છોડતો જશે ત્યારે નિરાલંબ આત્મા ઉત્પન્ન(પ્રાપ્ત) થાય છે. જેને કેવળ આત્મા કહેવાય છે. તે ત્યાં આગળ વાત પૂર્ણાહુતિ થાય છે. કેટલા સ્ટેશન જાય ત્યારે પછી છેલ્લું સ્ટેશન નિરાલંબનું આવે. અને તે તમને આવી જ જવાનું છે. ઉતાવળ કરવાની કંઈ જરૂર નથી. અને ઉતાવળ કરવી હોય તો 'હું' 'હું' જોતાં જોતાં ચાલજોને બધાંમાં, 'મૈં હું, મૈં હું, મૈં હું.' મોઢામાં, મનમાં, ચિત્તમાં.

## પરાવલંબન - આલંબન - નિરાલંબન !

**પ્રશ્નકર્તા :** અવલંબન તો જોઈતું નથી, પણ એવી સ્ટેજ આવે કેવી રીતે ?

**દાદાશ્રી :** એ સ્ટેજ તમારે જો જોઈતું હોય તો આવશે, નિરાલંબ સ્ટેજ. અવલંબન એ જ પરતંત્રતા. એ હોય તો આપણે છીએ, એનાં આધારે આપણે જીવવાનું એનું નામ અવલંબન કહેવાય. અવલંબન હોવું ન ઘટે. અને હોય તોય અમુક કાળ પૂરતું હોય. આપણને કહે કે ભઈ, આટલા કાળે આ પૂરું થઈ જશે. આ અવલંબન, તે ક્યાં સુધી કે હમણે અહીંથી સ્ટેશન પર જવું હોય, તો એટલો રસ્તો આ ચાલવો પડશે. એટલે આપણે ચાલીએ, વાંધો નહીં. તો તમને આ શુદ્ધાત્મા આલંબન છે તો એ નિરાલંબ થવાનું.

બાકી સંપૂર્ણ નિરાલંબ ના થાય ત્યાં સુધી કૃષ્ણ ભગવાનનો માર્ગ સમજ્યા નથી, મહાવીરનો માર્ગ જાણ્યો નથી. ક્યાં એ વીતરાગોનું વિજ્ઞાન અને ક્યાં આ કળાઓ બધી જીવનની ! આ લોકોના તો અવલંબીત જીવન નથી, પરાવલંબી જીવન છે. અવલંબનવાળું જીવન તો સારું કહેવાય, આ તો પરાવલંબી જીવન છે. તમે જોયેલું આવું પરાવલંબી જીવન કોઈ દહાડો ?

**પ્રશ્નકર્તા :** દુનિયામાં બહાર બધું પરાવલંબી જીવન જ છે. પારકાં પર આધાર રાખીને જીવન જીવવાનું.

**દાદાશ્રી :** પણ તમે જોયેલું કોઈ દા'ડો ?

**પ્રશ્નકર્તા :** આપની પાસે આવ્યા પહેલાં એ જ જીવનમાં હતાં.

**દાદાશ્રી :** તો મજા આવતી'તી સારી ?

**પ્રશ્નકર્તા :** આર્તધ્યાન ને રૌદ્રધ્યાન ભરપૂર રહેતું'તું.

**દાદાશ્રી :** આર્તધ્યાન-રૌદ્રધ્યાન બંધ થઈ જાય એ પરાવલંબન છૂટ્યું કહેવાય એને. પરાવલંબન પછી સમ્યક્ અવલંબન રહ્યું. સમ્યક્ જે અમુક કાળે પોતે પોતાની મેળે ખલાસ થઈ જાય ને નિરાલંબ થઈ જાય.

અવલંબન વગરનું જીવન હોવું જોઈએ, નિરાલંબ જીવન. આ તો કહેશે, પથારી હોય તો જ ઊંઘ આવે, પવન હોય તો જ ઊંઘ આવે, એવું કશું અવલંબન ના હોવું જોઈએ. ઊંઘને આવવું હોય તો આવે, નહીં તો મારી જાગૃતિ કંઈ જતી રહી નથી. એ જાગૃતિ જતી રહે તો પછી એનાં વગર ના ફાવે. પણ એ જાગૃતિ છે ને, ત્યારે ઊંઘને કહેવું, તારે ના આવવું હોય તો ના આવીશ. નિરાલંબ એ છેલ્લી વાત, એથી આગળ કોઈ વાત નથી. આલંબનથી પરતંત્ર થયો. એટલે નિરાલંબ, સ્વતંત્ર થવું, ભગવાન પણ ઉપરી નહીં. કોઈ અવલંબનનાં આધારે આપણે જીવીએ છીએ. માટે ભગવાન ઉપરી છે અને આ જ્ઞાન પછી તમે નિરાલંબ થયા. ભગવાન નિરાલંબ, એક જ જાતિનાં થયા, જાતિ એક થઈ. પેલો જાતિ ફેર હતો.

## દેહનાં આલંબનો !

નિરાલંબ એટલે બધી સ્વતંત્રતા હોય, એ નિરાલંબપણું હોય ત્યાં આગળ શાનું અવલંબન થાય ! અને શરીરનો સ્વભાવ શું છે કે ઊઘાડે પગે ચાલે ત્યારે ઉનાળામાં ઊઘાડે પગે ચાલી શકે એવું તળિયું થઈ જાય. તાપમાં ફરે એને તાપના જેવું બોડી થઈ જાય અને પંખા નીચે રહે ત્યારે એને તેના જેવું થઈ જાય. એટલે તમે જેવું કરો એવું થઈ જશે. અને પછી તમે પંખો

નહીં હોય ત્યારે બૂમાબૂમ કરશો. હાય પંખો નથી, પંખો નથી.....

અમે બિલકુલ નિરાલંબ હોઈએ. શબ્દનું ય અવલંબન જેને નથી, શુદ્ધાત્મા જે શબ્દ છે એનું પણ જેને અવલંબન નથી, નિરાલંબ પરિસ્થિતિ છે. છતાં બધાની વચ્ચે રહું છું, ખઉં છું, પીઉં છું, હરું છું, ફરું છું, બધું જ છે અને નિરાલંબ થઈ શકે છે માણસ. એ અત્યારે થઈ શકે છે. આ અક્રમ વિજ્ઞાન એવું છે કે નિરાલંબ થઈ શકે એમ છે. માટે જેની જેની ભાવના હોય, તે થઈ શકે છે.

## સંજ્ઞાથી મૂળ આત્માને પુગે...

**પ્રશ્નકર્તા :** અનેક વખત જ્યારે સંગ્રામ થાય ત્યારે 'હું શુદ્ધાત્મા છું, શુદ્ધાત્મા છું' કહેવા છતાં પણ ગૂંચવાડો રહ્યા જ કરતો હતો. છતાં પણ સ્વતંત્રતા નહોતી આવતી ને નબળું પડી જતું હતું.

**દાદાશ્રી :** શી રીતે આવે ? એ શબ્દાવલંબન છે ને !

**પ્રશ્નકર્તા :** હા. એટલે પછી એ સંગ્રામ છે તે વખતે 'દાદા'ને સાક્ષીએ રાખીએ, 'દાદા'નું અવલંબન આવે, ત્યાર પછી શુદ્ધાત્માનું અવલંબન આવે તો બરાબર રહે !

**દાદાશ્રી :** 'દાદા'નું અવલંબન લે ને, એટલે એ જે નિરાલંબ છે, એ દશા આપણને નિરાલંબ બનાવે. તેથી અમે કહીએ છીએને કે દાદાનું અવલંબન લો. 'શુદ્ધાત્મા' એ નિરાલંબ નથી. એ તો તમને હેલ્પીંગ છે. એટલે બીજું કશું ના આવડે ને એકલું 'દાદા'નું નિદિધ્યાસન કરે ને, તો એમાં બધું આવડી જાય. બીજું અત્યારે કેટલુંક કરે તે માણસ !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આ સંગ્રામમાં અમારી હાર થયા કરે છે, અમે પાછાં પડીએ છીએ.

**દાદાશ્રી :** તમારે તો પાછાં પાડવાનું થાય, પણ અમારે તો એવું થાય નહીં. અમારે તો એવું છે ને, આ સંગ્રામમાં ગમે તેવું પુદ્ગલ હોય, તોય એ ન્યુટ્રલ છે ને આ ચેતન છે.

મેં તમને શુદ્ધાત્મા કહ્યું છે ને, તે ય મૂળ આત્મા નથી. આ તો તમારી સંજ્ઞા છે. એ તમે બોલો એટલે ત્યાં કાગળ પહોંચી જાય.

## જરીક છેટો રહ્યો રાજમહેલ !

પણ તમારે મહીં ચેતવે છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** ચેતવે છે.

**દાદાશ્રી :** એ આત્મા, હવે બીજો કોણ આત્મા ? બીજું તમારે લેવા-દેવા નથી. પહેલાં ચેતવતો હતો ? હં.... તો એ આત્મા. અત્યારે પૈસા કમાવવાની મારી વાત આવેને, તોય મહીં ચેતવે કે ભઈ.... અને પહેલાં ચેતવે નહીં પૈસા કમાવવાની વાતમાં. એટલે આત્મા હાજર, આખો દિવસ હાજર.

**પ્રશ્નકર્તા :** મૂળ આત્મા તો બીજો છે કે જે શબ્દથી પણ પર છે.

**દાદાશ્રી :** હા. શબ્દથી પર છે એ તો. પણ આ સ્ટેશને આવ્યા પછી જવાય. એ તો તમારે હવે ગાડી આગળ બંધ થઈ જાય છે. તમારે થોડુંક ચાલીને જવાનું છે. થોડુંક જ ! તમે જાણો કે હવે અહીં આગળ ચાલવાનું નથી એવું નહીં, પણ પા-અડધો કલાક ચાલવાનું. એ ટ્રેન જ આટલે સુધી જાય છે. છેલ્લું સ્ટેશન આ શુદ્ધાત્મા. પછી સ્ટેશન વગરના રાજમહેલ ! કાયમનું, પરમેનન્ટ એડ્રેસ. એડ્રેસ એ પરમેનન્ટ પાછું.

**પ્રશ્નકર્તા :** આ દુષમકાળને લીધે થોડું ચાલવાનું બાકી છે.

**દાદાશ્રી :** હા. થોડુંક ચાલવાનું બાકી રહ્યું, કાળનો પ્રભાવ છે ને ! પણ આ અવલંબનવાળો શુદ્ધાત્મા. એ શબ્દનું અવલંબન છે. જ્યારે છેલ્લું સ્ટેશન, અમે જે સ્ટેશને ઊભા છીએ, છેલ્લા સ્ટેશને મહાવીર ભગવાન ઊભા હતા તે. તે નિરાલંબ સ્ટેશન છે. શબ્દ-બબ્દ કશુંય નહીં. ત્યારે ત્યાં જ્ઞાન છે તે બધી જગ્યાએ ફરી વળે. કેરીની(જ્ઞેયની) ચોગરદમ ફરી વળે !

**પ્રશ્નકર્તા :** મને આમ થાય છે કે એ જે શુદ્ધાત્મા શબ્દથી, જેનું આપણે લક્ષ કરીએ છીએ એ શક્તિ એટલી બધી છે શુદ્ધાત્માની, તો પછી

એને આમ વાર કેમ લાગે અનુભવમાં આવતા ?

**દાદાશ્રી :** એ તો ઘણો ટાઈમ લે. એ બધાં ઘણાં કારણો, પડઘા પડેલાંને, તે પડઘા બધા શમી જાય ત્યારે થાય. અનંત અવતારનાં પડઘા પડેલા.

એટલે એવું બહુ ઉતાવળ કરવા જેવું નહીં. આપણે જે આજ્ઞા છે ને એટલી જ રહે, બીજું બહુ ઊંડાં ઉતરવા જેવું નહીં. એ એની મેળે જ સ્ટેશન આવીને ઊભું રહે. આપણે ગાડીમાં બેસી ગયાને, એટલે આપણે ગાડી છોડવાની નહીં. પછી એની મેળે જ સ્ટેશન આવીને ઊભું રહે. આ છે તે આજ્ઞા જ એવી છે, એ ચાલુ જ છે નિરાલંબ આવવું અને જ્યારે ત્યારે આવશે. આ શબ્દનું અવલંબન છે. પણ આ અવલંબનમાં પહોંચ્યો, ત્યાંથી જ એને મોક્ષમાં પહોંચી ગયેલો, ભગવાન પણ સ્વીકારે.

એક વાર માણસનો મોક્ષ થઈ ગયો. પછી એ તો ભગવાન જ થઈ ગયો. સ્વતંત્ર થઈ ગયો. નિરાલંબ પાછું, આ કોઈ અવલંબનની જરૂર નહીં. નિરાલંબ સ્થિતિ હું ભોગવું છું ઘણાં વખતથી.

મોક્ષ આવો ના હોય. ઉઠાડનાર ના હોય. આપણને ત્યાં કોઈ આપણો ઉપરી નહીં ને અન્ડરહેન્ડ નહીં, બસ. અને નિરાલંબ, આ અવલંબન નહીં કોઈ જાતનું. અવલંબન એ જ છે તે બંધન છે. અને નિરાલંબ. આ દેહ હોવા છતાં અમે નિરાલંબ સ્થિતિને જોઈ શકીએ ને અનુભવી શકીએ છીએ અને બંધન સ્થિતિને ય અનુભવી શકીએ છીએ. બંને સ્થિતિને અનુભવી શકીએ છીએ. છેલ્લી વાત, નિરાલંબ ! તો જ મોક્ષ કહેવાય.

## ભગવાન મહાવીર પૂર્ણ નિરાલંબ !

ભગવાન મહાવીર નિરાલંબ થયેલા હતાં. બારમા ગુંઠાણે અને બીજા શુક્લધ્યાને એ છે તે નિરાલંબ થાય. ત્યાં સુધી અવલંબન, અવલંબન અને અવલંબન. બારમા ગુંઠાણામાં પહેલું શુક્લધ્યાન એ પણ અવલંબનવાળું. એટલે અવલંબન ઠેઠ સુધી છે.

નિરાલંબ જ્ઞાન કેવું હોય કે કોઈ વસ્તુ એને સ્પર્શ જ ના કરે. ત્યાં સુધી તમારે શબ્દનો આધાર રહ્યો.

**પ્રશ્નકર્તા :** શબ્દનો આધાર છોડવા માટે શું કરવું ?

**દાદાશ્રી :** હમણે નહીં છોડવાનો. એ તો શબ્દોનો આધાર ક્યારે છૂટશે ? આ ફાઈલો પતતી જશેને, તેમ તેમ શબ્દ છૂટતો જશે, એની મેળે. આ ફાઈલો છે, ત્યાં સુધી એની જરૂર છે. નિકાલ તો કરવાં પડશે ને ? કેટલી બધી ફાઈલો લાવ્યા છે ! એ ફાઈલોનો બધા નિકાલ કરી નાખવા પડશે ને ! નિકાલ થઈ ગયા પછી એ ફાઈલ ફરી પાછી આવવાનું કોઈ કારણ નથી. તમારે નિકાલ થાય છે બધી ફાઈલોનો ?

**પ્રશ્નકર્તા :** થાય ને, ક્યારેક ફાસ્ટ, ક્યારેક ધીમે ધીમે પણ થાય છે.

**દાદાશ્રી :** હા. પણ એ તો બધો નિકાલ થઈ જવાનો. સમજણમાં જે દૃષ્ટિ ભૌતિકમાં હતી, તે આત્મામાં દૃષ્ટિ પડી, એટલે કામ થવા માંડ્યું, એની મેળે જ કામ થયા કરે.

## ફેર, શુદ્ધાત્મા ને પરમાત્માનો !

**પ્રશ્નકર્તા :** હવે જ્ઞાનીને સદેહે પરમાત્મા કહીએ છીએ, તો શુદ્ધાત્મા ને પરમાત્માની બેની ડેફિનેશનમાં ફરક કેટલો ? શુદ્ધાત્મા ને પરમાત્મામાં ફરક કેટલો ?

**દાદાશ્રી :** પરમાત્મા નિરાલંબ છે, શુદ્ધાત્મા શબ્દનું અવલંબન છે.

**પ્રશ્નકર્તા :** તો પછી સીધું પરમાત્માનું જ અવલંબન ના લઈએ ?

**દાદાશ્રી :** પોતે પરમાત્મા જ છે પણ અત્યારે શુદ્ધાત્માના અવલંબન સાથે જીવે છે. શબ્દનાં અવલંબન સાથે 'હું શુદ્ધાત્મા છું' એવું ભાન થયું છે એને.

**પ્રશ્નકર્તા :** તો 'હું દાદા ભગવાન જેવો શુદ્ધાત્મા છું' બોલીએ, એનાં કરતાં 'હું દાદા ભગવાન જેવો પરમાત્મા છું' કેમ ના બોલાય ?

**દાદાશ્રી :** એ બોલે તેથી કંઈ દહાડો વળી જાય કંઈ ?

**પ્રશ્નકર્તા :** તો 'શુદ્ધાત્મા' બોલે કંઈ દહાડો વળે ?

**દાદાશ્રી :** હા, વળેને પણ.

## દાદા ભગવાન જેવો હું શુદ્ધાત્મા !

**પ્રશ્નકર્તા :** તો પછી પરમાત્મા બોલે, કેમ ના વળે ?

**દાદાશ્રી :** શું પણ વળે એમાં સમજણ વગર ? શુદ્ધાત્મા જે મેં આપ્યો છે એ બરોબર છે, એક્ઝેક્ટ છે. પણ એથી આગળ તો તમારે પોતે જ પુરુષાર્થથી જવું પડશે. આ બધાં અવલંબન તૂટ્યા, બધા સગાવહાલા, બીજા બધા, દેહના અવલંબન છૂટ્યા, ત્યારે આ શબ્દનું અવલંબન રહ્યું.

**પ્રશ્નકર્તા :** તો પછી 'હું દાદા ભગવાન જેવો શુદ્ધાત્મા છું' બરોબર છે ?

**દાદાશ્રી :** એવું જ બોલાય.

**પ્રશ્નકર્તા :** તો 'મહાવીર ભગવાન જેવો શુદ્ધાત્મા છું' એ કેમ ?

**દાદાશ્રી :** હા, તે એવું ય બોલાય. કારણ કે એ શુદ્ધાત્મા જેવો હું શુદ્ધાત્મા છું.

કંઈક ગણતરી છે આ બાજુ. બધાની ગણતરી છે, એ બાબતમાં મળતું આવે છે બધું ?

**પ્રશ્નકર્તા :** પણ મહાવીર ભગવાન તો કેવળજ્ઞાની થઈ ગયા, તો આપણે શુદ્ધાત્મા કેમ એમને કહીએ છીએ ?

**દાદાશ્રી :** ના, એ તો આપણે એમ કહીએ છીએ કે અમે મહાવીર ભગવાન જેવા શુદ્ધાત્મા છીએ. ભગવાન જેવા શુદ્ધાત્મા. એમનો જે શુદ્ધાત્મા હતો એવાં અમે શુદ્ધાત્મા છીએ.

**પ્રશ્નકર્તા :** પણ એ તો કેવળજ્ઞાની થઈ ગયાને ?

**દાદાશ્રી :** હા, એ ય શુદ્ધાત્મા જ પણ. એ શુદ્ધાત્મા પોતે માને નહીં. એ તો પોતાનું સ્વરૂપ નિરાલંબ સ્વરૂપને જ માને. પણ આમ કહેવા જાવ ત્યારે શુદ્ધાત્મા જ કહેવાય.

## ચૌદમા ગુંઠાણે નિરપેક્ષ !

નિરાલંબ તો અમે એકલાં જ હોઈએ. અમે કોઈને કહીએ નહીં કે તમે ત્યાં સુધી આવો, આ જીંદગીમાં કોઈ આવી ના શકે. માટે આટલું કરે. નિર્પેક્ષ તમારું પોતાનું અવલંબન 'હું શુદ્ધાત્મા છું' ત્યાં સુધી આવવાનું.

**પ્રશ્નકર્તા :** નિર્પેક્ષ એટલે અપેક્ષા વગરનું ?

**દાદાશ્રી :** કોઈ જાતની અપેક્ષા નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, આ નિર્વિચાર, નિર્વિકલ્પ, નિરાકુળ આ બધા શબ્દો ને એને શું સંબંધ ?

**દાદાશ્રી :** એ બધાથી આ નિરાલંબ જુદું. નિરાલંબ તો એવું કહેવા માંગે છે, શબ્દ નથી ત્યાં આગળ.

**પ્રશ્નકર્તા :** આ સાપેક્ષતા જે કીધી, ક્યાં સુધી ? એટલે જીવ જે ઉપર જવાનો તે ક્રમે ક્રમે ઉપર જવાનો તે સાપેક્ષ ક્યાં સુધી ?

**દાદાશ્રી :** ચૌદમું ગુંઠાણું નિરપેક્ષ થાય ત્યાં સુધી. જ્યાં સુધી સાપેક્ષ છે, જ્યાં સુધી દેહ છે. હા અને ચૌદમું ગુઠાણું એટલે શું ? દેહ સાથે નિરપેક્ષ. પગ ગાડીમાં છે, ઊભાં છે ગાડીમાં. બિસ્તરા બહાર છે પ્લેટફોર્મ ઉપર, પણ આપણે ગાડીમાં છીએ. ગાડી ઉપડે તો બિસ્તરા રહી જશે તોય વાંધો નથી. એટલે ચૌદમા ગુંઠાણામાં એ નિરપેક્ષ થાય છે, ત્યાં સુધી સાપેક્ષનો આધાર છે. હા, છતાંય બહારના લોકોને સાપેક્ષ લાગે. મને સાપેક્ષ નથી લાગતું. કારણ કે તમને હું સાપેક્ષ લાગું અને હું નિરાલંબ રહી શકું છું. કોઈ પણ પ્રકારનું અવલંબન નહીં, એ નિરપેક્ષ કહેવાય. નો રિલેટિવ !

## શુદ્ધાત્માનું અવલંબન કોને ?

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્માનું અવલંબન કોને છે? આત્મા તો નિરાલંબ છે.

**દાદાશ્રી :** પ્રજ્ઞાને. નિરાલંબ થવું તે જ કેવળજ્ઞાન જ થતું જવું. એક બાજુ નિરાવરણ અને નિરાલંબ બેઉ સાથે થતું જાય.

અવલંબનવાળો આત્મા ભેગો થયો એ બહુ મોટી વાત કહેવાય. કારણ કે આત્મા શું છે ને શું નહીં, એ બધું છૂટ્યું. સમ્યક્ત્વ મોહનીય છૂટ્યું, એટલે ક્ષાયક સમકિત થયું. એટલે મોહ સર્વસ્વ પ્રકારે છૂટ્યો. હવે રહ્યો ચારિત્રમોહ. નિરાલંબ આત્મા જાણ્યા સિવાય ચારિત્રમોહ ના જાય.

શુદ્ધાત્મામાં પેઠો એટલે એને મોક્ષના દરવાજામાં પેસી ગયો કહેવાય. એને હવે થોડો થોડો પેલો નિરાલંબ આત્મા પ્રાપ્ત થયો, તે ચારિત્ર ઊભું થયું.

**પ્રશ્નકર્તા :** એક-બે ભવમાં થઈ જાયને, નિરાલંબ.

**દાદાશ્રી :** થઈ જવાનું ને !

## નિરાલંબની પ્રાપ્તિ માટે ઘટે આ બધું...

અત્યારે નિરાલંબ સ્થિતિમાં છું હું. છતાં અવલંબને ય છે અને નિરાલંબે ય છે. નિરાલંબ સ્થિતિને હું અનુભવી શકું છું.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે 'મારે આલંબન પણ છે ને હું નિરાલંબ પણ છું.' તો આપને શેનું આલંબન હોય ?

**દાદાશ્રી :** આ તમારા બધાનું.

**પ્રશ્નકર્તા :** દેહનું આલંબને ય ખરુંને, દાદા ?

**દાદાશ્રી :** દેહનું આલંબન તો ખાસ નથી. જેટલું તમારું આલંબન છે એટલું આ દેહનું નથી. કારણ કે મારો ધ્યેય છે કે આ મારું સુખ એમને કેમ પ્રાપ્ત થાય ને કેમ જલ્દી પ્રગટ થાય. આમાં દેહમાં તો કંઈ આલંબન

નહિ, દેહ તો પાડોશી તરીકે, ફર્સ્ટ નેબરર તરીકે છે. એનું ટાઈટલ મેં ફાડી નાખ્યું છે. એટલે હું મનનો માલિક નથી, આ દેહનો માલિક નથી અને વાણીનો માલિક હું નથી.

ફક્ત કેવળ જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદ એ જ પરમ જ્યોતિ છે. કેવળ, ભેળસેળવાળું નહીં. નિર્ભેળ એ પરમ જ્યોતિ છે અને એ જ્યોતિ અમે જોઈ લીધી અને નિરાલંબ થયેલા છીએ. છતાં આલંબનમાં રહીએ છીએ. નહીં તો છેલ્લી વાત, ઠેઠની વાત કોઈ બહાર ના પડે. આ ઠેઠની વાત બહાર પડી આજે.

**પ્રશ્નકર્તા :** નિરાલંબ રહીએ છીએ છતાં આલંબનમાં છીએ એ જરા વધારે ફોડ પાડોને.

**દાદાશ્રી :** લેવું જ પડે ને અવલંબન. એવું છે ને કે અમે અમારા સ્વભાવે કરીને નિરાલંબમાં રહીએ છીએ અને આ છે તે વિશેષભાવમાં એટલે દેહભાવમાં અવલંબન છે. તે (દેહભાવવાળો) અવલંબનવાળો રોફ મારતો હોય તો એ ટાઈમે 'અમે' નિરાલંબ થઈ જઈએ, બસ. રોફ નથી મારતા ત્યાં સુધી અવલંબનમાં રહીએ. એ રોફ મારે એટલે અમે નિરાલંબ થઈ જઈએ. એને શું કહીએ કે બસ, બહુ થઈ ગયું. આઈ ડોન્ટ વોન્ટ. રોફ મારે એટલે સમજી ગયા ?

**પ્રશ્નકર્તા :** હા, સમજી ગયો.

**દાદાશ્રી :** બસ, તેના પૂરતું જ છે.

**પ્રશ્નકર્તા :** એટલે એ જે આઈ ડોન્ટ વોન્ટ એ બહુ મહત્વની વસ્તુ છે. પણ એમાંથી એ થાય ધેન વોટ ડુ યુ વોન્ટ ?

**દાદાશ્રી :** વોન્ટ નથી કરતો ને આ. આ તો એને સમજાવવા માટે આ વાક્ય બોલવું પડે. એ જાણે કે મારા વગર ચાલશે કે નહીં ? પણ નિરાલંબ છું, પછી નહીં ચાલે મૂઆ ? આ તો તું કહું કે મને ટેકો દો, તો હું હાથ કરીને ટેકો દઉં. તું ખસી જઉં તો ટેકો મળે ?

**પ્રશ્નકર્તા :** નિરાલંબ થવા પ્રયત્ન કરીએ છીએ પણ તોય ઘણી વખત થવાતું નથી.

**દાદાશ્રી :** ના થવાય. હજુ તો એ કંઈ એવી સ્થિતિ નથી કે તરત પ્રાપ્ત થાય. આ તો જાણવા માટે કહીએ છીએ કે આમ થઈ શકાય એવી સ્થિતિ છે. એ છે તો મારા કેટલાં કેટલાં અવતારોનું આ ભેગું કરેલું ફળ છે આ તો. આ વિજ્ઞાન એવું છે કે આમ થઈ શકે એમ છે. પોતે નિશ્ચય કરીને એની પાછળ પડે, તો થઈ શકે એમ છે. પહેલાં સ્થૂળમાં નિરાલંબ થાય, પછી સૂક્ષ્મમાં નિરાલંબ થાય. પછી સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ. નિરાલંબ એટલે શું? 'શુદ્ધાત્મા છું' એ અવલંબન શબ્દનું ય ના જોઈએ. મૂળરૂપ જેણે જોયું હોય તેને છે તે અવલંબન હોય ?

**પ્રશ્નકર્તા :** એટલે એ ત્રણ વસ્તુ થઈને, દાદા. સૂક્ષ્મ, સૂક્ષ્મતર, સૂક્ષ્મતમ. એ આખી વસ્તુ.

**દાદાશ્રી :** એટલે એ ક્યારે બને ? આ માથે આવી પડેલું ખાય, આવી પડેલાં કપડાં પહેરે, આવી પડેલું બધું વાપરે તો એ કામ થાય. પથારી ય આવી પડેલી. અમારે આજે રીક્ષા આવી પડી તો રીક્ષામાં આવ્યા નિરાંતે. અમારે એવું નથી કે આજ જોઈએ. શું આવી પડ્યું એ જોવાનું. રીક્ષા ના હોત તો ધીમે ધીમે ચાલતા આવીએ, નહીં તો પેલી ખુરશીમાં બેસીને આવીએ પણ આવીએ, તોય સત્સંગ બંધ ના રાખીએ કદી. કેડીલેક(ગાડી) ના હોય ત્યારે કેડીલેક મોટી કે સત્સંગ મોટો ?!

## અંતે સત્સંગે ય આલંબન !

છતાં અમારે તો આ સત્સંગે ય થતો નથી. આ સત્સંગ અમને બોજાવાળો લાગે છે.

**પ્રશ્નકર્તા :** પણ અમને તો આ સત્સંગથી પ્રેરણા મળે છે ને !

**દાદાશ્રી :** હા, તમારા માટે આ સત્સંગની જરૂર છે પણ મારે માટે આ સત્સંગ બોજાવાળો છે ! આ સત્સંગ કરીએ છીએ પણ તમારે એવો ધ્યેય રાખવો કે આપણે એવા સત્સંગ ઉપર જવું છે કે જ્યાં આપણે પોતે

પોતાના જ સત્સંગમાં રહેવું. બીજાં કોઈની જરૂર ના પડે. એ સિવાય બીજું તો અવલંબિત થયું. બીજાની જરૂર પડી કે અવલંબિત થયું અને એટલે પરતંત્ર થયું અને પરતંત્ર થયું એટલે આપણને પૂરું સુખ ના હોય! સુખ નિરાલંબ હોવું જોઈએ ! કોઈ અવલંબન ના જોઈએ.

## ફેર, આધાર ને આલંબનમાં !

**પ્રશ્નકર્તા :** આધાર અને અવલંબન વિશે વધારે સમજવું છે. દેહ એ અધ્યાત્મવિદ્યાનો આધાર છે. મોક્ષ તો જ થઈ શકે. પણ આત્માને દેહનું અવલંબન ખરું કે નહીં ?

**દાદાશ્રી :** અજ્ઞાન દશામાં આત્માને (વ્યવહાર આત્માને) દેહનો આધાર કહ્યો છે ને ! દેહ હોય તો બંધન છે. જો બંધન છે તો મોક્ષ ખોળી કાઢે. અવલંબન વસ્તુ જુદી છે અને આધારને નિરાધાર કરવો એ બન્ને વસ્તુ જુદી છે. આધાર, નિરાધાર થઈ શકે છે. પણ અવલંબન નિરાલંબ થવું એ જરા વાર લાગે.

**પ્રશ્નકર્તા :** પહેલાં અવલંબન ને આધાર એટલે શું ? એ કોને કહો છો તમે ? આ સમજાવો.

**દાદાશ્રી :** હંઅ. એ વાતચીત કરીએ આપણે. આધારમાં લોડ પડે. અવલંબનમાં તો લોડ ના પડે અને અવલંબન હોય તો જ છે તે રેગ્યુલર થઈ શકે. અવલંબનના હિસાબે રેગ્યુલર રહી શકે. એને ય આપણી દેશી ભાષામાં કહું તો અવલંબન એટલે ઓળંબો. આપણે આ દિવાલ ઊભી કરવી હોય તો એ ઓળંબો મૂકીએ તો સીધી થાય. અને આધાર એ વેઈટ, લોડવાળું હોય. આધાર છે એ વસ્તુ જુદી છે ને અવલંબન એ વસ્તુ જુદી છે. અવલંબન એટલે ઓળંબો, એ ઓળંબામાં એક જ વસ્તુ છે કે શુદ્ધાત્મા એકલો જ ઓળંબો છે. બીજું કોઈ અવલંબન છે નહીં. બીજું અવલંબન આપણી ભાષામાં બોલીએ તેને હૂંફ કહે છે.

એટલે કડિયાને કહીએ કે, 'તેં આ ભીંત કેમ વાંકી કરી નાખી ?' ત્યારે કહે, 'સાહેબ આલંબન નહોતું.' તે પાછો આલંબન બોલતાં ના

આવડે. તે એ શું કહે, 'ઓળંબો નહોતો, સાહેબ.' 'અલ્યા મૂઆ, ઓળંબો તે જ આલંબન!' ત્યારે કહે, એ અમને બોલતાં નથી આવડતું એટલે ઓળંબો કહીએ. ઓળંબો છે તોય ખસી ગયું. આ ભીંત જુદી થઈ સમજ્યા! એમને ઓળંબાવાળાને આપણે પૂછીએ કે તમે અવલંબન લઈ આવો. ત્યારે કહે, ના, અવલંબન તો અમારે જરૂર નહીં. અમારે તો ઓળંબાની જરૂર. ભાષા જ એ થઈ ગઈ છે ઓળંબાની. એમ આ આલંબનથી પીડાય છે આ લોકો. જો મસ્તીથી જીવે છે ને ! પાછો રડે છે, કૂટાય છે, હસે છે, કરે છે. રાગ-દ્વેષ કરે પણ મૂળ પોતે સનાતન છે એટલે એને પોતાને જરાપણ 'હું પણું' જતું નથી. ઘૈડો થાય તોય કહેશે, 'હું છું'. અલ્યા મૂઆ, ઘૈડો તોય ? દેહ ઘૈડો થયેલો છે, હું તો છું જ ને તે. તોય પણ આ જુદાપણું સમજતો નથી એ ય અજાયબી છે ને ! આ બહુ તાળા કાઢવા જેવો, સમજવા જેવા છે.

એ શુદ્ધાત્મા એકલું જ અવલંબન છે, એ શબ્દ. એ શબ્દ એકલો જ ખાલી એ ઓળંબો છે. અને એ ઓળંબાથી આત્મા એક્યુરેટ રહી શકે છે અને પછી એ ઓળંબાની ય પણ જરૂર નથી. નિરાલંબ સ્થિતિ રહે છે. એટલે આ અવલંબન એટલે એને પ્યૉર ગુજરાતી ભાષામાં કહેવું હોય તો ઓળંબો કહીએ તો ચાલે, તો સમજણ પડે, નહીં તો સમજણ ના પડે અને આધાર-આધારી એ વસ્તુ લોડવાળી છે. તમે કર્મને આધાર આપો કે 'આ મેં કર્યું' એ તમે આધાર આપો છો. એટલે પડી ના જાય અને 'મેં નથી કર્યું.' એ આધાર પડી ગયો એટલે નિરાધાર થઈને પડી જાય. કર્મ પડી જાય ક્યારે? નિરાધાર થાય ત્યારે. આધાર ના આપીએ તો પણ આધાર આપે છે ખરો ? જગત આખું આધાર આપે જ. 'હા, હા, મેં જ કર્યું.' આપણે કહીએ, 'તમે થોડું અમથું હાથ જ અડાડ્યો છે.' 'તો પણ કર્યું મેં આ' કહેશે. કર્તાપણું છૂટ્યું એટલે જાણવું કે હવે સૌ બંધન તૂટ્યા.

**પ્રશ્નકર્તા :** આત્માનો આધાર નહીં, પણ આત્માનું અવલંબન શરીર ખરું કે નહીં ?

**દાદાશ્રી :** અવલંબન નહીં. આત્મામાં કોઈ આધાર-આધારી સંબંધ નથી. આત્મા રિયલ છે, અવિનાશી છે. દેહ રિલેટિવ છે, વિનાશી છે.

રિલેટિવ બધું આધાર-આધારી સંબંધવાળું છે. 'તમે' પોતે કર્મને આધાર આપો કે 'મેં કર્યું,' એટલે કર્મ ઊભા રહ્યા. કર્મના આધારે પ્રકૃતિ, એમ આધાર એના એક-એક પકડાતાં જાય છે. તે ઠેઠ દેહ સુધી આવે. આ આને આનો આધાર, આને આનો આધાર, આને આનો.

જ્યારે તમે શુદ્ધાત્મા છો તે ભેદજ્ઞાનના અવલંબને. ભેદજ્ઞાન શેને અવલંબન ? એ જ્ઞાની પુરુષના અવલંબન. એટલે આ બધા અવલંબન થતાં થતાં આવે. પણ એમાં લોડ ના થાય અને આધાર-આધારીમાં લોડ હોય.

શુદ્ધાત્મા જે છે એ આધાર-આધારી ભાવનો એનો સ્વભાવ જ નથી. જો આધારી ભાવ હોય તો નિરાધારપણું લાવે. એટલે આ દેહ જોડે અવલંબિત નથી.

તમારે અવલંબન ઊભું રહ્યું કે હું શુદ્ધાત્મા બોલું છું. તે કહે છે કે ભઈ, આ ખરેખર ભગવાન ભેગા થઈ ગયા ? ત્યારે કહે, ના, અવલંબન ભેગું થયું છે. શુદ્ધાત્મા શબ્દનું અવલંબન છે. એ શબ્દનું અવલંબન પછી છૂટી જાય એટલે ત્યાં પરમાત્મા છે, એ નિરાલંબ દશા !

## આધાર-આધારીની સમજ !

બે વસ્તુના આધારે આ જગતમાં મનુષ્ય જીવે છે. કયા કયા આધાર? તો એ કહે છે, સ્વરૂપનો આધાર. તમે બધા સ્વરૂપના આધારે જીવો છો અને બીજા છે તે અહંકારના આધારે. 'હું ચંદુલાલ જ છું'. 'હું જ છું'. મી... મી... મી... અરે, મી તર ચાલલો (હું તો ચાલ્યો), કહેશે!

આધાર-આધારીના સંબંધના આધારે જ આ જગત ઊભું રહ્યું છે. આ આધાર, સ્વરૂપના સંબંધને લઈને રહ્યો છે. પેલો આધાર અહંકારના સંબંધને લઈને રહ્યું છે. એ ના હોય, અહંકાર ના હોય તો પછી એ આધાર ઊડી જાય. કર્મનો કર્તા ના થાય પછી. અમારી આજ્ઞામાં રહીશ તો કર્મ બંધાશે નહીં એકુંય અને અહીં કર્મ કરીશ ખરો બધા પણ કર્મ બંધાય નહીં. કર્મ કરે પણ છતાં અકર્મ, એ જે કૃષ્ણ ભગવાને કહ્યુંને એ દશા.

આધાર ખસેડે તો આધારી છૂટે. આત્મામાં આધાર-આધારી સંબંધ નથી. આત્મામાં આધાર જેણે રાખ્યો છે તેને આધારી સંબંધ નથી. આધાર-આધારી સંબંધવાળી આ દુનિયાદારીની ટેમ્પરરી વસ્તુઓ છે. આ દુનિયાદારીની ટેમ્પરરી વસ્તુઓ આધાર-આધારી હતી. ને પરમેનન્ટ વસ્તુનો આધાર-આધારી સંબંધ નથી.

ઑલ ધીસ રિલેટીવ આર ટેમ્પરરી એડજસ્ટમેન્ટ એન્ડ યુ આર પરમેનન્ટ. ચંદુભાઈ ટેમ્પરરી એડજસ્ટમેન્ટ. ફાધર ઓફ ધી સન ટેમ્પરરી એડજસ્ટમેન્ટ. હસબંડ ઑફ યોર વાઈફ ટેમ્પરરી એડજસ્ટમેન્ટસ. બધું ટેમ્પરરી એડજસ્ટમેન્ટ એન્ડ યુ આર પરમેનન્ટ. આ પાંચ ઈન્દ્રિયોથી દેખાય તે બધું આધાર-આધારી સંબંધથી છે, સાપેક્ષ. જેમાં જેણે અપેક્ષા રાખી છે, રિલેટિવ છે. સાપેક્ષ એટલે રિલેટિવ, એ બધું આધારી અને રિયલમાં નિરાલંબ. તે ઘડીએ આધાર-બાધાર નહીં.

એવું છે ને, મહીં બધા બહુ જાતના આધાર છે, એક-બે આધાર નથી, અનંત આધાર છે બધા. એટલે પ્રકૃતિ એ સામસામી આધારે કરીને બનેલી છે. વાયુના આધારે પિત્ત રહેલું છે ને પિત્તના આધારે કફ રહેલો છે. કફના આધારે આમ રહેલું છે. હાડકાંના આધારે આ શરીર રહેલું છે અને શરીરના આધારે આ હાડકાં રહેલાં છે. એટલે જાતજાતનું આ આધારી સંબંધ છે અને એને બહારે ય આધાર છે. પણ બહારનાં જોડે એને લેવા-દેવા નથી, પણ એ તો ભ્રાંતિથી એમ માને છે કે મારે આ સંબંધ છે.

## નિરાલંબ થવાય કઈ વાટે ?

**પ્રશ્નકર્તા :** આ નિરાલંબ સ્થિતિની વ્યાખ્યા કઈ કહી શકાય ? નિરાલંબ દશા એની વ્યાખ્યા કોને કહેવાય ?

**દાદાશ્રી :** કોઈના પણ અવલંબન વગર રહેવું. જગત આખું અવલંબનવાળું. કંઈ ને કંઈ પુદ્ગલનો થોડો ટેકો હોય ને આ પુદ્ગલનો ટેકો ના હોય.

**પ્રશ્નકર્તા :** એટલે દેખીતી રીતે અવલંબન દેખાય પણ ખરેખર કોઈ

પણ અવલંબન ના હોય.

**દાદાશ્રી :** અવલંબન હોય નહીં. દેખીતી રીતે બીજાં લોકોને દેખાય. અવલંબન ઓછાં કરતાં કરતાં જવાનું છે ને !

**પ્રશ્નકર્તા :** અચ્છા ! એટલે મૂળ માર્ગ એવો છે. નિરાલંબ દશા પામવાનો માર્ગ એવો છે.

**દાદાશ્રી :** અવલંબન ઓછાં કરતાં કરતાં જવાનું.

**પ્રશ્નકર્તા :** આમાં અવલંબનની જરૂર કેમ લાગે છે ?

**દાદાશ્રી :** આ ભક્તિ કરી છે અવલંબનની તેથી.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલની ભક્તિ કરી છે એટલે. એટલે એ પરિણામ સ્વરૂપે હૂંફ આવે છે ?

**દાદાશ્રી :** પરિણામે એની ધારેલી ઈચ્છા પૂરી થાય.

**પ્રશ્નકર્તા :** એટલે હૂંફને લીધે પેલી પૌદ્ગલિક ઈચ્છાઓ ઊભી થાય છે એ હૂંફને કારણે એવું કહો છો ?

**દાદાશ્રી :** ઈચ્છા પૂરી થઈ એટલે હૂંફ પૂરી થઈ ગઈ. તે પહેલાંની કરેલી ઈચ્છા તેનું પરિણામ આવે તેટલી હૂંફ હોય, ખરેખર ના હોય વાસ્તવિક.

**પ્રશ્નકર્તા :** આપણા જ્ઞાન પછી પોતે શુદ્ધાત્માપદને પ્રાપ્ત થયો, એટલે દૃષ્ટિ એની નિરાલંબની પ્રાપ્ત થઈ કહેવાય ને ?

**દાદાશ્રી :** નિરાલંબ જ હોય એની.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન પછી. પણ પેલું અંદર ઊભું થાય અથવા તો અંદર રહેલાં પરિણામ હોય, એનો નિકાલ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** એ કડવું ઝેર જેવું લાગ્યા કરે એટલે છૂટ્યા કરે.

**પ્રશ્નકર્તા :** એટલે જ્યાં જ્યાં હૂંફ લેવાતી હોય, જે જે અવલંબન લીધાં હોય અથવા લેવાતાં હોય, એ કડવા ઝેર જેવા લાગવા જોઈએ ?

**દાદાશ્રી :** કડવું લાગે તો છૂટતું જ હોય. જેટલા સંયોગ એટલા અવલંબન.

**પ્રશ્નકર્તા :** આમાં અવલંબન છૂટવા માટે એક બીજો પણ રસ્તો હોઈ શકે ને એટલે જ્ઞાનની જાગૃતિપૂર્વક પણ અવલંબન છૂટી શકે ને?

**દાદાશ્રી :** જ્ઞાન જાગૃતિ છે, તો અવલંબન છે જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** ત્યાં અવલંબન જ નથી ?

**દાદાશ્રી :** હજુ બીજામાં એને હેબિટ છે એટલે.

**પ્રશ્નકર્તા :** મીઠું લાગે છે એ વસ્તુ. અવલંબનો કારણો કયા હોઈ શકે છે વધારે ?

**દાદાશ્રી :** ઈચ્છાઓને કારણે.

**પ્રશ્નકર્તા :** એ બરોબર, પણ જે બાધક કર્તા અવલંબનો કયા કયા હોય ? એટલે આમ દાખલા તરીકે આ ઘરનું અવલંબન છે, બૈરીનું અવલંબન છે.

**દાદાશ્રી :** અરે, એ તો ગણતરીમાં મૂકાય નહીં.

**પ્રશ્નકર્તા :** એ નહીં, તો ?

**દાદાશ્રી :** એ તો મોટું મોટું એક થઈ ગયું. આ તો એક સર્કલની વાત કરી કે પાંચ-સાત સંજોગો હોય, સ્ત્રી હોય, ઘર હોય, એવાં તો કરોડો સંજોગો હોય. આ તો સ્ત્રી નહીં, બધે આરપાર ગયેલો. ફક્ત પાંચ-સાત સંજોગો હોય.

પણ ત્યાંથી નિરાલંબ કહેવાતો હોય, પાંચ-સાત સંજોગો હોય તોય!

**પ્રશ્નકર્તા :** એટલે અમુક નિરાલંબ સ્થિતિ પ્રાપ્ત થઈ હોય ?

**દાદાશ્રી :** નિરાલંબ થાય ત્યારથી એ પોતે પોતાને જોઈ શકે. જોઈ શકવું એ શબ્દરૂપ નથી. શબ્દ તો અવલંબન છે.

**પ્રશ્નકર્તા :** પોતાને ખબર પડે કે પોતે અવલંબનથી ગ્રહાયેલો છે?

**દાદાશ્રી :** બધું ય ખબર પડે.

**પ્રશ્નકર્તા :** એટલે એનો ઉપાય શું છૂટવા માટે ?

**દાદાશ્રી :** કડવું ઝેર જેવું લાગે એ, ના ખબર પડે કે આ મીઠું લાગે છે ને કડવું લાગે છે ?

**પ્રશ્નકર્તા :** એટલે જ્યાં જ્યાં મીઠું લાગે છે અથવા કડવું લાગે છે એ અવલંબનો પડ્યા છે હજુ.

**દાદાશ્રી :** સંયોગો માત્ર અવલંબન છે.

**પ્રશ્નકર્તા :** પણ સંયોગોની તો આપનેય ભેગા થાય છે, છતાં આપની સ્થિતિ નિરાલંબ એ કેવી રીતે ?

**દાદાશ્રી :** આ તો સંયોગોની અમારે જરૂર નથી અને બીજા આ ભેગા થાય છે તે અમે નિકાલ કરીએ છીએ.

**પ્રશ્નકર્તા :** એટલે ? અત્યારે સંયોગો ભેગા થાય છે એ પૂર્વેના કંઈક અવલંબનનું પરિણામ છે એવું કહો છો ?

**દાદાશ્રી :** ઈચ્છાઓનું પરિણામ છે.

**પ્રશ્નકર્તા :** પહેલાંની ?

**દાદાશ્રી :** અત્યારે ઈચ્છા ના રહી હોય ને પહેલાની ઈચ્છાના પરિણામે હમણાં સંયોગો ભેગા થાય, પણ કડવાં ઝેર જેવા લાગે, ગમે નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે આ નિકાલ થઈ જશે, એમ નિરાલંબ સ્થિતિ વધારે ઉત્પન્ન થશે ?

**દાદાશ્રી :** થઈ જ ગયેલી હોય એ અમારે તો.

**પ્રશ્નકર્તા :** પણ એ સંયોગોનો નિકાલ....

**દાદાશ્રી :** એ નિકાલ થતાં જ હોય. કારણ કે પ્રત્યેક સંયોગોને જુએ, જ્ઞાતા-દ્રષ્ટા થઈ જાય ! તોય થોડા-ઘણાં રહી જાય, પણ પોતાનું સ્વરૂપ દેખાઈ જાય. એના આધારે સંપૂર્ણ સંયોગોનો નાશ કરી શકે, નહીં તો કરી શકે નહીં ને!

**પ્રશ્નકર્તા :** આ પોતાનું સ્વરૂપ દેખાય તો જ પેલું અવલંબન અવલંબન સ્વરૂપે ના રહેને પછી ?

**દાદાશ્રી :** પોતે પોતાને જોઈ શકે ત્યારથી નિરાલંબ થાય. અત્યારે 'શુદ્ધાત્મા છું' એ સર્કલમાં આવ્યો.

**પ્રશ્નકર્તા :** આ બધા આપણા મહાત્માઓ ?

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** હં, આ શુદ્ધાત્મા પદ એ પણ નિરાલંબ સ્થિતિ લાવનારું પદ છે ને ? એટલે આ ફાઈલોનો નિકાલ થાય તેમ તેમ પેલું આવતું જાય પદ નિરાલંબ સ્થિતિનું ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** આપણે અવલંબનો બે જાતના કીધા : એક તો મીઠાશવાળા અવલંબનો અને બીજા કડવાશવાળા અવલંબનો. બરોબર ને?

**દાદાશ્રી :** બે જાતના સંયોગો હોય છે જ ને ?

**પ્રશ્નકર્તા :** હં, તો એ બેઉ જાતના અવલંબનો એ ઊભાં થાય અંદર, પણ પોતે એમાંથી ખસી જાય તો એ નિરાલંબ સ્થિતિ તરફ જઈ શકે?

**દાદાશ્રી :** શી રીતે ખસી જાય પણ ?

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાનની જાગૃતિથી. બહાર સંજોગો હોય પણ અંદર

જાગૃતિપૂર્વક ખસી જાય તો ?

**દાદાશ્રી :** ખસી શી રીતે જાય પણ ? એ જ્ઞાતા-દ્રષ્ટા રહેવાય તો જ ખસી ગયો કહેવાય.

**પ્રશ્નકર્તા :** કારણ કે આજે વ્યવહાર અને સંજોગો આપને પણ આજુબાજુ છે, મહાત્માઓને પણ આજુબાજુ વ્યવહાર, સંજોગો છે, પણ એમાં એવું કંઈક વચ્ચે છે કે જે આપને નિરાલંબ સ્થિતિમાં રાખી શકે છે.

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટા રહે છે.

**પ્રશ્નકર્તા :** એ જ પદ.

**દાદાશ્રી :** વીતરાગ રહે.

**પ્રશ્નકર્તા :** તો એ જ્ઞાતા-દ્રષ્ટાપદમાં રહ્યો કેવી રીતે કહી શકાય ?

**દાદાશ્રી :** એ પોતાને ખબર પડી જાય. એ ના જ કહે, હું રહ્યો નથી.

**પ્રશ્નકર્તા :** આપે એવું પણ કહ્યું કે પેલું અમને સ્વરૂપ દેખાઈ ગયેલું એટલે આ બાજુ નિરાલંબ સ્થિતિ રહી શકે, તો જ્ઞાતા-દ્રષ્ટાપણામાં પણ એવું જ હોય ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટાપદ તો પોતાને ખબર પડે ને, તમને ખબર પડે છે ને ? ઉપયોગમાં રહે, ક્યાં ઉપયોગ રહે, બધી ખબર પડે.

**પ્રશ્નકર્તા :** એટલે પૂછવાનું એ હતું કે એટલે જ્ઞાતા-દ્રષ્ટાપણું રહેવું અને સ્વરૂપ દેખાઈ જવું એ બન્ને એક જ સ્થિતિ છે કે ફેર છે બેનો ?

**દાદાશ્રી :** જુદું-જુદું. જ્ઞાતા-દ્રષ્ટા તો દરેક માણસ રહી શકે ને !

**પ્રશ્નકર્તા :** એટલે પેલું ઊંચું છે વધારે.

**દાદાશ્રી :** એ છે જ નહીં કોઈને.

**પ્રશ્નકર્તા :** એટલે ? આપણા મહાત્માઓમાં કોઈને નથી ?

**દાદાશ્રી :** હોય જ નહીં. એનું કામે ય નહીં. વગર કામનું પૂછવાનું ! આ બધી સંજોગી વસ્તુઓ બધી ભેગી થાય. ટેન્શન વગર જીવન હોય, હાસ્ય ઉત્પન્ન થાય, એ બધું ભેગું થાય. ત્યાર પછી સ્વરૂપ દેખાય. એ ઓછું ગપ્પું છે કંઈ ?! આ તો હજુ આજ્ઞામાં રહો. સમજવું જુદી વસ્તુ છે અને આજ્ઞામાં રહેવાનું જુદી વસ્તુ છે. બસ, બીજું કશું ય નહીં.

હમણાં આજ્ઞામાં રહો એટલું જ. એ એનું ફળ આવશે ત્યારે ને ! અત્યારે ભણતાં હોય ફર્સ્ટ સ્ટેન્ડર્ડ, સેકન્ડ સ્ટેન્ડર્ડ કે ચોથામાં, પાંચમામાં બધામાં, અમથા કૂદાકૂદ કરીએ, મેટ્રિક સુધી ! હજુ તો હાસ્ય ઉત્પન્ન થયું નથી, ટેન્શન ગયા નથી. સમજી લેવું એ વાત જુદી છે, પણ વગર કામનાં ફાંફાં મારવાં, કૂદાકા મારવાં તેથી આ નીચે જઈને ખોવાઈ જાય. એટલે આજ્ઞામાં રહીને ધીમે ધીમે આગળ વધોને ! એટલે આજ્ઞામાં રહેવું અને જગતના કલ્યાણની ભાવના કરવી. આ તો કંઈ આ ભવમાં જ પૂરું થશે કે હજુ કેટલા ભવમાં થશે, તે એનું ઠેકાણું નહી ને ! એ ખોટા કૂદકાં મારીએ !

## હૂંફનું સ્વરૂપ !

અવલંબનની વાત તમે સમજ્યાને ? જીવમાત્ર અવલંબન ખોળે છે, હૂંફ. આપણા લોકો એને હૂંફ કહે. રાત્રે એકલો સૂઈ રહેવાનું હોયને બંગલામાં, તોય કહેશે, પેલા કો'કને બોલાવી લાવોને ! હવે પેલો કંઈ બચાવવાનો છે એને, પાંચ પેલા મારવા આવે તે ઘડીએ ? ઉલ્ટો બીકણો હોય તો માર ખવડાવે.

**પ્રશ્નકર્તા :** હૂંફ વગર રહી શકતો નથી, ગભરાઈ જાય છે.

**દાદાશ્રી :** હા, તે જ કહું છું ને ! એટલે આ કહે છે કે તું વીતરાગ થા ! તારે આ શી ભાંજગડ ? એટલે આપણે કહીએ છીએને, નિર્ભય થઈ જાવ. કોઈની જરૂર નથી. આપણે જ્ઞાન આપતાં સાથે એમ એને કહીએ છીએ કે ભઈ, તું શુદ્ધાત્મા છું. તું અરીસામાં જોઈને પાછળ થાબડને ! તોય બીજા કોઈની જરૂર નહીં પડે. પછી જરૂર પડે, ખરી ? 'ચંદુભાઈ, હું છું તમારી જોડે' એમ કહીએ, તો પછી બૂમ પાડે પછી કોઈ ?

**પ્રશ્નકર્તા :** ના, પાડે.

**દાદાશ્રી :** આ તો બીજા વગર ચાલે જ નહીં જરાય. હવે બીજા લાવ્યા, તે ઊલ્ટો ગભરાશે તો માર ખવડાવે.

આ બૈરીને એનો ધણી ના હોયને તો હૂંફ ના હોય. હૂંફના માટે જ હોય. એટલે છોકરાને એની માની હૂંફ છે, તે એકલો ના હોય. કોઈને ધણીની હૂંફ હોય હોય. એટલે આ હૂંફ. હવે હૂંફ એ વસ્તુ જુદી છે અને આધાર એ વસ્તુ જુદી છે. આધાર લોડવાળી હોય અને હૂંફ એ એના મનમાં પેલો મહીં છે તે પેલો ભઈ ઊંઘી જતો હોય તોય વાંધો નહીં. પણ પેલો આવ્યો ના હોય ત્યાં સુધી એને ઊંઘ આવે નહીં. પેલો આવે પછી ઊંઘ આવે.

હૂંફ, હૂંફ ને હૂંફ. હૂંફ ગમે છે એને, એ જ ગમે છે. હૂંફ શબ્દને સમજવા જેવો છે. ધંધામાં ય હૂંફ જોઈએ. એ હૂંફ એટલે એ રડે ત્યારે એની જોડે કોઈ રડવા લાગે ત્યારે એને મઝા આવે. એકલાને રડવાનું ના ફાવે.

**પ્રશ્નકર્તા :** ધંધામાં જ હૂંફ શોધવામાં માર પડ્યો.

**દાદાશ્રી :** હા, અને હૂંફ કંઈ કાયમ જીન્દગીભર સરખું રહે એવું હોય નહીંને, સિન્સીયર. સિન્સીયરલી ના હોય ને !

પૈણવાનું એટલા માટેને, સિન્સીયરલી આખી જીંદગી હૂંફ મળે. પૈણે એટલે હૂંફ આવે. હૂંફ ના હોય તો ગભરામણ થાય એને. એટલે બહાર હૂંફ ખોળે, ઘેર ના મળે તો. જ્ઞાની પુરુષ એકલાને જ હૂંફ ના જોઈએ. જ્ઞાની નિરાલંબ હોય.

મોક્ષે જવા માટે બહુ કઠણ થવું પડશે. એટલે કઠણ કરે કુદરત.

**પ્રશ્નકર્તા :** છતાં ધણીની ને દીકરાની કેમ ચિંતા ના રહે પણ ફિકર કેમ રહે ?

**દાદાશ્રી :** એ તો રહેને, બળી. એક મહિનો એકલા સૂઈ જજો, જો જો આ રૂમમાં. આ રૂમમાં એકલાં સૂઈ જાવ ? મહિના સુધી ? હં ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** ત્યારે એ તો મહીં હૂંફ જોઈએ. ત્યારે હૂંફની જ પંચાત છે.

**પ્રશ્નકર્તા :** તો એ મોક્ષને આ બધાં બાધક આવરણ જ ને ?

**દાદાશ્રી :** એટલે હૂંફ વગરનું જીવન, એનું નામ મોક્ષ. હૂંફ છે તે પરવશતા છે. આપણે એકલા હોઈએ તો નોકરને કહીએ કે ભઈ, અહીંયા આવીને સૂઈ જજેને ! એક દહાડો ન આવે તો આપણને મનમાં એમ લાગે કે બળ્યો, આ આવે તો સારું, બિચારો ! આખી રાત હું શું કરીશ ? આ હૂંફ હોય. પેલો પેણે સૂઈ જાય, ત્યાં આપણને શું આપે છે ? હૂંફ છે ને !

**પ્રશ્નકર્તા :** એ હૂંફ છે એ પણ ખાવા અને ઊંઘવા જેટલી માદકતા લાવે ?

**દાદાશ્રી :** ના, એવું નહીં, ભય. કંઈ કો'ક આવશે, કંઈક થશે, શું થશે ?

**પ્રશ્નકર્તા :** ના દાદા, ધણી અને દીકરા માટે એવાં ભયને લીધે ક્યાં કરીએ છીએ ? એ મોહ નહીં, મોહ ?

**દાદાશ્રી :** હા, એ મોહ તો ખરો. ભયને લીધે મોહ કર્યો છે. ભય ના હોત તો મોહ જ ના કરત. તેની હૂંફ ખોળે છે.

**પ્રશ્નકર્તા :** એમાં પ્રેમ નથી ?

**દાદાશ્રી :** ન હોય. પ્રેમ તો કોઈ જગ્યાએ હોતો હશે, બળ્યો ?!

**પ્રશ્નકર્તા :** આસક્તિ બધી ?

**દાદાશ્રી :** તો બીજું શું ? ત્યાં આ પ્યાલા પાસે પાસે પડી રહે, માટે બધા પ્રેમવાળા છે સામસામી ? જો રકાબીઓ જોડે સૂઈ જાય છે. એ પ્રેમવાળી હશે ?

**પ્રશ્નકર્તા :** દાદા, તમારી તો સરસ્વતી કંઈ કમાલ છે ? આવું તો સાંભળ્યું જ નથી કશે !

**દાદાશ્રી :** ન હોય, એ તો રકાબી-રકાબીઓમાં પડી રહે ને પેલું પેલામાં પડી રહે, પ્યાલા-રકાબીઓ જોડે એમાં પ્રેમ હોતો હશે ? પ્રેમ તો દાદાનો વધ-ઘટ ના થાય. ફૂલહાર ચડાવે તોય વધી ના જાય ને કશું આડું-અવળું કરીએ તોય ઘટી ના જાય, એનું નામ પ્રેમ કહેવાય.

એટલે અમે નિરાલંબ કહેવાઈએ, અવલંબન નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, જે નિરાલંબ રહે, એને કુદરત પણ હેલ્પ કરેને ?

**દાદાશ્રી :** કોઈ કોઈ જગ્યાએ હેલ્પ કરતું નથી. કોઈ કોઈની હેલ્પ કરે તો ત્યાર પછી એની શરમ રાખવી પડે. એનો ઉપકાર માનવો પડે. એ નિરાલંબપણું ના કહેવાય.

## હૂંફ લો તો જ્ઞાનીની જ !

**પ્રશ્નકર્તા :** એટલે જેને જ્ઞાનીની હૂંફ મળી હોય એ પછી એ જ્ઞાનીની હૂંફે હૂંફે પછી નિરાલંબ થઈ શકે ને ?

**દાદાશ્રી :** થાયને ! નિરાલંબ થવાનો રસ્તો જ એ છેને !

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીની હૂંફ ના મળે તો ? તો પછી નિરાલંબ ના થવાય ?

**દાદાશ્રી :** તો બિચારો વહુની હૂંફ ખોળે, વહુની હૂંફ ના મળતી હોય તો ભઈબંધની ખોળે, પણ કો'કની હૂંફ તો ખોળેને !

**પ્રશ્નકર્તા :** પછી એ ભટકી ના મરે ? જ્ઞાનીની હૂંફ ના મળે તો....

**દાદાશ્રી :** ભટકી જ મર્યા છેને કેવાં, જોને !

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાનીની જ હૂંફ હોવી જોઈએ ?

**દાદાશ્રી :** હા, પણ જ્ઞાની હોય નહીંને ! કો'ક કાળે હોય.

**પ્રશ્નકર્તા :** હોય તો ભેગા થવા જોઈએને ? ભેગા થાય તોય જ્ઞાનીની હૂંફ મળવી જોઈએને ?

**દાદાશ્રી :** ભેગા ના થાય. જગત આખું ય હૂંફ ખોળે, હૂંફ ! આપણો ગુજરાતી શબ્દ ! હવે હૂંફને લઈને તો જીવે લોકો. 'ફલાણા ભાઈની હૂંફ છે, તે મારે સારું છે,' કહેશે. તેમાં બૈરી છે તે ધણીની હૂંફમાં હોય, છોડી છે તે વળી બાપની હૂંફમાં હોય પણ હૂંફ હોય કોઈની. હૂંફના આધારે રહે. એક જ્ઞાનીને હૂંફ-બૂફ જરૂર નહીં. એ હૂંફ હોયને તે તો પરતંત્રતા. હૂંફ ના જોઈએ. ભગવાનની ય હૂંફ ના જોઈએ. ભગવાને ય, પરતંત્રતા વળી પાછી ઉપાધિ. ભગવાન જાય એમની મહારાણી હોય કે એમના જે હોય ત્યાં જાય, આપણે શું લેવા-દેવા ? આપણે હૂંફની જરૂર નહીં. આ તો ધ્યેય કહું છું. હજુ તો કામ તો કાઢવાનું તમારે બધું બાકી રહ્યું છે. આ તો ધ્યેય તમારે રાખવાનો.

છેવટે જ્યારે ત્યારે નિરાલંબ થવું પડશેને ? ત્યાં સુધી અવલંબન તો લેવું પડશે ! સત્‌ના અવલંબન લેવા પડશે.

જ્ઞાની પુરુષ પાસે જ્ઞાન થયા, પછી નિરાલંબ થવા માંડે ત્યારથી, હજુ સંપૂર્ણ નિરાલંબ ન થઈ ગયેલા હોય. નિરાલંબ થવાની શરૂઆત થઈ ગઈ, ત્યાં સુધી હૂંફ ખોળ્યા જ કરે. આખી રાતમાં કોઈ ખાઈ જવાનું છે ? આ પેલો ઊંઘી જાય ને એ ય ઊંઘી જાય. શાની હૂંફ ખોળું છું ? પણ સંસારજાગૃતિ હોય ત્યાં સુધી હૂંફ. પણ આત્મા થયા પછી હૂંફ ના રહે. ધીમે ધીમે ભય ઓછા થતાં જાય. તમે આત્મા થઈ ગયાને, હવે ભય ઓછાં લાગે છે ને ?

**પ્રશ્નકર્તા :** કોઈનો ય ભય નથી, નિર્ભય !

**દાદાશ્રી :** અને આ જગતના લોકો તો એકલું રાતે રહેવાનું હોય તોય હૂંફ ખોળે. એકલાને તો ઊંઘે ય ના આવે. હૂંફ ખોળે જગતના લોકો.

હવે મેં તમને નિરાલંબ બનાવ્યા છે. હવે જે હૂંફ ખોળો છો ને, એ તો બધી ડિસ્ચાર્જ છે. પણ હાલ તમે નિરાલંબ છો પણ તમારું

નિરાલંબ એક્ઝેક્ટ નિરાલંબ કહેવાય નહીં. તમે શબ્દાવલંબન સ્થિતિમાં આવ્યા છો, બહુ મોટી સ્થિતિ કહેવાય. આ પદ તો દેવલોકોને ય ના હોય. મોટાં મોટાં ઋષિ-મુનિઓએ કોઈએ જોયેલું નહીં એવું પદ છે આ બધું. માટે કામ કાઢી લેજો.

એટલી બધી સેફસાઈડ ને એટલો આનંદ. મહીં સુખ માટે એને બીજા કોઈની જરૂર જ નથી. પોતે પોતાના સ્વભાવથી જ સુખમય, એટલે નિરાલંબ છે, ઓળંબો જ નથી જેને એવો આત્મા આપ્યો છે. દાદા કેવા ઈઠ્યોતેર વર્ષે રહે છે, નહીં ? અવલંબનને લઈને તો પરવશતા થઈ. અવલંબન એ જ પરવશતા ને !

## અંતે છૂટે જ્ઞાનીનું અવલંબન !

**પ્રશ્નકર્તા :** ઍબ્સોલ્યુટ જ્યાં સુધી ના થાય, ત્યાં સુધી જ્ઞાનીનો આધાર લેવો પડે ?

**દાદાશ્રી :** હા. શુદ્ધાત્માનો આધાર, દાદાનો આધાર. અને દરિયામાં છોકરાને ઊંચકી રાખ્યો હોય આમ, એ છોકરો નીચે પગ આમ હલાવી તો જુએ કે મહીં પગ પહોંચે કે નહીં પહોંચતા ! એ જુએ તો ખરો, પછી ના પહોંચે ત્યારે પાછો આપણને ચોંટે-વળગે પણ જ્યારે આ પગ પહોંચ્યા ને એટલે આપણને ખસેડીને છોડી દે. આપણને ધીમે ધીમે છોડવા માંડે એટલે આપણે ના સમજીએ કે, 'મૂઆ આના પગ પહોંચ્યા છે.' પગ પહોંચે એટલે છોડી ના દે ? છોડી દે ! એના પગ પહોંચવા જોઈએ. એવું આ ત્યાં સુધી તમે મને વળગ્યા છો ને, તે તમારા પગ પહોંચે એટલે તમારે છોડી દેવાનો મને. આય અવલંબન છોડી દેવાનું. શબ્દોનું અવલંબન ક્યાં સુધી રાખવાનું ? તમારા પગ પહોંચે ત્યાં સુધી. તમે નિરાલંબ પોતે થઈ જાવ ત્યારે આ છૂટી જાય. એની મેળે છૂટી જશે. ત્યાં સુધી દાદાના અવલંબન જરૂર છે, શુદ્ધાત્માના અવલંબન જરૂર છે. દાદાની પાછળ જ ફર્યા કરો, જ્યાં જાય ત્યાં, જો અવકાશ આપે તો. કોણ અવકાશ આપે તો ? તમારા ઉદયકર્મો તમને અવકાશ આપે તો દાદાની પાછળ ફર્યા કરો અને અવકાશ ના આપે તો એવું નક્કી કરો કે ક્યારે અમને અવકાશ પ્રાપ્ત થશે !

## વ્યવહાર-નિશ્ચયના આલંબન !

**પ્રશ્નકર્તા :** અમને બધામાં થોડી થોડી મૂર્છા રહી જાય છે. અવલંબનો બધા રહે છે ને હજુ તો.

**દાદાશ્રી :** એમ કરતાં કરતાં ઓછાં થશે. પહેલાં જે અવલંબનો હતા, કે મહીં વરીઝ થઈ કે ચાલ, સિનેમા જોવા જઈએ. એટલે અવલંબન બીજું પકડ્યું. તે અવલંબન વધતાં જાય ઉલટાં. હવે અવલંબન ઘટતાં જાય.

**પ્રશ્નકર્તા :** સામેની વ્યકિતઓનાં અવલંબન હોય છેને ! આ સિનેમાનું ને એ બધું અવલંબન તો જલદી ફેંકી દેવાય. હવે પણ જે વ્યક્તિગત....

**દાદાશ્રી :** નહીં, એ ફેંકી દીધે નહીં છૂટે. એ તો એની મેળે જ ઘટી જાય, જતાં રહેશે, ક્યાંય ચાલ્યા જાય !

**પ્રશ્નકર્તા :** પણ વ્યકિતઓના અવલંબનો રહ્યા કરે.

**દાદાશ્રી :** એ તો ધીમે ધીમે જતાં રહેને એ હિસાબ છે. એ વ્યક્તિનાં તો. અવલંબન એટલે એમના વગર મારું નહીં ચાલે. એવું નહીં પણ હિસાબ છે એ બધા. સામસામો હિસાબ છે બધા. કોમ્પ્લેક્સ છે બધાં. પણ એ કંઈ વાંધો નહીં આવે.

**પ્રશ્નકર્તા :** પણ એ કોમ્પ્લેક્સ છૂટે કેવી રીતે ? એ ઓટોમેટિક જ છૂટે ?

**દાદાશ્રી :** ના, ના. અને વ્યવહાર અવલંબન તો આ અમારે નીરુબહેનનાં છે. આ આમનાં બધાનાં અવલંબન જ છે ને ! ખરેખર નિશ્ચય અવલંબન એટલે શું કે જેનાં આધારે મહીં અડચણ થાયને ત્યારે એ અવલંબન ઉપર જઈએ, પેલું સબસ્ટીટ્યુટ મૂકાય.

**પ્રશ્નકર્તા :** કેવી રીતે ?

**દાદાશ્રી :** પરમાં ચોંટે પાછો. પરમાંથી સ્વમાં જવા માટે તૈયાર થયો. પાછું અવલંબન પેલું બહારનું ને બહારનું. એટલે પાછું પરમાં ચોંટે.

બીજામાં ચોંટે આમાં નહીં ને આમાં મૂકે. માણસ નથી એવા વિચાર કરતાં લોકો ? ચિંતા થતી હોય ત્યારે બીજા વિચારો ઉપર ફરી વળે છે, સિનેમા જોવા જતો રહે !

**પ્રશ્નકર્તા :** પણ એનું શું કરવું ? એનો ઉપાય શો ?

**દાદાશ્રી :** ના. એમ નહીં. એ અવલંબન બીજું લેવું પડે અત્યારે. જ્યાં સુધી આપણે પગ માંડીએ નહીં, દરિયામાં આપણે ઉતરીએ તો આટલું પાણી હોય, જ્યાં સુધી નીચે પગ અડે નહીં ત્યાં સુધી તો એ કરવું પડેને ! અને એ તો બધું થઈ રહ્યું છે. આનું હવે કશું ત્યારે કરવાનું નથી. આ તો વાત જ જાણવાની છે. એ જાણો એટલે ફીટ થયા જ કરે, એની મેળે. જાણીને સમજી લેવાની છે. હકીકતમાં જ્ઞાન એટલે શું કે જાણવું ને સમજવું. એની મેળે જ થયા કરે મહીં.

**પ્રશ્નકર્તા :** જાણીએ છીએ, છતાં મૂર્છાનું એક જબરજસ્ત મોજું આવે તો પાછું તે ફરી વળે. જાણવાં છતાં ય આવું થઈ જાય.

**દાદાશ્રી :** એવું છે ને, અમારે તો આ પાછલાં કેટલાં ય અવતારનું આ મંડાણ. અને આ તમારે કેટલાં અવતારનું મંડાણ ? ત્યારે કહે, હમણે થોડાક જ વરસનું. થોડા વરસનાં મંડાણે જો આટલું બધું જોર કર્યું છે, તો પેલા ઝપાટાબંધ ઊડી જશે, એ વાતની ખાતરી થઈ ગઈ ને ? દાદા યાદ આવે કે અંતર શાંતિ થાય છે ને જલ્દી ?

**પ્રશ્નકર્તા :** તરત.

**દાદાશ્રી :** બસ ત્યારે. એ મોટામાં મોટો ઉપાય આ છે નહીં તો એક ફેરો ભય પેઠો પછી આખી રાત નીકળે કંઈ ? અને દાદાનું અવલંબન લીધું તો ? તમામ દુઃખો મટી જાય !

**પ્રશ્નકર્તા :** એના માટે એક વખતે આપે બહુ સરસ વાક્ય કહ્યું કે વીતરાગનું અવલંબન એ અવલંબન નથી.

**દાદાશ્રી :** હા, ખરી વાત છે. એ અવલંબન એ અવલંબન જ નથી.

અને આપણને પણ નિરાલંબ બનાવે.

**પ્રશ્નકર્તા :** વીતરાગનું અવલંબન એ અવલંબન નથી. તે આત્માના બધા જ ગુણ એમાં આવી ગયા.

**દાદાશ્રી :** બરોબર છે.

## આજ્ઞાચારિત્રમાંથી દરઅસલમાં !

આ પાંચ આજ્ઞા પાળેને એટલે ચારિત્ર ઊભું થાય. પાંચ આજ્ઞા પાળવી એ પ્રથમ ચારિત્ર છે, આજ્ઞાચારિત્ર છે અને પછી દરઅસલ ચારિત્ર આવશે.

**પ્રશ્નકર્તા :** એમાંથી જે પરિણામ પામે તે અસલ ચારિત્ર. વર્તન પછી પરિણામ પામે તે અસલ ચારિત્ર.

**દાદાશ્રી :** નિરાધાર થાય તે અસલ. આ સાધારી છે આજ્ઞાનું. આધાર છેને આજ્ઞાનો. પછી નિરાધાર થાય. નિરાલંબ, કોઈ અવલંબન નહીં. આ જગત અવલંબનથી ઊભું રહ્યું છે બધું.

**પ્રશ્નકર્તા :** પછી આજ્ઞા રહે જ નહીં ? પછી આજ્ઞાનું શું થાય ?

**દાદાશ્રી :** એ ઊડી જાય. જરૂર ના રહી ત્યાં. કિનારો આવ્યા પછી મછવાની દયા ખાવી પડે આપણે ?

**પ્રશ્નકર્તા :** નાજી.

**દાદાશ્રી :** ઊતરીને આપણે ચાલ્યા જવાનું. મછવો એની મેળે પાછો જશે. એમ આજ્ઞા એને ઘેર જશે. આપણે આપણા ઘેર જવાનું. ઊતારી પાડ્યા, ડેક ઉપર. કિનારા પર ઉતારી પાડેને ?

**પ્રશ્નકર્તા :** જી. કિનારે પહોંચાડી દીધા.

**દાદાશ્રી :** પહોંચાડી દીધા. આ આજ્ઞા કિનારે પહોંચાડશે. અને નહીં તો ઝોલાં ખવડાવશે.

## રિલેટિવમાંથી ઍબ્સોલ્યુટ તરફ !

કોઈ અવલંબન ના રહે એવું, નિરાલંબ થઈને અમે બેઠા છીએ એટલે અમારી પર ગમે તેવા પ્રયોગ કરો તોય પણ અમને સ્પર્શે નહીં. કારણ કે નિરાલંબ સ્વરૂપ છે અમારું. અવલંબનવાળાને પકડે કે હું ચંદુભાઈ છું, ફલાણો છું, હું શુદ્ધાત્મા છું, હું જ્ઞાની છું, એય અવલંબન કહેવાય.

**પ્રશ્નકર્તા :** દાદાજી, આપે કહ્યું કે રિલેટિવ છે એ વર્ડમાં છે, શબ્દમાં છે અને ઍબ્સોલ્યુટ નિરાલંબ છે. તો રિલેટિવ અને ઍબ્સોલ્યુટમાં ફેર શું ?

**દાદાશ્રી :** ઍબ્સોલ્યુટ એ તો ઘણું ઊંચું છે. આ શુદ્ધાત્મામાં પેઠાને એટલે તમે મોક્ષના દરવાજાની અંદર પેઠા. હવે બહાર કોઈ કાઢી શકે નહીં એવા દરવાજામાં પેઠા છો. પણ આ છે તે સાપેક્ષ છે. સાપેક્ષ કેમ ? ત્યારે કહે, આ આજ્ઞા પાળીશ તો. નહીં તો આજ્ઞા નહીં પાળું તો કાઢી મેલશે બહાર. સાપેક્ષ છે, આ તમારી પાસે. એટલે પેઠા છો અને આજ્ઞા પાળો પચાસ-સાઈઠ ટકાય, વધારે નહીં. હંડ્રેડ પરસેન્ટ નહીં પાળી શકાય એવું હું જાણું કે આ કાળ વિચિત્ર છે. પણ પચાસ-સાઠ ટકા જો આજ્ઞા પાળો છો તો તમને કોઈ બહાર કાઢી મેલે નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે આ હજુ એક નિરાલંબનું પગથિયું બાકી રહ્યુંને ? ઍબ્સોલ્યુટનું પગથિયું બાકી રહ્યુંને ?

**દાદાશ્રી :** એ તમે આ મોક્ષના દરવાજામાં પેઠા હવે શું કામ ગૂંચાવ છો તે ? દરવાજામાં કોણ પેસવા દે ? કોઈ બાપોય લાખ અવતારેય નહીં પેસવા દે. પેસી ગયા છો એનો આનંદ માનોને ! પાછું એક પદ બાકી રહ્યું તેની ચિંતા કરવી છે ? તમને કેવું લાગે છે ?

**પ્રશ્નકર્તા :** સમજવા માટે પૂછયું.

**દાદાશ્રી :** હા. પોતાની જાતને ધન્ય માનો, હંઅ. ધન્ય છે મને કે મોક્ષના દરવાજામાં પેઠો છું, એવું ધન્ય માનો. બીજું છે તે આગળની વાતનો જો મનમાં બોજો લેશોને તો મનમાં એમ રહ્યા કરશે કે આપણે પેલું પદ ના આવ્યું, પેલું પદ ના આવ્યું.

**પ્રશ્નકર્તા :** દાદા, એ બોજો હલકો કરવા આપને અરજ કરી છે.

**દાદાશ્રી :** એ બરોબર છે. બોજો તમારે રાખવાનો નહીં. એ તો એની મેળે સામું જ આવવાનું હવે. આ આજ્ઞા પાળોને, એ પદ સામું આવવાનું. મારે ચોખ્ખું કહી દેવું જોઈએને કે શું છે આ ! કરેક્ટનેસ તો આવવી જોઈએને ! કેવળજ્ઞાન ! ઍબ્સોલ્યુટ ! ફોરેનવાળા સમજે ઍબ્સોલ્યુટ. એટલે અમે ફોરેનવાળાને લખેલું છે કે અમે થિયરી ઑફ ઍબ્સોલ્યુટમાં નહીં, થિયરમ ઓફ એબ્સોલ્યુટિઝમમાં છીએ. થિયરમ એટલે એના અનુભવમાં જ છીએ.

**પ્રશ્નકર્તા :** સંપૂર્ણ જાગૃતિ, એનું નામ કેવળજ્ઞાન ?

**દાદાશ્રી :** સંપૂર્ણ. અને અત્યારે તમારી જાગૃતિ વધી છે તે સંપૂર્ણ થવા માટે તૈયારી કરી રહી છે. સંપૂર્ણ જાગૃતિ એ જ નિરાલંબ કહેવાય. અત્યારે તો અવલંબન, તમારે મારી પાસે આવવું પડે કે નહીં હજુ ? મારું અવલંબન લેવું પડે કે ના લેવું પડે તમને ? એ અવલંબન કહેવાય. 'હું શુદ્ધાત્મા છું' એ અવલંબન. અત્યારે જ્ઞાનનો લાભ મળે છેને પૂરેપૂરો ? કોઈ પણ જગ્યાએ સમાધાન આપે એવું છેને ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એમાંથી આખો જ વિચાર આવેને, ઍબ્સોલ્યુટ જે શબ્દ આપણે કહીએ છીએ, એટલે કયું ચિત્ર ઊભું થાય ?

**દાદાશ્રી :** આ મૂળ આત્મા છે ને, તે ઍબ્સોલ્યુટ. એને બીજા કોઈની જરૂર નહીં. ઍબ્સોલ્યુટ એટલે શું ? નિરાલંબ. એને કોઈના અવલંબનની જરૂર નહીં, પોતે પોતાના પ્રાણથી જ જીવી રહ્યો છે. એટલે આવો પ્રાણ નહીં. પોતે પોતાનાથી જ જીવી રહ્યો છે. નિરંતર સુખ, નિરંતર આનંદ તે જ આત્મા.

હવે આ શુદ્ધાત્મા પદની ડિગ્રીમાં પેઠાં, શરૂઆત થઈ પણ હજુ મૂળ આત્મા ઘણાં માઈલો છેટો છે પણ તમે મોક્ષના દરવાજામાં પેસી ગયા. મોક્ષ તમારો થઈ ગયો હવે. પણ અહીં આગળ અટકી ના જશો.

આપને સમજાયુંને કે શુદ્ધાત્મા પ્રાપ્ત થયો એ કંઈ છેલ્લી દશા નથી. એ તો મોક્ષના દરવાજામાં પેઠાની ખાતરી થઈ ગઈ. એ મોક્ષમાં પેઠાં. એ

તો શુદ્ધાત્માનો અનુભવ થયો. લક્ષ, પ્રતીતિ અને અનુભવ.

બાકી મનમાં એમ માની બેસે કે આ અનુભવ થયો હવે પૂરું. એ ન્હોય કામ પૂરું થયું ! 'હું શુદ્ધાત્મા છું' એ આત્માનો અનુભવ એ વાત સાચી છે. એમાં બે મત નહીં એ ! કારણ કે એ ત્રિકાળી વાત છે. અમુક કાળવર્તી નથી આ. આત્માની બધી વસ્તુ ત્રિકાળવર્તી હોય. અમુક કાળવર્તી ના હોય. મને એ અનુભવ ત્રિકાળી રહ્યા કરે. તમને ય ત્રિકાળી રહ્યા કરે પણ તમને આ બધાં મહીં બાધકો હોય છે. સંસારના વિઘ્નો બધાં.

'હું શુદ્ધાત્મા છું' તે ય અવલંબન છે, શબ્દનું અવલંબન. પણ એ ઊંચું અવલંબન છે. એ મોક્ષમાર્ગનું છે. એની સુગંધી જુદી હોય ને ? પણ તેથી આગળ જવાનું છે. નિરાલંબ થવાનું છે. કેટલી ગજબની પુણ્યૈ કહેવાય ! આ વાત સાંભળવાની ના મળે. શાસ્ત્રોમાં હોય નહીં આ વાત !

**પ્રશ્નકર્તા :** તો એક-બે ભવમાં થઈ જાય ને નિરાલંબ ?

**દાદાશ્રી :** થઈ જવાનું ને ! આ તો એની મેળે જ બધું હલકું પડી ગયું ને ! આર્તધ્યાન-રૌદ્રધ્યાન બંધ થઈ ગયા. એટલે એકાવતારી થાય માણસ. કાયદો જ એ છે. અને વખતે બે અવતાર થશે તોય શું ખોટ જવાની છે ? હવે આટલાં બધાં અવતાર બગાડ્યા. આપણને પોતાને ય લાગે કે હલકાંફૂલ થઈ ગયાં છે.

મહાવિદેહ ક્ષેત્રમાં કાયમ તીર્થંકર હોય છે જ. ત્યારે બોલો, બ્રહ્માંડ તો પવિત્ર જ છે ને, જ્યારે જુઓ ત્યારે ?

**પ્રશ્નકર્તા :** અમે તો દાદાનો વીઝા બતાડીશું.

**દાદાશ્રી :** વીઝા તો બતાવવો પડે, તો એની મેળે કામ થાય. તેથી તીર્થંકરને જોતાં જ તમને આનંદનો પાર નહીં રહે. બધું જગત વિસ્મૃત થઈ જશે. જગતનું કશું ખાવાનું-પીવાનું નહીં ગમે. તે ઘડીએ પૂરું થઈ જશે. નિરાલંબ આત્મા પ્રાપ્ત થશે. નિરાલંબ પછી અવલંબન રહ્યું નહીં કશું.

**પ્રશ્નકર્તા :** 'મારું અવલંબન તમને છે, હું નિરાલંબી છું એટલે કંઈ

વાંધો નથી.' આવું કહો છો તમે ?

**દાદાશ્રી :** વાત ખરી છે ને ! પણ મારું અવલંબન તો તમારે રાખ્યે છૂટકો જ નથી. અને હું નિરાલંબી છું. એટલે તમારો ઉપરી હું એકલો રહ્યો, મારો ઉપરી કોઈ છે નહિ.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, તમે જ્ઞાનીની નિશાનીઓ બતાવતાંને, તેમાંની એક આ નિશાની છે કે તારાં ગમે તે પ્રશ્ન હોય, તે પ્રશ્નનાં દરેકનાં જવાબ આપવા એને બદલે તને એવી જ વસ્તુ દેખાડી દઉં કે તું તારા પ્રશ્નોનું તું સમાધાન કરી લે.

**દાદાશ્રી :** તારાં પ્રશ્નો તું સોલ્યુશન કરી લે. હું ક્યાં માથાકૂટો કરું ? અને હજુ તો પચાસ હજાર માણસો આવશે, લાખ માણસ આવે, શું કહેવાય કાલે પાછું ? હું ભાંજગડમાં ક્યાં પડું ? મારો હેતુ શો છે કે જે સુખ પામ્યો છું તે સુખ તમે પામો. મારો હેતુ પૂરો થઈ ગયો. બસ થઈ ગયું ! કેટલાંય માણસો કહે છે, 'દાદાજી, અમારાથી છ-છ મહિના સુધી નથી અવાતું.' મેં કહ્યું, 'તમને આનંદ રહે છે ને ?' ત્યારે કહે, 'અમારી પૂર્ણાહૂતિ લાગે છે. દાદા મને હાજર રહે છે.' તે બહુ થઈ ગયું, પછી અમારે કંઈ અહીં આવો કે જાવ એવું એ નથી આ. જેનું અવલંબન લીધું હોય, ત્યાં એમને આપણી પાસેથી કંઈ જોઈતું હોય ત્યારે આપણને ભાંજગડ થાય. અહીં અમારે તો કોઈની પાસેથી કંઈ જોઈતું જ નથી.

જ્ઞાન બધું આપી દીધેલું છે. આગળ તો, એક ફક્ત મારી સ્થિતિને લઈને જ હું આગળ રહી શક્યો છું. આગળ તરતો જ હોઉં તમારા કરતાં. એટલે એ તમને લાભ થાય છે જોડે રહેવાથી. બાકી બીજાં બધાં જે ગુપ્ત રાખી મેલતાં થોડું ઘણું એ તો બહુ ગોટાળિયું છે. એવું ના હોવું જોઈએ. કારણ કે પેલો જે હોય તે આપી દે. ભલેને પછી એ ના આવે આપણી પાસે. આપણે કંઈ એની પાસે આ સેવા માટે નથી આપ્યું આ. એનાં ઉદ્ધાર માટે આપ્યું છે. અને મારે સેવા જોઈતી નથી. મને તો ઉદ્ધાર થઈ ગયેલો છે, બધું થઈ ગયું છે, મારે શેના માટે સેવા જોઈએ ? એટલે બધું પૂર્ણ જ આપી દઈએ છીએ, જેને હોય તેને.

**પ્રશ્નકર્તા :** એટલે પેલું કહે છે ને, લેશમાત્ર પણ જેને ઈચ્છા ન હોય.

**દાદાશ્રી :** હા, લેશમાત્ર, કોઈ પણ પ્રકારની ઈચ્છા નહીં. જ્યાં ભગવાન પાસે ઈચ્છા નથી રાખી, તમારી પાસે શી રીતે રાખું ? આ તો ઘણું પામ્યા છે. આવું તો કોઈ બાવો પામેલો નહીં એવું પામ્યા છે. હવે એનો અસંતોષ ન રાખતા.

## થિયરમ ઓફ ઍબ્સોલ્યુટીઝમ !

**પ્રશ્નકર્તા :** આ વાક્ય જરા સમજવું છે અને અમે જાતે થિયરી ઓફ એબ્સોલ્યુટિઝમમાં છીએ. થિયરી જ નહીં પણ થિયરમમાં છીએ.

**દાદાશ્રી :** હા. થિયરીમાં અમારે બોલવા ખાતર કહેવું પડે, બાકી અમે તો, થિયરમમાં જ છીએ. નિરાલંબમાં જ છીએ. કોઈ અવલંબન નથી રહ્યું એવી નિરાલંબ સ્થિતિ.

**પ્રશ્નકર્તા :** ઍબ્સોલ્યુટ સ્થિતિનું વર્ણન સમજાવો જરા.

**દાદાશ્રી :** ઍબ્સોલ્યુટ સ્થિતિ એટલે પરસમય બંધ થઈ ગયો. આ કાળનો નાનામાં નાનો ભાગ, એનું નામ સમય કહેવાય. આ પળ છે, એ સમય નથી, એનો બહુ સૂક્ષ્મ ભાગ એને સમય કહેવાય છે, એક સમય પણ પરસમય નહીં, એનું નામ ઍબ્સોલ્યુટ. અને ઍબ્સોલ્યુટ થયા પછી અવલંબન ના હોય, નિરાલંબ સ્થિતિ હોય.

**પ્રશ્નકર્તા :** નિરાલંબ સ્થિતિ તો ઍબ્સોલ્યુટ થયા વગર પણ અનુભવ કરાયને ?

**દાદાશ્રી :** ના. ઍબ્સોલ્યુટ થયા પછી જ નિરાલંબ થાય. એટલે ત્યાંથી ઍબ્સોલ્યુટ શરૂ થયું ત્યાંથી તે સંપૂર્ણ ઍબ્સોલ્યુટ કેવળજ્ઞાન થાય ત્યાં સુધી ઍબ્સોલ્યુટ સ્થિતિ છે. ઍબ્સોલ્યુટની બિગિનિંગ છે અને એન્ડ પણ છે.

## નિરાલંબ દશા ત્યાં નિર્ભયતા, વીતરાગતા !

આત્મા નિરાલંબ છે, બિલકુલ નિરાલંબ છે. કોઈ વસ્તુ ટચ થાય

નહીં એવો છે. તમારામાં એવો આત્મા છે ને આમનામાં ય એવો આત્મા છે. ફાંસીએ ચઢાવે તોય દેહ ફાંસીએ ચઢે, આત્મા ના ચઢે. બોલો હવે, એ કેવો આત્મા હશે ? દેહને વીંધે તોય આત્મા ના વીંધાય. બોલો પછી, એવો આત્મા જેને પ્રાપ્ત થઈ ગયો, એને પછી ભો ખરો કશો ?

**પ્રશ્નકર્તા :** કશો નહીં, પછી શેનો ભો ?

**દાદાશ્રી :** આખા જગતમાં કોઈ ચીજ એવી નથી કે નિરાલંબને સ્પર્શ કરી શકે. ચોગરદમ એટમબોમ્બ સળગતા હોય એની વચ્ચે એ હોય પણ સ્પર્શ ના કરી શકે નિરાલંબને.

## નિરાલંબ એ કેવળજ્ઞાન સ્વરૂપી આત્મા !

પેલા ગજસુકુમાર મૂળ આત્માના આધારે સગડીનો તાપ જીરવી શક્યા હતા. માણસ એવો પ્રયોગ કરી જુએ તો ? અરે, એકુંય જ્ઞાની પણ એ ના કરી શકે અને ગજસુકુમારને તો છેલ્લો મૂળભૂત આત્મા પ્રાપ્ત થયેલો, નેમીનાથ ભગવાન પાસે પ્રાપ્ત થયો હતો.

**પ્રશ્નકર્તા :** ગજસુકુમારને જે જ્ઞાન આપ્યું'તું નેમીનાથ ભગવાને એ બહુ જુદા જ પ્રકારનું જ્ઞાન હતું ?

**દાદાશ્રી :** એ પ્રકારનું જ્ઞાન અમને છે પણ એટલી સ્થિરતા નથી શરીરની. કારણ કે એમને તો ભગવાન જોડે જ વાત થયેલી. નેમીનાથ ભગવાનની કૃપા ઉતરી સીધી. બાકી જ્ઞાન અમારી પાસે છે, એ જ જ્ઞાન છે. છેલ્લામાં છેલ્લું જ્ઞાન.

**પ્રશ્નકર્તા :** તો પછી કયું જ્ઞાન એ ?

**દાદાશ્રી :** પોતાના મૂળ સ્વરૂપનું જ્ઞાન.

**પ્રશ્નકર્તા :** નિરાલંબ આત્મા, એમને સંપૂર્ણ પ્રાપ્ત થઈ ગયો ?

**દાદાશ્રી :** નિરાલંબ આત્મા તો છેલ્લો જ પ્રાપ્ત થયેલો, નહીં તો સગડી બાળે તો ના રહે એને. બીજી જગ્યાએ જ જતું રહે. છેલ્લો આત્મા

એટલે આ ન હોય, તે ન હોય, ફલાણું ન હોય, આ નહીં, તે નહીં. આ નહીં, એ નહીં, એ નહીં, એ નહીં, એ નહીં... એ. ભગવાન તું કેવો નિરાલંબ !

ભગવાને તેમને સમજાવ્યું હતું કે, ''મોટો ઉપસર્ગ આવી પડે ત્યારે 'શુદ્ધાત્મા, શુદ્ધાત્મા' ના કરશો. શુદ્ધાત્મા તો સ્થૂળ સ્વરૂપ છે, શબ્દરૂપ છે. ત્યારે તો સૂક્ષ્મ સ્વરૂપમાં જતા રહેજો.'' એમણે પૂછયું, 'સૂક્ષ્મ સ્વરૂપ શું છે ?' ત્યારે ભગવાને સમજાવેલું કે, 'ફક્ત કેવળજ્ઞાન જ છે, બીજી કોઈ વસ્તુ નથી.' ત્યારે ગજસુકુમારે પૂછયું, 'કેવળજ્ઞાનનો અર્થ મને સમજાવો.' ત્યારે ભગવાને સમજાવ્યું, 'કેવળજ્ઞાન એ આકાશ જેવું સૂક્ષ્મ છે; જ્યારે અગ્નિ સ્થૂળ છે. તે સ્થૂળ, સૂક્ષ્મને કોઈ દહાડો બાળી શકે નહીં. મારો, કાપો, બાળો તોય પોતાના કેવળજ્ઞાન સ્વરૂપને કંઈ જ અસર થાય તેમ નથી. અને ગજસુકુમાર માથે અંગારા ધીકતા હતા ત્યારે 'હું કેવળજ્ઞાન સ્વરૂપ છું' એમ બોલ્યા ત્યાં ખોપરી ફાટી, પણ કશી જ અસર તેમને ના થઈ !

'શુદ્ધાત્મા' શબ્દ એ તો ખાલી સંજ્ઞા જ છે. એનાથી 'હું શુદ્ધ જ છું, ત્રણેય કાળ શુદ્ધ જ છું' એ સંજ્ઞામાં રહેવાય. શુદ્ધતા માટે નિઃશંકપણું ઉત્પન્ન થાય. ત્યાર પછીનું પદ એટલે 'કેવળજ્ઞાન સ્વરૂપ' 'આપણું' ! તમે (મહાત્માઓ) 'શુદ્ધાત્મા' તરીકે રહો, અમે 'કેવળજ્ઞાન' તરીકે રહીએ !

આખા વર્લ્ડનો અજાયબ પુરુષ છે 'આ' ! 'કેવળજ્ઞાન સ્વરૂપી' આત્મા જાણ્યો, તેને 'જાણ્યું' કહેવાય.

'કેવળજ્ઞાન સ્વરૂપ' એટલે 'ઍબ્સોલ્યુટ' જ્ઞાનસ્વરૂપ છે. કેવળજ્ઞાન આકાશ જેવું. આકાશ જેવો સ્વભાવ છે, અરૂપી છે ! આત્મા આકાશ જેવો સૂક્ષ્મ છે. આકાશને આમ અગ્નિ અડાડીએ તો તે દઝાય નહીં. અગ્નિ સ્થૂળ છે. બીજી બધી જ વસ્તુ આત્મા કરતાં સ્થૂળ છે !

કેવળજ્ઞાન સ્વરૂપ કેવું દેખાય ? આખા દેહમાં આકાશ જેટલો જ ભાગ પોતાનો દેખાય. આકાશ જ ખાલી દેખાય, બીજું કશું દેખાય નહીં. કોઈ મૂર્ત વસ્તુ એમાં ના હોય. આમ ધીમે ધીમે અભ્યાસ કરતા જવાનું

છે. અનાદિકાળના અન્-અભ્યાસને 'જ્ઞાનીપુરુષ'ના કહેવાથી અભ્યાસ થતો જાય, અભ્યાસ થયો એટલે શુદ્ધ થઈ ગયું !

ગજસુકુમારે આત્મા પ્રાપ્ત કર્યો છે, એ આત્મા અમારી પાસે છે અને એ તીર્થંકરો પાસે એ આત્મા હતો. અને એ આત્મા આ કાળમાં કોઈને પ્રાપ્ત ન થાય એવો છે. વાત સાચી છે. શુદ્ધાત્માથી આગળ વધ્યો એટલે બહુ થઈ ગયું. શબ્દથી આગળ વધ્યો કે આ તો શબ્દનું અવલંબન છે એટલું સમજતો થયો, એ ત્યાંથી નિરાલંબ તરફ એ જાય. પછી એ નિરંતર નિરાલંબ તરફ જાય. શુદ્ધાત્મા એ ય શબ્દ છે ને, અવલંબન શબ્દનું ને મૂળ શુદ્ધાત્મા એવો નથી.

**પ્રશ્નકર્તા :** આ બધા મહાત્માઓ જે છે એ બધાં એ કક્ષાએ પહોંચી શકશે ને ?

**દાદાશ્રી :** એ તો જ્યારે ત્યારે પહોંચ્યે જ છૂટકો છે, બીજું કશું નહીં. આ કક્ષા ક્યારે મળે કે તીર્થંકરને જુએ ને દર્શન કરે કે તે કક્ષા થઈ જ જાય. ખાલી દર્શનથી જ એ કક્ષા ઊભી થાય ! ઉપરની કક્ષાઓ તો ખાલી તીર્થંકરના દર્શન કરે, એમની સ્થિરતા જુએ, એમનો પ્રેમ જુએ, તે ઊભી થઈ જાય. તે કંઈ શાસ્ત્રની બનાવેલી બનેલી નથી. આ તો જોવાથી જ થઈ જાય છે.

પોતાનો આધાર પ્રાપ્ત થયો છે એ બધા જ્ઞાની, એ પછી નિરાલંબ થઈ શકે. આ પુદ્ગલનું અવલંબન મને જોઈશે નહીં. હવે નક્કી થઈ ગયું છે કે મારે આનાં, પુદ્ગલનાં અવલંબનની જરૂર નથી. એ અવલંબન વગર હું તરીશ. છતાં પણ હજુ પુદ્ગલનું અવલંબન લેવું પડે છે. એ હજુ બધો પાછલો હિસાબ છે પણ નક્કી થઈ ગયું છે કે હવે પુદ્ગલનું અવલંબન નહીં હોય તો ચાલશે. એ નિરાલંબ થવા માંડે. પુદ્ગલનું અવલંબન ના લે એ પરમાત્મા. પોતાનાં આધારે જીવે એ પરમાત્મા અને પુદ્ગલના આધારે જીવે એ મનુષ્ય (જીવાત્મા).

અને તે આત્મા તીર્થંકરોએ જે જ્ઞાનમાં જોયો, એ જ આત્મા છેલ્લો છે. અને તે આત્મા મેં જોયો છે ને જાણ્યો છે. સંપૂર્ણ નિર્ભય બનાવી શકે, સંપૂર્ણ વીતરાગ રાખી શકે એવો એ આત્મા છે, પણ સંપૂર્ણપણે મને હજી

અનુભવાયો નહીં. કારણ કે કેવળજ્ઞાન ન હોવાથી સંપૂર્ણ અનુભવાયો નહીં. એટલે એટલી કચાશ રહી છે. બાકી એ આત્મા તો જાણવા જેવો છે!

અમને આલંબન ના હોય. તે આ કાળમાં જોવાનું મળ્યું ને, નિરાલંબ. રાગ-દ્વેષ રહિતનું જીવન જોવાનું મળ્યું. ગુસ્સો થાય છતાં ક્રોધ ના કહેવાય. પરિગ્રહ છતાં અપરિગ્રહી એવું આપણું જીવન જોવાનું મળ્યું.

**પ્રશ્નકર્તા :** દાદાએ કહ્યું કે તીર્થંકરોએ જે આત્મા જોયેલો અને જે અનુભવેલો તેવો જ અમે અનુભવ્યો છે. એટલે એ શું વસ્તુ છે ?

**દાદાશ્રી :** એટલે એ શું હશે ને શું નહીં, પણ અમે એ એવો જ જોયેલો છે.

**પ્રશ્નકર્તા :** મારા લક્ષમાં આમ રહ્યા કરે છે પણ એ વસ્તુ એક્ઝેક્ટ આમ પકડી નથી લેવાતી.

**દાદાશ્રી :** એને તો ટાઈમ લેશે. આ શુદ્ધાત્માના દરવાજામાં પેઠા એટલે મોક્ષ થવાનો નક્કી થઈ ગયો, આપણે આજ્ઞામાં રહીએ એટલે.

હું નિરાલંબ આત્મામાં છું. જે તીર્થંકરોનો જે નિરાલંબ આત્મા હતો, શબ્દનું પણ અવલંબન જેને ના હોય એવો નિરાલંબ આત્મા. અને તેથી કરીને આ બધું તરત કામ સ્પીડી થઈ શકે છે. નાપાસ થયેલો તીર્થંકર જ કહોને !

**પ્રશ્નકર્તા :** નાપાસ કેમ થયા ?

**દાદાશ્રી :** એવો કોઈ રોગ હશે તેથી. રોગ વગર નાપાસ થાય નહીંને! અને રોગને અમે સમજી ગયા, કયો રોગ હતો તે ! રોગ નીકળી ય ગયો.

## તેથી નાપાસ થયા કેવળજ્ઞાનમાં !

જ્ઞાની બે પ્રકારના. એક શુદ્ધાત્મ સ્વરૂપ પ્રાપ્ત કરેલું હોય અને તેના અનુભવમાં જ રહેતા હોય તે. પણ શુદ્ધાત્મ સ્વરૂપ એ શબ્દનું અવલંબન

છે અને બીજા પ્રકારના જ્ઞાની નિરાલંબ હોય. નિરાલંબ તીર્થંકરો હોય. તેમ છતાં ય અમે પણ નિરાલંબમાં છીએ. અમને શુદ્ધાત્મ સ્વરૂપ શબ્દમાં નથી. અમે નિરાલંબ આત્મામાં છીએ. જેનું અવલંબન જ કોઈ નથી. પેલું અવલંબન શબ્દનું અને આ નિરાલંબ છે. અગિયારમું આશ્ચર્ય છે !

આપણે આનું શું કરવું ? અવલંબન, પરાવલંબન હોય ત્યાં સુધી સ્વાલંબન ના જડે. કોઈ અવલંબન તકીયો રાખ્યો હોય તો પછી બીજો જડે નહીં. તકીયો જ ના રાખ્યો હોય તો ખોળે કે ? અમે નિરાલંબ થઈ બેઠાં જ છીએ ને ! આપોપું ગયું.

એની પાસે હરેક ચીજ હાજર હોય. એના માંગતા પહેલાં, ઈચ્છા, થાય તે પહેલાં તો આવી ગઈ હોય.

**પ્રશ્નકર્તા :** ભૌતિક ચીજો પણ બધી મળે એને ?

**દાદાશ્રી :** હા. બધી જ ભૌતિક, હરેક ચીજ મળે એને. કોઈ બાકી ના રહે. જે ઈચ્છે એ મળે. મહેનત કેટલી ? ઈચ્છા કરવા પૂરતી જ. બીજી મહેનત મજૂરોને હોય અથવા વિકલ્પીઓને હોય. નિર્વિકલ્પીને કોઈ મહેનત નહીં !

**પ્રશ્નકર્તા :** એવી વ્યક્તિનું પછી જગતમાં પ્રદાન કયા પ્રકારનું હોય છે ? અથવા જગત કલ્યાણ માટે એનું શું મહત્વ છે ?

**દાદાશ્રી :** એની હાજરી જ જગતનું કલ્યાણ કરે. હાજરી જ, પ્રેઝન્સથી જ. જગતનું કલ્યાણ થવાનું હોય ત્યારે એ હાજર થાય. એની હાજરી જ કલ્યાણ કરે. જેમ અહીંયા આગળ ઊનાળાના દહાડે પેલી બાજુ બરફ પડ્યો હોય, બારણા આગળ અને આપણે આ દરવાજાથી બધાં પેઠાં હોઈએ પણ પવન આવે. એટલે બરફનો પવન તો અંધારામાં આવે ને તોય ખબર પડે કે આટલામાં બરફ છે. એ હાજરી જ કામ કરે છે. ઘાંટા-ઘાંટી કશું કામ કરતું નથી. કોઈ દહાડો ય હું આવું ઘાંટા કાઢીને બોલ્યો જ નથી.

## અંતમાં વિજ્ઞાન સ્વરૂપ !

બાકી પરમાત્મા નિરાલંબ છે અને એક્ઝેક્ટ પરમાત્મા છે. જ્યાં

કશા અવલંબન નથી, જ્યાં કશું જ નથી. જ્યાં રાગ-દ્વેષ કે શબ્દ-બબ્દ કશુંય છે નહીં. કોઈ શબ્દ જ નહીં ત્યાં આગળ. અને નર્યું આનંદનો કંદ, વિચારતાં જ આનંદના કંદ ઉત્પન્ન થાય. અમે જે આત્મા જોયો છે, એ કેવળજ્ઞાન સ્વરૂપ આત્મા જોયેલો છે. નિરાલંબ આત્મા જોયેલો છે એટલે શું કે ત્યાં શ્રદ્ધા પણ નથી, ત્યાં કેવળ છે. કેવળજ્ઞાન એ જ નિરાલંબ આત્મા. એટલે કેવળજ્ઞાન અમે જોયું. નિરંતર વર્ત્યું નહીં.

જે અત્યારે આ એનો અર્થ ચાલે છે વ્યવહારમાં, એવો અર્થ નથી કેવળજ્ઞાનનો. કેવળજ્ઞાન અમે જોયું, પેલો અર્થ ખોટો પડ્યો. કેવળ છે જ્યાં આગળ, કેવળજ્ઞાન જ્યાં શબ્દ પણ નથી, અવલંબન નથી એવો ઉપયોગ, ઍબ્સોલ્યુટ જ્ઞાનમાત્ર ! ગણનારો હઉ છૂટી ગયો, નહીં તો આ એવું આટલુંક અમે, આટલું થયું, સમ્યક્ થયું, ફલાણું થયું કશું, એવું ગણનારો ય ખસી ગયો.

જેને જગતના લોકો ભગવાન કહે છે એ ભગવાનની અમારે જરૂર નથી. કારણ કે અમે નિરાલંબ થયા છીએ.

આ તમને જે આપી છે આજ્ઞા, એ આરાધન કરતાં કરતાં એનું ફળ એ આવીને ઊભું રહેશે. એ આરાધનનું ફળ. શુદ્ધાત્મા તો થઈ ગયા, પણ શુદ્ધાત્મા પછી જે આરાધન આપ્યું એનું ફળ અસ્પર્શ્ય અને નિરાલંબી આત્મા આવશે. આ તો 'હું શુદ્ધાત્મા છું' એ શબ્દનું અવલંબન છે. નિરાલંબ એ ભગવાન છે.

**પ્રશ્નકર્તા :** એટલે પછી જ્ઞાનનું ય અવલંબન નહીં, એમ ?

**દાદાશ્રી :** ના. જ્ઞાનનું અવલંબન એટલે પાંચ આજ્ઞાનું અવલંબન. બાકી મૂળ જ્ઞાન એ જ આત્મા છે. અને વિજ્ઞાન સ્વરૂપ કહેવાય. જ્યારે સંપૂર્ણ દશા એ વિજ્ઞાન સ્વરૂપ કહેવાય.

❖❖❖❖❖

# [૭]

# છેલ્લામાં છેલ્લું વિજ્ઞાન - 'હું, બાવો, મંગળદાસ' !

## ઓળખ, 'હું, બાવો ને મંગળદાસ' તણી !

**પ્રશ્નકર્તા :** અહીં જરા કન્ફ્યુઝન થયું છે કે ત્રણસો સાઠ ડિગ્રી તે દાદા ભગવાન છે અને ત્રણસો છપ્પન ડિગ્રીએ અંબાલાલ ?

**દાદાશ્રી :** હા, તે કહીશું. એ ગૂંચવાડો કાઢી નાખો. દાદા ભગવાન ત્રણસો સાંઠ, જે મૂળ ભગવાન છે તે 'હું'.

આપણે એક દાખલો આપીએ. રાત્રે બાર વાગે કોઈક બહાર આવ્યું હોય, તો બારણું ખખડાવે. તો આપણે કહીએને કે 'કોણ છે અત્યારે ભઈ, રાતે બાર વાગે ?' ત્યારે કહે, 'હું છું.' ફરી આપણે કહીએ, 'કોણ છે ભઈ, કહેને !' ત્યારે કહે 'હું છું, હું. મને ના ઓળખ્યો ?' એવું કહે પાછો. ત્યારે કહે, 'ના ભઈ, મને સમજણ નહીં પડતી, કોણ છે ?' ત્યારે કહે 'હું બાવો'. 'પણ બાવા તો મારે પાંચ-સાત ઓળખાણવાળા છે, કયો બાવો મને સમજણ પડવી જોઈએને ?! હા, પણ બાવો એટલે કોણ તું ?' ત્યારે કહે, 'હું બાવો મંગળદાસ.' ત્યારે ઓળખે પેલો. 'હું' એકલું કહે તો ઓળખે નહીં. 'હું બાવો' કહે તો કહેશે, 'પેલો બાવો આવ્યો કે પેલો બાવો આવ્યો ?' બાવા તો ચાર-પાંચ છે. ત્યારે કહે, 'હું બાવો મંગળદાસ.' અને મંગળદાસ બે-ત્રણ હોય તો એમ કહેવું પડે કે 'હું મંગળદાસ મહાદેવજીવાળો' ઓળખ જોઈએને ? એટલે 'હું બાવો ને મંગળદાસ' એમ ત્રણ બોલે, ત્યારે પેલો

ઓળખે કે હા, મંગળદાસ પેલો. એને આમ છબી હઉ દેખાય. દેખાય કે ના દેખાય ? એટલે આવું કહીએ, 'હું, બાવો ને મંગળદાસ' ત્યારે ઓળખે મૂઓ. નહીં તો ઓળખે શી રીતે પેલો ? બારણું ઊઘાડે જ નહીંને ! પોતાની ગેડમાં બેસાડવી પડેને ઓળખ, કે કોણ છે એ ? એવું આ 'હું'ને ઓળખેને તો ઊકેલ આવી ગયો. એવું આમાં 'હું' એ 'આત્મા' છે, આ ચંદુભાઈ એ મંગળદાસ અને બાવો એ અંતરાત્મા છે. તમને સમજણ પડીને ?

એટલે 'હું ચંદુભાઈ છું, હું ચંદુભાઈ છું' એ દેહ ભાગને તમે કહેતા ચંદુભાઈ હતા. ચંદુભાઈ તમે શી રીતે ? ચંદુભાઈ તમારું નામ નહીં ? ત્યારે તમે કહેશો, 'મારું નામ છે.' એ તો ભાઈ તારું નામ જુદું અને તું જુદો, નહીં ? જુદો જ !

**પ્રશ્નકર્તા :** તો આ એ.એમ.પટેલ એ મંગળદાસ ?

**દાદાશ્રી :** એ.એમ.પટેલ એકલું નહીં, પણ જેટલું છે તે ડૉક્ટરો જોઈ શકેને, કાપી કાપીને ઝીણામાં ઝીણું બધું જોઈ શકે, એ બધું છે તે મંગળદાસ. આ આટલું બધું મંગળદાસમાં આવે. ડૉક્ટરો બે જાતના હોય છેને, એક છે તે કાપનારા અને બીજા..

**પ્રશ્નકર્તા :** ફિઝિશિયન (Physician).

**દાદાશ્રી :** હા, એટલે આ શરીરમાં જે ફિઝિકલ ભાગ છે, એ બધું છે તે મંગળદાસ. મંગળદાસને તાબે કેટલું ? ત્યારે કહે, આટલું ફિઝિકલ (ભૌતિક). અને તે આપણા તાબામાં નથી પાછું. એટલે એનો છે તે, સમભાવે નિકાલ કરવાનો છે. એની સ્થિતિ શું થશે એ બધું વ્યવસ્થિત છે. એટલે તમારે વ્યવસ્થિત સમજીને સમભાવે નિકાલ કરવો !

## બદલાય એ 'બાવો' !

ચંદુભાઈને તું શું કહે ? ત્યારે કહે, 'એ ચંદુભાઈ હું છું', ત્યારે આપણે કહીએ, 'પેલા બાબાના પપ્પા નહીં ?' ત્યારે કહે, 'બાબાના પપ્પા ય હું.' ત્યારે આપણે કહીએ કે 'એટલે આ બાઈના ધણી નહીં ?' તો કહેશે, 'ભઈ એ ધણી ય હું.' તો સાચું શું આમાં ? કયું કરેક્ટ ? હું, બાવો ને મંગળદાસ.

એટલે આ મંગળદાસ એ છે તે જ્યાં સુધી એ નામથી 'એને' ઓળખે છે ત્યાં સુધી એ મંગળદાસ છે. એ પોતે ય જાણે છે કે હું મંગળદાસ છું, ત્યાં સુધી એ મંગળદાસ છે. બાવો ક્રિયાને આધીન બાવો કહેવાયો. અને મૂળ તો 'હું' જ. 'હું' તો કંઈ ખોટું નથી. 'હું' બીજી જગ્યાએ વપરાયું છે તે ખોટું છે!

જે મંગળદાસ છે એ જીવાત્મા છે, બાવો એ અંતરાત્મા છે અને હું એ પોતે પરમાત્મા છે.

**પ્રશ્નકર્તા :** એક જ વ્યક્તિ ત્રણ પ્રકારે થઈ શકે છે ?

**દાદાશ્રી :** છે જ ત્રણ પ્રકારે, જ્યારે એ કોલેજમાં ભણે છે ત્યારે શું કહેવાય એ ?

**પ્રશ્નકર્તા :** સ્ટુડન્ટ, વિદ્યાર્થી.

**દાદાશ્રી :** એનો એ જ વિદ્યાર્થી. બીજે દહાડે એના લગ્ન હોયને તો પૈણવા જાય તો ત્યાં શું કહે એને ? વરરાજા. અલ્યા મૂઆ, વિદ્યાર્થીને વરરાજા શું કરવા કહો છો બધા ? ત્યારે આપણાં લોકો શું કહે છે બધાં ? અલ્યા મૂઆ, વરરાજા છે અત્યારે તો. વિદ્યાર્થી તો ત્યાં સ્કૂલમાં હતો ત્યારે, અહીં નહીં. અહીં તો વરરાજા છે અને શાદી કરતાં પહેલાં કશું થયું ને વહુ ત્યાં મરી ગઈ, તો પછી શું થયું ? આ વરરાજા રહ્યાં ? જાન સાથે પાછું. રીટર્ન વીથ થેન્કસ એટલે જે પરિસ્થિતિ ઉપર આધાર રાખે છે, તે બાવો.

બાવો એટલે અહીં કેટલાંક સોલીસીટર થાય છે. તો બાવો એ સોલીસીટર. પેલો બાવો અને આ સોલીસીટર. પેલો બાવો અને આ વેવઈ. બાવો તો બહાર લોકોને કહેવાય પણ બીજી જગ્યાએ તો એનો જમાઈ આવે તો મૂઓ બાવો કહે ? ના. ત્યાં 'હું સસરો છું' કહે. એ સંજોગો પ્રમાણે પોતાને ફેરવવું પડે, એ બધું બાવામાં જાય. એ તો જમાઈ આવે તો આપણે સસરા કહેવાઈએ, પણ સસરા આવે તો આપણે એના જમાઈ કહેવાઈએ. જે સસરો થયો છે, તેને જમાઈ મરી જાય તેનો આઘાત લાગે. તેમાં આત્માને શી લેવા-દેવા ?

**પ્રશ્નકર્તા :** એટલે જેવાં સંજોગો આવે એવી બાવાની બિલિફ બદલાય કે બાવો બદલાય ?

**દાદાશ્રી :** બાવો બદલાયા જ કરે. બદલાય એનું નામ બાવો. અને નામ તેનું તે રહે. નામ છે તે વિશેષણવાળું હોય. આ પેલો મંગળ ઓળખ્યો, પેલો લંગડો, નહીં ? વિશેષણ હોય એને, પણ હોય મૂળ મંગળનો મંગળ. પણ મૂઆ કોણ ખરેખર ? ત્યારે કહે, 'મંગળ જ છું' એ માનનારો આ 'બાવો'. એટલે બાવો બદલાયા કરે. હું ક્લેક્ટર, વડોપ્રધાન, 'પ્રેસિડન્ટ ઓફ ઈન્ડિયા' બદલાયા કરે. એક સ્ટેજે રહે નહીં અને પેલો જન્મ્યો તે અહીં ઠેઠ મરતા સુધી એનો એ જ મંગળદાસ રહે. હું આત્મા તેનો તે જ છે. આ બધું વળગણ વળગ્યું. વેવાઈ થઉં, મામો થઉં, કાકો થઉં, જાત જાતના પછી વળગણ આ તો. વકીલે ય કહેવાઉં.

વકીલાતપણું એ બાવાપણું કહેવાય. એ જ મંગળદાસ અને હું. આ 'હું' ને ઓળખવાનું હતું. બાવા-મંગળદાસને ઓળખ્યા તો ફજેત થયા. 'હું' ને ઓળખ્યા એટલે ફજેતપણું બંધ થઈ ગયું. એ એકનો એક જ છે આ બધો.

એવું છે આ તો ! તમે ચંદુભાઈ છો ? હા. ત્યારે પૂછે, 'ચંદુભાઈ કોણ પણ ?' ત્યારે કહે, 'એન્જિનિયર છે તે.' ઓહો, તમે ચંદુભાઈ છો ને પાછા એન્જિનિયર છો. અને પેલો શું કહે છે ? હું બાવો છું. એટલે હવે 'તમે' જાણ્યું કે એન્જિનિયરે ય નથી ને ચંદુભાઈ જ નથી. 'હું' શુદ્ધાત્મા છું. એટલે આ બાજુ ચાલ્યો હવે. અને હું કોણ ? હું શુદ્ધાત્મા. મંગળદાસ એ નામવાળો છે, તે આ સંસાર વ્યવહાર ચલાવે છે, ખાય છે, પીએ છે, ઊંઘે છે, ઉઠે છે, હરે છે, ફરે છે.

બાવો એટલે ગમે તે સ્ટોરવાળો કે ખેડૂત કે નોકર કે ફોજદાર કે જે ધંધો કરેને તે. પછી મહીં ઊંધા-છત્તાં કરે છે, પાછલાં ડિસ્ચાર્જ કરે છે ને નવાં ચાર્જ કરે છે. આ ચાર્જ ડિસ્ચાર્જ કર્યા કરે છે તે બાવો.

એટલે હું, બાવો, મંગળદાસ છે આ જગત. સહુ બોલે, હું બાવો મંગળદાસ. અરે પણ એ મૂઆ, કોણ ખરેખર તું ? બાવો શાથી તું

કહેવાઉં? એનું કંઈ કારણ હોયને ? કોઈ કહે કે ખેડૂત. અલ્યા ભઈ, ખેડૂત શાથી પણ? ત્યારે કહે, મારે જમીન છે, બળદ છે, તો ખેડૂત. આ છે તે ફોજદાર હોય, તે ખેડૂત ગણાય નહીં ને ફોજદારી જે કરે તે બાવો. આ એપ્રોપ્રીએટ દાખલો છે?

**પ્રશ્નકર્તા :** એક્ઝેક્ટ છે, દાદા.

**દાદાશ્રી :** આ શરીર એ અંબાલાલ. બાવો કોણ ? આ એ જ જ્ઞાની છે તે. અને હું કોણ ? તે આત્મા ! એટલે આ જ્ઞાની બાવા જ કહેવાયને ! હું, બાવો, મંગળદાસ ! કોઈ કહેશે, અલ્યા, ત્રણેય પાછો એક. ત્યારે કહે, એકનો એક. જો આ ત્રણેય મૂઆ ભેગા છેને ! બોલે છેને ? હું ચંદુભાઈ લોખંડ બજારવાળો. તું એક જ કે બે જુદા તમે ? સમજે નહીં જુદા ! એ ખાનારો છે મંગળદાસ. પોતે ને એ બે જુદા, પણ ભાન જ નહીંને ! અમે એક શબ્દ પર કેવા ત્રણ જણ સમજી ગયેલા. હું, બાવો ને મંગળદાસ. બાવો એટલે એની કામગીરી, આ જે ડિઝાઈન એ મંગળદાસ.

## આ બધા ખેલ કોના ?

સંસારની ખટપટ કરે તે બાવો અગર મોક્ષની ખટપટ કરે, પણ એ બાવો અને 'હું' શુદ્ધાત્મા છું. સમજણ પડે એવી વાત છેને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એકના એક પાછાં કે હું, બાવો, મંગળદાસ. મંગળદાસ એ ચંદુભાઈ નામ અને આ સંસારી એ બાવો અને આત્મા એ હું ! હું શુદ્ધાત્મા. બાવો આ બધા. આણે મને ગાળ દીધી, તે ગાળ દેનારો ય બાવો અને ગાળ સાંભળનારો ય બાવો. આ બધા ખેલ, બધાં જાતજાતનાં રોમાન્સ. એ બાવો અને ચંદુભાઈ એ મંગળદાસ. બાવો એટલે જે જે ખેલ કરતો હોય, જ્યાં જાય ત્યાં ખેલ તો હોય જ ને ?

**પ્રશ્નકર્તા :** એ બાવો જ બધા ખેલ કરાવે છે ?

**દાદાશ્રી :** હા, બાવો કરાવે.

**પ્રશ્નકર્તા :** અને એ જ બાવો પાછો જ્યારે કહે કે હું શુદ્ધાત્મા તો પાછો શુદ્ધાત્મા ય થઈ જાય.

**દાદાશ્રી :** હંઅ. થઈ જાય.

**પ્રશ્નકર્તા :** જેવો ચિંતવે તેવો થઈ જાય, એવો આત્મા છે. તો એ આ બાવાની વાત છે ? બાવો એવો થઈ જાય ?

**દાદાશ્રી :** હા. જેવું પોતે ચિતરે, 'આપણે રોમાન્સ જ કરવો છે' તો તેવો થઈ જાય. 'આપણે મોક્ષે જવું છે' તો તેવો થતો જાય. નક્કી કરવું જોઈએ. તેં શું નક્કી કર્યું ?

**પ્રશ્નકર્તા :** મોક્ષે જવાનું !

**દાદાશ્રી :** હવે બાવો કયા ભાગને કહે છે તે સમજી ગયાને તમે ? આ સાઠ વર્ષની, આ એંસી વર્ષની, આ નેવું વર્ષની, આ સિત્તેર વર્ષની, ઘૈડી, ભણેલી, અભણ, રાંડેલી, માંડેલી, એ બધું બાવામાં. ઠેકાણા વગરના છે, બરકત નથી, બધું બાવામાં. બરકતવાળો છે તે ય બાવામાં. બધું બાવો. અવસ્થા બદલાયા કરે એ બધું બાવો. ઠેઠ સુધી, મોક્ષે જતાં સુધી, હું, બાવો અને મંગળદાસ. હું આત્મા, હું જાણે કે બાવો કેવો છે ને કેવો નહીં, ના જાણે ?

**પ્રશ્નકર્તા :** જાણે બધું.

**દાદાશ્રી :** મંગળદાસને પછી મંગળી મળે એને. મંગળદાસ ને મંગળીનું લગ્ન થાય. મંગળદાસને ઓળખ્યો કે ?! મંગળદાસ ને મંગળી પણ બેઉ મંગળદાસ ! બાવો કોણ ? ત્યારે કહે, મંગળદાસના રૂપને (બુદ્ધિ) જુએ તે. એટલે મંગળદાસ જોડે સંબંધ બેઠો. લેવા-દેવાય નહીં કશું. અને મંગળદાસનો ઉશ્કેરાટ બાવામાં પેસી જાય. ઉશ્કેરાટ મંગળદાસમાં હોય, બાવો માની લે.

રાતે પછી એની વાઈફ જોડે વઢવાડ થઈને સૂઈ ગયો, એટલે મનમાં એમ થાય કે હવે ક્યારે મારા લાગમાં આવે ?! જો બાવો શું શું કરે !?

**પ્રશ્નકર્તા :** બધું જ કરે.

**દાદાશ્રી :** બાવાને ખબર નથી કે આ શું કરી રહ્યો છે ! આનું શું આવશે રીએક્શન, એનું ભાન નથી !

સ્ત્રી તોય બાવો, પુરુષ તોય બાવો. ઘરડો તોય બાવો, જુવાન તોય બાવો, નાગો છોકરો ફરતો હોય તોય બાવો. પેટમાં હોય તે ય બાવો. દાખલો એપ્રોપ્રીએટ છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** બરાબર છે, દાદા.

**દાદાશ્રી :** કયા પુસ્તકમાં હશે ? આ બુદ્ધિકળાનું નથી, આ જ્ઞાનકળાનું છે. બુદ્ધિકળામાં આત્માની કળા આવે નહીં. હવે 'બાવા'ને ઓળખે કે ના ઓળખે ?

**પ્રશ્નકર્તા :** ઓળખાય.

**દાદાશ્રી :** 'હું' જાણે કે ના જાણે ?

**પ્રશ્નકર્તા :** બધું જાણે.

**દાદાશ્રી :** 'બાવો' કેવો છે, કેવો નહીં ? પછી હું 'બાવો' થઈ જાય કે થઈ રહ્યું ! અત્યાર સુધી તમે એવા હતા.

હવે મંગળદાસ કોણ ? જે નામધારી હતુંને આ નામ-રૂપ, બધું આ ફિઝિકલ ! અને આ ફિઝિકલ સિવાય બીજું સૂક્ષ્મથી માંડીને ઠેઠ સુધી બાવો.

**પ્રશ્નકર્તા :** પછી ક્રોધ-માન-માયા-લોભ કરે એ બાવો ?

**દાદાશ્રી :** બધું બાવો. ક્રોધ-માન-માયા-લોભ હોય તોય બાવો અને ક્રોધ-માન-માયા-લોભ જીતઈ જાય તોય બાવો. જીતઈ જાય તો સંયમી કહેવાય.

**પ્રશ્નકર્તા :** બાવો જ સંયમી કહેવાય છે ?

**દાદાશ્રી :** હા. સંયમી એટલે અસંયમ કરતો નથી એ, એટલે

વિશેષણ થઈ ગયું. જેને વિશેષણ બદલાય એ બાવો !

## બે મન : 'બાવા'નું ને 'મંગળદાસ'નું !

એક મન બાવાનું છે અને એક મન મંગળદાસનું છે. ધેર આર ટુ માઈન્ડસ. મંગળદાસને શું વિચાર આવે છે એ બાવો જોઈ શકે. એટલે જે વિચારો બાવો જોઈ શકે એ મન બાવાનું નહીં. અને જે મનને જાણી ના શકે, એ બાવાનું. પછી એને પોતાનું મન છે એને એ પોતે જાણી ના શકે, એ કોઈ સમજણ પાડે ત્યારે.

**પ્રશ્નકર્તા :** એટલે મનની જોડે જ્યારે બાવો તન્મયાકાર થઈ જાય ત્યારે એ જાણી ના શકે એવું ?

**દાદાશ્રી :** મનમાં જે વિચાર આવે તેની મહીં બાવો તન્મયાકાર થઈ જાય, એટલે પછી એ મંગળદાસ થઈ ગયો અને આવતો ભવ ઊભો થાય. એટલે મન ચોખ્ખું ના થાય. અને બાવો છેટો રહીને જુએ ને જાણે તો મન ચોખ્ખું થતું જાય. એટલે મનની એટલી ખોટ ઓછી થઈ ગઈ. આપણા લોક કહે કે આત્મા ભળે, પણ એ આત્મા તો વાત કરવાની એટલી, એ બોલે એટલું જ. બાવો જ ભળે. બાવાનું મન, ભાવ મન. ભાવ એ બધો બાવો અને દ્રવ્ય એનું નામ મંગળદાસ ! તે ભાવ મન એ પોતાની સત્તામાં છે. (અજ્ઞાન દશામાં) લીકેજ થતું હોય તો. આપણે એને (ક્રમિક માર્ગમાં આમ જ થાય છે.) બંધ કરી શકીએ. ભાવ મન એ 'લીકેજ' છે, સંજોગોના આધારે. હવે ભાવ મનનો અર્થ શું ? ત્યારે કહે 'હું કર્તા છું' એ જ ભાવ મન શરૂ થઈ ગયું અને 'હું અકર્તા છું' એટલે ભાવ બંધ થઈ ગયો.

સ્થૂળ મન મંગળદાસમાં જાય અને સૂક્ષ્મ મન બાવામાં જાય. જે બીજા ફરી અવતાર કરાવડાવેને એ બાવાનું મન. આપણે બાવાનું એ મન કાઢી નાખ્યું. એટલે પેલું સ્થૂળ મન છે તે ફર્યા કરે, એને આપણે જોવાનું કહ્યું.

**પ્રશ્નકર્તા :** સ્થૂળ મનને જોનારો તે હઉ બાવો જ ને ?

**દાદાશ્રી :** જોનારો ખરોને બાવો. એ જે જોનારો બાવો ખરો, એને

જાણનાર કોણ ? પ્રજ્ઞાશક્તિ. એ ઠેઠ આત્માને પહોંચી ગઈ વાત. એટલે જોવાનું. અને બાવો જોવાનું એકલું કામ કરી શકે નહીં. બાવો જો આવું જોવાનું કરે તો એ બાવો નહીં. એટલે ત્યાં પ્રજ્ઞાશક્તિનું કામ. જોવામાં ને જાણવામાં પ્રજ્ઞાશક્તિ આવે. બાવો જાણે ખરો કે આ જુએ-જાણે (આત્મદૃષ્ટિથી જ્ઞાતા-દ્રષ્ટા) એ મારો સ્વભાવ નહીં; હું (બાવો) તો 'મંગળદાસ શું કરે છે' એને જાણું.

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા જો જુએ ને જાણે તો આ બાવાનું એક્ઝીસ્ટન્સ તો રહે જ નહીંને ?

**દાદાશ્રી :** પણ જ્યાં સુધી પ્રજ્ઞા જુએ છે, જાણે છે ત્યાં સુધી બાવો રહે છે હજુ. એ પ્રજ્ઞા બાવાને ય જુએ છે, જાણે છે.

**પ્રશ્નકર્તા :** આપે અકર્તાપદમાં મૂકી દીધાં. પછી બાવો મનની જોડે તન્મયાકાર થઈ જાય ખરો ? પછી કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** એવું છેને, પછી 'બાવો છું' એવી પોતાની માન્યતા ના રહી એટલે અકર્તા. એટલે હવે જે જે કંઈ મંગળદાસ કરે, તેની જવાબદારી આપણી રહી નહીં. કારણ કે એ બધું નિકાલ થઈ જાય. ફરી એનું રિએક્શન નહીં આવવાનું. અકર્તા થવાનો. કારણ કે 'એ' જ કર્તા હતો તેથી રિએક્શન આવતું'તું !

**પ્રશ્નકર્તા :** મંગળદાસ કે ગમે તે ક્રિયા કરે તો કે મન એનું વિચાર કરે હવે બાવો તન્મયાકાર ના થાયને ?

**દાદાશ્રી :** એ તો વાત-વાતમાં એવું બોલીએ. વર્તનમાં રહેવું મુશ્કેલ છેને ! એ તો ધીમે ધીમે ધીમે ધીમે આવે. આ તો ઘણા દહાડે ઓળખ્યોને, એકદમ તન્મયાકારપણું જાય નહીંને !

## તીર્થંકર, એ છે કર્મ !

ત્યારે કહે, હવે ચેતનનો ભાગ કયો ? કયા ભાગમાં ચેતન આવે ? ત્યારે કહે, તીર્થંકર એ ચેતન ? ત્યારે કહે, 'ના ! તીર્થંકર એ ચેતન નથી.

એ કર્મ છે. નામકર્મ છે એ. ત્યારે કહે, તીર્થંકરનો અવતાર તે ચેતન છે? ત્યારે કહે, 'ના, ચેતન હોય નહીં.' આ બધાને જાણે, એનું નામ 'ચેતન'. એટલે વીધાઉટ ચેતન આ દુનિયા ચાલ્યા કરે છે. સર્કલ (સંસારી અવસ્થાઓ)ની બહાર ઊભું રહેલું છે ચેતન, પ્યૉર તેની હાજરીથી ચાલે છે. એ 'પ્યૉરીટી' આપણને ક્યારે માલમ પડે ? ત્યારે કહે, બધા સર્કલને ઓળખે ત્યારે. સર્કલમાં મારાપણું ના કરે એટલે પ્યૉર થઈ જાય !

**પ્રશ્નકર્તા :** પુદ્ગલની બધી અવસ્થા 'સર્કલ' ગણાય ?

**દાદાશ્રી :** બધી અવસ્થા. પણ આપણા લોકોને એનું ભાન જ નહીંને! ચેતન વગર ચાલે કેવી રીતે આ ? ખ્યાલ શી રીતે રહે કે ચેતન વગર ચાલે છે આ? શાસ્ત્રો શી રીતે આવડે ? સમ્યક્ જ્ઞાન શી રીતે થાય?! સમ્યક્ જ્ઞાન એટલે શું ? સમ્યક્ દર્શન એટલે શું કે આ બધા સર્કલની બહાર હું છું, એવી શ્રદ્ધા બેસે !

એટલે આપણા લોકો, સંતોને પૂછીએ, 'આમાં ભગવાન શું કરે છે ?' 'આ ભગવાન લોકોનું ભલું કરે છે. સમજણ પાડે છે બધાને.' એ સમજણ પાડે છે, તે ય ચેતન ન્હોય. એ તો સર્કલ છે. સમજણ પાડનારને ય જે જાણે છે. 'હું તીર્થંકર છું' એવું 'જે' જાણે છે તે 'આત્મા' છે. તીર્થંકર છે તે આત્મા ન્હોય !

આ વાત કરી કોણે ? ચેતને નહીં, એ ય બાવાએ કરી અને સાંભળનારો ય બાવો. સર્કલવાળો બાવો, અમુક સર્કલમાં આવેને ત્યારે એને ખબર પડે કે અહીંથી દરિયો નજીક હોવો જોઈએ. હવે આપણે સર્કલની બહારના 'લેક'માં આવ્યા છીએ. એવી એને ખબર પડે, એનું નામ સમકિત અને એ શ્રદ્ધા બેસી જાય. પછી જેમ જેમ નજીક જઈએ તેમ એનું 'જ્ઞાન' થતું જાય કે ખરેખર આ જ છે. સર્કલની બહાર આ છે.

એટલે જેને વિશેષણ ના હોય, ત્યાં મૂળ 'હું' આવ્યું ! 'હું શુદ્ધાત્મા છું' એ વિશેષણ વગરનું. અત્યારે શુદ્ધાત્મા તે ય વિશેષણ છે, આત્માનું શુદ્ધ સ્વરૂપ એની પણ આગળ જવાનું છે. પણ આ શુદ્ધાત્મા થાય તોય બહુ થઈ

ગયું ! ત્રણસો પિસ્તાલીસથી ઉપર આવ્યો, એને ‘હું શુદ્ધાત્મા છું’ બોલવું ના પડે. ત્યાર પછી આગળ જવાનું !

એટલે બાવાનું સ્વરૂપ ક્યાં જાય છે કે જે આત્માની સન્મુખ થયાને, જીવાત્માની દશાથી ખસીને આત્મસન્મુખ થયા છે, તે લોકો બાવાના સ્વરૂપમાં જાય છે. માટે તે પછી ઍબ્સોલ્યુટ સુધી જાય છે. એટલે આ વચલું, બાવાની સ્થિતિ આ છે.

**પ્રશ્નકર્તા :** બાવો જાણી શકે નહીં ?

**દાદાશ્રી :** જાણનાર જ છે, એ જાણે છે ખરો, પણ બાવો એવું જાણનાર છે કે આ આત્મા જાણે છે. બાવો જાણે તો પછી આત્મા રહી જાય. બધું કરે છે અને જાણે છે, એવું મિક્ષ્ચર છે ત્યાં સુધી બાવો ને એકલું જાણે છે તે આત્મા. મૂળ જાણનાર આત્મા જ છે.

**પ્રશ્નકર્તા :** કયો આત્મા જાણે છે ?

**દાદાશ્રી :** જાણનાર આત્મા, શુદ્ધાત્મા. મૂળ આત્મા, ભગવાન જે છે તે જ.

**પ્રશ્નકર્તા :** બાવો અને મંગળદાસ એ બન્નેનો શુદ્ધાત્મા જ્ઞાતા-દ્રષ્ટા શુદ્ધાત્મા જ રહે છે ?

**દાદાશ્રી :** બન્ને શું ? બન્નેની અંદર જેટલા ભાગ હોય એ બધાને જુએ છે, જાણે છે.

**પ્રશ્નકર્તા :** અને બાવો એકલો મંગળદાસનો જ જ્ઞાતા-દ્રષ્ટા રહે છે ?

**દાદાશ્રી :** બાવો તો જ્ઞાતા-દ્રષ્ટા રહે જ નહીં. જ્ઞાતા-દ્રષ્ટા તો શુદ્ધાત્મા જ છે. એ સિવાય બીજું કોઈ જ્ઞાતા-દ્રષ્ટા છે જ નહીં. આમાંય બધું જુએ છે. આ બધી ચીજો, આંખે દેખાય છે તે બધું શુદ્ધાત્માને લીધે દેખાય છે. બાકી બાવાને તો એવું છે જ નહીં, શક્તિ જ નહીંને ! બાવા તો અંધા છે. (બાવો માત્ર માને છે કે હું જોઉં છું ને જાણું છું. એટલે એ રીતે એ

જોનાર-જાણનાર બને છે. ખરેખર તો મૂળ આત્મા જ જોનાર-જાણનાર છે અને સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ કરનાર છે. વળી મંગળદાસ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સના આધારે કરે છે. ત્યારે બાવો માને છે કે હું કરું છું. આમ કર્તા ને જ્ઞાતા બેઉ બાવો બને છે, માન્યાતાના આધારે. એમ સમજવું.)

હું, બાવો ને મંગળદાસ, ત્રણ વાત આવી તો બધું સમજી જાય કે મંગળદાસ કોણ ? હું કોણ ? અને બાવો કોણ ? હવે મંગળદાસ તો દીવા જેવી ચોખ્ખેચોખ્ખી વાત છે. બહાર દેખાય છે તે કોણ ? ત્યારે કહે, મંગળદાસ. હાડકાં દેખાય છે તે કોણ ? ત્યારે કહે, મંગળદાસ. દેખાતો નથી એ બાવો.

**પ્રશ્નકર્તા :** આ ભૂખ લાગે, તરસ લાગે, જે જોઈ શકાય એવી વસ્તુ નથી. અંદર જે થાય છે એની મેળે જ. તો એ કોને થાય છે અને એ કોણ જોઈ શકે છે ? આપ એવું બોલેલા કે અમે ખોરાક ખાઈએ તો બધું જોઈ શકીએ. પચે તે પણ જોઈ શકીએ. બધું અમે જુદે જુદું જોઈ શકીએ. તો કે એ કેમનું દેખાય, કોણ જોઈ શકે ? એમાં જ્ઞાતા-દ્રષ્ટા કોણ ?

**દાદાશ્રી :** બળ્યો, આત્મા સિવાય કોઈ વસ્તુ જ્ઞાતા-દ્રષ્ટા હોય જ નહીં.

**પ્રશ્નકર્તા :** બાવાએ બાવાનું અસ્તિત્વ ખતમ કરવા શું કરવું ?

**દાદાશ્રી :** અસ્તિત્વ ઉત્પન્ન થાય એવું છે જ નહીં હવે. જો બાવાના પક્ષમાં ના બેસીએ તો બાવાને છોકરા થવાના નથી. કોઈ ગાળ ભાંડે 'તને' તે ઘડીએ તું ઉપરાણું ના લઉ પોતાનું. એટલે ફરી થવાના જ નહીં.

## મોક્ષ ખોળે છે તે : મોક્ષ સ્વરૂપ છે તે !

**પ્રશ્નકર્તા :** મોક્ષ કોને જવાનું ?

**દાદાશ્રી :** જે બંધાયેલો છે તેને. જેને દુઃખ થાય છે તેને.

**પ્રશ્નકર્તા :** એટલે પુદ્ગલને ?

**દાદાશ્રી :** જે પૂછે છે તેને. જેને છૂટવું છે તે. હવે કોને છૂટવું છે? તમારે છૂટવું છે?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તમે તો તમારી જાતને માની બેઠા હતા કે હું ચંદુભાઈ છું. ખોટું નીકળ્યુંને બધું ?

એ જે તમને પોતાને તમે પહેલાં માનતા હતા કે હું ચંદુભાઈ છું એ જે તમે છો, તે છૂટવા માંગે છે. પૂછનારને જ છૂટવું છે. કોને છૂટવું છે? પૈણનારો 'કોને પૈણવું છે ?' એમ કહે ત્યારે લોક શું કહે, તારે જ પૈણવાનું છેને! તમારી જાતને જે તમે માનતા હોયને, તે તમે. તેને છૂટવું છે. અને અહંકારને છૂટવું હોય તો તું કોણ ? પૂછનારું કોણ ? પૂછતી વખતે એવું ના બોલાય. એમ ને એમ વાત કરવી હોય તો એમ થાય કે ભઈ, અહંકારને છૂટવું છે હવે. પૂછતી વખતે ભ્રમ થાય.

અહંકારે કરીને જે કુંવારો હતો, તે એમ કહેતો હતો કે મારે પૈણવું છે અને એ પૈણવાનો થયો, ત્યારે પાછો પૂછે કે કોને પૈણવું છે, ત્યારે અમારે કહેવું પડે કે અહંકારને પૈણવું છે ? તો તું કોણ થયો ? એટલે મારે કહેવું પડે કે તારે પૈણવું છે. પૂછનારને જ પૈણવું છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પુરુષ એટલે એ.એમ.પટેલ ?

**દાદાશ્રી :** નહીં. એ.એમ.પટેલ તો આ બોડી. અમે જ્ઞાની પુરુષ. જ્ઞાની પુરુષ એટલે જે 'આઈ' ડેવલપ થતો થતો થતો 'આઈ' રહિત જે ડેવલપ તે થયેલો છે !

બે જ વાત છે, ત્રીજો કોઈ છે જ નહીં. એક મોક્ષ ખોળતો હતો તે છે અને એક ભગવાન છે, મોક્ષ સ્વરૂપ થઈને બેઠાં છે તે.

## પુદ્ગલ પણ થાય ભગવાન !

આ સંસાર એટલે શું છે ? ડેવલપમેન્ટનો પ્રવાહ છે એક જાતનો.

એટલે એ પ્રવાહ એવો ચાલ્યા કરે છે. તેમાં શૂન્યતાથી માંડી અને ડેવલપમેન્ટ વધતું જ જાય છે. એ ડેવલપમેન્ટ શું થાય છે ? ત્યારે કહે, આત્મા તો મૂળ જગ્યાએ ઊભો છે. પણ આ વ્યવહાર આત્મા એટલો બધો ડેવલપ્ડ થતો જાય છે કે મહાવીર ભગવાન થયા, એ પુદ્ગલ ભગવાન થયું. એ માન્યામાં આવે, પુદ્ગલ ભગવાન થયું ?!

**પ્રશ્નકર્તા :** હા, થયું જ ને ! થાય જ છેને, જોવાય છે.

**દાદાશ્રી :** અમારું પુદ્ગલ ભગવાન પદ પુરૂં દેખાડે એવું નથી એટલે અમે ના કહીએ છીએ. ભગવાન નથી અમે. પણ આ પૂરું દેખાડે એવું નથી એનો શું અર્થ ? આવો ચંદુભાઈ. આમને બોલાવીએ એ બધું શું છે? ભગવાનના લક્ષણ છે આ ? બીજું અમે કો'ક ફેરો ભારેય શબ્દ બોલી જઈએ. અમને પોતાનેય સમજાય કે આ ભૂલ થઈ રહી છે. એ પૂરી રીતે સમજાય, એક વાળ જેટલું એવું નથી જતું કે જે અમને અમારી ભૂલ ન દેખાય. ભૂલ થાય પણ તરત ખબર પડી જાય. એ ડેવલપમેન્ટ કાચું, ભગવાન થવા માટેનું. એટલે અમે ના કહીએ. ભગવાન થવું એટલે બધા આચાર-વિચાર, બધી હરેક ક્રિયા ભગવાન જેવી જ લાગે. એ શું થઈ ગયું? આત્મા તો આત્મા જ છે, એ દેહ ભગવાન થયો. એનું નામ જ ડેવલપમેન્ટ. અત્યારે તમે આટલા ડેવલપમેન્ટ સુધી આવ્યા છો, હવે દેહ ભગવાન થાય એવું ડેવલપમેન્ટ બાકી રહ્યું, એ એવું જ થઈ રહ્યું છે, લોકોનું (બધા મહાત્માઓનું) એવું જ થઈ રહ્યું છે. એમાંથી કેટલાંક ઉતરી ય જાય, સંજોગો અવળા બાઝે તો ! અમે રોજ અમારું જોઈએ કે એક અક્ષરેય કોઈના માટે વિરોધ ના હોય અમને. બિલકુલેય ના ફાવતું હોય, ગમે તે અવળું બોલે તોય પણ એના માટે વિરોધ ના હોય.

## સ્વદોષો દેખાય ત્યારથી બાવો જાય !

મંગળદાસનું જો ઉપરાણું લઈએ તો આપણે બાવા જ રહેવાના અને બાવાનું ઉપરાણું લઈએ તો આપણે ફરી મંગળદાસ જ થવાના. એમને એમનો હિસાબ હોય એ મળ્યા કરવાનો, આપણે જોયા કરવાનું. શું બને છે એ જુઓ એ જ આપણો માર્ગ.

આ કહે છે, અમારા દોષો કેમ દેખાડતા નથી ? મેં કહ્યું, જોવામાં આવે તો દેખાડીએને ? અમારા હાથમાં આવે, તો એ ફાઈલ કાઢીએ. હાથમાં ના આવે, એટલે મેં જાણ્યું દોષો કાઢી નાખેલા હશે. એ જ્યારે આવે ત્યારે પાછાં દેખાડી દઈએ.

અને પોતાની ભૂલ પોતાને જ્યારે દેખાશે ત્યારે ડિસીઝન આવી ગયું. બાવો હવે રહેવાનો નથી બહુ ટાઈમ. હવે બહુ ટાઈમ બાવા તરીકે રહેશે નહીં. હવે ભગવાન થઈ જવાનો. પોતાની ભૂલ પોતે જુએ ત્યારથી એ ભગવાન થવાની તૈયારી થાય.

એટલે 'મને ગાડીમાંથી ઉતારી પાડે તો શું થાય' એ જોઈ લેવું.

**પ્રશ્નકર્તા :** બરાબર, દાદા. સામાની પોઝીશનમાં આવી જવાનું તરત.

**દાદાશ્રી :** હા. સામા જોડે ભૂલ થઈ હોય, તે પાછું વાળી લેવું. ભૂલ થઈ હોય તો વાળી લેવું. છતાં એ એમની મેળે ગૂંચાય તેના માટે આપણે જવાબદારી નહીં. આપણે લીધે ગૂંચાય તો આપણી જોખમદારી. કેટલીક ભૂલો દેખાડાય નહીં. અને હું તો એવો નિયમવાળો છું કે પૂછું એમને કે 'તમને ભૂલો કહીશ તો તમને તાવ નહીં ચડેને ?' ત્યારે કહે, 'ના દાદા, એ તો મારે તમારી પાસે જાણવું છે તમારી જોડે જ.' એટલે હું દેખાડી દઉં. હવે તાવ ચડવાનો જ ક્યાં રહ્યો છે ? બાવા મટી જવું જ છે ત્યાં. અને બાવા છો ત્યાં સુધી ભૂલ થવાનો સંભવ છે.

**પ્રશ્નકર્તા :** તમારે મને ય કહેવાનું, દાદા. કારણ કે હજુ કંઈક પુદ્ગલમાં એવી ખામી હોય કે સ્થૂળ દેખી શકાય, પણ સૂક્ષ્મ કંઈક હોય તો ખબર નહીં પડે.

**દાદાશ્રી :** બરોબર છે. ઘણાં દેખાતા થઈ ગયા છે. પણ હજુ મહીં અમુક અમુક રહે. એ પછી અમે કહી આપીએ. આપણે તો કોઈ પણ રીતે બાવાપણું મટાડવું છે. બાવાપણું છૂટી જવું જોઈએ. અનંત અવતાર આ ધંધો માંડ્યો હતો. હવે જે તે રસ્તે છૂટવું જ છે. આપણો બધાનો દૃઢ નિશ્ચય છે.

હું ભૂલ વગરનો થયો તો બીજાને ભૂલ દેખાડી શકું છું. તમને તમારી

ભૂલ હજુ જડતાં વાર લાગશે. પોતે કરે ને પોતે જાણે એ મુશ્કેલ છે. મેં જ્ઞાન આપ્યું એટલે જાણતાં થયાં, કે પોતે કોણ છે ? બાવો તો એ જાણે જ નહીંને ! તમે 'હું' છો, તો બાવાની બધી ભૂલો જોઈ શકો. પણ હજુય કેટલોક વખત બાવા થઈ જાવ છોને !

## આમ પોતાપણું રખાવે 'એ' !

**પ્રશ્નકર્તા :** આ પોતાપણું જેને છે અને જે કહે છે ને આ હું છું. 'હું ચંદુભાઈ છું' અને 'હું શુદ્ધાત્મા છું' એવું ય કહે છે પાછો. પછી જે રક્ષણ કરે છે પાછો, એ બધું કોણ છે એમ ? ખરેખર કોણ છે એ ?

**દાદાશ્રી :** ના, ના. કોઈ છે જ નહીં. આ તો જ્ઞાન છે તે હું શુદ્ધાત્મા બોલે છે અને હવે પેલો પક્ષ લે છે, એ અજ્ઞાન છે. પોતાપણું રખાવે છે એ અજ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** એ કોણ રખાવે છે પોતાપણું ?

**દાદાશ્રી :** એ અણસમજણ. આ હજુ એટલો અહંકાર તૂટ્યો નથી. અવળી સમજણ છે. હજુ આ છૂટતી નથી.

**પ્રશ્નકર્તા :** અહંકાર કોને ? એ કોણ છે ?

**દાદાશ્રી :** 'હું શુદ્ધાત્મા' કહે તે શુદ્ધાત્મા જ છે, એ જ્ઞાન જ છે અને જે અવળું કરે છે એ અજ્ઞાન છે. અજ્ઞાન એટલે બુદ્ધિ અને અહંકાર એટલે 'હું ચંદુભાઈ છું' તેનો તે જ !

**પ્રશ્નકર્તા :** એને તમે બાવો કહો છો ?

**દાદાશ્રી :** ત્યારે ચંદુભાઈનો જ ને ! 'હું ચંદુભાઈ છું' એ હજુ પોતાનો પક્ષ રાખે છે, 'એને' 'હું શુદ્ધાત્મા' થવું છે. શુદ્ધાત્મા થયા છો. તોય ચંદુભાઈનો પક્ષ છોડતા નથી. માટે એ ચંદુભાઈનો પક્ષ નહીં છોડે, ત્યાં સુધી એ કાચું રહેશે.

**પ્રશ્નકર્તા :** એ બાવો ?

**દાદાશ્રી :** એ જ બાવો ને ! એને બે ય બાજુ રહેવું છે.

**પ્રશ્નકર્તા :** એ બાવાને છોડીને શુદ્ધાત્મા સાથે જોઈન્ટ કરી નાખવાનું છે ?

**દાદાશ્રી :** નહીં, શુદ્ધાત્મા, એ છીએ જ આપણે !

## બંધાયેલો તે 'આ' !

**પ્રશ્નકર્તા :** ચરણવિધિ જે બોલવાની હોય છે તે જ્ઞાન લીધા પછી એ કોણ બોલે ?

**દાદાશ્રી :** વાણી.

**પ્રશ્નકર્તા :** એટલે પ્રતિષ્ઠિત આત્મા બોલે છે, કહેવાય ?

**દાદાશ્રી :** તો બીજું કોણ બોલે ? જેને છૂટવું હોય એ બોલે. બંધાયેલો હોય તે.

**પ્રશ્નકર્તા :** હા, પણ એ કોણ છે, દાદા ? એ કોણ બંધાયું છે ?

**દાદાશ્રી :** આ અહંકાર, શુદ્ધાત્મા તો બંધાયેલો છે જ નહીં ને ! જે બંધાયેલો હોય તે છૂટવા માટે બૂમો પાડે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એમાં બે વસ્તુ આવે છે, આપનાં સર્વોત્કૃષ્ટ સદ્ગુણો મારામાં ઉત્કૃષ્ટપણે સ્ફુરાયમાન થાવ. એ વ્યવહારનું આવે છે થોડુંક અને 'હું શુદ્ધાત્મા છું' એવા વાક્યો ય આવે છે.

**દાદાશ્રી :** એનો એ જ હું, પણ ક્યાં અમલ કર્યો તેં ? વ્યવહાર એટલે અમલ કરેલી વસ્તુ. 'હું શુદ્ધાત્મા' તે સાચું અને પેલો વ્યવહાર બધો વિકલ્પ કહેવાય. 'હું' જ્યાં વાપર્યો તે વિકલ્પ. એટલે જે બંધાયેલો છે, તે છૂટવા માટે આ ફાંફા મારે છે બધા.

**પ્રશ્નકર્તા :** એટલે અહંકાર બંધાયેલો છે ?

**દાદાશ્રી :** ત્યારે બીજું કોણ ?! અહંકાર એ ચંદુભાઈ, અહંકાર એ

પ્રતિષ્ઠિત આત્મા જે ગણો તે. એ બંધાયેલો છે. દુઃખે ય એને જ છે ને ! જેને દુઃખ છે એ મોક્ષમાં જવા માટે ફાંફા મારી રહ્યો છે. દુઃખથી મુક્ત થવું એ મોક્ષ. એ જ બધું. બીજું કોઈ નહીં. આ બધું રીલેટિવ એને છે.

દુઃખ જેને પડતું હોય તે સુખ ખોળે. બંધાયેલો હોય તે છૂટો થવા ફરે છે. આ બધું બંધાયેલા માટે છે. આમાં શુદ્ધાત્મા માટે કશું નથી.

**પ્રશ્નકર્તા :** દાદા, જો ચંદુભાઈને છૂટવું હોય અને ચંદુભાઈ બોલતો હોય. તો હું શુદ્ધાત્મા છું એ વાક્ય કેવી રીતનાં આવે, દાદા ?

**દાદાશ્રી :** એ ય બોલાય જ ને !

**પ્રશ્નકર્તા :** તો ચંદુભાઈ કેવી રીતનાં બોલી શકે 'હું શુદ્ધાત્મા છું' એમ ?

**દાદાશ્રી :** બોલે જ છે ને ! પણ એ તો ટેપરેકર્ડ છે ને ! એ ચંદુભાઈ હતો તે દહાડાની વાત છે ને ! અને આપણે અત્યારે તો 'હું' 'આ' થયા છે. રિયલી સ્પિકિંગ હું શુદ્ધાત્મા છું, રિલેટિવ સ્પિકિંગ ચંદુભાઈ, એમાં વાંધો શું છે ?! કયા વ્યુ પોઈન્ટથી હું આ બોલું છું ?

**પ્રશ્નકર્તા :** એટલે આમાં બેઉ વ્યુપોઈન્ટ આવે છે ?

**દાદાશ્રી :** વ્યુપોઈન્ટ બધાય. કેટલા બધા વ્યુ પોઈન્ટ છે. પણ આમાં બે મુખ્ય છે. વ્યુપોઈન્ટ તો ત્રણસો સાંઠ ડિગ્રીના, આ ડિગ્રીએ હું આનો સસરો થઉં, આ ડિગ્રીએ આનો ફાધર થઉં, આ ડિગ્રીએ આનો મામો થઉં.

## ન પૂછાય નકામું જ્ઞાનીને !

બીજું કશું પૂછવાનું છે કે આ જ છે ? એ જ જાણવા માંગો છો કે બીજું કશું ?

**પ્રશ્નકર્તા :** આપ કંઈ એવો જાદુ કરો કે આશીર્વાદ આપો કે અમે વધારે ને વધારે જ્ઞાતા-દ્રષ્ટા પદમાં બધા રહીએ. આ તો બાવો થઈ જવાય

છે. એટલે જ્ઞાનમાંથી ખસી જવાય છે.

**દાદાશ્રી :** એવું છે ને, જોબવાળો ઉપરી કોઈ દહાડો બૂમ પાડતો નથી કે આ લેટ થાય છે ! બળ્યું, મારે એવા આશીર્વાદ હોતા હશે ?! એવું કંઈક કરો, કે અમે ઊંઘતા હોઈએ તે ઘડીએ ખોરાક પેસી જાય અંદર !

પ્રશ્નથી રૂકાવટ ના કરો, આ રૂકાવટ થાય. હેલ્પીંગ થાય એવી વાતોચીતો કરો. અત્યારે એવો ટાઈમ નથી કે ગમે એમ ઠોકાઠોક કરીએ તો ચાલે. અત્યારે બહુ ઝીણી વાત હોય તો કરો, નકામું ટાઈમ બગાડવા જેવું નથી.

તમારે કશું કરવાનું નહીં. તમારે સમજવાનું કે મંગળદાસ કોણ ને બાવો કોણ ? હું કોણ છું એ સમજી ગયા ?

એ ઘાલમેલ કરે એ બધો બાવો. ક્રોધ-માન-માયા-લોભ કરે છે, એ બધો બાવો. એ બાવાને ઓળખ્યો કે ના ઓળખ્યો તમે ?! પછી હવે તમે શું કરવાનું કહ્યું મને, એની ઉપર આશીર્વાદ એવું કરાવડાવો !? એવું બોલાય જ નહીં. એવું બોલવાથી આપણો ટાઈમ બગડે. મારો ટાઈમ બગડે, તમારો ટાઈમ બગડે એ, આ સત્સંગનો ટાઈમ બગડે.

## બાવો ને મંગળદાસના ફોડ !

મંગળદાસને તમે ઓળખ્યા ? ચપ્પુય વાગે મંગળદાસને, લોહી નીકળે તે ય મંગળદાસ. બીજાને શી ભાંજગડ ? મંગળદાસને શું કરવા ભૂખે મારીએ ?

**પ્રશ્નકર્તા :** જે ભૂખની અસર થાય, એ કોને અનુભવાય ? મંગળદાસને કે બાવાને અનુભવાય ?

**દાદાશ્રી :** ભૂખનો પરિચય તો મંગળદાસમાં તો કશું છે જ નહીં. બાવો જ બધું જાણે. મંગળદાસમાં તો કશું જ્ઞાન છે જ નહીં. આપણે ઈંજીન હોય, એમાં તેલ ખલાસ થઈ ગયેલું હોય તો ઈંજીન જાણે ?

**પ્રશ્નકર્તા :** ના જાણે, બરોબર.

**દાદાશ્રી :** આત્મા જાણ્યા પછી મંગળદાસને જમતા હોય તે કહીએ, 'જમો ભઈ, આસ્તે રહીને જમો. તરફડાટ ના થાય એવી રીતે,' તો મંગળદાસે ય ખુશ થાય. બહુ સારા માણસ !

તમારું કેટલું, બાવાનું કેટલું અને મંગળદાસનું કેટલું ? આંખે દેખાય, કાનથી સંભળાય, જીભથી ચખાય, નાકથી ગંધાય એ બધું મંગળદાસનું.

**પ્રશ્નકર્તા :** મંગળદાસ ?

**દાદાશ્રી :** ડૉક્ટરો કાપે. કાપોને ખબર પડે એ ભાગ મંગળદાસ. અને આમ ખબર ના પડે, અનુભવનારને જ ખબર પડે. એ બધું બાવો. અનુભવનારને ક્રોધ થાય. એ બાવાને થાય. મંગળદાસને ક્રોધ ના થાય.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** ક્રોધ-માન-માયા-લોભ બધું બાવાનું છે ! આપણા લોક કહે છે, 'દાદા, હું શુદ્ધાત્મા થયો પણ હજુ મને ક્રોધ આવે છે.' મેં કહ્યું, 'ક્રોધ બાવાને આવે છે, તને નથી આવતો.' એટલે તમારે બાવાને કહેવું કે 'ભઈ, આસ્તે રહીને કામ લ્યોને, આપણે નિવેડો આવી જાય' કહીએ. થઈ ગયાં પછી કહેવું પણ.

કો'કની જોડે ચિઢાતો હોય તો સમજી જવું અને વઢી લે પછી કહેવું 'શા હારુ કરો છો ? આ સારું દેખાય છે તમને ?!' કહીએ તો બે ફાયદા. એક તો એમનું જરાક નરમ પડે. કોઈ કહેનાર હતું જ નહીંને ! બેફામ કરતા હતા. બીજો શું ફાયદો ? ત્યારે કહે, આપણે પ્રત્યક્ષ જુદા છીએ, એવી આપણને શક્તિ વધતી જાય.

**પ્રશ્નકર્તા :** મારો બાવો સત્સંગમાં મોડો પડ્યો છે આજે. મારો બાવો ઘરે થોડો વ્યવહાર કરવા રહ્યો બાજુવાળા જોડે.

**દાદાશ્રી :** એ વઢવાનું નહીં. મોડો પડ્યોને તોય આવ્યો ખરોને ! એટલે બાવાને વઢવાનું નહીં. ધીમે રહીને કહેવાનું, 'વહેલા જાવ. તમે બધી શક્તિવાળા છો. બધી શક્તિવાળા !' એવું કહેવાય એમને. વહેલાં જવું હોય

તોય તમારામાં શક્તિ છે. શક્તિ કાઢીને જતાં હોય તો શું ખોટું ? વઢીએ તો સામો થાય ને આપણને વઢે, આપણને ઉલ્ટો ઠપકો આપે !

**પ્રશ્નકર્તા :** હાજરજવાબી બહુ છે.

**દાદાશ્રી :** 'મા-બાપ વગરનાં છો તમે તો. અમે મા-બાપવાળા છીએ.' એવો રોફ મારે. 'તમારે બાપ નહીં, મા નહીં', એમ કહે તો શું બોલીએ આપણે પછી ? એના કરતાં આબરૂ જ ના ખોલીએ. તું બહુ ડાહ્યો છે. જરાક કડક બોલીએ તો સામો થઈ જાય. એની ટેવ એવી છે, બાવાની. આ અવતારમાં ખરા ફાવી ગયા નહીં ? તમને લાગે છે એવું ? અનંત અવતારનું સરવૈયું વળી ગયું !

## સર્વ શાસ્ત્રોનો સાર આટલામાં !

બાવો કોણ તે સમજી ગયાને ? બાવાની જોડે બધો વ્યવહાર રાખવાની જરૂર નથીને ! એટલા માટે નિકાલ કરી નાખો, નહીં તો પાછો એ દાવો માંડે. આપણે અહીં રહેવું પડે છ મહિના સુધી. કોર્ટમાં પાછાં વકીલ ખોળવા પડે. એના કરતાં તો આપણે હંઅ ખસી જા, બા. સમભાવે નિકાલ !

પછી આ બાવાએ શું કર્યું ? બીજા બાવાઓને ખેતર આપ્યું આ બાવાના નામથી. એમાં પારો નહીં ચઢી જાયને ? બાવો એ બાવો. હવે પારો કેમનો ચઢે ? નામ બાવાનું. આપણે કશું લેવા-દેવા નહીં.

પછી છોકરા ય બાવાના. આમચે લડકે ! અલ્યા મૂઆ, બીજું આમચે કંઈથી, બાવાના છોકરાં. તુમચે ને આમચે, તુમચે ને આમચે, વગર કામનું !

પછી કોઈ પૂછે તો અમે આ દેશના છીએ, ભઈ. એ દેશનો વાવટો તો આપણે રાખવો જ પડે. પણ બાવો રાખે ને આપણે જાણીએ. અને બાવો દેશના લોકોની જોડે વાતો કરે તો આપણે જાણ્યા કરીએ.

**પ્રશ્નકર્તા :** આપણા દેશના લોકો અહીં હતા, તો અમે જ્ઞાન પામ્યાં બધાં. એટલે એ તો ઉપકાર ભૂલાય એવું જ નથી.

**દાદાશ્રી :** પણ કોને ભૂલાય એવું નથી ? 'હું'ને નહીં, 'બાવો' ઉપકાર ભૂલે નહીં ને પેલો નિમિત્ત બન્યો તે ય બાવો. બેઉ બાવા. વાત સાંભળી એટલે માની લીધું આપણા બાવાએ કે આપણે જ્ઞાનીને ખોળી કાઢો.

અમે તો 'હું, બાવો ને મંગળદાસ' એટલું સમજી જઈએ. એમાં બધું ય શાસ્ત્ર આવી ગયું. મંગળદાસ એ બહારનું સ્વરૂપ, બાવો એટલે અંદરનું સ્વરૂપ અને હું એ આત્મા છે. મંગળદાસ નામ, બાવો પ્રતિષ્ઠિત આત્મા, અને હું એટલે મૂળ આત્મા !

બાવો જ અક્ષર પુરુષોત્તમ કહેવાય, મૂળ પુરુષોત્તમ નહીં. મૂળ પુરુષોત્તમ એ પૂર્ણ સ્વરૂપમાં જ હોય.

**પ્રશ્નકર્તા :** ક્ષર, અક્ષર અને અનક્ષર... એ આપે કહેલું.

**દાદાશ્રી :** એ ક્ષર એ છે તે આ ચંદુભાઈ અને અક્ષર એ અમુકથી અમુક સુધી, બાકી બધી બાબતમાં, બાવો. 'હું' એ પૂર્ણ સ્વરૂપ !

## બ્રહ્મ, બ્રહ્મા, ભ્રમિત....

પોતે જ ભગવાન છે, એટલે પોતે બ્રહ્મ જ છે અને પોતે બ્રહ્મા થયો છે. શી રીતે બ્રહ્મા થયો ? રાતે સાડા દસ વાગ્યા એટલે ઘરનાં બધા કહેશે, 'હવે સૂઈ જાવ.' એટલે તમે સૂવા ગયા અંદર તમારી રૂમમાં દોઢ કલાક પછી કોઈએ પૂછ્યું 'કેમ હજુ પાસા ફેરવ્યા કરો છો ?' ત્યારે તમે શું કરતા હો તે ઘડીએ ? પાસા ફેરવતા હો તે ઘડીએ શું ધંધો માંડ્યો હશે ? લે, સાડા દસ વાગે બધાએ સૂઈ જવાનું કહ્યું, બધાએ લીલો વાવટો ધર્યો કે સૂઈ જાવ હવે અને કોઈના તરફની ફરીયાદ નથી ને વાંધો નથી તો પછી હવે સૂઈ જવામાં શું વાંધો હતો ? ત્યારે કહે, 'ના, બ્રહ્મા થયો ઓઢીને, યોજના કરવા માંડે. સવારમાં આમ કરી નાખું, પરમ દહાડે આમ કરીશું, તેમ કરીશું.' એટલે યોજના ઘડવા માંડી.

યોજના ઘડે એટલે બ્રહ્મ હતો, તેનો થયો બ્રહ્મા અને એ યોજનાઓ જ્યારે અમલમાં આવે ત્યારે ભ્રમિત થઈ જાય. પછી કહેશે, 'હું ચંદુભાઈ, હું આનો સાળો થઉં, આનો મામો થઉં.' એ ભ્રમિત થઈ ગયો ! એનો એ

જ હું, બાવો અને મંગળદાસ ! એનો એ જ બ્રહ્મ, એનો એ જ બ્રહ્મ ને એનો એ જ પછી ભ્રમિત થઈ જાય છે !

## પર્સનલ, ઈમ્પર્સનલ અને ઍબ્સોલ્યુટ !

**પ્રશ્નકર્તા :** મહાન તત્ત્વચિંતકો જે બધા છે, એમણે જે મૂક્યું કે પર્સનલ, ઈમ્પર્સનલ અને ઍબ્સોલ્યુટ, ત્રણ શબ્દો એ સમજાવો.

**દાદાશ્રી :** એમાં શું સમજાવવાનું ? હું, બાવો ને મંગળદાસ. મંગળદાસ પર્સનલ, બાવો ઈમ્પર્સનલ અને હું છે તે ઍબ્સોલ્યુટ.

**પ્રશ્નકર્તા :** કહેવું પડે, હોં ! બસ સમજાઈ ગયું, બરોબર. હું, બાવો ને મંગળદાસ.

**દાદાશ્રી :** જે મંગળદાસ છે એ બધો પર્સનલ કહેવાય. બાવો છે એ ઈમ્પર્સનલ કહેવાય, એ ઈગોઈઝમ કહેવાય. અને 'હું' છું એ ઍબ્સોલ્યુટ છે. ઍબ્સોલ્યુટમાં હું એકલું જ હોય, એનું નામ ઍબ્સોલ્યુટ. આ આઈ વીધાઉટ માય ઈઝ ઍબ્સોલ્યુટ.

'આઈ વીથ માય' એ છે તે મંગળદાસ, તે પર્સનલ હોય. ને આગળ ગયેલાં હોય 'આઈ વીથ નોટ માઈન' તો ઈમ્પર્સનલ ય થાય. એટલે 'આઈ વીથ માય, આઈ વીથ નોટ માઈન' (વ્યવહારમાં મારું છે પણ નિશ્ચયમાં મારાપણું નથી) અને 'આઈ વીધાઉટ માય' બસ આટલું જ સોલ્યુશન છે એનું.

બાવાની મહત્વતા છે. બીજા સામાન્ય માણસ અને પોતે બેમાં મહત્ત્વતા હોય છે એવી આને મહત્વતા છે. વચલાની, ઈમ્પર્સનલની અને હંમેશા પર્સનલથી મહત્વતા ઘટે. પર્સનલનો અર્થ જ એ કે પોતાની મહત્વતા ઘટાડવી ! પોતાની કિંમત વધારવા ફરે, તે ઊલટી કિંમત ઘટે.

**પ્રશ્નકર્તા :** જીવાત્મા, અંતરાત્મા અને પરમાત્મા, ગુજરાતીમાં વારંવાર એવા ફોડ નીકળેલા છે. ઈંગ્લિશમાં બે જ શબ્દ નીકળેલા, આઈ વીથ માય અને આઈ વીધાઉટ માય. તે આ ત્રીજો શબ્દ આજે નીકળ્યો.

ઈંગ્લિશમાં બે જ હતા.

**દાદાશ્રી :** હા. પણ તેં પૂછ્યું તે નીકળ્યું. પૂછે તો નીકળે કંઈ.

**પ્રશ્નકર્તા :** હવે વીધાઉટ એટલે કે 'મારું નથી' એવું સાબિત કયા આધારે થાય છે ? 'મારું નથી' એવું ડિસીઝન આવે છે, એ સાબિત થઈ જાય છે, એ ક્યારે ?

**દાદાશ્રી :** સાબિતીને આમાં કશું લાગતું-વળગતું નથી. આ તો ત્રણની દશાઓ. પછી સાબિતી ક્યાંથી લાવીએ ત્યારે ? અલ્લા પાસેથી લાવે કે મિયાં પાસેથી લાવે, એની આપણે કંઈ જરૂર નથી. પણ 'આઈ વીથ નોટ માઈન' એ છે તે પેલી અંતરાત્મા દશા.

**પ્રશ્નકર્તા :** આઈનું રિયલાઈઝ થાયને, સેલ્ફનું રિયલાઈઝ થાય ત્યારે શરૂ થાયને 'નોટ માઈન'ની દશા ?

**દાદાશ્રી :** એ તો આમ બોલાય. પણ જ્યાં સુધી આવું રિયલાઈઝ ના થાય ત્યાં સુધી કામ લાગે નહીંને ! રિયલાઈઝ કરવા માટે પાછું ફર્યા કરે. પછી આ બીજામાંથી રસ ઊડી જાય એને. રસ ઊડી જાય ત્યારે જે હેતુ માટે જે માણસ ફરે છે, તેને તે હેતુ પ્રાપ્ત થાય જ, એમાં ભેળસેળ ના હોય તો. ભેળસેળ હોય તો ના થાય. ભેળસેળ ના હોય હેતુમાં, તો થાય જ પ્રાપ્તિ. ત્યાં સુધી 'આઈ વીથ માય'. સેલ્ફની પ્રાપ્તિ પછી 'આઈ વીથ નોટ માઈન'.

એટલે 'આઈ વીધાઉટ માય' ઈઝ ગોડ, પરમાત્મા, 'આઈ વીથ માય એ જીવાત્મા,' 'આઈ વીથ નોટ માઈન' એ અંતરાત્મા, બાવો.

## રોંગ બિલિફથી ઈમ્પ્યૉર સૉલ !

**પ્રશ્નકર્તા :** આપણે આપણું જે અસ્તિત્વ છે એ આપણી અંદર શુદ્ધાત્મા છે એટલે. એ જો એનું અસ્તિત્વ, શ્વાસ લેવાનું બંધ કરે તો અહીંથી જતા રહે એ વાત બરાબર ?

**દાદાશ્રી :** શુદ્ધાત્મા તો શુદ્ધાત્મા જ રહે છે ને એને કશું થતું નથીને !

ધેર ઈઝ પ્યૉર શુદ્ધાત્મા ઈન ધીસ બોડી, પ્યૉર તે ઈમ્પ્યૉર થતો જ નથી કોઈ દહાડો. ઈમ્પ્યૉર સૉલને શ્વાસ જોઈએ છીએ.

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા અને બોડી, એ બન્નેની વચ્ચે કશી વસ્તુ છે ? ઈન્ટરમીડિયેટ કંઈ વસ્તુ છે ?

**દાદાશ્રી :** વોટ ઈઝ ધ બાઉન્ડ્રી ઑફ ચંદુભાઈ ? વન ચંદુભાઈ, વન શુદ્ધાત્મા, ધેર ઈઝ મિડલ. એટલે ટુ પ્યૉર સેલ્ફ એટલે પ્યૉર સૉલ (ટુ સેલ્ફ), ઈમ્પ્યૉર સૉલ (રિલેટિવ સેલ્ફ) એન્ડ ટુ ફિઝીકલ. તો પ્યૉર સૉલ ઈઝ પરમેનન્ટ. ઈમ્પ્યૉર, ઈટ ઈઝ ધ ઑન્લી બિલિફ. એ રોંગ બિલિફ ફ્રેક્ચર કરી દેવામાં આવે તો ચલે (ચાલ્યો) જાય, ઈમ્પ્યૉર ખલાસ થઈ જાય અને ફિઝીકલ જવાબદાર છે જ નહીં. નો રિસ્પોન્સિબીલીટી ફિઝીકલ કી(ની), રિસ્પોન્સિબીલીટી બધી ઈમ્પ્યૉર સૉલની છે. ઈમ્પ્યૉર સૉલ, ધેટ ઈઝ આઈ વીથ માય, ક્રોધ-માન-માયા-લોભ, એ ઈમ્પ્યૉર સૉલ. ધેટ ઈઝ ઓન્લી રોંગ બિલિફ, નથીંગ એલ્સ. પ્યૉર સૉલ ઈઝ કરેક્ટ, ફિઝીકલ ઈઝ કરેક્ટ એન્ડ ધ ઈમ્પ્યૉર સૉલ, ધેર ઈઝ રોંગ બિલિફ ખાલી, નથીંગ એલ્સ !

રોંગ બિલિફથી ફિઝીકલને 'ચંદુભાઈ' કહ્યો, ફિઝીકલને 'ચંદુભાઈ' નામ આપ્યું. ઓળખવાનું સાધન લોકો આપે એ. દુનિયા વ્યવહાર ચલાવવા માટે નામ આપે. એ ફિઝીકલનું નામ આપે. તે એનું છે તે ચંદુભાઈ નામ છે તે ઈમ્પ્યૉર સૉલે પકડી લીધું કે 'હું જ ચંદુભાઈ છું.' ધેટ ઈઝ અ ફર્સ્ટ રોંગ બિલિફ. એટલે ધેટ ઈઝ ધ ઈગોઈઝમ. નામ છે તે આનું (દેહનું) છે, ચંદુભાઈનું અને 'આ' (પોતે) કહે છે, 'હું ચંદુભાઈ છું' એ ઈગોઈઝમ છે. એ ગયું એટલે ઈગોઈઝમ ગોન. અને 'હું શુદ્ધાત્મા છું' એવી રાઈટ બિલિફ બેસી જાય એટલે થઈ ગયું. એટલે અમે જ્ઞાન આપીએ એટલે બધું જતું રહે. રોંગ બિલિફો બધી ફ્રેક્ચર થઈ જાય અને ફિઝીકલ રહ્યું. ફિઝીકલ એને છે તે માફી આપવામાં આવે છે. તારા બધા ગુના માફ પણ આજ્ઞામાં રહીને કરું તો !

'તમે' શુદ્ધાત્મા (હું) અને બીજો જે મિશ્ર આત્મા (બાવો), તેનો 'તમારે' નિકાલ કરવાનો. તમારો ધંધો શું ? મિશ્ર આત્માનો નિકાલ

કરવાનો અને નિશ્ચેતન ચેતન (મંગળદાસ) છે, એ તો એની મેળે સહજ ભાવે ચાલ્યા કરે. 'તમારા' હાથમાં સત્તા જ નથી ! એટલે હું, બાવો, મંગળદાસ સમજાયું ને ?

## કેવળજ્ઞાન પછી અભેદ સ્વરૂપે !

વ્યવહારમાં લઘુત્તમ અને નિશ્ચયમાં ગુરુત્તમ પાછાં. હમ સે બડા કોઈ નહીં. હં ! ભગવાન બડા હતા, તે તો અમને વશ થઈ ગયેલા. ભગવાન અમને વશ થયેલા હોય, કારણ કે અમારી ભક્તિ જોઈને ! અમે ને ભગવાન એકાકાર જ છીએ અને જુદા ય છીએ, આમ બેઉ રીતે છીએ. કેવળજ્ઞાન થાય ત્યારે પોતે એકાકાર થઈ જાય. થોડી વખત ભગવાન તરીકે રહીએ અમે, થોડીવાર આ દર્શન કરાવીએ, 'દાદા ભગવાનના અસીમ જય જયકાર' તે ઘડીએ ભગવાન તરીકે રહેવાનું. તેથી બધા ઉલ્લાસમાં આવીને આમ આમ કર્યા કરેને ! અત્યારે તમારી સાથે બોલતી વખતે જુદા. જો કે આ બોલે છે ટેપરેકર્ડ, હું બોલતો નથી. પણ હું એનો જ્ઞાતા-દ્રષ્ટા છું.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું ને કે 'અમે' એમને જોઈએ છીએ, ભગવાન જોડે 'અમે' જુદા અને ભગવાન જુદા ! તો એ 'અમે' કહેનારો કોણ છે ?

**દાદાશ્રી :** 'અમે' કહેનાર આ ભાગ, જે ત્રણસો છપ્પનવાળો છે તે.

**પ્રશ્નકર્તા :** અંબાલાલભઈ, જ્ઞાનીપુરુષ.

**દાદાશ્રી :** જ્ઞાની પુરુષ, એ અંબાલાલભઈ જ્ઞાની થયા. એના એ જ, હું બાવો ને મંગળદાસ.

## 'અમે', 'તમે' બેઉ બાવા !

**પ્રશ્નકર્તા :** અત્યાર સુધી તો મને ખબર જ ન હતી કે હું બાવો ને મંગળદાસ, લોકો કેમ કહે છે ?

**દાદાશ્રી :** આ એટલા માટે સમજણ પાડું છું. જ્ઞાનીની દૃષ્ટિએથી સમજીએને તો કલ્યાણ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** બહુ જ ઊંચો દાખલો છે, હું બાવો મંગળદાસનો.

**દાદાશ્રી :** મહાત્માઓ ય ખુશ થઈ જાય છે ને ! અમે બાવા જ છીએ કહે. તમે ય બાવા છો, અમે ય બાવા. તમે સાંભળનારા બાવા, અમે બોલનારા બાવા. આ તો તમને સિદ્ધાંત પૂરો કરવા માટે બોલી રહ્યો છું. તે ય તમને સમજણ પડી ગઈ કે આ એટલા હારુ બોલું છું. જાતને લક્ષમાં રાખીને બોલ્યા. બાવો બોલ્યો ખરો પણ જાતને લક્ષમાં રાખી.

એવી રીતે આ હું પછી આ ચંદુભાઈ અને પછી આ બધાં કર્મો, કાર્યો. તે બધું દેખાય એકનું એક જ, પણ વ્યવહાર બધો ય જુદો છે. એટલે 'હું' એ જાણકાર છે બધો આનો. 'હું' જાણકાર છે કે ભઈ, આ મહીં મઠીયું ખાધું. તેનો સ્વાદ કેવો આવ્યો, તે જાણે એ આત્મા અને ભોગવે એ અહંકાર. એ બાવો. એટલે આ બધું જુદું જુદું છે. પોતે છૂટ્ટો રહેવાની જરૂર છે. અને છે ય છૂટ્ટો !!

જાણે છે એ આત્મા છે, વેદે છે એ બાવો છે. અને ખાય છે મંગળદાસ.

મજા કરનારો જુદો ને તમે ય જુદા. મજા કરનારો બાવો. મજા એ બધું બાવો કરે ને તમે જાણે !

તમે ચંદુભાઈ સાંભળનાર, અંબાલાલ પટેલ બોલનાર, જ્ઞાની ભોગવનાર અને અમે જાણનારા ! અને અમારે કેટલું છેટું ઘર ? અમારા ઘર પાસે જ્ઞાની આવ્યા અને એની પાસે અંબાલાલભઈ રહે. હું, બાવો અને મંગળદાસ !

## ખાનારો, વેદનારો ને જાણનારો...

ખાનાર જુદો, ખવડાવનારા જુદા, ચાવનાર જુદો, વેદક-વેદવાવાળો જુદો, તમે જાણવાવાળા જુદા...

**પ્રશ્નકર્તા :** એ બધા કોણ કોણ ? ખાનારો કોણ ?

**દાદાશ્રી :** આ ટેબલ ખાય ખરું ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** જે ખાય એ ખાય. એ ખાનાર જુદો છે આ બધાથી, એ ય તમે ન્હોય. ખાનારો જુદો તમારાથી. પછી ખવડાવનાર જુદા. અને હાથ ખવડાવે. બીજા બહારના તો આપણે લેવા-દેવા નથી. બહાર ખવડાવનાર પણ ખરેખર આ જોવામાં આવે છે. હાથ ખવડાવે છે આમ. ખાનાર ને પછી ખવડાવનાર, થઈ ગયા ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** પછી ચાવનાર જુદા તે બત્રીસ દાંત ચાવે. પછી વેદનારા. મહીં બાવાજી હોય. હેય.. મીઠું આવ્યું તે હાઈક્લાસ, હા.. મજા પડે ! એ કડવું આવે ત્યારે વેદે એટલે અવળું વેદે. વેદના થાયને ?! એ કડવું આવે તો સહન ના થાય ને મીઠું હોય ત્યારે એવું. એટલે એ વેદકતા કહેવાય. કડવા-મીઠાનો વેદનારો. જાણનારો એ વેદનારો કેવું વેદે છે, એને એ જાણે છે તે. જાણનારો હું પોતે છું, વેદકતાવાળા જ્ઞાની.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની ? હમણાં બાવો કીધોને, વેદકતાવાળો બાવો ?

**દાદાશ્રી :** એ બાવો છે, ત્યાં સુધી વેદકતા. જ્ઞાની એ બાવો છે ત્યાં સુધી વેદકતા. અને જાણનારો મૂળ પુરુષ, કેવળજ્ઞાન સ્વરૂપ. એ જ્ઞાતામાં રહીએ, જાણવામાં અને વેદકતામાં રહે. કોણ ?

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાની.

**દાદાશ્રી :** હા, જ્ઞાની !

## મમતા એ બાવો !

**પ્રશ્નકર્તા :** એ જે 'હું' એ જ મૂળ વસ્તુત્વ છે ને ?

**દાદાશ્રી :** 'હું' વગર છૂટકો જ નહીંને ! આપણે પાછું જવું છે, પછી 'હું'ની ય જરૂર નહીં. 'હું' કરીને પેઠાં. 'હું' કરીને પાછું નીકળવું જોઈએ. પહેલું હું હતું. અહમ્ હતો પછી મમતા વળગી. મમતા એ બાવો. મમતા

છોડતી વખતે ય બાવો ને મમતા વધારતી વખતે ય બાવો.

આ રૂપક સમજણ પડે તો કામ કાઢી નાખે.

## શુદ્ધાત્માને પ્રાર્થના, બાવાની !

તમે બાવા થઈને તમારા 'હું'ને (દાદા ભગવાનને) કહો કે હે દાદા ભગવાન, જ્ઞાની બાવાને ચાર-પાંચ વર્ષ આ દેહમાં કાઢવા દો. આ બધાં અહીં લોકોના કામ પૂરાં થઈ જાય.

**પ્રશ્નકર્તા :** હા. દીર્ઘાયુષ્ય આપજો દાદાને.

**દાદાશ્રી :** ફરી આ સંજોગ ભેગો નહીં થાય એટલા માટે બૂમ પાડું છું. આ જે સંજોગ છેને એ ટોપમોસ્ટ સંજોગ છે. ફરી ભેગો નહીં થાય એટલા માટે કહે કહે કરું. કારણ કે તમે જાણતા નથી. હું જાણું છું, આ સંજોગ કેવો છે !!

આ કોણ બોલે છે ? મંગળદાસ (એ.એમ.પટેલ) બોલે છે. તે આ બાવો (જ્ઞાની પુરુષ) કેવાં છે એનું બોલે છે ! આ જ્ઞાની બાવાના કહ્યા પ્રમાણે રહ્યાને તો આરપાર પહોંચાશે ! આ જ્ઞાની બાવો એવો છે ખરેખર !

**પ્રશ્નકર્તા :** દાદા ભગવાન ચાહે સો કરી શકે છે.

**દાદાશ્રી :** પણ એ તો બાવાની વાત કરો છો ? પણ ભગવાન રાજી હોય તો જ બાવો કરી શકેને ? કરવાનું કામ બાવાનું, પણ રાજી થવાનું કોને ?

**પ્રશ્નકર્તા :** રાજી થવાનું દાદા ભગવાનને.

**દાદાશ્રી :** એટલે કરજો એટલી ભાવના.

**પ્રશ્નકર્તા :** હા, દાદા. બધા પ્રાર્થના કરે તો બને કામ.

## હવે નિકાલી બાવાપદ !

ચંદુભાઈની વાત કરો. કોણ વાત કરશે ? (ટેપરેકર્ડ) વ્યવસ્થિત(ને તાબે છે), બાવો નહીં. જાણનારો કોણ ? એ હું. હવે વાતો કરો.

સ્થૂળ તે ચંદુભાઈ, એ મંગળદાસ. પછી સૂક્ષ્મ ભાગ રહ્યો અને કારણ ભાગ રહ્યો એ બંને બાવાના અને હું શુદ્ધાત્મા. હું, બાવો, મંગળદાસ. આ આપણું વિજ્ઞાન આખુંય, અક્રમ વિજ્ઞાન. એ બાવાપદનો નિકાલ કરવાનો. જે બાવાપદ લઈને આવ્યા છોને, એ બાવાપદનો નિકાલ કરે એટલે શુદ્ધ આ થઈ ગયા. પણ હજુ ચંદુભાઈ તો જોડે રહ્યોને ? ને એન્જિનિયરે ય જોડે રહ્યોને ! એનો સમભાવે નિકાલ કરવાનો. મંગળદાસ ને બાવો, બે જુદા ને હું જુદો. એને તારે પાડોશી તરીકે તો જોડે રાખવા પડેને ! નિકાલ તો કરવો પડશેને ! પાડોશી જોડે ઝઘડો ઓછો ચાલે છે ?!

**પ્રશ્નકર્તા :** સમભાવે નિકાલ તો ચંદુભાઈનો કરવાનો ને ?

**દાદાશ્રી :** એ જ ચંદુભાઈ !

**પ્રશ્નકર્તા :** એટલે સમભાવે નિકાલ બાવાનો નહીં, ચંદુભાઈનો કરવાનોને ?

**દાદાશ્રી :** આ એન્જિનીયરને કરવાનો. એ ચંદુભાઈ એન્જિનિયર જ છેને ! ચંદુભાઈ એન્જિનીયરને કરવાનો, એ એકલો ચંદુભાઈ નહીં, એ તો એ ય પાછો એન્જિનિયર છે તે. સમભાવ એટલે મિત્રાચારી નહીં અને દુશ્મની ય નહીં. એ (ચંદુભાઈ) આપણો દુશ્મન નથી. એ તો આપણે ઊભો કરેલો. આપણે ઊભો કરેલોને ? ભૂલ તો આપણી જ છેને ?

હું બાવો ને મંગળદાસ સમજાઈ ગયું બરોબર ? એ તારે બાવો છેને ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા. બાવાનો જ નિકાલ કરવાનો છેને !

**દાદાશ્રી :** બાવો કેવો છે એ તું ના જાણું ? બાવાનો સ્વભાવ કેવો છે ? જાણકાર જાણે. બાવો સ્વભાવ પ્રમાણે કર્યા કરે ને જાણકાર જાણે કે એણે આવું કર્યું આ.

**પ્રશ્નકર્તા :** હવે બાવાને શુદ્ધ કરતાં રહેવાનુંને ?

**દાદાશ્રી :** હા, નહીં તો છોડે નહીંને ! મૂઓ દાવો માંડે. હાઈકોર્ટમાં માંડે ત્યારે શું થાય ? આપણને આવડે છે બધું. છૂટતાંય આવડે છે ને

બંધાતાંય આવડે છે. બંધાઈએ તે અજ્ઞાનથી બંધાઈએ છીએ. અને એમાં બંધાઈએ છીએ પછી ફાયદો ના નીકળે એટલે પાછો છોડી દઈએ.

આ એની જોડે નિકાલ તો કરવો. એ બાવાને ખુશ કરવો પડે. કંઈ સારું ખાવાનું ના મળતું હોયને તો આખી રાત જાગે. બાવાને ઓળખીએ તો બાવો પછી ના થઈએ.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** બાવાને સારું ખાવાની ટેવ ના રાખીએ તો પછી મુશ્કેલી ના પડે, પહેલાં તો બાવો થઈને મૂઆ સારું ખાવાની ટેવ પડે. એ તો ટેવ વધતી જાય ઉલ્ટી. હવે બાવાની બહાર નીકળીને આપણે આ 'હું'માં આવ્યા !

## પહોંચ્યા પરમાત્માના પોર્ચમાં !

પેલી માન્યતા બરોબર ફીટ થઈ કે પછી ? બાવાથી જુદા તમે પ્યૉર છો અને હંડ્રેડ પરસેન્ટ પ્યૉર સ્વરૂપ, ભગવાન ! હવે પરસેન્ટ એ વધવાના છે ધીમે ધીમે આજ્ઞામાં રહ્યા એટલે. અને ગર્વરસ ચાખતા બંધ થયા એટલે વધવાના. ગર્વરસ ચાખે એટલે વધે નહીં માર્ક. પેણે એ ત્યાં જ રહે, ઉલ્ટો માર ખાઈ જાય. કારણ કે ના ખાવાની ચીજ ખાધી. ઉલ્ટી કરવાની ચીજ હતી એ ખઈ ગયા !

**પ્રશ્નકર્તા :** દાદા તમે પેલું કહ્યુંને કે આ બાવો, તમે એનાથી જુદા, હંડ્રેડ પરસેન્ટ પ્યૉર એ ભગવાન. અને આ મંગળદાસ તો ખરા પાછાં.

**દાદાશ્રી :** મંગળદાસ તો હતા.

**પ્રશ્નકર્તા :** હા એટલે ચાર થયા ?

**દાદાશ્રી :** ના, ચાર નહીં, ત્રણ જ થયા. ત્રીજું સ્ટેશન તો લાંબું સ્ટેશન છે. એટલે ઝાંપો જરા લાંબો છે. એ કંઈ ચોથું સ્ટેશન, નવું સ્ટેશન ના કહેવાય. એક સ્ટેશન હોય તે અહીંથી શરૂ થયું અને સો વાર છેટું કે

એવું તેવું મોટું હોય કે સો માઈલ છેટું હોય. પણ શરૂ થયું ત્યાંથી એ સ્ટેશન કહેવાયને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ ઝાંપો જ્યારે આવે ત્યારે બહાર નીકળાય. ભગવાન ઝાંપા આગળ છે.

**પ્રશ્નકર્તા :** હંઅ.

**દાદાશ્રી :** જ્યાં 'એ' ઝાંપે અડ્યો, એ ભગવાન થઈ ગયો. એટલે એક કહેવાય કે બે કહેવાય ? એક જ. અને પેલું તો સમજવાનું મનમાં કે પ્યૉર સૉલનું સ્ટેશન આવી ગયું. પ્યૉર સૉલ થઈ ગયા. હવે છે તે લાંબું, વધારે છે તે ચા પીતા પીતા જઈશું.

## પર ને સ્વનું ક્ષેત્ર !

તું ગમે તેવાં ગાંડા કાઢું કે ડાહ્યો થાય, પણ બાવો છે તે. મેરચક્કર, શું આટલો બધો કૂદાકૂદ કરે ! હું બાવો ને તું બાવીને... આ શો માંડ્યો ખેલ ? હવે ફરી પૈણશો નહીં કોઈ દહાડો, આખી જીંદગી કોઈ અવતારમાં.

**પ્રશ્નકર્તા :** નથી પરણવું.

**દાદાશ્રી :** મોહ જતો રહ્યો બધો ? અને હશે તે ય ઓગળી જશે.

**પ્રશ્નકર્તા :** દાદા થોડો ઘણો છે તે કાઢી આપો.

**દાદાશ્રી :** ના. પણ બાવામાં છે, તે આપણે જાણવાનું કે બાવામાં આટલો મોહ છે. એવું મને કહી દેવું.

બાવાનું ખેતર જોયું ?

**પ્રશ્નકર્તા :** જોયું.

**દાદાશ્રી :** એ ખેતરોમાં બધું છે, એ બધું ય બાવાનું. આ ખેતરની મહીં છે તે અમુક મંગળદાસનું. આ બીજું બધું બાવાનું. આપણું તો આપણે

પોતાના ક્ષેત્રમાં જ છીએ. એ ખેતરમાં આપણે નથી, આપણા પોતાના ખેતરમાં છીએ. ચંદુભાઈ એ પારકાના ક્ષેત્રમાં જાય. ભય છે તે એમને છે.

બાવો કોણ એ સમજી ગયા ?

એક બેન શું કહેતાં હતાં ? હું બેન ખરી, પણ આપણે બાવા નહીંને ? એ ઓછાં બાવા છે ? એવું પૂછે ત્યારે મારે શું કહેવું પડે ? બાવા ન હોય તો બાવી છો ? છો તો બાવી ને, પણ ઓછાં ત્રેવીસ થઈ જાય ? ના થઈ જાય, નહીં ? બાવી ત્રેવીસ થાય નહીં ! (બાવી ને બાવીસ, ગમ્મતમાં બોલ્યા છે.)

**પ્રશ્નકર્તા :** હવે દાદા, હું, બાવો ને મંગળદાસ એ ત્રણેવ, ત્રણેવની જગ્યાએ સેટ થઈ ગયા. એકબીજાની ડિમાર્કેશન લાઈન પડી ગઈ.

**દાદાશ્રી :** બસ, કોનું ખેતર એ ? વાડ-બાડ સમજી લીધું, જોઈ લીધું.

## અંતે બાવો, ન રહે બાવી !

કોઈ કહેશે, 'હું આવો શુદ્ધાત્મા છું, મને કશું અડે નહીં.' એ બોલનાર છે તે બાવો. અમે તો શુદ્ધાત્મા જ છીએ, બાવો થઈને શુદ્ધાત્મા રહેતું હશે ? ગૂંચાઈશ વધારે ! એક ભઈ કહે છે, હું તો શુદ્ધાત્મા થયેલો છું દાદા પાસે. મને કશું અડે નહીં. પછી એ વાત જાણીને બોલાવ્યા. મેં કહ્યું, બાવો મટી ગયો હજુ ? એ શુદ્ધાત્મા નથી થયો એ ય બાવો છે, પણ તું બાવો મટી ગયો ?

**પ્રશ્નકર્તા :** નહીં.

**દાદાશ્રી :** હું હઉ બાવો કહેવાઉંને ! ચાર ડિગ્રી ખૂટતી હોય, એક ખૂટે તો 'હું' ચોખ્ખું થાય નહીં. એટલે એ બાવો ઉતરી ગયો એટલે પેલો ભાઈ કહે છે, ફરી નહીં કહું, કારણ કે બાવો મટી ગયો ?

**પ્રશ્નકર્તા :** નહીં.

**દાદાશ્રી :** એટલે અહંકાર ના ચડે. અહંકાર ઉતારવા માટે તો બાવો

મટાડવાનું છે. એટલે કેવો સુંદર રસ્તો !! એનું પુસ્તક લખે તો કામ થઈ જાયને ?

**પ્રશ્નકર્તા :** થઈ જાય, દાદા.

**દાદાશ્રી :** સંસાર એટલે હું બાવો ને મંગળદાસ.

હું ય બાવો કહેવાઉં ને તમે ય બાવી કહેવાઓ. તમારે બાવીપણું છૂટ્યું નથી ને મારે બાવાપણું છૂટ્યું નથી. જ્યારે બાવો ત્રણસો સાઠ ડિગ્રી થાય ત્યારે 'હું' છૂટ્યો, છૂટકો થયો !

ત્રણસો છપ્પન હોય ત્યાં સુધી મારે કહેવું પડે ને, હું જુદો છું. તમને નથી કહેતો ? એટલે બાવો જ ! એ કોઈને કહેવાનું નહીં. લોકો પાછા બાવો કેમ ? અણસમજણવાળા લોકો ઊલ્ટાં દોષ બાંધે છે. આપણે સમજી લેવાનું આપણી જાતને કે હું બાવો છું, છેવટે !

**પ્રશ્નકર્તા :** અને હવે બાવો છે તે બાવો જ થાય છે, બાવી નથી થવા જતી. એ બહુ સરસ થઈ ગયું. બાવો રહે છે, બાવી નહીં. બાવી થવા જાય તો પ્રજ્ઞા કહેશે 'ચલ, બાવો રહે' બાવી એ જ સ્ત્રી બને છેને ! બાવો છે તે બાવી થઈ જાય એટલે સ્ત્રીપણું આવે છે. એટલે હવે ચાવી મળી ગઈ દાદા, સ્ત્રીઓને મોટી, અહીંયા મૂળ પોઈન્ટે જ પકડવાનું !

**દાદાશ્રી :** બધી સ્ત્રીઓ સમજી ગઈ, આ બાવો.

આ બાવો તમારી જોડે બહુ કડક રાખે છે. બહુ કડક, છતાં તમને એ વઢે ત્યારે અમે બધું બોલીએ, 'આ તમે ડોસા આવાં છે, આમ છે તેમ.' એ અમને જુદું દેખાય, એ ચોખ્ખું દેખાય, મોઢું-બોઢું બધું ય ક્લીયર...

**પ્રશ્નકર્તા :** દાદા, બધું બોલજો પણ ડોસા ના બોલશો.

**દાદાશ્રી :** નહીં બોલીએ, એવું.

**પ્રશ્નકર્તા :** નહીં બોલશો, તમે લાગતાં જ નથી પછી.

**દાદાશ્રી :** એ તો ગમ્મત કરું છું.

**પ્રશ્નકર્તા :** ના, એવી ગમ્મત નહીં કરતાં.

**દાદાશ્રી :** મહાત્માઓની ગમ્મત કરું, મહાત્માઓને આશ્ચર્ય થઈ જાય કે આ કેવું બોલે છે ! પણ હવે નહીં બોલું.

**પ્રશ્નકર્તા :** મહાત્માઓ તો કહે છે દાદા તો અઠ્ઠાવીસ વર્ષના લાગે છે.

**દાદાશ્રી :** પણ હવે નહીં બોલું.

હું બાવો મંગળદાસ. પેલું લખવું હોય તોય લખાય. સહેલું, સારું કહેવાય. હું મંગળદાસ બાવો.

**પ્રશ્નકર્તા :** દાદા, આ હું બાવો મંગળદાસ સારું લાગે છે.

**દાદાશ્રી :** હા, એ રૂપક.

**પ્રશ્નકર્તા :** બધાને મોઢે ચઢી ગયું છે, એ એક્ઝેક્ટ સિકવન્સમાં છે.

**દાદાશ્રી :** એટલે એ ચઢી ગયું છે ને બધાને, તો એનું એ ચાલુ રાખીએ.

હંઅ, પ્રખ્યાત થઈ ગયા મંગળદાસ. નહીં તો કોણ પૂછે મંગળદાસને ? એવાં મંગળદાસ તો બહુ જન્મ્યા ને મરી ગયા, નહીં ? સારો રસ્તો છે.

કેટલા દાખલા ઉપરેય દાખલા, દાખલા... એ સમજણ, ગેડ પડી જાય એવું. તમને સમજાઈ ગયું, નહીં ? બાવો કોણ ને બાવી કોણ ? ને..

**પ્રશ્નકર્તા :** હા, હા.

**દાદાશ્રી :** અમથાં ગાંડાં કાઢે બાવો વર્ષોથી. એ સુખમાં છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા દાદા, હવે નિરંતર સુખમાં !

## જીવન બને સુગંધીમય !

**દાદાશ્રી :** આ બાવો કોણ ? સંસારમાં આમ કરે, તેમ કરે, બાબાને મારે - બાબાને ઠોકે, એ બધું બાવો અને હું કોણ ? શુદ્ધાત્મા. એટલે આ

પેલામાંથી બાવામાંથી નીકળવાનું છે આપણે. નામ ભલે રહ્યું. એટલે અમારે અંબાલાલ રહ્યું નામ, અમે બાવામાંથી નીકળી ગયા અને થોડું બાવાપણું રહ્યું છે તે આ ખટપટ કર્યા કરીએ. શા હારુ ખટપટ ? ત્યારે કહે, હું જે સુખ ભોગવું છું, એવું સુખ તમને હો.

બાવાએ સુખ માનેલાં તે હવે ચાખવાં પડતાં નથીને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** જ્યાં સુધી બાવા હતા ત્યાં સુધી ચાખ્યું. પણ હવે તો બાવા મટી ગયાંને ! બહુ સારા માણસ, બેસ્ટ માણસ. સુખ ચાખવાની ભાવના થાયને બાવાને, એને કહીએ, 'તમે બાવા, પણ મારે હું ને તું બે જુદાં, સહિયારાં નહીં. હવે મારાથી કેમ વચ્ચે હાથ ઘલાય ? તમે તમારે પ્રયત્ન કરો' કહીયે ! બાવા થઈને ચાખ્યું એ જુદું, ગયું. પણ હવે ?

હવે જીવન એવું સરસ કાઢવાનું, હમણે બાવો જે છે આપણી જોડે તેને કહી દેવાનું કે 'જીવન એવું કાઢો કે આમ અગરબત્તી જેવું'. અગરબત્તી જીવન કાઢે છે, શું એને ધંધો ? પોતે બળીને બીજાને સુખ આપવું. એટલે એની જીંદગી નકામી ના ગઈ. સારી ચોખ્ખી ગઈ. અગરબત્તી જેવું, એ સમજાવવું. અને અગરબત્તી જેવું થાય એવું છે. માલ એવો બધો ને સુગંધીવાળા માણસો હોય.

## હવે થઈ ખાત્રી મુક્તિની !

આના સાંધા મળે છે કે નહીં મળતા ?

**પ્રશ્નકર્તા :** સાંધા મળે છે.

**દાદાશ્રી :** જેને તાળો કહીએ છે આપણે.

**પ્રશ્નકર્તા :** તાળો મળે છે. લીંક જડે. બધી લીંકો બેસે છે.

**દાદાશ્રી :** બેસી જ જાય. એનું નામ જ્ઞાન કહેવાય. દસ જગ્યાએ બેસે ને બીજું ચાર જગ્યાએ કાચું પડે એ જ્ઞાન ના કહેવાય. પછી ના

સમજણ પડે, એની વાત જુદી છે. પણ સમજણ પડે તો કામનુંને ?

કોઈ અવતારમાં જે જ્ઞાન નથી મળ્યું તે મળ્યું અને એમનું રાગે પડી ગયું. એના દાખલા-દલીલ સાથે, હું કોણ ? બાવો કોણ ? ને મંગળદાસ કોણ ?

બાવાને જોયો, મંગળદાસનેય જોયો. હવે આપણે આપણી જાતમાં આવ્યા. કેટલા વર્ષે ?!

જો એ 'હું'માં આવી જાય તો અક્રમ વિજ્ઞાનનો ધ્યેય પૂરો પડે! તમને સમજાયુંને બરોબર ? હવે આપણે આપણામાં રહેવું, 'હું'માં રહેવું. બાવો તો હતા જ. બહુ દહાડા એમાં રહ્યા. વગોવાયા, પૈણ્યા, પસ્તાયા હઉ, ના પસ્તાયા કોઈ ?

**પ્રશ્નકર્તા :** આમાં રિલેટિવમાં તો ભરપટ ડૂબેલા હતા.

**દાદાશ્રી :** ભરપટ એટલે ડૂબેલા હતા તેય ડબલ ડૂબાડવાનું હોય તોય મજા આવે એવું હતું. હજુ હમણે જ બદલાયુંને ?

**પ્રશ્નકર્તા :** માર્ગ મળ્યો છે, એટલે હવે નીકળી જવાશે એવી ખાત્રી છે અંદર.

**દાદાશ્રી :** એ ખાત્રી થઈ ! ધનભાગ્ય છે ! આ વાત સમજી ગયોને, તેનું તો કલ્યાણ થઈ ગયું.

હવે બહાર કોઈ જ્ઞાની થયા હોય ને તો એ મનમાં જાણતા હોય કે હું જ્ઞાની છું. તે રાતે હઉ એ કેફમાં સૂઈ જાય. દરેકનો કેફ ચડે. તે રાત્રે હઉ ઘેનમાં સૂઈ જાય. એમાં એ ખરેખર છેવટે પસ્તાય. આ તો બાવો છે, બાવો ! તેમાં તું કમાયો શું ? તું જુદો છે, તું તો શુદ્ધાત્મા છે.

## 'બાવો' શુદ્ધ તો 'હું' શુદ્ધ !

રિયલ માટે તમારે કશું કરવાનું નહીં. આ આટલું છે તે ચંદુભાઈ કરે અને રિલેટિવ શુદ્ધ થતું જાય. રિલેટિવ શુદ્ધ થતું જાય, એટલે 'બાવાજી' શુદ્ધ થતા જાય. અત્યારે એ 'બાવાજી' સંપૂર્ણ શુદ્ધ ના કહેવાય. 'બાવાજી' સંપૂર્ણ

શુદ્ધ થઈ રહેશે ત્યારે 'હું' શુદ્ધ થશે, કમ્પ્લીટ શુદ્ધ. 'હું' પણ ભગવાન!

અત્યારે 'હું' જ્ઞાન સ્વરૂપ, પછી 'હું' વિજ્ઞાન સ્વરૂપ પ્રગટ થશે ! એટલે તમારે આ એવું જ બેઠું છે. આ બાવો શુદ્ધ થતો જાય છે અને જ્યારે તે 'હું' એ શુદ્ધ, એ ચોખ્ખું થઈ ગયું, અને તો એ 'હું' થઈ ગયો કમ્પ્લિટ!

**પ્રશ્નકર્તા :** પછી 'હું' વિજ્ઞાન સ્વરૂપ થતું જાય.

**દાદાશ્રી :** જ્યાં સુધી બોલે છે, ત્યાં સુધી જ્ઞાન સ્વરૂપ છે.

**પ્રશ્નકર્તા :** હંઅ. 'હું' બોલે છે ત્યાં સુધી જ્ઞાન. 'હું' સાંભળ્યા કરે અને જ્ઞાન બોલ્યા કરે.

**દાદાશ્રી :** જ્ઞાનેય પછી બોલવાનું બંધ થઈ જાય, એ વિજ્ઞાન. વિજ્ઞાન પછી અવાજ-બવાજ ના હોય, પૂર્ણાહુતિ, પૂર્ણ દશા !

**પ્રશ્નકર્તા :** એટલે ત્રણસો સાઠ ડિગ્રી કહે છે તે વિજ્ઞાન સ્વરૂપ !

**દાદાશ્રી :** હા. એ થ્રી સીક્સ્ટી(ત્રણસો સાઠ) થયા પછી બોલ, શબ્દ ના હોય.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાન બોલે છે અને 'હું' સાંભળ્યા કરે, તેમ ડિગ્રીઓ વધતી જાય.

**દાદાશ્રી :** વધતી જાય.

શબ્દો છે ત્યાં સુધી અમે બાવા છીએ. પણ શબ્દ જુદો છે, આ રિલેટિવ છે અને રિયલમાં શુદ્ધ, વિજ્ઞાન છે. અમે બે બાજુ છીએ. એક વિજ્ઞાન સ્વરૂપ છે અને બાવા સ્વરૂપે છે એ જ્ઞાન સ્વરૂપ છે. જ્ઞાન રિલેટિવ છે અને પેલું વિજ્ઞાન રિયલ છે. આ અમારું રિલેટિવ બંધ થયું કે પેલું પૂરું થઈ ગયું. રિલેટિવ એકાદ-બે અવતારમાં બંધ થઈ જાય. એટલે પેલું પૂરું થઈ જાય. એટલે 'અમે' વિજ્ઞાન જ છીએ. પણ અત્યારે જ્ઞાન સ્વરૂપ છીએ, બાવાજી. હું, બાવો ને મંગળદાસ.

**પ્રશ્નકર્તા :** 'હું' બાવા સ્વરૂપે હોય છે જ ?

**દાદાશ્રી :** ના 'હું મંગળદાસ છું' માને છે એ બાવો સ્વરૂપે છે. સમજ પડીને ! એ રીતે છે !

**પ્રશ્નકર્તા :** તો એવું આ વ્યવહારમાં થયું એવું આ રિયલમાં કેવી રીતે હોય છે ?

**દાદાશ્રી :** 'હું' એ રિયલ છે. એ તો છેલ્લું જ્ઞાન. શબ્દ બોલવો ત્યાં છેલ્લું જ્ઞાન. એ બોલ ના બોલવું એ વિજ્ઞાન. એટલે રિલેટિવમાં 'હું'નું જ્ઞાન છેલ્લામાં છેલ્લું જ્ઞાન છે અને મંગળદાસ એ કમ્પ્લિટ રિલેટિવ છે. મંગળદાસ તો કાયમનો છે જ અને બાવો વધતો જાય છે.

**પ્રશ્નકર્તા :** બાવો વધતો જાય પણ 'હું' તો એનું એ જ રહે છે ને ?

**દાદાશ્રી :** 'હું' તો એનું એ જ રહે.

**પ્રશ્નકર્તા :** અને 'હું' પછી ત્યારે વિજ્ઞાન સ્વરૂપ કહેવાય કે જ્યારે ફૂલ જ્ઞાન થયું. બાવો ફૂલ થાય ત્યારે.

**દાદાશ્રી :** 'હું' છે તે જ્ઞાન સ્વરૂપ, નવ્વાણું છે ત્યાં સુધી અને પેલું સો થયું કે એ વિજ્ઞાન.

**પ્રશ્નકર્તા :** 'હું' વિજ્ઞાન સ્વરૂપ થઈ ગયો.

**દાદાશ્રી :** બોલે છે ત્યાં સુધી 'હું' બાવો.

**પ્રશ્નકર્તા :** પણ એટલે જ્યાં સુધી બોલ ચાલુ જ રહ્યા કરશે ત્યાં સુધી 'હું' વિજ્ઞાન સ્વરૂપ નથી થતું ?

**દાદાશ્રી :** ત્યાં સુધી 'હું' જ્ઞાન સ્વરૂપ છું. પણ રિયલી વિજ્ઞાન સ્વરૂપ છું.

**પ્રશ્નકર્તા :** હવે જ્ઞાન સ્વરૂપ તો એને કહેવાય કે જ્યારે બોલાયા કરતું હોય એટલે કે વાણી નીકળ્યા કરતી હોય ત્યારે 'હું' ક્યાં છે ?

**દાદાશ્રી :** ત્યાં સુધી 'હું' એ બાવાજી સ્વરૂપે છે.

**પ્રશ્નકર્તા :** એટલે મંગળદાસ તો બાજુમાં જ રહી જાય છે.

**દાદાશ્રી :** હા, મંગળદાસ તો કશું ફેરફાર જ ના થાય. નામધારી છે.

**પ્રશ્નકર્તા :** હંઅ. નામધારી છે. અને બાવાની સમજણ વધતી જાય.

**દાદાશ્રી :** વધતી જાય, કાયમ આ બધા મહાત્માઓ બાવા કહેવાય. કારણ કે પોતાનું નામ રિલેટિવને સ્વીકારતા નથી ને રિયલમાં બાવો છે, કહેશે.

**પ્રશ્નકર્તા :** અચ્છા, રિલેટિવ છૂટ્યો અને બાવા સ્વરૂપ થયું અને એ બાવા સ્વરૂપ વધતું વધતું રિયલ થાય છે ?

**દાદાશ્રી :** રિયલ થઈ જાય છે.

પોતાને સમજાતું જાય ધીમે ધીમે. મંગળદાસનું પદ છૂટ્યું જ છે. હવે 'હું' ને બાવો રહ્યાં.

**પ્રશ્નકર્તા :** હવે 'હું' ને બાવો, તો 'હું' બાવાને જ્ઞાન વધારવામાં હેલ્પ કરે, એવું બને છે ?

**દાદાશ્રી :** ના. (કેવળજ્ઞાન સ્વરૂપ આત્મા કેવળ પ્રકાશક જ છે.)

**પ્રશ્નકર્તા :** તો બાવાનું જ્ઞાન કેવી રીતે વધે છે ?

**દાદાશ્રી :** જેમ જેમ કર્મ છૂટતા જાય તેમ. ફાઈલ નો નિકાલ થતો જાય. અને તે કોણ નિકાલ કરે છે ? વ્યવસ્થિત.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત નિકાલ કરે, બરોબર. એટલે એના ટાઈમે બધું ભેગું થાય ત્યારે નિકાલ થયા કરે.

**દાદાશ્રી :** ઈફેક્ટનો નિકાલ થતો જ રહ્યો છે. કોઝીઝ ઉત્પન્ન થતાં નથી.

## 'હું' ને 'બાવો' ત્રણસો સાઠે એક !

હું એમ પૂછું કે કોણ બોલ્યું ? તો એ કહે છે, નીરુ બોલી. પછી

એના પરથી જુદાપણાનું જ્ઞાન થઈ ગયું એમને અને પછી છે તે નીરુબેન પ્રતિક્રમણ કરે.

એવી રીતે પછી તમારે છે તે મને કહેવું કે આ ચંદુભાઈ બોલ્યા. એટલે આપણું જ્ઞાન હાજર રહ્યું કહેવાય. અહીં એવું જ બોલવાનો રિવાજ છે. એને 'બાવાજી' આપણે કહીએ છીએ. હું, બાવો ને મંગળદાસ ! મંગળદાસ અમુક હદ સુધી, પછી આગળ છે તે બાવો છે.

**પ્રશ્નકર્તા :** અમુક હદ સુધી હું ?

**દાદાશ્રી :** ના, એ છે ત્રણસોને છપ્પને આ બાવો, સત્તાવન, અઠ્ઠાવન, ઓગણસાઠ, તે ઓગણસાઠ સુધી બાવો ગણાય. સાઈઠ થયો એટલે 'હું' થઈ ગયો. એટલે 'હું' તો 'શુદ્ધાત્મા' જ છું, પણ આ ય 'હું' થઈ ગયો. બેઉ ત્રણસો સાઠ થયા અને ત્યાં સુધી બાવો.

અહીં લખો (દાદાશ્રી લખાવે છે), બાય રિલેટીવ હી ઈઝ ઈનસાઈડ ટુ હંડ્રેડ. બાય રિલેટીવ વ્યુ પોઈન્ટ એટલે ચંદુભાઈ. બાય રિયલ હી ઈઝ ઑન થ્રી હંડ્રેડ થ્રી.

## ડિગ્રી કોની, કેટલી ?

**પ્રશ્નકર્તા :** આપે કહ્યુંને કે ચંદુભાઈ બસ્સો ડિગ્રીએ અને રિયલમાં ત્રણસો ત્રણ ડિગ્રી છે. તો રિયલમાં ત્રણસો સાઠ ડિગ્રીએ છે એવું ના કહેવાય, દાદા ?

**દાદાશ્રી :** રિયલમાં તો ત્રણસો સાઠ ડિગ્રી જ છે.

**પ્રશ્નકર્તા :** તો ત્રણસો ત્રણ ડિગ્રીએ કોણ આવ્યું છે ?

**દાદાશ્રી :** એ જે રિયલ થવા માગે છે તે. રિયલ, એ મેં કહ્યું છે કે ખરેખર તમે મૂળ સ્વરૂપે (શુદ્ધાત્મા) રિયલ છો. એટલે હવે તમે (બાવો) રિયલ થવા માગો છો. હવે ખરેખર રિયલ જ થવું છે.

**પ્રશ્નકર્તા :** પણ કોણ, દાદા ? ચંદુભાઈ તો ચંદુભાઈ છે.

**દાદાશ્રી :** એ જે રિલેટીવ હતો તે જ.

**પ્રશ્નકર્તા :** રિલેટીવ ચંદુભાઈ છે, એ બસ્સો બે ડિગ્રીએ છે અને રિયલ હું છું, એ ત્રણસો સાઠ ડિગ્રી એ છે એવી મારી સમજ છે.

**દાદાશ્રી :** પણ એ વાત સાચી જ છેને !

**પ્રશ્નકર્તા :** તો ત્રણસો ત્રણ ડિગ્રી એ કોણ છે ?

**દાદાશ્રી :** એ છે તે જેને, અત્યારે માન્યતામાં તો ત્રણસો સાઠ ડિગ્રી જ છું હું, પણ વર્તનમાં છે તે ત્રણસો ત્રણ ડિગ્રી છે.

**પ્રશ્નકર્તા :** બરાબર હંઅ. વર્તનમાં ત્રણસો ત્રણ ડિગ્રી છે.

**દાદાશ્રી :** હંઅ.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, કોનું વર્તન ? ચંદુભાઈનું કે...

**દાદાશ્રી :** જેને વર્તન વધતું આવ્યું તે જ એ.

**પ્રશ્નકર્તા :** તે ચંદુભાઈ કે કોણ ?

**દાદાશ્રી :** ચંદુભાઈ હતો તે, ખરેખર ચંદુભાઈ ન હતો પણ 'હું ચંદુભાઈ છું' એય સાચી વાત છે ને આગળ વધતો ગયો તેય સાચી વાત છે.

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એમ કહેવાય કે ચંદુભાઈ ત્રણસો ત્રણ ડિગ્રીએ આવે છે કે ચંદુભાઈ બસ્સો બે ડિગ્રીએ જ છે ?

**દાદાશ્રી :** મૂળ ચંદુભાઈ અમુક જગ્યાએ, એની એ જ જગ્યા પર હતો ત્યાંનો ત્યાં જ. અને પછી છે તે આ આવ્યો. તે ચંદુભાઈ આટલાં આટલાં ખર્ચા કરીને આવેલો છે. એટલે એ મૂળ ચંદુભાઈ ન્હોય આ. ખર્ચ કરેલો ચંદુભાઈ (બાવો).

**પ્રશ્નકર્તા :** એટલે શું, દાદા ? ખર્ચ કરેલો ચંદુભાઈ એટલે શું ?

**દાદાશ્રી :** એ વાત તમારું બ્રેઈન પહોંચે નહીં એટલે આ મેં તમને

લખાવ્યું એ જ ભૂલ કરી. એ જો સમજણ પડી જાય તો આ તો બહુ સુંદર વાત છે. એટલે તમારે એમ જ કહેવું કે આ ત્રણસો ત્રણ ડિગ્રી નહીં, હું તો આ હતો.

**પ્રશ્નકર્તા :** એટલે જેને સમજ પડી કે હું આ ચંદુભાઈ નથી અને હું આ શુદ્ધાત્મા જ છું, એ જેને સમજ પડી એ ત્રણસો ત્રણ ડિગ્રી સુધી આગળ આવ્યો, બસ્સો બે ડિગ્રીથી.

**દાદાશ્રી :** હા, છું પણ થયો નથી હજુ. હવે થવાનો એણે પ્રયત્ન શરૂ કર્યો. શું શું અડચણો છે એ અડચણો તમને કહી. એ અડચણો દૂર કરતાં ગયા ને આગળ વધતા ગયા.

**પ્રશ્નકર્તા :** એટલે આપે જે રૂપક આપ્યું હું, બાવો ને મંગળદાસ. તો એમાં બાવો ત્રણસો ત્રણ ડિગ્રી સુધી આવ્યો.

**દાદાશ્રી :** હા. બાવો ત્રણસો ત્રણ ડિગ્રી સુધી આવ્યો છે, એ જ બાવો જ્યારે ત્રણસો ઓગણસાઈઠ થશે ત્યાં સુધી બાવો અને ત્રણસો સાઠ થયો એટલે શુદ્ધાત્મા !

**પ્રશ્નકર્તા :** સમજ પડી ગઈ હવે. એટલે મંગળદાસ તો બસ્સો બે ડિગ્રી ઉપર જ છે. એ તો જે લાવ્યો છે એ થયા કરવાનું છે એનું.

**દાદાશ્રી :** ચંદુભાઈને રિલેટિવ શું આપ્યું હતું ?

**પ્રશ્નકર્તા :** બસ્સો બે ડિગ્રી.

**દાદાશ્રી :** એ બસ્સો બે ડિગ્રી ઉપર જ છે, ચંદુભાઈ તો. પછી ડિગ્રી વધતી ગઈ એ બાવો ગણાવા માંડ્યો. બસ્સો ત્રણ ડિગ્રી થયા એટલે બાવો. એ બાવો થતો થતો થતો થતો ત્રણસો ઓગણસાઠ ડિગ્રીએ આવશે, ત્યાં સુધી બાવો અને ત્રણસો સાઠ ડિગ્રી એટલે કમ્પ્લિટ.

**પ્રશ્નકર્તા :** એટલે એના દર્શનમાં જેમ જેમ ફેરફાર થતો ગયો એમ ડિગ્રી વધતી ગઈ. એની એક પછી એક એની ડિગ્રી વધતી ગઈ...

**દાદાશ્રી :** એનો એ જ બાવો. બસ્સો ત્રણે જ બાવો કહેવાતો હતો અને ત્રણસો ઓગણસાઠ ઉપરેય બાવો કહેવાય.

**પ્રશ્નકર્તા :** હા. એટલે ત્રણસો ત્રણ ડિગ્રી ઉપર આવ્યો એટલે બાવાનું દર્શન વધતું ગયું.

**દાદાશ્રી :** હા. તે મહીં બાવો એ તમને જુદું પાડ્યું. અને મહીં એ એનો એ જ પોતે ચંદુભાઈ ગણાતો હતો, એનો એ જ પોતે હવે પાછો આવી રહ્યો છે. પોતે બાવો થતો ગયો પહેલો અને બાવો થઈને પછી આગળ આવતો રહ્યો.

એ 'આ બાવો' એવું મેં નામ આપ્યું છે એથી જો સમજણ પડે તો બહુ ઉત્તમ વસ્તુ. ક્યાં સુધી બાવો ને ક્યાં સુધી મંગળદાસ ને એ બધું.

**પ્રશ્નકર્તા :** અને જ્યાંથી જન્મ્યો ત્યાંથી મંગળદાસ. બસ્સો બે ડિગ્રી પર જન્મ્યો તો બસ્સો બે ડિગ્રી પર મંગળદાસ.

**દાદાશ્રી :** મંગળદાસ તો કોણ છે ફક્ત ? જેટલો ફીઝીકલ ભાગ છે એટલો જ, જન્મ્યો ત્યારથી નહીં. ફીઝીકલ છે એ બધું ય !

**પ્રશ્નકર્તા :** એટલે એવું મંગળદાસ નાનો, પછી જુવાન થયો, પછી ઘરડો થયો એ ફીઝીકલ ભાગ જ. શરીર !

**દાદાશ્રી :** શરીર જુવાન થાય છે એ બધું મૂળ છે તે ફીઝીકલ, ફીઝીકલ ભાગ રહે છે એ તો ચંદુભાઈનો, ચંદુભાઈ એ જ, પણ બાવો છે તે ધીમે ધીમે વધતો જાય છે.

**પ્રશ્નકર્તા :** આપે જ્ઞાન આપ્યું ત્યારથી બાવો જન્મ્યો. ત્યાં સુધી તો ચંદુભાઈ જ હતો.

**દાદાશ્રી :** હા. નહીં તો ત્યાં સુધી ચંદુભાઈ જ હતો. પછી બાવો થવા માંડ્યો. જેમ માણસ હોય બ્રાહ્મણ અને પરણવાનું ત્રીસ-ચાલીસ વર્ષ સુધી કશું ઠેકાણું ના પડે અને કોઈ જગ્યાએ મંદિરના મહંત તરીકે રાખ્યો અને બાવાજી કહેવાય ત્યારથી બાવો થયો. એટલે તમે ચંદુભાઈ જ હતા.

હું ભેગો થયો. મેં કહ્યું તમને, તમે શુદ્ધાત્મા છો. ત્યારથી એ બાવા થયા. લોકો પેલા મંદિરના બાવા થાય ને આપણે આમાં બાવા થયા.

**પ્રશ્નકર્તા :** બરોબર. બસ હવે બાવાને કહ્યે રાખવાનું, તું શુદ્ધાત્મા છે, તું શુદ્ધાત્મા છે. બાવાને એ જ રટણ કરે રાખવાનું. એટલે ધીમે ધીમે ત્રણસો સાઠે એ પહોંચી જશે બાવો.

**દાદાશ્રી :** ના, એવું રટણ રાખવાની જરૂર નહીં. આપણે 'હું શુદ્ધાત્મા છું' જ બોલવું. જ્યારે શુદ્ધાત્મા વર્તનમાં આવશે ત્યારે બાવાપણું છૂટી જશે. અને જ્યાં સુધી એ વર્તનમાં નથી આવ્યું માટે બાવા છીએ. શ્રદ્ધામાં 'હું શુદ્ધાત્મા છું', વર્તનમાં નથી માટે બાવો છે. એ વર્તન એક્ઝેક્ટ થઈ જશે એટલે પાછું શ્રદ્ધા-બદ્ધા બધું એક્ઝેક્ટમાં.

**પ્રશ્નકર્તા :** કરેક્ટ. હા, વર્તનમાં હું બાવા સ્વરૂપ છે, શ્રદ્ધામાં હું શુદ્ધાત્મા છું.

**દાદાશ્રી :** અવળી સમજથી બધું ઊંધું થઈ જાય.

**પ્રશ્નકર્તા :** બાય રિયલ વ્યુ પોઈન્ટ વી આર ઑલ એટ થ્રી હંડ્રેડ એન્ડ સીક્સ્ટી ? રિયલ વ્યુ પોઈન્ટથી આપણે બધાંય ત્રણસો સાઠ ડિગ્રીએ છીએ ?

**દાદાશ્રી :** યસ, યસ. બટ નિયરલી રિયલ.

**પ્રશ્નકર્તા :** ઍબ્સોલ્યુટ ?

**દાદાશ્રી :** ઍબ્સોલ્યુટ ઈઝ ધી રિયલ. આઈ એમ ફોર ડિગ્રી નિયર (ટુ) ઍબ્સોલ્યુટિઝમ, થ્રી હંડ્રેડ ફિફ્ટી સિક્સ ડિગ્રી. રિયલ ઈઝ કરેક્ટ, રિયલ થ્રી હંડ્રેડ સિક્સટી ઍન્ડ આઈ એમ (એટ) થ્રી ફિફ્ટી સિક્સ ડિગ્રી.

ધીસ, 'નિયર રિયલ' ઈઝ થ્રી હંડ્રેડ ફિફ્ટી સિક્સ.

**પ્રશ્નકર્તા :** યા, યા. બટ વેન હી વોઝ એઈજ ફોર્ટી નાઈન, વેર વોઝ હી ? હવે આપને પચાસ વર્ષે જ્ઞાન થયું એટલે તમે થ્રી ફિફ્ટી સિક્સ ડિગ્રીએ પહોંચી ગયા. પણ જ્યારે જ્ઞાન નહોતું થયું ઓગણપચાસ વર્ષની

ઉંમરે ત્યારે આપ ક્યાં હતા ?

**દાદાશ્રી :** જ્ઞાન પહેલાં બાય રિલેટિવ વ્યુ પોઈન્ટ અમારી ટુ સિક્સ્ટી ફાઈવ ડિગ્રી હતી. રિલેટિવમાં ટુ સિક્સ્ટી ફાઈવ ડિગ્રી હતી અને 'નિયર રિયલ' થ્રી ફોર્ટી ફાઈવ હતી.

રિયલ થ્રી હંડ્રેડ સીક્સ્ટી ડિગ્રી હોય પણ અત્યારે 'એ' ત્યાં સુધી આવ્યા છે. આ હવે નજીકમાં છે એટલે જણાવીએ છીએ કે શું ડિગ્રી પર છીએ. હવે થોડા વખત પછી રિયલ થવાના જ છે. આ ઈફેક્ટ રહેલી છે. બાકી રિયલી છે તે કોઝમાં તો આ થઈ જ ગયેલા છે. રિયલી થઈ ગયેલા છે. આ રિલેટિવ અમારું આવ્યું છે.

**પ્રશ્નકર્તા :** આપને થ્રી ફિફ્ટી સિક્સ ડિગ્રી સુધી પહોંચવામાં સૌથી મોટામાં મોટી કઈ અટકણ હતી કે કઈ વિકનેસ હતી ?

**દાદાશ્રી :** ઈગો, ઈગોઈઝમ, 'હું કંઈક છું' એવું !

ત્રણસો ત્રણ ડિગ્રી આવ્યા હોયને એ બાવો. બાવો અહીંથી હતો. પહેલું કેટલું હતું, ચંદુભાઈ હતું ત્યારે ?

**પ્રશ્નકર્તા :** બસ્સો બે ડિગ્રી, તમે બહુ સરસ શબ્દ સમજાવવા માટે કહેલો કે બસો બે ડિગ્રી ચંદુભાઈની, ત્રણસોને સાઠ શુદ્ધાત્માના એટલે રિયલના અને ત્રણસોને ત્રણ ડિગ્રી કોની ? તો કહે કે નિયર રિયલ. એમ કહ્યું.

**દાદાશ્રી :** નિયર રિયલ. પછી એક પગથિયા હોય કે દશ પગથિયા હોય પણ નિયર રિયલ.

એ દુનિયાદારીનો દાખલો આમાં તમને સમજાવવા માટે કહ્યું. એટલે તમે ચંદુભાઈ હતા અને ડૉક્ટર હતા, ત્યાં સુધી ચંદુભાઈ ડૉક્ટર છું હું.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** પણ પછી મેં કહ્યું કે ના, ચંદુભાઈ ડૉક્ટર ખરા પણ બાય બોડી ને એ બધાથી, ફીઝિકલમાં. હવે તમે શુદ્ધાત્મા છો. ત્યારે 'તમને'

શુદ્ધાત્મા ને 'હું ચંદુભાઈ'ને આવું પદ. તમને એ ખ્યાલ આવવા માંડ્યો એટલે મેં કહ્યું કે ના, શુદ્ધાત્મા થયા નથી, થઈ રહ્યા છો. એ વચલું સ્ટેજ બાવાનું આપ્યું.

**પ્રશ્નકર્તા :** બરાબર. વચલું સ્ટેજ બાવાનું આપ્યું. હા, સમજ પડી.

## ...ત્યારથી ડ્રેસવાળો બાવો !

**દાદાશ્રી :** જ્યાં સુધી એ શબ્દ છે ત્યાં સુધી બાવાજી. 'હું શુદ્ધાત્મા છું' ત્યાં સુધી બાવાજી, 'હું જ્ઞાની છું' ત્યાં સુધી બાવાજી, ત્રણસો છપ્પન ડિગ્રી હોય તે બાવાજી, ત્રણસો ઓગણસાઠ ડિગ્રીએ ય બાવાજી. અને હું એટલે હું પૂરો સમજ્યો નહીં મને લાગે છે ? શું બાવાનો અર્થ ?

**પ્રશ્નકર્તા :** ત્રણસો સાંઠ ડિગ્રીએ કમ્પ્લિટ અને ત્રણસો ઓગણસાઠ સુધી બાવો. ત્રણસો છપ્પન ડિગ્રીએ બાવો.

**દાદાશ્રી :** ત્રણસો સાંઠ ડિગ્રી શબ્દ એ બાવો અને શબ્દ વગરનું એ સેલ્ફ. કોઈ કહે છે, હું ત્રણસો સાંઠ ડિગ્રી છું તે બાવો. શબ્દ નથી, અવાજ નથી ત્યાં પછી બાવો નથી, એ મૂળ છે.

**પ્રશ્નકર્તા :** એટલે પોતાનું 'હું શુદ્ધાત્મા છું' ભાન થયા પછી બાવો કહેવાય કે ત્યાર પહેલાં પણ ?

**દાદાશ્રી :** બધેથી જ બાવો, ત્યાર પહેલાંથી.

**પ્રશ્નકર્તા :** ત્યાર પહેલાંથી જ ? પુનર્જન્મ સમજે ત્યારથી ?

**દાદાશ્રી :** 'હું કર્તા છું' એવું ભાન થયા પછી, 'હું કરું છું' અને 'હું ભોગવું છું' મારા કર્મો, ત્યારથી બાવો.

**પ્રશ્નકર્તા :** આપે એક વાર કહેલું કે બાવાનો જન્મ અમે જ્ઞાન આપીએ છીએ ત્યાર પછી જ થાય છે. ત્યાં સુધી બાવો નથી હોતો.

**દાદાશ્રી :** ના, બાવાનો જન્મ તો, 'હું કર્તા છું' અને મારે મારાં કર્મ

ભોગવવાં પડશે, એવું જાણ્યું ત્યારથી જ એ બાવો થઈ ગયો. પણ બાવાને એક્ઝેક્ટ ડ્રેસ નહીં. એક્ઝેક્ટ ડ્રેસ તો, 'હું શુદ્ધાત્મા છું' એવું ભાન થાય ત્યારથી એ એક્ઝેક્ટ ડ્રેસમાં આવ્યો. ખરેખર બાવો અહીંથી કહેવાય, પેલો બાવો તો ગણાય જ. અને મંગળદાસ છું, વિલિયમ છું, સુલેમાન છું, એ બધા મંગળદાસ. કારણ કે એ પોતે (માનેલું હું) શું જાણે કે ભગવાન કરે છે અને હું તો સુલેમાન છું.

**પ્રશ્નકર્તા :** દેહાધ્યાસ મને વર્તે છે, એનાથી છૂટવું છે એવું એને ભાન થયું ત્યારથી એ બાવો.

**દાદાશ્રી :** દેહાધ્યાસ શબ્દ ભાને ય નથી.

**પ્રશ્નકર્તા :** તો એ બાવો ના કહેવાય ?

**દાદાશ્રી :** એ જ બાવો. બાવાની શરૂઆત કહેવાય. દેહાધ્યાસ ભાન થાય, એ તો પછી મોટો, મોટો બાવો, રોફવાળો, પણ તે કપડાંવાળો બાવો નહીં, અસલ બાવો નહીં. અસલ બાવો જ્યારે આ જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારથી અસલ બાવો.

**પ્રશ્નકર્તા :** ડ્રેસવાળો બાવો ?

**દાદાશ્રી :** ડ્રેસવાળો, ફૂલ ડ્રેસ. લોક ત્યારે કોઈ વખાણે ત્યારે એવું કહે કે, ના ભઈ, બાવાજી આવ્યા. પેલો બાવો કહે કે ના ય કહે. એ એના ઘરનો બાવો.

અમારો બાવો જુદો છે. આ મજૂરનો ય બાવો કહેવાય. અહીંનો મજૂર ઈન્ડિયાનો તે બાવો. કારણ કે એ જાણે, મારી સ્ત્રી, નહીં જાણે કયા અવતારની વેરવી છે, કયા અવતારનું વેર બાંધ્યું છે, હેરાન-હેરાન કરી નાખ્યો મને. હજુ ભૂલાયું નથી ગયા અવતારનું.

મંગળદાસને, બાવાને, બધાને જે જાણે તે 'હું'. ત્રણસો સાઠ ડિગ્રીનો જ્ઞાની છે, તે 'હું' કહું છું. પણ 'જ્ઞાની' એ 'હું' નથી.

**પ્રશ્નકર્તા :** બાવો તે હું નહીં ?

**દાદાશ્રી :** ના, 'જ્ઞાની' એય 'હું' નહીં. પણ 'હું' બધાને જાણું છું. ત્રણસો સાઠ ડિગ્રીનો 'જ્ઞાની' છે, તેને પણ જાણું છું.

**પ્રશ્નકર્તા :** એવું કોણ કહે છે ? 'હું' ?

**દાદાશ્રી :** 'હું' કહે છે.

**પ્રશ્નકર્તા :** અને બાવો ?

**દાદાશ્રી :** 'ત્રણસો સાઠ ડિગ્રીનો જ્ઞાની છું' એમ બોલે છે તે.

**પ્રશ્નકર્તા :** ત્રણસો સાઠ ડિગ્રી બોલે છે ?

**દાદાશ્રી :** અમે નથી કહેતા, 'બાવો' થઈને, હું ત્રણસો છપ્પન ડિગ્રીનો જ્ઞાની છું ?

**પ્રશ્નકર્તા :** હું ત્રણસો ઓગણસાઠ ડિગ્રીનો જ્ઞાની છું, એવું બોલે છે તે બાવો.

**દાદાશ્રી :** તે બાવો.

**પ્રશ્નકર્તા :** એને જાણે છે તે જ.

**દાદાશ્રી :** તે મૂળ.

**પ્રશ્નકર્તા :** મૂળ એ 'હું' કીધું.

**દાદાશ્રી :** મૂળ એ 'હું'. જ્યાં શબ્દ પહોંચે નહીં ત્યાં 'હું' છતાં બધું એમાંથી ઉદ્‌ભવ થાય છે. તને બાવો દેખાય છે ને ? બાવો ઊડીને એ મૂળ જોડે અભેદ થઈ જાય. એટલે પછી આ બાવો ઊડી ગયો ! બાવો અને હું, બેની વચ્ચે જે પડ છે એ પડ નીકળી જાય એટલે હું થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** એ શું પડ છે ?

**દાદાશ્રી :** એ જ પડ પેલું મૂળની ચોંટ છે ફક્ત, દરઅસલ ચોંટ. એ ચોંટ નીકળી ગઈ એટલે ઊડી ગયું. એ પદને આવતાં વારે ય ના લાગે.

**પ્રશ્નકર્તા :** ક્યારે આવે દાદા ? એ પદ ક્યારે આવે ?

**દાદાશ્રી :** ત્રણસો સાઠ ડિગ્રી થાય ત્યારે.

## 'મંગળદાસ' પર શી અસર ?

**પ્રશ્નકર્તા :** આ બાવો ત્રણસો પિસ્તાળીસની ઉપર જાય તો મંગળદાસમાં શું ફેરફાર થાય ?

**દાદાશ્રી :** મંગળદાસમાં ફેરફાર કંઈ ના થાય. એ તો એની પ્રકૃતિમાં જ હોય. ફેરફાર થયા કરે છે બાવો જ. 'હું' ફક્ત જોયા કરે.

**પ્રશ્નકર્તા :** આ બાવો એ કયા આધારે ફેરફાર થાય છે ?

**દાદાશ્રી :** ઈફેક્ટના આધારે.

**પ્રશ્નકર્તા :** મંગળદાસની ઈફેક્ટને આધારે ? બાવાને ફેરવે છે કોણ ? એટલે કે જ્ઞાન કે બહારની અસરો ? બાવો કયા આધારે ફેરફાર થાય છે ?

**દાદાશ્રી :** ઈફેક્ટના આધારે. (જ્ઞાને કરીને જેટલી ઈફેક્ટ ભોગવાઈ ગઈ તેટલો બાવો આગળ વધે. એમ સમજવું)

**પ્રશ્નકર્તા :** ઈફેક્ટ મંગળદાસની ?

**દાદાશ્રી :** વળી મંગળદાસની ઈફેક્ટ હોતી હશે ?

**પ્રશ્નકર્તા :** તો ?

**દાદાશ્રી :** જે એને ભોગવે એની. મંગળદાસ એની પોતાની ભોગવે. બાવો એની ભોગવે.

**પ્રશ્નકર્તા :** એ ત્રણસો પિસ્તાળીસમાંથી ત્રણસો છેતાલીસ આવે, ત્રણસો સુડતાલીસ આવે, એ કયા આધારે આવે છે ?

**દાદાશ્રી :** એ જેટલું (જ્ઞાને કરીને) ભોગવાઈ ગયું એટલું આમાં આવ્યો એટલે 'હું'માં આવ્યો એટલો વધ્યો.

**પ્રશ્નકર્તા :** બાવો 'હું' માં જાય છે ?

**દાદાશ્રી :** ત્યારે બીજું કોણ જાય ? એ ત્રણસો છપ્પનવાળો બાવો વધતો વધતો ત્રણસો સાઈઠ થશે. ઓગણસાઈઠ ત્યાં સુધી બાવો અને સાઈઠ થયો તો એ પોતે !

**પ્રશ્નકર્તા :** અને 'હું' ત્યારે હતો જ, રહે જ છે ? 'હું' દરેક વખતે હતો અને રહે જ છે ?

**દાદાશ્રી :** 'હું' તો હોય જ ને !

**પ્રશ્નકર્તા :** તો આ 'હું' બાવાને કંઈ સમજણ પાડે એવું બને છે ?

**દાદાશ્રી :** બને ને ! (અહીં 'હું' પ્રજ્ઞા સ્વરૂપે કામ કરે છે તેમ સમજવું.)

**પ્રશ્નકર્તા :** અને એ સમજણથી બાવો 'હું' પાસે આવે એવું બને છે ?

**દાદાશ્રી :** હા, એ સમજણથી જ આવેને, બીજું શું ?!

**પ્રશ્નકર્તા :** એટલે એ શું છે બધું ? એટલે બાવાને પ્રગતિ માંડવી હોય તો શું હોય છે વચ્ચે ?

**દાદાશ્રી :** બીજી શી પ્રગતિ માંડવાની ? આ 'હું' કહે એટલું જ. 'હું'ને શબ્દ ના હોય.

**પ્રશ્નકર્તા :** 'હું'ને શબ્દ ના હોય ? તો એ કઈ રીતે સમજણ પાડે છે એને ?

**દાદાશ્રી :** એ તો પેલી શક્તિ ખરીને, પ્રજ્ઞાશક્તિ, એ 'હું'નો ભાગ, પ્યૉર જ છે.

**પ્રશ્નકર્તા :** બરોબર.

**દાદાશ્રી :** પણ એની સંજ્ઞાથી એ થઈ જાય, શબ્દ ના હોય. એની હાજરીથી આ બધું ચાલે છે. એ ના હોય તો ના ચાલે આ બધું. ઊંચે ચઢે

જ નહીં બાવો. નીચે પડી જાય ખરો પણ ચઢે નહીં.

**પ્રશ્નકર્તા :** આ પ્રજ્ઞા એને ચઢાવી દે છે ?

**દાદાશ્રી :** પ્રજ્ઞાને લીધે ઉપર ચઢતો જાય. અને પ્રજ્ઞાની ગેરહાજરીમાં પડી જાય. જાગૃતિ ગઈ કે નીચે પડ્યો. હું બોલું છું તે કામ લાગશે કે ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા. વાત તો બહુ સ્પષ્ટ છે એકદમ. ક્લિયર સમજાય એવી છે. હવે આમાં મંગળદાસની ઈફેક્ટ જે આવે એ બાવાને એની અસર કેટલી પડે છે એમ ?

**દાદાશ્રી :** મંગળદાસ પોતે પોતાની ઈફેક્ટ ભોગવે અને પોતાની ના હોય બાવાની ઈફેક્ટ હોય તો બાવો ભોગવે.

**પ્રશ્નકર્તા :** અથવા બાવાની ઈફેક્ટ મંગળદાસ પર આવે ?

**દાદાશ્રી :** ઈફેક્ટ તો સામસામે આવે-જાય ખરી, પણ એની પોતાની એટલે પોતાની જ. મંગળદાસ છે તે તારી ઈચ્છા હોય તો ફેરફાર ના થાય. બાવાની ઈચ્છા હોય કે મંગળદાસમાં આવું ફેરફાર થાય તો ફેરફાર ના થાય અને મંગળદાસની ઈચ્છા હોય તોય આ બાવો ફેરફાર ના થાય.

**પ્રશ્નકર્તા :** ઘણી વખતે દાદા એવું બને છે કે આપણે એક સમજણ પ્રમાણે ચાલતા હોઈએ, હવે એ સમજણ તો બાવાની હોય કે ભઈ, આ પંખો ના ખાવો જોઈએ, પણ પછી અમુક સંજોગોમાં પાછી એની બિલિફ ફરે, કે ના, પંખો ખાય તો બહુ સારું. એટલે પછી એની બિલિફ એવી ફરે. એટલે પછી પાછું આ પ્રકૃતિને પંખો સારો લાગે.

**દાદાશ્રી :** પછી ?

**પ્રશ્નકર્તા :** એટલે આ જે પ્રકૃતિ બંધાય છે અને પ્રકૃતિ ઈફેક્ટમાં આવે છે, એની પાછળ જ્ઞાન બાવાને જે પ્રાપ્ત થયું છે એ કારણભૂત હોય છે ?

**દાદાશ્રી :** બાવાથી જ પ્રકૃતિ બંધાય છે. બાવો જ પ્રકૃતિ બાંધે છે. પ્રકૃતિ, પ્રકૃતિને બાંધતી નથી. પહેલાં બાવાએ બાંધેલી હતી. તે એ થોડો

ભાગ પ્રકૃતિ થઈ ગયો અને બીજું બાવાની પાસે રહ્યો. જ્ઞાનથી, જે જ્ઞાનનાં સંજોગો મળે, તેનાથી ચેન્જેબલ થાય એ બાવા પાસે રહે. અને જે ચેન્જેબલ ના થાય એ પ્રકૃતિમાં રહ્યો.

**પ્રશ્નકર્તા :** એક્ઝેક્ટ છે એવું ! હવે બાવા પાસેનું જ્ઞાન ચેન્જેબલ છે ?

**દાદાશ્રી :** જ્ઞાન હંમેશાં ચેન્જેબલ જ હોય. બાવા પાસે નહીં તો ગમે તેની પાસે. જ્ઞાન એટલે અજ્ઞાન અને અજ્ઞાન એ એક પ્રકારનું જ્ઞાન છે. છેવટે બધું જ્ઞાનમાં જ સમાય છે. અજ્ઞાન-જ્ઞાન, અર્ધદગ્ધ જ્ઞાન, અર્ધદગ્ધ અજ્ઞાન. બધું જ્ઞાનમાં જ જાય અને જ્ઞાન જ બધું ફેરફાર કરે. અને પ્યૉર જ્ઞાન એ તો ભગવાન જ છે. અને બીજે બધે નીચેનું છે તે ભેદ પડ્યા, આ બાવો, જ્ઞાન એ ય બાવાનું, અજ્ઞાન એ ય બાવાનું.

## કઈ ડિગ્રીએ, જ્ઞાની પદ - ભગવાન પદ ?

અમે જ્ઞાની. જ્ઞાનીને શું હોય ? જ્ઞાની કેમ કહેવાય ? એંસી ટકા, નેવું ટકા, પંચાણું, નવ્વાણું ટકા સુધી જ્ઞાની અને સો ટકે પોતે.

**પ્રશ્નકર્તા :** તમે કહ્યુંને કે ત્રણસોને ઓગણસાઠ સુધી બાવો અને ત્રણસો સાઠ થઈ જાય એટલે બાવો ખલાસ.

**દાદાશ્રી :** પછી તો ભગવાન થયો ! એ ત્રણસોને ઓગણસાઠ સુધી જ્ઞાની. એટલે ત્રણસોને પિસ્તાળીસથી ઉપર લગભગ ત્રણસો ઓગણસાઈઠ સુધી એ જ્ઞાની કહેવાય. પણ બાવામાં જ જાય બધાય.

બધા સ્ટેશનો અમે જોયેલા. તમારે બધા સ્ટેશનો જોવા પડશે.

હું કેવળજ્ઞાન સ્વરૂપ એવો શુદ્ધાત્મા છું.

અમારે દાદા ભગવાનનાં દર્શન કરવાં છે (અરીસામાં જોઈને બોલે છે). આ દેહધારી દેખાય તે દાદા ભગવાન ! એવું છે ને, ત્રણસો પંચાવન ડિગ્રી થાય ત્યારથી, તે ત્રણસો સાઠ ડિગ્રી સુધી બધા ભગવાન જ કહેવાય !

**પ્રશ્નકર્તા :** એટલે આ બાજુ બાવો ત્રણસો પિસ્તાળીસ કે ત્રણસો પચાસ હોય અને આ બાજુ 'હું' ત્રણસો સાંઠ હોય એવું બન્ને એટ એ ટાઈમ બની શકે છે ?

**દાદાશ્રી :** હોયને ! એ જ અમારું છે.

**પ્રશ્નકર્તા :** એટલે બાવો ત્રણસો છપ્પને છે.

**દાદાશ્રી :** બાવો ત્રણસો છપ્પન ડિગ્રીએ છે.

**પ્રશ્નકર્તા :** અને તમે ત્રણસોને સાઈઠે.

**દાદાશ્રી :** 'હું' ત્રણસો સાઈઠ ઉપર અને તીર્થંકરનું બેઉ ત્રણસો સાઈઠ.

**પ્રશ્નકર્તા :** કેવળીઓનું ય બેઉ ત્રણસો સાઈઠ.

**દાદાશ્રી :** કેવળીઓનું બેઉ ત્રણસોને સાઈઠ. હોય કે ના પણ હોય, પણ તીર્થંકરને તો બેઉ ત્રણસો સાઈઠ.

## ભેદ, ત્રણસો સાઠ ને ત્રણસો છપ્પન ડિગ્રીનો !

**પ્રશ્નકર્તા :** તીર્થંકરોની ત્રણસોને સાંઠ ડિગ્રી અને આપની ત્રણસો છપ્પન ડિગ્રીની, તે ભેદ સમજાવશો.

**દાદાશ્રી :** ત્રણસો સાંઠવાળા છે તે આવું બોલે નહીં, હેંડો તમને મોક્ષ આપું. અને જો હું તો ખટપટ કરું છુંને ! હેંડો મોક્ષ આપું. ઓહોહો, મોટા મોક્ષ આપવાવાળા આવ્યા ! સંડાસ નહીં થતું ત્યારે જુલાબ લેવો પડે છે ! મોટા મોક્ષ આપવાવાળા આવ્યા ! આ તો એવું છેને એ કશું બોલે નહીં, એ વીતરાગ. અને અમે ખટપટિયા વીતરાગ. એ ખટપટ કરે છે તે શા હારુ ? શું પેટમાં દુખે છે તે ખટપટ કરો છો ?

**પ્રશ્નકર્તા :** બીજાના માટે.

**દાદાશ્રી :** મનમાં એમ ભાવ છે કે જેવું હું સુખ પામ્યો એવું બધા

પામો. બીજું કંઈ જોઈતું નથી, દુનિયામાં કોઈ ચીજ જોઈતી નથી. પણ એય ભાવ છેને ! ભાવ છે ત્યાં સુધી એ ડિગ્રી ઓછી. કંઈ પણ ભાવ છે ત્યાં સુધી વીતરાગ સંપૂર્ણ નહીં. એટલે ચાર ડિગ્રી અમારી ઓછી છે. અને પેલા તો કશું બોલે નહીં. ઊંધામાં ઊંધું થતું હોય તોય એ જુએ કે આ ઊંધુ થઈ રહ્યું છે તોય ના બોલે. અક્ષરે ય બોલે નહીં, વીતરાગ. આપણને કામ લાગે પેલા ખટપટિયા.

**પ્રશ્નકર્તા :** દાદા સત્તાવન, અઠ્ઠાવન ને ઓગણસાઈઠનું શું પછી ?

**દાદાશ્રી :** એ તો ડિગ્રી પછી વધતી હોયને, એ દશા બહુ ઓર ઊંચી હોય. એ દશા ઘણી ઊંચી હોય.

**પ્રશ્નકર્તા :** અમને કંઈક જરા ઉતરે એવું કહોને ?

**દાદાશ્રી :** એ જેમ જેમ આવશેને ત્યારે સમજાશે.

**પ્રશ્નકર્તા :** ત્રણસો સાઠવાળાને આ જગત કેવું દેખાય ?

**દાદાશ્રી :** કોઈ જીવ દુઃખી છે નહીં, કોઈ સુખી છે નહીં, કોઈ દોષિત નથી. બધું રેગ્યુલર જ છે. સર્વ જીવો નિર્દોષ જ દેખાય, અમનેય નિર્દોષ દેખાય છે. પણ અમને શ્રદ્ધામાં નિર્દોષ દેખાય છે, શ્રદ્ધામાં અને જ્ઞાનમાં. ચારિત્રમાં નથી એટલે અમે બોલીએ કે આ તેં ખોટું કર્યું, આ આનું સારું. સારું-ખોટું બોલે છે ત્યાં સુધી વર્તનમાં નિર્દોષ નથી દેખાતા ! પણ અમને શ્રદ્ધામાં નિર્દોષ દેખાય છે ખરા, પણ એ હજુ વર્તનમાં આવ્યું નથી. તે વર્તનમાં આવશે ત્યારે ત્રણસો સાઠ પૂરી થઈ જશે અમારી. આ મનમાં કશુંય નહીં અમારે, રાગ-દ્વેષ જરાય નહીં. વાતોમાં બોલીએ.

## 'હું', 'બાવો', 'મંગળદાસ' સમજે કોણ ?

**પ્રશ્નકર્તા :** પણ એ જ્ઞાનની જરૂર કે જે જ્ઞાન બાવાને હું માં બેસાડી દે ? છેલ્લું જ્ઞાન...

**દાદાશ્રી :** ના, એ જાણે કે આ ચંદુભાઈ હું જ છું. એનો એ જ છું

ને, કહેશે. એટલે હવે ભટકવાનું થયું. અને 'હું શુદ્ધાત્મા છું' એ પ્યૉર થઈ જાય. પછી વાંધો નહીં. પ્યૉર જ્ઞાનને પોતે 'હું છું' એમ કહે છે, પ્યૉર જ્ઞાન, થ્રી હંડ્રેડ સિક્સટી ડિગ્રીથી જ 'હું છું' તે માન્યતા થઈ. ત્યાંથી જેટલો આગળ આવ્યો, તેમાં ત્રણસો પિસ્તાળીસ ડિગ્રીએ આવે ત્યારથી એ જ્ઞાની પુરુષ કહેવાય.

**પ્રશ્નકર્તા :** હવે બાવાની શુદ્ધ સ્થિતિ થવી, એમાં મંગળદાસ ગમે તેવો હોય ?

**દાદાશ્રી :** મંગળદાસને આપણે શું લેવા-દેવા ? મંગળદાસ તો એની ડિઝાઈન બદલાય જ નહીં ! ઈફેક્ટ થઈ ગયેલી. ડિઝાઈનેબલ (અન્ચેન્જેબલ) ઈફેક્ટ થઈ ગયેલી છે એ. તે નાનપણમાં જન્મ પહેલાં થઈ ગયેલી, તે બદલાય નહીં. આ બદલાય.

**પ્રશ્નકર્તા :** બાવા પાસે જેટલું અજ્ઞાન છે એટલી અસર કરેને એને ?

**દાદાશ્રી :** તેટલું જ.

**પ્રશ્નકર્તા :** અને એ વિજ્ઞાનમાં આવી ગયો તો અસર ના થવા દે ?

**દાદાશ્રી :** ત્રણસો સાઈઠવાળાને તો થાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** ના થાય. એટલે ખરેખર મંગળદાસની અસર બાવા ઉપર આવી શકે એવું નથી. આની (બાવાની) અણસમજણ હોય એટલી અસર પેલાની (મંગળદાસ) આવે.

**દાદાશ્રી :** નહીં તો અસર આવે જ નહીં.

**પ્રશ્નકર્તા :** બરોબર. અને આપ જે વાત કરો છોને, આપ એ પ્યૉર જ્ઞાનની વાત કરો છો કે પેલી એકેય અસર સ્વીકારવાની જ નથી હોતી બાવાએ.

**દાદાશ્રી :** પછી ?

**પ્રશ્નકર્તા :** એટલે એમ કે આપને જે વચ્ચેનું જે બાવાનું પદ છે તે

એટલું એની સમજણમાં. કેવળદર્શન છે, એટલે એકદમ પ્યૉર દર્શન આખું બાવાને મળી ગયું છે. તેથી મંગળદાસની કોઈ અસર આપને અડે જ નહીં.

**દાદાશ્રી :** હા.

તેં જોયેલો બાવો ?

**પ્રશ્નકર્તા :** મંગળદાસનો ફોટો તો એક્ઝેક્ટ પડી શકે એવો છે જ. બાવો પણ દેખાય એવો છે ને ?

**દાદાશ્રી :** તે આમ સ્થૂળ ના દેખાય.

**પ્રશ્નકર્તા :** એટલે સમજાય એવો છે. સમજણ પડી જાય બાવાનું પદ, એવો છે ?

**દાદાશ્રી :** એટલે કેવળજ્ઞાનમાં દેખાય અને ત્રણસો છપ્પન સુધી સમજણ પડે, ત્રણસો ઓગણસાઈઠ સુધી, ત્રણસો છપ્પન અમુક સમજે, ત્રણસો સત્તાવન થાય ત્યારે થોડુંક વધારે સમજે, ત્રણસો અઠ્ઠાવને વધે, ત્રણસો ઓગણસાઠ થાય થોડું વધારે થાય અને સાઈઠમાં પૂરું થઈ જાય.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** બાકી બારસ, તેરસ, ચૌદસ, પૂનમને દહાડે પૂનમ થઈ જાય. પૂનમ ત્રણસો સાઈઠ, ચૌદસથી આગળ.

**પ્રશ્નકર્તા :** આ કેમેરાથી મંગળદાસનો ફોટો પડે એવો છે, દેખાય એવો જ છે, તો બાવો દેખાય એવો છે ?

**દાદાશ્રી :** મંગળદાસ એ ફિઝિકલ છે. બાવો ફિઝિકલ નથી. છતાં ફિઝિકલ છે, પણ દેખાય નહીં એવો ફિઝિકલ છે.

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાને કરીને સમજાય કે આ બાવાનું જ પદ છે.

**દાદાશ્રી :** એ સમજાય ખરું. એ દર્શનમાં આવે, સમજમાં આવ્યું એ દર્શન કહેવાય. દર્શનમાં ના આવ્યું હોય તેને અદર્શન કહેવાય.

**પ્રશ્નકર્તા :** આ મંગળદાસનું પદ છે, આ બાવાનું પદ છે એવું કોણ સમજે છે ?

**દાદાશ્રી :** 'હું.'

**પ્રશ્નકર્તા :** પ્રજ્ઞા સ્વરૂપે ?

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** આ બહારની વ્યવહારની અવસ્થાઓ એ બધું જુએ છે કોણ ? એ બધું મંગળદાસ જુએ છે કે બાવો ?

**દાદાશ્રી :** મંગળદાસ જુએ છે, પણ જોનાર બાવાની ઈચ્છા હોય તો દેખાય, નહીં તો ના દેખાય.

**પ્રશ્નકર્તા :** એ બાવાને જેમાં ઈચ્છા છે, ઈન્ટરેસ્ટ છે.

**દાદાશ્રી :** જોનાર (બાવો)હોવો જોઈએ. આ તો ચશ્મા છે. મંગળદાસ ચશ્મા જેવો છે.

**પ્રશ્નકર્તા :** એટલે બાવો જોનારો છે ?

**દાદાશ્રી :** હા, બાવો જોનારો.

**પ્રશ્નકર્તા :** તો પછી સારું-ખોટું ય બાવો કરનારો ? સારું-ખોટું કરે એ બાવો ?

**દાદાશ્રી :** બસ, બીજું કોણ ત્યારે ?!

**પ્રશ્નકર્તા :** અને બાવાને જ્યારે જાણે કે આ બધું બાવાએ કર્યું, તે આપણે પોતે 'હું'.

**દાદાશ્રી :** 'હું' એ બધું જ જાણે. 'હું' મંગળદાસને ય જાણે અને આ બાવાને ય જાણે, બધાને જાણે.

**પ્રશ્નકર્તા :** જગતના લોકોને એટલે કે જ્ઞાન ના લીધું હોય એને કેવી

રીતે હોય છે બધું ? બાવાનું પદ અને મંગળદાસનું પદ હોય જ ? એને 'હું' હોય ? એની સમજમાં ત્રણે પદ હોય કે એને ખબર ના હોય ?

**દાદાશ્રી :** બધું ય હોય એનું. એમને સમજમાં ના હોય. જ્ઞાન પછી જ સમજાય.

**પ્રશ્નકર્તા :** જે આ અહંકાર જ્ઞાતાભાવે અને કર્તાભાવે રહે છે, તો બાવાનું પણ એવું જ કંઈક કાર્ય હોય છેને, દાદા ? એ અહંકાર અને બાવામાં શું ફરક ?

**દાદાશ્રી :** અહંકાર એ જ બાવો છે ને ! બાવામાં મુખ્ય વસ્તુ અહંકાર જ છે. અહંકાર ઓછો થાય તે ય બાવો છે. ઓછો અહંકારી છે. અહંકાર ખલાસ થઈ ગયો હોય તે ય બાવો છે.

**પ્રશ્નકર્તા :** એટલે પછી બાવાનું ય અસ્તિત્વ ખલાસ થઈ ગયુંને ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** કે નિર્અહંકારી પદે બાવો રહે ?

**દાદાશ્રી :** અમારે ચાર્જ કરનારો અહંકાર પોતે ખલાસ થયેલો જ છે. અમારે 'હું' 'અહંકાર' ખલાસ થયેલો છે, પણ આ બાવો હજુ અહંકારી છે, ત્રણસો છપ્પનવાળા. એટલે ડિસ્ચાર્જ અહંકાર રહે, નહીં તો સંડાસે ય ના જવાય.

**પ્રશ્નકર્તા :** એટલે એ હિસાબે દાદા, તીર્થંકરોને ડિસ્ચાર્જ અહંકાર પણ ખલાસ થઈ ગયો હોય છે, એટલે એનો બાવો પણ ખલાસ થઈ ગયેલો ?

**દાદાશ્રી :** હા. પછી એમને કશું કરવું ના પડે.

**પ્રશ્નકર્તા :** ખાવું-પીવું, સંડાસ, અન્ન કશું જ નહીં ?

**દાદાશ્રી :** એ એમનું ખાવા-પીવાનું જુદું હોય, ખવડાવનાર જુદા, બધું જ જુદું હોય. કેટલુંક દેહ જ કામ કર્યા કરે. કેટલુંક ખવડાવનાર-પીવડાવનાર જુદા હોય, અંદર ચલાવનાર જુદા હોય. એ ઠેઠ મોક્ષે

પહોંચાડનારા ય જુદા હોય.

## 'દાદા ભગવાન' અને 'દાદા-બાવો' !

જ્ઞાનીય બાવા ને તમેય બાવા. ફોલોઅર્સ ય બાવા. પણ કોના ફોલોઅર્સ ? ત્યારે કહે કે બાવાના બાવા.

જ્ઞાની એ તો 'બાવો છું' એવું લોકોની પાસે કબૂલ ના કરે. કારણ કે એ જાણે કે પછી ભક્તિ જતી રહેશે. એટલે આ ભગવાન શું ના કરે ?! આપણે તો દાદા કહે એ સાચું. દાદા એ બાવા જ છેને, ઓછા કંઈ ભગવાન છે ?!

'દાદા ભગવાન' એ ભગવાન છે અને દાદા એ બાવા.

**પ્રશ્નકર્તા :** અમને તો દાદા ભગવાને ય ભગવાન લાગે છે અને બાવાએ ભગવાન જ લાગે છે.

**દાદાશ્રી :** એ તમને તો એવું લાગવું જોઈએ, આ તો હું પ્યૉર કહું. પ્યૉર કોઈ બોલે જ નહીંને ! કંઈ મારું નામ રહે એવી અમારે ભાવના જ નહીં ને ! આ તો હું કહી દઉંને, મારામાં બરકત નથી રહી !

આ 'દાદા ભગવાન' ફરી નહીં મળે, આવા પ્યૉર ભગવાન ! કારણ કે બીજા ભગવાન તો એવું કહે, હું પોતે જ ભગવાન છું અને હું જ આનો કર્તા-હર્તા છું પણ હું તો એવું કહેતો જ નથી ને ?

**પ્રશ્નકર્તા :** ના, ના.

**દાદાશ્રી :** જે છે એને કહું છું ને કે આ હંડ્રેડ પરસેન્ટ ભગવાન છે. બીજા કોઈ ભગવાનનું ખોટું નથી. તદ્દન સાચી વાત છે. પણ એ પોતાને ભગવાન કહે છે એટલે આપણને એટલો પૂર્ણ લાભ મળે નહીં. અને આ તો શું આશ્ચર્ય થાય, એ કહેવાય નહીં !!!

દાદા ભગવાન તેથી જ બધાને દેખાય છે ને ! નહીં તો દાદા ભગવાન દેખાય જ નહીં ને ! ચોવીસેય કલાક દાદા ભગવાન ખ્યાલમાં

રહે છે શાથી ? કોઈ રહેલા નહીં અત્યાર સુધીમાં. બધાનું સ્મરણ કરવું પડે, આ એની મેળે આવે. આ તો વિસ્મરણ જ ના થાય અને પેલું સ્મરણ તો યાદ કરવાનું.

**પ્રશ્નકર્તા :** આ તો એની મેળે જ ચાલુ થઈ જાય.

**દાદાશ્રી :** એની મેળે જ ચાલે. લોક કહે છે ને કે 'આ શી અજાયબી છે ?! અમે ના કહીએ તોય એ ખ્યાલમાં જ રહે છે.'

## ...ત્યારે જ્ઞાન પ્રગટ થતું જશે !

**પ્રશ્નકર્તા :** તો તો અમારામાંય છે તે કેવળજ્ઞાન સ્વરૂપ જ કહેવાયને ?

**દાદાશ્રી :** એ જ છે ને !

**પ્રશ્નકર્તા :** તો પછી એ જ્ઞાન બહાર કેમ નથી નીકળતું ?

**દાદાશ્રી :** બહાર શેનું નીકળે, પણ ? હજુ તો ગલીપચીઓ થાય છેને ?! જેટલી ગલીપચી થાય તેટલું જ્ઞાન અવરાય.

આ ડિસ્ચાર્જના રસો તૂટશે. જેમ જેમ તૂટશે તેમ તેમ પેલું જ્ઞાન પ્રગટ થતું જશે. આપ્યું છે કેવળજ્ઞાન સ્વરૂપ, પણ તે મેં કહ્યું કે મને પચ્યું નથી અને તમને પણ પચશે નહીં. અને કેવળજ્ઞાન સિવાય કોઈ દહાડો ચિંતા જાય નહીં. કોઈ ક્રમિક માર્ગમાં જ્ઞાની એવા થયેલા નથી કે જે ચિંતા વગરના હોય. એ છેલ્લા અવતારમાં જેને ચરમ શરીરી હોય, એને ચિંતા ગયેલી હોય.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો ખરાં કે અમને ત્રણસોને છપ્પન ડિગ્રીનું જ્ઞાન છે, પરંતુ અમે તમને લોકોને તો ત્રણસો સાઠ ડિગ્રીનું આપી દીધું છે, એનો શું અર્થ ?

**દાદાશ્રી :** એનો અર્થ એટલો કે ત્રણસો સાઠનું મને હતું, પણ પચ્યું નહીં મને અને ત્રણસો છપ્પન ઉપર આવીને કાંટો ઊભો રહ્યો પાછો. એટલે તમને તો પચ્યું નથી, તે ત્રણસોને દસ ઉપર છે હજુ, ત્રણસો દસ-વીસ

ઉપર છે. તમને ના પચ્યુંને ? તે ત્રણસોને સાઠ આપ્યું, પણ ત્રણસો વીસ ઉપર આવી ગયું, કોઈને ત્રણસો દસ ઉપર આવી ગયું, પણ ત્રણસોની ઉપર છે બધું. અને હતા બસો ઉપર. સો-એકસો દસ એકદમ ઓળંગ્યા છે. આ ચોખ્ખા માણસ હતા તેથી આ મળ્યું, નહીં તો દાદા ભગવાન ક્યાંથી ભેગા થાય તે ?! કંઈકેય ચોખ્ખો હોય, વધારે નહીં. પણ કંઈક ચોખ્ખો હોય તો દાદા ભગવાન પ્રાપ્ત થાય, નહીં તો દાદા ભગવાન પ્રાપ્ત ના થાય !

## આટલો ફેર, જ્ઞાની ને ભગવાનમાં !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, જ્ઞાની અને ભગવાનમાં શું ફેર છે ?

**દાદાશ્રી :** જ્ઞાનીમાં અને ભગવાનમાં એટલો ફેર કે જ્ઞાની સમજી શકે, બધું ય જોઈ શકે, જાણી શકે નહીં. આ જે દેખાય છેને, એ તો ભાદરણના પટેલ છે ને હું તો જ્ઞાની પુરુષ છું અને દાદા ભગવાન જુદા છે, એ તો પરમાત્મા જ છે ! ચૌદ લોકનો નાથ છે.

મારે ત્રણસો સાઠ ડિગ્રી પૂરી ના થઈ ને ત્રણસો છપ્પને ઊભું રહ્યું. તેથી અંદર જે પ્રગટ થયા છે તે ભગવાનને ને મારે માટે જુદાપણું રહ્યું છે. અને જો મને આ ત્રણસો સાઠ થયું હોતને, તો અમે બન્ને એકાકાર થઈ જાત. પણ આ હવે જુદાપણું રહ્યું છે. કારણ કે આ આટલું નિમિત્ત હશેને, આ લોકોનું કાર્ય કરવાનું, એટલે જુદાપણું રહ્યું છે. એટલે જેટલો કાળ અમે ભગવાન જોડે ભેગા રહીએ, અભેદભાવ હોય, એટલો કાળ સંપૂર્ણ સ્વરૂપ હોઈએ અને વાણી બોલીએ ત્યારે જુદું પડી જાય.

## પ્રગટ્યો ચૌદ લોકનો નાથ !

**પ્રશ્નકર્તા :** આપ કહો છો કે ચૌદ લોકનો ધણી પ્રગટ થયો છે એટલે શું ?

**દાદાશ્રી :** એ બધું તમારામાં પણ છે.

ચૌદ લોકનો ધણી પ્રગટ થયો તે શું કે જ્યાં ફુલ સ્કેલમાં પોતે હાજર થયા છે. જ્યાં આવરણ નથી રહ્યું.

જે આત્મા જોઈ શકે એને કેવળજ્ઞાન કહેવાય છે. તેથી અમે કહ્યું ને, અમને કેવળજ્ઞાન પચ્યું નથી. આટલું બધું જ્ઞાન હોવા છતાં અમારે બધું જગત દર્શનમાં આવ્યું પણ જ્ઞાનમાં નથી આવ્યું અને કેવળજ્ઞાન કેવું હોય? કંઈ બાકી જ ન રહે. એટલે અમે સમજી ગયા કે આટલે આ ડિગ્રીએ આવીને ઊભું રહ્યું હવે. આ તો ત્રણસો છપ્પન અમે કહી દીધું, પણ સત્તાવન થતું નથી પાછું અને આપણે કરવું ય નથી. મારી ઈચ્છાએ ય નહીં. મારે શું ? હે વ્યવસ્થિત, તારે ગરજ હોય ત્યારે કરજેને ! આપણે તો ગાડીમાં બેઠા પછી ગાડીવાળાને ભાંજગડ !

## જ્ઞાની પુરુષ એ જ દેહધારી પરમાત્મા !

**પ્રશ્નકર્તા :** આપ તો આત્મા છો તો પછી આપનામાં જ્ઞાની કયો ભાગ?

**દાદાશ્રી :** જેટલો આત્મા થયો એટલો આ જ્ઞાની. જેટલો ત્રણસો છપ્પનનો આત્મા થયો, એટલો ત્રણસો છપ્પનનો જ્ઞાની. આત્મા જ્ઞાની જ છે પણ તેનું આવરણ ખસવું જોઈએ. જેટલું આવરણ ખસ્યું, ત્રણસો સાઠ ડિગ્રીનું ખસ્યું તો સંપૂર્ણ થઈ ગયો. ત્રણસો છપ્પનનું ખસ્યું તો ચાર ડિગ્રીનું આવરણ છે. તમારે તો વધારે ડિગ્રીનું આવરણ છે. ધીમે ધીમે તમારું આવરણ તૂટતું જશે. આવરણ તૂટવું એ જ્ઞાની જ છે પોતે. આવરણને લઈને અજ્ઞાની દેખાય છે.

ત્રણસો છપ્પન ડિગ્રી અંતરાત્માની અને ત્રણસો સાઠ પરમાત્માની. આ જ્ઞાન મળ્યા પછી તમે ય અંતરાત્મા છો અને અમેય અંતરાત્મા છીએ. અમારી ડિગ્રી ૩૫૬ છે.

**પ્રશ્નકર્તા :** દર્શનમાં ત્રણસો સાંઠ ડિગ્રી છે, જ્ઞાનમાં નથી આવતી એટલે જ આવું છે ને ?

**દાદાશ્રી :** પણ એ પદ ગણાય નહીંને ! છતાં શ્રીમદ્ રાજચંદ્રે ખુલ્લા દિલથી કહ્યું કે જ્ઞાની પુરુષ એટલે દેહધારી પરમાત્મા જ છે. એ શા માટે કહ્યું? એટલે એમની આબરૂ વધારવા માટે નહીં. એમની

પાછળ પડશો તો તમારું કામ થશે, નહીં તો કામ જ નહીં થાય. દેહધારી પરમાત્માના પ્રગટપણા સિવાય કોઈ દા'ડો કામ નહીં થાય. દેહધારી રૂપે પરમાત્મા જ છે.

**પ્રશ્નકર્તા :** જ્યારે આપ કહો છો કે આ જ્ઞાની પુરુષ છે એટલે શું સંકેત કરો છો આપ ?

**દાદાશ્રી :** અંતરાત્મા ! એ અંતરાત્મા ચાર ડિગ્રી પછી એ પરમાત્મા તો થવાનો. કોઈ કલેક્ટર તો છે તે પહેલા વર્ષમાં હોય, હમણે જ કલેક્ટર થયો હોય નવો નવો. અને બીજા કોઈ ને કલેક્ટરની વીસ વર્ષની નોકરી થઈ હોય, ત્યારે કમિશનર થાય. વીસ વર્ષની નોકરી થઈ, જે કમિશનર થવાના મહિના પહેલાં તે કલેક્ટર હતો ને આય કલેક્ટર હતો. પણ તેમાં સરખું ના કહેવાય. પેલો કમિશનર કાલે થઈ ઊભો રહે અને આપણે તો વાર લાગશે, વીસ વર્ષ જશે ત્યારે.

**પ્રશ્નકર્તા :** નહીં દાદાજી, આપ આ જે કહો કે ભગવાન બેઠાં છે અંદર અને આ હું ત્રણસો છપ્પન છું ત્યારે આત્મા તો એક જ છે.

**દાદાશ્રી :** એ રેગ્યુલર કહેવાય. વિગતવાર. એટલે પેલા કલેક્ટર તો વીસ વર્ષ કલેક્ટરમાં રહેલા હોયને એટલે જાણતા જ હોય કે મને ક્યારે કમિશનરનું કહેશે, કહેવાય નહીં. એવું આ જ્ઞાની ય જાણતા હોય કે ક્યારે આ ત્રણસો સાંઠ આપણા પૂરા થાય, કહેવાય નહીં. એટલે પોતે પોતાના પૂરા પદને જાણતા હોય. પણ અત્યારે જે પદે છે તેવું કહે લોકોને. નીચે કલેક્ટર લખેલું હોય. આ વીતરાગોનું જ્ઞાન. સહેજ પણ ગપ્પું કે આડા-અવળી કશું ચાલે નહીં. 'છે' એને 'છે' જ કહેવું પડે અને 'નથી' એને 'નથી' જ કહેવું પડે. 'નથી' એને 'છે' કહેવડાવે નહીં. એવું અમારી પાસે કહેવડાવા જાય તો અમે ના કહીએ એમાં. અમે હવે અશક્ત છીએ અમારી શક્તિ કામ કરતી નથી. 'નથી' એને 'છે' કહેવડાવાય જ નહીં.

## નથી ઉતાવળ કેવળજ્ઞાનની !

**પ્રશ્નકર્તા :** પણ તોય દાદા પૂરા વીતરાગી કહેવાય ને ?

**દાદાશ્રી :** પૂરા વીતરાગી ના કહેવાય. ત્રણસો સાઠમાં ચાર ડિગ્રી ઓછી...

**પ્રશ્નકર્તા :** પણ દાદા, તમે ત્રણસો સાઠ ડિગ્રી થાઓ એટલે એ જ વીતરાગ, બરોબર.

**દાદાશ્રી :** હા, વીતરાગ પણ થઈ શકે નહીં આ કાળમાં, આ ક્ષેત્રે ન થાય. એટલે અમે એવી ઉતાવળ કરતાં નથી. અમારે ઉતાવળે ય શું છે ? અમારો પુરુષાર્થ આ બાજુ વળ્યો. લોકોને લાભ થાય. અહીં જો થઈ શકાતું હોત તો અમારો પુરુષાર્થ પેલી બાજુ વાળત અમે. આ તો થઈ શકાતું નથી. માટે અમારે છે તે પુરુષાર્થ આ બાજુ વાળ્યો.

**પ્રશ્નકર્તા :** બહુ પુરુષાર્થ કરે તો પણ ચાર ડિગ્રી આ કાળમાં ન જાય ?

**દાદાશ્રી :** પુરુષાર્થ કરીએ જ શા માટે ? અહીં પરીક્ષા થવાની જ નથી તો વાંચીએ શું કરવા ? પરીક્ષા થવાની હોય ત્યાં વાંચીએ. અત્યારે અહીં વાંચવા માંડું તો લોકો કહેશે, કેમ પરીક્ષા આવી તમારે ? ના, ભઈ, પરીક્ષા તો બહુ દહાડા બાકી છે. ક્યાં માથાકૂટ કરું ?

## જ્ઞાનીની કરુણા !

દુનિયામાં બીજા બધા ભેગા થાય પણ હું, જ્ઞાની અંબાલાલ ભેગા ના થાય. 'હું' કોણ ? 'હું' એ 'દાદા ભગવાન' છે, આ જ્ઞાની છે અને અંબાલાલ એ 'પટેલ' છે. હું, જ્ઞાની, અંબાલાલ ભેગા ના થાય. આ જોગ બેસે નહીં, બીજા બધા જોગ બેસે. ભગવાન પોતે હાજર ના થાય. આ થઈ ગયા તે. આખા બ્રહ્માંડના ભગવાન હું કહું છું, એની ગેરેંટી આપું છું. આ જેટલો સાંધો મેળવી લે એટલો એના બાપનો.

ખરી રીતે આ ત્રણ તો હું પાડું છું. હું, જ્ઞાની અને અંબાલાલ - ત્રણ ભેદ પાડું છું એની પાછળ કરુણા છે. ખરી રીતે બે જ ભેદ છે - દાદા ભગવાન અને અંબાલાલ, બે જ છે. પણ ત્રણ પાડવાના શું કારણ કે આ

દુષમકાળના જીવ છે ને શંકાવાળા છે. વગર કામની શંકાઓથી એનું બગડે ઉલટાંનું. એટલે આ જુદા પાડ્યા, શંકા ઊભી ના થાય ને ?

આ એને ઠંડક રહે. હા, હવે એનું ગાંડપણ ઊભું ના થાય એટલા હારુ. ખરી રીતે બે જ છે આ. કૃપાળુદેવે તો કહ્યું છે, જ્ઞાની પુરુષ એ દેહધારી પરમાત્મા જ છે. પણ આ ત્રણ ભાગ પાડ્યા છે. એનું કારણ કરુણા છે એની પાછળ. અહીંથી ભાગી ના જાય, અહીં આવેલો રખડી ના મરે.

## ખુલ્યું રહસ્ય અક્રમ વિજ્ઞાન થકી !

આ તો વાત નીકળી જાય એટલી સાચી, બાકી નહીં તો નીકળે નહીં. દૃષ્ટિ વગર નીકળતી નથી કોઈ દહાડો. આ તો તમારે લીધે હું કહું છું.

**પ્રશ્નકર્તા :** પણ અક્રમ વિજ્ઞાને આખું રહસ્ય જ્ઞાન ખુલ્લું કર્યું અંતરનું.

**દાદાશ્રી :** ખુલ્લું થયેલું જ નહીં. આ તો ઠેઠ સુધી બધું પગલે પગલું ભરેલું.

**પ્રશ્નકર્તા :** આ શાસ્ત્રમાં કે કોઈ આવું અંદરનું બતાડી નથી શક્યું.

**દાદાશ્રી :** હોય જ નહીંને, જાણે જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** આત્મા છે ને પુદ્‌ગલ છે બધું, બસ.

**દાદાશ્રી :** ઠેઠ સુધી એ હોય અને જાણે ત્યારે આ બોલે નહીં. આ તો બોલતો નહીં કોઈ દહાડો, આજે જ બોલ્યો આ તો. કારણ કે અમે સંપૂર્ણ દશામાં રહીએ. ત્રણસો સાઈઠ એકલામાં. એ બેમાં ના રહીએ. ત્રણસો છપ્પને દર્શન થાય અને ત્રણસો સાઈઠ છે તે અમે રહીએ એટલે આ દર્શન કરનારને બહુ ફાયદો છે ! અત્યારે વાત કરતી વખતે એવો ફાયદો ના થાય.

## તમામ શાસ્ત્રોનો સાર, હું બાવો ...

હવે આ વિજ્ઞાન તો શાસ્ત્રોમાં શી રીતે જડે ? કોઈ જગ્યાએ હોય નહીં. આ તો દસ લાખ વર્ષે આ પ્રગટ થાય, ત્યારે આ બહાર પડી જાય.

કેવળજ્ઞાનને જાણે ત્યારે બોલવાનું રહે નહીં. ખટપટિયા ના હોયને ? જાણે પણ ખટપટ કરે નહીં. જે જાણતા હોય નહીં, એ ખટપટ શી રીતે કરે ? અને હું તો જાણું અને ખટપટે ય કરું અને તાવે ય પૂછું, ક્યારનો તાવ આવે છે ? અને હું જાણું ય ખરો, કે પૂછનાર કોણ, તાવ કોને આવે છે. એ બધું જાણું !

બાવો સાંભળ્યો તમે ? આખું જ્ઞાન નીકળી ગયું મારું !

**પ્રશ્નકર્તા :** છેલ્લું બધાંને મળી ગયું !

**દાદાશ્રી :** હા, મળી ગયું. એ કો'ક દહાડો નીકળી જાયને તે ખરેખર નીકળી જાય. એવો વરસાદ વરસે, એક જ વરસાદથી પાકે એવો બધો વરસાદ વરસે. ચારેય મહિના એક જ વરસાદથી પાકી જાય, નહીં તો ચારેય મહિના વરસાદ વરસેને તોય પાક ના થાય, મીઠાં પાણી નહીંને ! મીઠો વરસાદ તો એક ફેરો વરસે, એવું આ પડ્યું.

બાવાની વાત તમને સમજાઈ ? એક્ઝેક્ટ ? તો બધાં શાસ્ત્રો ભણી ગયા. આ જે દાખલો આપ્યોને, તમામ શાસ્ત્રોનો સાર આવી જાય છે. આટલું જો સમજણ પડી જાયને, કે કેટલે, ક્યાં આગળ એની ડિમાર્કેશન લાઈન આવી ! ત્યારે કહેશે, જ્યાં આગળ, જ્યાં સુધી ફિઝીકલ છે ત્યાં સુધી મંગળદાસ છે.

આ વાત દુનિયામાં બહાર પડેલી નથી. પહેલી વખત બહાર પડે છે. મારી ભાવના ખરી, પણ એને શી રીતે કહેવું ? આવું કહેવાય શી રીતે ? સમજણ શી રીતે પડે તમને ? બાવો કોણ ને મંગળદાસ કોણ ને હું કોણ ? એટલે હું, બાવો, મંગળદાસમાં બધું ફીટ થઈ ગયું.

❖❖❖❖❖

# પરિશિષ્ટ

## કેટલાંક અંગ્રેજી શબ્દોના અર્થ

| | |
|---|---|
| એટેક | આક્રમણ, હુમલો |
| એટેકિંગ | આક્રમક |
| એડ્રેસ | સરનામું |
| એક્યુરેટ | ચોક્કસ, ભૂલ વગરનું. |
| એપ્રોપ્રીએટ | યોગ્ય |
| એચીવ | મેળવવું |
| એક્સેપ્ટ | સ્વીકાર |
| એપેન્ડિક્સ | આંતરડાનાં છેડો, આંત્રપૂછ |
| એક્ઝિસ્ટન્સ | અસ્તિત્વ |
| એન્ટ્રી | દાખલ થવું |
| ઓનેસ્ટ | પ્રમાણિક |
| ઑબ્સટ્રક્ટ | આંતરવું |
| ઈગ્નોરન્સ | અજ્ઞાનતા, અજાણપણું |
| ઈન્ડિરેક્ટ | પરોક્ષ |
| ઈમ્પ્યૉર | અશુદ્ધ |
| ઈન્ડિકેટર | દર્શક, દેખાડનાર |
| ઈનડક્ટ | સ્થાપવું |
| કોન્શિયસનેસ | જાગૃતતા |
| કનેક્શન | સંબંધ |
| કન્ફયુઝન | મૂંઝવણ |
| ક્રુકેડ | વાંકો, લુચ્ચો |
| કમ્પાઉન્ડ | વાડ |
| કેન્ડલ | મીણબતી |
| કન્ડિશન | શરત |
| ક્લેરિટી | સ્પષ્ટિકરણ |
| ગ્રેજ્યુઅલી | ધીમે ધીમે |
| ડિપ્રેશન | માનસિક હતાશા |
| ડિસ્ટિંગ્વિશ | અલગ તારવવું |
| ડિવિઝન | વિભાગ |
| ડિપાર્ટમેન્ટ | વિભાગ, ક્ષેત્ર |

| | |
|---|---|
| ડિસિઝન | નિર્ણય |
| ડ્રેસ | પહેરવેશ |
| ડિસ્લાઈક | અણગમો |
| ડિફરન્સિએટ | તફાવત |
| ડિક્શનરી | શબ્દ કોષ |
| ડિવેલ્યુ | કિંમત ઓછી આંકવી |
| ડાઉન | નીચે ઉતરવું |
| ટોટલ | સરવાળો |
| ટાઈટલ | હક્ક |
| ટેન્શન | માનસિક તણાવ |
| ટ્રાન્સપરંટ | પારદર્શક |
| ટેલી | મેળ મેળવવો |
| ન્યુટ્રલ | તટસ્થ |
| નેબર | પડોશી |
| નેસેસિટી | જરૂરિયાત |
| નિયર | નજીક |
| પ્રોફિટ | નફો |
| પ્લસ | સરવાળો |
| પરમિશન | મંજૂરી |
| પ્રેઝન્સ | હાજરી |
| પોઝીશન | સ્થિતિ |
| પર્સનલ | વ્યક્તિગત |
| પોઈન્ટ | બિંદુ |
| પ્રોગ્રેસ | પ્રગતિ |
| પ્રેજ્યુડીસ | પૂર્વગ્રહ |
| પોસિબલ | શક્ય |
| પેરેલલ | સમાંતર |
| પાવરફૂલ | શક્તિશાળી |
| પ્રેક્ટિકલ | પ્રયોગ |
| ફેઈથ | શ્રધ્ધા, વિશ્વાસ |

| | | | |
|---|---|---|---|
| ફોર્સ | જોરદાર, દબાણ, જોશ | સફોકેશન | ગૂંગળામણ |
| ફાઉન્ડશેન | પાયો | સેપરેશન | જુદું |
| ફૂલસ્કેલ | આખું માપ, પૂર્ણ સ્વરૂપે | સ્ટેજ | સ્તર |
| બેઝિક | મૂળભૂત, પાયાની | સ્લીપ | લપસવું |
| બ્લેંક | કોરું | સ્ટ્રોંગ | મજબૂત |
| બેસ્ટ | શ્રેષ્ઠ, ઉત્તમ | સેન્સ | સમજશક્તિ |
| બ્રેઈન | મગજ | સ્ટીમર | જહાજ |
| બેલેન્સ | સંતુલન | સ્ટોક | માલ, જથ્થો |
| બિગિનિંગ | શરૂઆત | સબ્સ્ટિટ્યૂટ | અવેજી વસ્તુ કે વ્યક્તિ |
| માયનસ | ઓછા | સોલીસીટર | વકીલ |
| માઈન્ડ | મન | સ્ટુડન્ટ | વિદ્યાર્થી |
| મિડલ | વચલું | સીક્વન્સ | ક્રમ |
| મોનોપોલી | એકાધિકાર, ઈજારો | સુપર ફલુઅસ | ઉપલક |
| રિપ્રેઝન્ટેટિવ | પ્રતિનિધિ | સ્ટેપીંગ | ચઢતું |
| રોમાન્સ | વિષયાસક્તિ, વિલાસ | સપ્લાય | પૂરું પાડવું |
| રિજ પોઈન્ટ | સર્વોચ્ચ સીમા બિંદુ | સરપ્લસ | વધારાનું |
| રિયલાઈઝ | અનુભવવું, સમજવું | સિઝન | ઋતુ |
| રિયલાઈઝેશન | અનુભૂતિ | સેપરેશન | જુદું, ભિન્ન |
| રિયાલીટી | વાસ્તવિકતા | સ્લાઈસ | પતીકું, પડ |
| લેઈટ | મોડું, સમય પર નહીં | સ્ટ્રગલ | સંઘર્ષ |
| લોસ | ખોટ, નુકસાન | સબ્જેક્ટીવ | સંસાર સંબંધી |
| લોડ | બોજ, ભાર | સબ્જેક્ટસ્ | વિષય |
| લિકેજ | ગળતર | સૉલ | આત્મા |
| લાઈક | ગમો | સપોઝ | ધારો કે |
| વેલ્યુએશન | કિંમત આંકવી | હેબિટ | આદત |
| | | હ્યુમન | માણસ |

## વાક્યોના અર્થ

| | |
|---|---|
| આઈ વિધાઉટ માય | 'મારાપણા' વગરનો 'હું' |
| આઈ વિથ માય | 'મારાપણા' સાથેનો 'હું' |
| આઈ વિથ નોટ માઈન | મારું નથી, એવી સમજવાળો 'હું' |
| એની વે | કોઈ પણ રીતે |
| આઈ ડોન્ટ વોન્ટ | મારે જોઈતું નથી |

| | |
|---|---|
| ઑન ધી મોમેન્ટ | તત્ક્ષણ, તે જ ક્ષણે |
| ઈન ડિટેઈલ | વિગતવાર |
| કોમનસેન્સ | સામાન્ય સમજ |
| ટોપમોસ્ટ | ઊંચામાં ઊંચું |
| ધીસ ઈઝ નોટ ધેટ | આ, તે નથી |
| ધેર ઈઝ સમથિંગ રોંગ | એમાં કંઈક ખોટું છે |
| નેગૅટિવ સેન્સ | નકારાત્મક સમજ (બુદ્ધિ) |
| નોર્થ પોલ | ઉત્તર ધ્રુવ |
| નથિંગ એલ્સ | બીજું કંઈ નથી |
| પોઈન્ટ ઑફ વ્યુ | દૃષ્ટિ બિન્દુ |
| પરસ્પેક્ટિવ વ્યુ | વિહંગાવલોકન, સર્વાંગી દર્શન |
| પોઝિટિવ સેન્સ | હકારાત્મક સમજ (બુદ્ધિ) |
| ફર્સ્ટ સ્ટેપ | પહેલું પગથિયું |
| ફોરેન ડિપાર્ટમેન્ટ | પરક્ષેત્ર (અનાત્મ ભાગ) |
| ફૂલ સ્કેલ | આખું, સંપૂર્ણ |
| બાય હાર્ટ | હૃદયપૂર્વક |
| રિટન વિથ થેન્કસ | આભાર સાથે પાછું આપવું |
| રિયલી સ્પીકિંગ | વાસ્તવિક રીતે બોલતાં |
| રિલેટિવ સ્પીકિંગ | વ્યવહારિક રીતે બોલતાં |
| રિયલ વ્યુ પોઈન્ટ | નિશ્ચય દૃષ્ટિથી |
| રિલેટિવ વ્યુ પોઈન્ટ | વ્યવહાર દૃષ્ટિથી |
| લૉ લેવલ | નીચા લેવલે |
| લાઈન ઑફ ડિમાર્કેશન | ભેદરેખા |
| વોટ ઈઝ ધી બાઉન્ડ્રી | કઈ સીમા છે ? |
| સ્ટાર્ટિંગ પોઈન્ટ | શરૂઆતનો ક્રમ |
| સ્ટ્રેઈટ ફોરવર્ડ | સીધો, સરળ |
| સુપર હ્યુમન | અતિ માનવ, ઉચ્ચ કોટિના મનુષ્ય |
| સાઉથ પોલ | દક્ષિણ ધ્રુવ |
| હાઈકલાસ | ઉચ્ચ શ્રેણીવાળું |
| હોમ ડિપાર્ટમેન્ટ | સ્વક્ષેત્ર, આત્મા ભાગ |

ઑલ ધીઝ રિલેટિવ આર ટેમ્પરરી એડજસ્ટમેન્ટ એન્ડ યુ આર પરમેનન્ટ.

- આ બધી વિનાશી વસ્તુઓ છે અને તમે પોતે અવિનાશી છો.

## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતા સુરતના સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્ભુત આશ્ચર્ય ! એક કલાકમાં એમને વિશ્વદર્શન લાધ્યું ! 'હું કોણ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ?' ઈત્યાદિ જગતના તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા.

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, મુમુક્ષુઓને પણ જ્ઞાનપ્રાપ્તિ કરાવી આપતા, એમના અદ્ભુત જ્ઞાનપ્રયોગથી ! એને 'અક્રમ માર્ગ' કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું. અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતા કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદ લોકના નાથ છે. એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' અમારી મહીં સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે. હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી)ને ૧૯૫૮માં આત્મજ્ઞાન પ્રગટ થયું. ત્યાર પછી ૧૯૬૨ થી ૧૯૮૮ સુધી દેશ-વિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતા હતા.

દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ આત્મજ્ઞાની પૂજ્ય ડૉ. નીરુબેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ પૂજ્ય નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા.

આત્મજ્ઞાની પૂજ્ય દીપકભાઈ દેસાઈને પણ દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. વર્તમાનમાં પૂજ્ય નીરુમાના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશમાં નિમિત્ત ભાવે આત્મજ્ઞાન કરાવી રહ્યા છે.

આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને સર્વ જવાબદારીઓ પૂરી કરતાં પણ અંદરથી મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

# દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો



**(ગ્રં.-ગ્રંથ, સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉતરાર્ધ)**

પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, બંગાળી, આસામીઝ, કન્નડ, જર્મન, પોર્ટુગીઝ, સ્પેનિશ, રશિયન ભાષામાં ભાષાંતરિત થયેલા પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી-હિન્દી-અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

## સંપર્ક સૂત્ર

### દાદા ભગવાન પરિવાર

**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન** : (૦૭૯) ૩૯૮૩૦૧૦૦

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન** : (૦૭૯) ૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : (૧) **ત્રિમંદિર,** બાબરીયા કોલેજ (BITS)ની પાસે, વડોદરા-સુરત હાઈવે, વરણામા ગામ, વડોદરા. **ફોન** : ૯૫૭૪૦૦૧૫૫૭
(૨) **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન** : ૯૯૨૪૩૪૩૩૩૫

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, માલિયાસણ, રાજકોટ. **ફોન** : ૯૯૨૪૩૪૩૪૭૮

**સુરત** : **દાદા દર્શન,** મમતાપાર્ક સોસાયટી, કાપોદરા પોલીસ સ્ટેશન પાસે, વરાછા રોડ, સુરત. **ફોન** : ૯૫૭૪૦૦૮૦૦૭

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. **ફોન** : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦, ૯૭૨૩૭૦૭૭૩૮

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન** : ૯૭૩૭૦૪૮૩૨૨

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ, **ફોન** : (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૯૨૪૩૪૧૧૮૮

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન** : (૦૨૮૩૨) ૨૯૦૧૨૩, ૯૯૨૪૩૪૫૫૮૮

**અંજાર** : **ત્રિમંદિર,** અંજાર-મુંદ્રા રોડ, સીનોગ્રા પાટીયા પાસે, સીનોગ્રા ગામ, તા-અંજાર. **ફોન** : ૯૯૨૪૩૪૬૬૨૨

**અમરેલી** : **ત્રિમંદિર,** લીલીયા રોડ બાયપાસ ચોકડી, ખારાવાડી, **ફોન** : ૯૯૨૪૩૪૪૪૬૦

---

| | | | |
|---|---|---|---|
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **ભરૂચ** | : ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **જામનગર** | : ૯૯૨૪૩ ૪૩૬૮૭ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **મુંબઈ** | : ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **ગાંધીધામ** | : ૯૯૨૪૩ ૪૮૮૪૪ | **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **મહેસાણા** | : ૯૯૨૪૧ ૩૪૮૮૮ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **કોલકત્તા** | : ૯૮૩૦૦ ૮૦૮૨૦ |

---

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Singapore** | : +65 91457800 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **Kenya** | : +254 733-92-DADA (3232) | **New Zealand** | : +64 21 0376434 |
| **UAE** | : +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**

## અહોહો ! અદ્‌ભુત અદ્‌ભુત આ આપ્તવાણીઓ

આ બધી આપ્તવાણીઓ બુદ્ધિ વગરની જે વાણી નીકળી છે, તેનાથી જ લખાઈ છે. એટલે આ ટેપરેકર્ડ નીકળી છે ને, તે માલિકી વગરની વાણી છે. એ વીતરાગ વાણી કહેવાય છે. પુસ્તક વાંચીને લોકો કહે છે કે 'આ વીતરાગી વાત છે બધી, આ દાદાની. અહોહો ! આવાં અદ્‌ભુત પુસ્તકો! ' એવું ઘણા લોકોને સમજાઈ ગયું છે. જે વાંચનાર છે, આની અલૌકિક્તા ઉપર એ આફીન રહ્યાં કરે છે.

અમારે એક-એક શબ્દમાં અનંતા અનંતા શાસ્ત્રો રહ્યાં છે  આ સમજે અને પાંસરો હેંડ્યો તો કામ જ કાઢી નાખે. એકાવતારી થઈ જવાય એવું આ વિજ્ઞાન છે ! લાખો અવતાર કપાઈ જશે. આ વિજ્ઞાનથી તો રાગેય ઊડી જાય અને દ્વેષેય ઊડી જાય ને વીતરાગ થઈ જવાય, અગુરુ-લઘુ સ્વભાવનો થઈ જાય. એટલે આ વિજ્ઞાનનો જેટલો લાભ ઉઠાવાય તેટલો ઓછો છે.

– દાદાશ્રી

આત્મવિજ્ઞાની 'એ. એમ. પટેલ'ની મહીં પ્રગટ થયેલા

# દાદા ભગવાનના
# અસીમ જય જયકાર હો

dadabhagwan.org

ISBN 978-93-85912-24-5
9 789385 912245
Printed in India
Price ₹120